વર્ષ ૪ થું

[illegible] ભટ્ટ.
અંક ૧ લો



ઑગસ્ટ · ૧૯૪૮

દરેક પ્રગતિશીલ શાળાએ આત્મવિકાસ માટે દરેક બાળકને સ્વતંત્રતા આપવાનો પ્રયત્ન કરવો જોઈએ. કેટલીક વાર માનવામાં આવે છે તેમ આ સ્વતંત્રતા કદિ સ્વચ્છંદતા નહિ બને. જે સમાજનો વિદ્યાર્થી એક સભ્ય છે અને તેના સહાધ્યાયીઓ અને શિક્ષકો બીજા સભ્યો છે; તે સમાજમાં વસતી એક વ્યક્તિનું આ નિયંત્રિત સ્વાતંત્ર્ય હશે. શિક્ષકના વધારે પડતા દબાણ કે અયોગ્ય લાગવગમાંથી આ સ્વાતંત્ર્ય મુક્તિ સમેલું હશે. વ્યક્તિગત વિદ્યાર્થીને પોતાની વિશિષ્ટ બુદ્ધિ ને શક્તિઓનો ઉપયોગ કરવા દેવા માટેનું તથા શિક્ષકની દોરવણી હેઠળ પોતાને મન ગમતી રીતે પોતાનું વ્યક્તિત્વ ખીલવવા માટેનું આ સ્વાતંત્ર્ય હશે. જેટલે દરજ્જે આત્મવિકાસ માટે તેમની વિવિધ પ્રવૃત્તિઓમાં વિદ્યાર્થીઓને સ્વતંત્રતા આપવામાં આવે છે તેટલે જ દરજ્જે સર્જનાત્મક શક્તિની ખીલવણીના ધ્યેયની સિદ્ધિ કોઈપણ શાળા માટે શક્ય છે.

– ડબ્લ્યૂ. એમ. રાયબર્ન –
'ધ પ્રોગ્રેસીવ સ્કૂલ'ના એક પ્રકરણમાંથી

# ગામડાંમાં અક્ષરજ્ઞાન

## [વિદ્યાર્થીઓના કાર્યનો ટૂંક હેવાલ] —શ્રી. ઠાકોરલાલ ગોદીવાળા

[નોંધ:—મુંબઈ ઇલાકા વિદ્યાર્થી સંઘ (Bombay Presidency Students' Federation) તરફથી બે મહિનાની રજાઓમાં વિદ્યાર્થીઓને ગામડાંમાં અક્ષરજ્ઞાન તથા 'લોકજ્ઞાનના પ્રચારાર્થે' મોકલવામાં આવ્યા હતા. આપણા ઇલાકામાં—અને દેશમાં પણ—આ પહેલો જ પ્રયત્ન કહેવાય. અને એ સ્તુત્ય પ્રયાસનું પરિણામ જોતાં કોઈને પણ સહેજે થાય કે આ અખતરો ઘણો જ ફત્તેહમંદ નીવડ્યો છે. સ્પેઇન અને ચીનના વિદ્યાર્થીઓ આવું કાર્ય ઘણાં વર્ષોથી કરતા આવ્યા છે અને એ લોકોએ તો પોતાના દેશમાં ગામડે ગામડે સ્ખડી ક્રાન્તિની જ્યોત દૂર દૂર સુધી પહોંચાડી છે અને દેશમાં નવી જાગૃતિ પેદા કરી છે. નાના પાયા ઉપર ઉપાડેલું આ કાર્ય વિદ્યાર્થીઓમાં રહેલી ગર્ભિત શક્તિનો ખ્યાલ આપે છે. આ પ્રયોગનો હેવાલ મુંબઈ ઇલાકાના વિદ્યાર્થી સંઘના મંત્રી પાસેથી જાણવાનો મળે એ આપણું સદ્ભાગ્ય છે. હવે પછી થનાર પ્રયોગોમાં શિક્ષકો વિદ્યાર્થીઓને સહકાર આપે તો આ પ્રયોગને વિશેષ સફળતા મળે અને દેશને અનહદ લાભ થાય એમાં શક નથી. —તંત્રી]

આપણા દેશમાં જાહેર પ્રજાનો ઘણો મોટો ભાગ વિદ્યાર્થીઓની ઘણી ખરી પ્રવૃત્તિ તરફ શંકાની દૃષ્ટિએ જુએ છે. દુર્ભાગ્યે, જાહેર પ્રજા ઉપરાંત આપણા કેટલાક જાણીતા નેતાઓએ પણ આવી જ નીતિ અખત્યાર કરી છે. થોડે ઘણે અંશે આમાં વિદ્યાર્થીઓનો વાંક ગણાય; છતાં ય એમણે હાથ ધરેલી દરેક પ્રવૃત્તિને તુચ્છકારી કાઢવી એ કેટલું ભૂલભરેલું છે એનો ખ્યાલ અમારી નાના પાયા ઉપર ઉપાડેલી અક્ષરજ્ઞાન યોજના પરથી કોઈને પણ સહેજે આવશે. વિદ્યાર્થીઓ બિનજવાબદાર અને ઉછાંછળા હોઈ કંઈ પણ સક્રિય કાર્ય કરવાને લાયક નથી એમ કહેનારને અમારો આ પ્રયોગ પૂરેપૂરો સચોટ જવાબ આપે છે. જો આ કાર્યમાં જાહેર સંસ્થાઓ તરફથી થોડીઘણી પણ મદદ મળી હોત તો અમારું કાર્ય ઘણું સહેલું થાત અને એ કાર્ય વધુ બહોળા પ્રદેશમાં ફેલાવી શકાત.

...લા બે ત્રણ વર્ષોથી જુદાં જુદાં શહેરોમાં વિદ્યાર્થીમંડળો સ્વતંત્ર રીતે અનેક પ્રકારનું ...ાં છે. વિદ્યાર્થીમંડળોની વધતી જતી પ્રવૃત્તિનાં અનેક કારણો છે. એ પ્રવૃત્તિના ... માટે 'સંગઠન' મુખ્યત્વે જવાબદાર ગણી શકાય.

...ઓમાં રહેલા ચેતનને યોગ્ય રસ્તે દોરવામાં આવાં સંગઠનો મહત્ત્વનો ભાગ ભજવે છે. ...ાં નાનાં નાનાં વિદ્યાર્થીમંડળોને સંગઠિત કરવા મુંબઈ ઇલાકા વિદ્યાર્થી સંઘ સફળતાથી ... જુદા જુદા પ્રાંતોના મધ્યસ્થ સંઘોને કાર્યદિશાનું ઐક્ય જાળવવા અખિલ હિંદ ...થી વારંવાર સૂચનાઓ મળ્યા કરે છે. આ રીતે એક પાયે ચાલતી વિદ્યાર્થી ...જોવામાં આવે છે.

...ંતોમાં અને શહેરોમાં વિદ્યાર્થી પરિષદો ભરાય છે. ગયા ડિસેમ્બર માસમાં ...રિષદ પૂનામાં ભરવામાં આવી હતી. એ પરિષદમાં મું. ઇ. વિ. સંઘની કાર્યવાહક ...પોમાં વિદ્યાર્થીઓ ગામડાંમાં અક્ષરજ્ઞાનનું કાર્ય ઉપાડી શકે, એ માટે એક ...રતો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. આ પછી જાન્યુઆરીમાં મદ્રાસમાં ...પરિષદમાં તથા સુરત, અમદાવાદ, વગેરે શહેરોમાં ભરાએલી જિલ્લા

પરિષદોમાં પણ આવાં જ પ્રકારના ઠરાવો પસાર કરવામાં આવેલા. એ ઠરાવો કાગળ પર નહિ રહેતાં એનો પૂરેપૂરો અમલ કરવામાં આવ્યો છે એમ કહી શકાય.

પૂનામાં ભરાએલી એ પરિષદના ઠરાવ પ્રમાણે મું. ઇ. વિ. સંઘ તરફથી શ્રી. પ્રહ્લાદ કુરણે, શરદ કે. શાહ અને ઠાકોરભાઈ ગોદીવાળા એમ ત્રણ વિદ્યાર્થીઓની એક સમિતિ આ યોજના તૈયાર કરવા નિમાએલી. એ સમિતિએ, શિક્ષણના કાર્યમાં રસ લેતા શિક્ષણશાસ્ત્રીઓની મદદથી એક યોજના ઘડી કાઢી અને એ યોજના પ્રમાણે રજાના દિવસોમાં ગામડાંઓમાં કાર્ય કરવામાં આવ્યું. ગામડાંઓમાં અક્ષરજ્ઞાન અને લોકજ્ઞાન આપવા ઉપરાંત ગામડાંની આર્થિક તથા સામાજિક સ્થિતિ તપાસવા માટે એક લાંબી પ્રશ્નોત્તરી તૈયાર કરી હતી એનો પણ સંપૂર્ણ રીતે ઉપયોગ થયો છે.

×

આ યોજનાની વિશિષ્ટતાઓ ઘણી ય છે. અત્યાર સુધી આપણાં દૂરનાં ગામડાંમાં 'મૅજિક લૅન્ટર્ન' અને 'ગ્રામોફોન' ભાગ્યે જ પહોંચ્યા છે. એ દ્વારા શિક્ષણ ઘણું સહેલું થઈ શકે છે એ કોઈ પણ અનુભવી શિક્ષક કહી શકશે. અમારો વિચાર ખાસ 'Slides' અને 'Records' બનાવડાવવાનો હતો, પરંતુ પૂરતી આર્થિક મદદ નહિ મળવાથી એ વિચાર અમારે માંડી વાળવો પડ્યો. અને થોડી ઘણી સાધારણ 'Records', અને સામાજિક કુરૂઢિઓ તથા સ્વચ્છતા, શારીરિક શિક્ષણ, ખેતીવાડી, સહકાર, દારૂનિષેધ, વગેરેના પ્રચારાર્થે મેળવેલી 'Slides'નો ઉપયોગ અમે કર્યો હતો. કેટલાંક ગામોમાં આવાં 'Lantern lectures' સાંભળવા તથા જોવા દૂર દૂરનાં ગામોથી પણ લોકો આવતા અને એમની સંખ્યા કેટલીક વેળાએ ૫૦૦-૬૦૦ જેટલી થતી.

આ ઉપરાંત 'દિવાલ-પત્રિકા' [ Wall-newspapers ] તથા સંવાદો અને નાટકો દ્વારા ઘણું ઉપયોગી શિક્ષણ આપી શકાય છે એ અમારા અનુભવે અમને શીખવ્યું. 'દિવાલ-પત્રિકા' વિષે તો જુદો લેખ છપાય એ જ યોગ્ય છે.

અક્ષરજ્ઞાનની આ યોજનાનો મુંબઈ ઇલાકાના ત્રણે વિભાગમાં અમે અખતરો કર્યો અને એ ત્રણે વિભાગમાં અમને સફળતા મળી. ગૂજરાતમાં બે, મહારાષ્ટ્રમાં ત્રણ અને કર્ણાટકમાં એક એમ બધું મળી ૭ કેન્દ્રો અમે ઉઘાડ્યાં હતાં. દરેક કેન્દ્રની આસપાસ પાંચ, સાત કે એથી વધુ ઓછાં ગામો પસંદ કર્યાં હતાં અને ત્યાં નિયમિત કાર્ય કરવામાં આવતું. દરેક ગામમાં વિદ્યાર્થીઓને ૩૦-૪૦ દિવસ રહેવું પડેલું.

અક્ષરજ્ઞાન આપવાની પદ્ધતિ, ગૂજરાતમાં "દક્ષિણામૂર્તિ" તરફથી પ્રસિદ્ધ થઈ છે ('ચાલો વાંચીએ') એ રાખવામાં આવી હતી અને મહારાષ્ટ્રમાં પ્રો. ભાગવતની યોજના પ્રમાણે શિક્ષણ અપાતું. કર્ણાટક માટે કોઈ ખાસ સરળ પદ્ધતિ નહિ હોવાથી, નવી જ પદ્ધતિ અમારા એક કાર્યકર્તા તરફથી તૈયાર થઈ છે અને થોડા ફેરફાર સાથે એ યોજના પ્રસિદ્ધ થવાનો સંભવ છે. ચિત્રોદ્વારા મૂળાક્ષરો શીખવવાની પદ્ધતિનો એમાં ઉપયોગ થયો છે અને એમાંનાં થોડાં 'Cyclostyle' કરેલાં ચિત્રોમાં દોરવામાં આવેલી વસ્તુનો આકાર, એ વસ્તુના નામનો પહેલો સ્વર અને મૂળાક્ષર —એ ત્રણે વસ્તુનું સામ્ય આ પદ્ધતિમાં જાળવવામાં આવ્યું છે.

વિદ્યાર્થીઓને ગામડાંમાં મોકલતાં પહેલાં કાર્યક્ષેત્ર તથા પદ્ધતિનો ખ્યાલ આપવા માટે મુંબઈમાં એક શિક્ષણવર્ગ (Training class) રાખવામાં આવ્યો હતો. એ વર્ગ પંદર દિવસ સુધી ચાલ્યો હતો અને એમાં ખાસ મરાઠી અને ગૂજરાતી નિષ્ણાતોને બોલાવવામાં આવ્યાં હતાં. મરાઠી માટે

પ્રો. ભાગવતે અને ગૂજરાતી માટે તારાબેન મોડકે (ગિજુભાઈએ આવવા કહેલું. પણ આવી ન શક્યા) શિક્ષણપદ્ધતિ ઉપર વિવેચન કર્યું હતું અને અભણ લોકોનો ખાસ વર્ગ (demonstration lessons માટે) રાખ્યો હતો, એમાં આ પદ્ધતિનો કેમ ઉપયોગ કરવો એ બતાવવા કેટલાક પાઠો શિખવ્યા હતા. આ પ્રમાણે વિદ્યાર્થી-શિક્ષકોને પૂરતી તાલીમ આપી હતી. આ ઉપરાંત શ્રી. એમી રૂસ્તમજી (ઉત્તર વિભાગને મુંબઈની કન્યાશાળાઓના નિરીક્ષક), શ્રી. કપિલા ખાંડવાળા, શ્રી. યમુનાબાઈ હિરલેકર (મુંબઈ સરકારની ઍડલ્ટ ઍડ્યુકેશન કમીટીના સભ્ય) શ્રી. રામપ્રસાદ બક્ષી (પ્રિન્સિપલ, પોદાર હાઈસ્કૂલ, સાંતાક્રુઝ), એસ. યુ. શુકલ (પ્રિન્સિપલ ફેલોશિપ સ્કૂલ, મુંબઈ) એમ. ટી. વ્યાસ (પ્રિન્સિપલ, ન્યૂ ઈરા સ્કૂલ, મુંબઈ) પ્રો. પી. એમ. ત્રિવેદી (ખાલસા કૉલેજ, માટુંગા) પ્રો. હીરાલાલ ગોદીવાલા (એમ. ટી. બી. કૉલેજ, સુરત), પ્રો. ભાગવત (સેંટ ઝેવીયર્સ કૉલેજ, મુંબઈ) ડૉ. મેન્શાર્ટ (ડાયરેક્ટર, ટાટા સ્કૂલ ઑફ સોશીયોલૉજી અને ઍડલ્ટ ઍડ્યુકેશન કમીટીના પ્રમુખ) શ્રી. વી. કે. આર વી. રાવ (પ્રિન્સિપલ, લાલભાઈ આર્ટસ કૉલેજ, અમદાવાદ) શ્રી. મોડક, શ્રી. કુલકર્ણી, વગેરેએ શિક્ષણના જુદાં જુદાં અંગો પર વિવેચન કર્યાં હતાં. ત્યાર પછી જુદાં જુદાં કેન્દ્રોમાં કાર્ય ઉપાડવામાં આવ્યું હતું.

## ગૂજરાત

### [૧] લવેટ:

ગૂજરાતમાં બે કેન્દ્રો ઉપાડયાં હતાં; એક સુરત જીલ્લાનાં માંડવી તાલુકાના તથા વડોદરા રાજ્યના માંગરોળ તાલુકાનાં થોડાં ઘણાં ગામોની વચમાં હતું. લવેટ (વડોદરા રાજ્યમાં) મુખ્ય કેન્દ્ર હતું અને એની આસપાસનાં પાંચ ગામો-પરવટ, કીમડુંગરા, નાંદોલી, ભડકૂવા, ઇસનપુરનો આમાં સમાવેશ થયો હતો. દરેક ગામમાં થએલા કાર્યનો ટૂંકો હેવાલ નીચે આપ્યો છે. બીજું કેન્દ્ર અમદાવાદ પાસે દશક્રોઈ તાલુકાના વટવા ગામમાં રાખ્યું હતું. એની આસપાસનાં નારોલ, દેવડી, સહીજપુર, ઇસનપુર, વીંઝોલ, વગેરે ગામો આ કાર્ય માટે પસંદ કરવામાં આવ્યાં હતાં.

પહેલા કેન્દ્ર (લવેટ) માં કુલ ૨૭ વિદ્યાર્થીઓ ગયા હતા. એમાંના ઘણાખરા સુરત વિદ્યાર્થી-મંડળ તરફથી મોકલવામાં આવેલા. મુંબઈથી આ કેન્દ્ર માટે ૭ વિદ્યાર્થીઓ થએલા; આ ઉપરાંત અમદાવાદ વિદ્યાર્થી મંડળ તરફથી એક બહેન ત્યાં આવ્યા હતાં. હાંસોટ અને નડિયાદના વિદ્યાર્થીઓ પણ આ કેન્દ્રમાં કામ કરતા. શ્રી. કપિલાબેન ખાંડવાળા પ્રેક્ષક તરીકે ત્યાં આવ્યાં હતાં. એમણે પણ વિદ્યાર્થીઓમાં દસ-બાર દિવસ રહી, એમની સાથે ભળી જઈ, વિદ્યાર્થીઓને ઉત્સાહ આપે એવું કાર્ય કર્યું હતું.

આ ગામોની સામાજિક તથા આર્થિક તપાસ લેવા ઉપરાંત નીચે પ્રમાણેનો રોજનો કાર્યક્રમ રહેતો:-

**ભડકૂવા:**

| | |
|---|---|
| બાળકોનો વર્ગ | સવારે ૭ થી ૧૦ અને ૩ થી ૫ |
| મોટાઓનો વર્ગ | રાત્રે ૭-૩૦ થી ૧૧ |
| રમત અને કસરત | સાંજે ૬ થી ૭-૩૦ |

સરેરાસ ૨૩ છોકરાઓ અને ૩૩ મોટાઓએ આ વર્ગોનો લાભ લીધો હતો. ઘણાખરાઓને પૂરેપૂરું અક્ષરજ્ઞાન આપવામાં આવ્યું હતું.

વિંટ :

આ ગામમાં ત્રણ વર્ગો ચાલતા હતા.

સવારે ૭.૩૦ થી ૧૦
બપોરે ૧.૩૦ થી ૪
રાત્રે ૮ થી ૧૦

સ્ત્રીઓ માટે ખાસ વર્ગ ચલાવવામાં આવતો. જેમાં ૧૨ સ્ત્રીઓ હાજર રહેતી.

આ ઉપરાંત સાંજે કસરત અને રમતના વર્ગો ચલાવવામાં આવતા. એક સ્વયંસેવકદળ પણ તૈયાર કરવામાં આવ્યું છે.

પરવટ :

અહીં પણ ત્રણ વર્ગો ચલાવવામાં આવતા. ૨૫ બાળકો, ૨૭ મોટાઓ અને ૯ સ્ત્રીઓની સરેરાસ હાજરી રહેતી.

પ્રસનપુર :

૧૮ છોકરાઓ અને ૩૦ મોટાઓ એમ આ બંન્નેના બે વર્ગો ચાલતા, એમાંના બે પુરુષો ૫૦ વર્ષથી પણ વધુ વયના હતા.

નાંદોળા :

આં ગામમાં ઘણુંજ સુંદર કાર્ય થયું છે. અને બધું મળી આસરે ૭૫ સ્ત્રી, પુરુષ અને બાળકોને અક્ષરજ્ઞાનનો લાભ મળ્યો. એક વૃદ્ધ પુરુષની ઉંમર ૮૦ વર્ષની હતી અને એની હાજરી નિયમિત હતી.

કીમડુંગરા :

વિદ્યાર્થીઓની માંદગીને લઈને અહીંનું કામ ૧૫ દિવસ પછી છોડવું પડયું; જો કે છોડતાં પહેલાં ૨૮ લોકોને વાંચતા શીખવવામાં આવ્યું હતું.

આ ૭ ગામોમાંથી ત્રણ ગામોમાં-નાંદોલા, ભડકૂવા અને લવેટમાં-સ્થાયી વર્ગ ચાલુ રાખવાની વ્ય...થા કરવામાં આવી છે. બીજા ગામોમાં ઘણીખરી ઉપયોગી વસ્તુઓ અમે મુકી આવ્યા છીએ, જેનો ઉપયોગ કોઈપણ ઉત્સાહી પુરુષ ધારે તો કરી શકે.

આ રોજના કાર્યક્રમ ઉપરાંત થોડેથોડે દિવસે એક બીજા ગામના લોકો વચ્ચે દેશી રમતો, 'ખો-ખો', 'હુ-તૂ-તૂ-તૂ-' ની હરીફાઈ રાખવામાં આવતી અને એમાં ગામના લોકો ખૂબ રસ લેતા.

બધાં ગામો ખૂબ ન્હાનાં ૪૦ થી ૫૦ ઘરોની વસ્તીવાળાં હોઈ વસ્તી ઘણી થોડી હતી. લગભગ બધીજ વસ્તી ચોધરા અને ભીલ લોકોની હતી અને એમાંનાં ઘણાંખરાં અભણજ હતાં. લોકોનો ભણવા માટેનો ઉત્સાહ, એમેનામાં આવેલી નવી જાગૃતિ, અને મુખ્ય કાર્ય ઉપાડતાં પહેલાં થએલા પ્રચારકાર્યને લીધે અમારું કાર્ય રહેલું થઈ પડયું હતું.

આ રીતે આ કેન્દ્રમાં ૪૦ દિવસને અંતે આસરે ૩૦૦ સ્ત્રી-પુરુષોને અક્ષરજ્ઞાન અપાયું; એમાંનાં ત્રણમાં સ્થાયી વર્ગ ચાલુ થયો અને દરેક ગામમાં ૪૦-૫૦ પુસ્તિકાઓનો નાનોશો સંગ્રહ થયો.

વડોદરા રાજ્યના દરેક ગામમાં એક નિશાળ હોય છે એમ સાંભળેલું. અમે પસંદ કરેલાં ચાર ગામમાંથી એકેમાં પણ આવી નિશાળ ન્હોતી.

**[ ૨ ] વટવા :**

આ કેન્દ્રમાં થએલુ કાર્ય પહેલાં કરતાં જુદા પ્રકારનું હતું. અહીં ગએલા વિદ્યાર્થીઓને અનહદ મુશ્કેલીઓ નડી હતી અને એમાંના કેટલાકને તો પાછા ફરવું પડયું હતું. બધું મળી ૧૨ વિદ્યાર્થીઓ અમદાવાદ વિદ્યાર્થી મંડળ તરફથી મોકલવામાં આવ્યા હતા.

અહીંની કાર્યપદ્ધતિ સહેજ જુદી હતી. બધા જ વિદ્યાર્થીઓ વટવામાં રહેતા અને ત્યાંથી આસપાસના ગામોમાં જતા. આજુબાજુના ગામડાંઓમાં શિક્ષણુની જરૂરિયાત માટે ભૂમિકા તૈયાર કરવામાં આવી છે જેનો ઉપયોગ બીજી રજાઓમાં થઈ શકશે. આ કેન્દ્રમાં એક મુસ્લિમ ભાઈ પણ ગયા હતા અને તેઓ વટવામાં એક મુસ્લિમને ત્યાં જ રહેતા. પાછળથી વિદ્યાર્થીઓએ પતરાં ઠોકી પોતાનું સ્વતંત્ર ઝૂપડું બનાવ્યું હતું અને બધા પછીથી એ ઝૂંપડામાં રહેતા. અહીં એક બ્હેન ગએલાં, જેઓ પાછળથી લવેટ આવ્યાં હતાં.

વટવા અને સહીજપુર એ બે ગામોમાં સુંદર પ્રચારકાર્ય થયું છે. વિદ્યાર્થીઓએ અહીં પોતાનો વધુ વખત સામાજિક, આર્થિક તથા રાજકીય ચર્ચાઓમાં ગાળ્યો હતો.

આ ઉપરથી વિદ્યાર્થીઓના કાર્યનો ઘણોખરો ખ્યાલ આવી શકશે.

### મહારાષ્ટ્ર

મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં થએલા કાર્યનો ઘણો જ ટૂંકો હેવાલ નીચે પ્રમાણે છે. મહારાષ્ટ્રમાં ત્રણ કેન્દ્રો હતાં. એક ભિવંડી ( થાણા જીલ્લામાં ) બીજું કાનલ્ડા ( પૂર્વ ખાનદેશમાં ) અને ત્રીજું પૂના-સતારા. આ ત્રણે કેન્દ્રો માટે મું. વિ. મંડળ, પૂના વિ. મંડળ અને જળગાંવ વિ. મંડળ જવાબદાર ગણી શકાય. પૂનામાં મું. વિ. મંડળ ( ઉત્તર વિભાગ ) તરફથી ૧૫ વિદ્યાર્થીઓ મોકલવામાં આવ્યા હતા. ત્રણે કેન્દ્રો મળી આસરે ૬૫ વિદ્યાર્થીઓ રોકાયા હતા.

**[ ૧ ] ભિવંડી**–અહીંનાં બે ગામો–ખારબાંઉ અને તાંમેવલી–માં વિદ્યાર્થીઓ ગએલા. તાંમેવલીમાં પૈસા, વખત અને શક્તિનો ખોટો વ્યય થયો એમ કહીએ તો ચાલે. ઠોકરો ખાધા સિવાય આગળ ઓછું જ જઈ શકાય છે ? ત્યાંના લોકોનો આવા કાર્ય પ્રત્યેના તિરસ્કાર અને એમના દારુના વ્યસનને અંગે પંદરેક દિવસ પછી ખાસ કંઈ કામ કર્યા વગર એ ગામ છોડવું પડયું. એની પાસેના ખારબાઉં ગામમાં ઘણો સારો સત્કાર મળ્યો. આ ગામોમાં નીચેનો કાર્યક્રમ પળાતો:

| | | |
|---|---|---|
| સવારના | ૬ થી ૭ | કસરત, મોટા માટે |
| | ૭ | ઝંડાવંદન |
| | ૭.૩૦ થી ૮.૩૦ | કસરત, બાળકો માટે |
| | ૯ થી ૧૦.૩૦ | શારીરિક કામ ( ખેતરમાં જવું, વગેરે ) |
| | ૧૨.૩૦ થી ૨ | સ્ત્રીઓ માટેનો વર્ગ |
| | ૩ થી ૫ | દિવાલ-પત્રિકા |
| | ૬ થી ૭ | રમત અને કસરત |
| | ૯ થી ૧૧.૩૦ | શિક્ષણવર્ગ |

અહીં આસરે ૧૦૦-૧૫૦ માણસો રમત રમવા આવતા અને કસરત પણ કરતા. ફૂટબોલ એમની પ્રિય રમત થઈ પડી હતી. ઘણી જ સુંદર 'દિવાલ-પત્રિકાઓ' આ ગામમાં તૈયાર થએલી. આ ગામની એ વિશિષ્ટતા કહી શકાય. અહીં 'Magic-Lantern'નો પણ સારા પ્રમાણમાં ઉપયોગ થયો હતો.

બધાં ગામો મળી અહીં ૧૫૦ સ્ત્રી-પુરુષ અને બાળકોએ શિક્ષણ વર્ગનો લાભ ઉઠાવ્યો. આ ગામો છોડતાં પહેલાં એક ઉત્સાહી શિક્ષકના હાથમાં અમારું થએલું કામ ચાલુ રાખવાનું સોંપી આવ્યા છીએ અને આસરે ૧૦૦ પુસ્તકો પણ એમને આપ્યાં છે.

[ ૨ ] પૂના-સતારા :

આ વિભાગમાં ટિળક મહારાષ્ટ્ર વિદ્યાલયના સહકારથી ઘણુંખરું કાર્ય થયુ હતું. બધું મળી અહીં ૩૫ વિદ્યાર્થીઓ ગયા હતા જેમાંના ૧૫ મુંબઈથી ગએલા.

[ ૩ ] જલગાંવ :

જ. વિ. મંડળના ૧૫ વિદ્યાર્થીઓ પાંચ ગામોમાં ફરી વળ્યા. દરેક ગામમાં આશરે પચાસેકની સખ્યા વર્ગમાં હાજર રહેતી. એટલે બધું મળી આ કેન્દ્રમાં ૨૦૦-૨૫૦ જણાં અક્ષરજ્ઞાન પામ્યાં. ઝંડાવંદન, કસરત, રમત, વગેરે રોજના કાર્યક્રમ ઉપરાંત આર્થિક તપાસ પણ સંતોષકારક રીતે કરવામાં આવી હતી.

### કર્ણાટક

શરૂઆતમાં અહીં કંઈ પણ કાર્ય થાય એવી અમને આશા ન્હોતી. છેવટે એક ભાઈના સહકારથી અને એમના ઉત્સાહથી એ કાર્ય પણ પાર પડ્યું. બિજાપુર વિદ્યાર્થી મંડળનો આમાં પ્રશંસનીય ફાળો હતો. કન્નડ ભાષામાં મૂળાક્ષર શિખવવાની સરળ પદ્ધતિ નહિ હોવાને અંગે એક નવી જ યોજના ઘડવામાં આવી હતી. અહીંના ત્રણ ગામોમાં જે વર્ગો ઉઘાડવામાં આવ્યા હતા તે દ્વારા આશરે ૧૦૦ જણાં લખતાંવાંચતાં શીખ્યાં. બધા વર્ગો ઝાડ નીચે અથવા ખેતરોમાં ભરવામાં આવતા અને ખાસ કરીં ખેતરોમાં ગોવાળોના છોકરાઓ ભેગા થતા.

આ પ્રમાણે મું. ઇ. વિ. સંઘ તરફથી ઘડવામાં આવેલી આ યોજનાને પરિણામે આશરે હજારેક સ્ત્રી પુરુષ અને બાળકો લખતાં વાંચતાં શીખ્યાં, અને સોથી વધુ શહેરી જીવન જીવનાર વિદ્યાર્થીઓએ ગામડાનું જીવન જોયું, જાણ્યું અને એ જીવન એકાદ મહિના સુધી જીવ્યા પણ ખરા.

કેટલાકને એક સવાલ થતો હશે. આ બધા કાર્ય પાછળ કેટલો ખર્ચ થયો અને એ ખર્ચના પૈસા ક્યાંથી આવ્યા? વિદ્યાર્થીઓનાં ગાડીભાડાં, પુસ્તકોનો ખર્ચ, રહેવા તથા જમવાનો ખર્ચ (ગામડાંઓમાં અમે અમારું રસોડું જુદું જ રાખતા અને સીધાસામાનના પૈસા અમે જ ખર્ચતા), વગેરે મળી રૂ. નવસોથી હજાર સુધીમાં અમે બધું સમેટી શકયા. કોઈ પણ સંસ્થા તરફથી આર્થિક મદદ નહિ મળવાથી એમાંના થોડાઘણા પૈસા ભીખ માગી માગીને ભેગા કરવામાં આવ્યા અને બાકી રહ્યા એને માટે પણ હજી ભીખ માગવી જ રહી. જાહેર કાર્ય કરવું હોય તો ભીખ માગવાની શરમ રાખે કેમ ચાલે!

# કળાની ભૂખ

—શ્રી. બાપુભાઈ ગામી

ભૂખ શબ્દથી આપણે ફક્ત એક જ પ્રકારની ભૂખ સમજીએ છીએ. પરંતુ વસ્તુતઃ જેમ માણસને અન્નની ભૂખ હોય છે તે પ્રમાણે બીજા પ્રકારની પણ ભૂખો હોય છે. કારણ સ્પષ્ટ છે. અન્નની ભૂખ એ શારીરિક ભૂખ છે. પણ માણસ એટલે કેવળ શરીર નહિ. શરીર ઉપરાંત માણસ ઘણાં તત્ત્વોનો બનેલો છે. માણસને મન છે, પ્રાણબળ છે, હૃદય છે અને આત્મા છે. અને આ બધાં તત્ત્વોનાં અરસપરસના સંબંધોને લઈને માણસ વિવિધ પ્રકારની ભૂખોનો અનુભવ કરે છે. માણસ હમેશાં જ્ઞાન માટે ઝંખતો આવ્યો છે. તે તેના ઉચ્ચ મનની ભૂખ બતાવે છે. માણસ જેમ જ્ઞાન માટે ઝંખે છે, તેમ તે ધન, પરાક્રમ અને કીર્તિને માટે પણ ઝંખી રહ્યો હોય છે. આ બધી માણસની ઉચ્ચ વૃત્તિઓને જો યોગ્ય અવકાશ અને સગવડ મળે તો વ્યક્તિ અને સમાજ બન્નેની પ્રગતિ સધાય છે.

પણ વાસ્તવિક જગતમાં આપણે શું જોઈએ છીએ? માણસની આ વિવિધ ભૂખોને યોગ્ય તંદુરસ્ત અવકાશ જ ક્યાં મળે છે! પરિણામે આ ભૂખને સંતોષવા માટે માણસને તરફડીઆં મારવાં પડે છે અને ધમપછાડા કરવા પડે છે. એક શારીરિક ભૂખનું જ દૃષ્ટાંત લઈએ. અન્ન મેળવવા માટે માણસને કેવાં આંધળીઆં કરવાં પડે છે? કેટલી વિટંબણાઓ અને હાડમારીઓ સહન કરવી પડે છે? સમાજમાં પ્રવર્તી રહેલા વિવિધ પ્રકારના ઝઘડાઓ અને વર્ગવિગ્રહો આ અન્નની ભૂખને જ આભારી છે. ખેડૂતો, કામદારો અને મજૂરોની દયાજનક સ્થિતિ આ અન્નની યોગ્ય વ્યવસ્થાના અભાવને જ લઈને છે. આખોયે સમાજવાદ અન્નભૂખને સંતોષવાના પ્રશ્ન ઉપર જ રચાયો છે. અને આ અન્નભૂખના કોયડાને ઉકેલવાની જરૂર ઊભી થઈ છેઃ કારણ કે આ કોયડાનો ઉકેલ કર્યા સિવાય સમાજનો દેહ સશક્ત રહી શકે નહિ.

શરીરની ભૂખ એ પ્રાથમિક જરૂરિયાત કહેવાય છે એ વાત સાચી છે. પણ એ જરૂરિયાત કોની છે એ પણ સાથે વિચારી લેવું જોઈએ. તથા પ્રાથમિક જરૂરિયાત એટલે સૌથી શ્રેષ્ઠ પ્રકારની જરૂરિયાત એવો જે વિચારભ્રમ પ્રચલિત છે તેને પણ સમજી લેવાની જરૂર છે. અન્નની ભૂખ એ શરીરની ભૂખ છે. આત્માની ભૂખ નથી. અને આત્મા એ શરીર કરતાં મહાન છે. આત્મા શરીરદ્વારા વ્યક્ત થાય છે. એટલે એમ ન માની શકાય કે આત્મા શરીરનું પરિણામ છે. આપણે જરૂર એમ કહી શકીએ કે શરીર એ માનવરૂપી હવેલીનો પાયો છે. પાયો એ હવેલીનું કારણ નથી, પણ હવેલીને ઊભા રહેવાનું સ્થાન છે. બીજી રીતે કહીએ તો ઇલેક્ટ્રીક ગ્લોબ એ વીજળીના દીવાનું કારણ નથી; વીજળીને વ્યક્ત કરવાનું સાધન માત્ર જ ગ્લોબ છે. એટલે શરીરદ્વારા વ્યક્ત થતો આત્મા શરીર કરતાં શ્રેષ્ઠ અને મહાન છે. અને તેથી શરીરની જરૂરિયાતો કરતાં આત્માની જરૂરિયાતો ઉપર વધારે લક્ષ આપવાની જરૂર છે. વ્યવહારમાં પણ આપણે શું જોઈએ છીએ? ઘણી યે સ્વમાની વ્યક્તિઓએ પોતાના સિદ્ધાન્તોની ખાતર શરીર અને શરીરની જરૂરિયાતોનાં બલિદાનો આપ્યાં છે. આત્માના અવાજને બેવફા બનવા કરતાં શરીરની સુખાકારીને તિલાંજલિ આપી છે. એટલે પ્રાથમિક જરૂરિયાતોને નામે આત્માની વૃત્તિઓને ગૂંગળાવવી એ દંભ અને અજ્ઞાન છે.

સમાજમાં પ્રવર્તી રહેલી અનેક ભૂખોમાં માણસમાં રહેલી કલાવૃત્તિની ભૂખને સંતોષવાના બહુજ ઓછા પ્રયત્નો થયા છે. પરિણામે આ દબાયેલી અને છંછેડાએલી વૃત્તિએ સમાજના નૈતિક બંધનોને તોડવામાં અને તેના ધાર્મિક ઢોંગોને ઉઘાડા પાડવામાં કંઈ બાકી રાખ્યું નથી. માણસની જ્ઞાનભૂખ સમાવવા માટે વ્યવસ્થિત અને વ્યવહારુ પ્રયત્નો થયા છે. માણસની પૈસાની અને કીર્તિની ભૂખને પ્રામાણિક આવેગોના સિક્કાઓ લગાવી સમાજમાં માનભેર છૂટથી ફરવાની રજા આપવામાં આવી છે, એટલુ જ નહિ પણ તેનાં યશોગાન મોટી મોટી પાઠશાળા, વિદ્યામંદિરો અને હુન્નરશાળાઓ દ્વારા ગવાઈ રહ્યાં છે. પણ બિચારી કળાની ભૂખનું શું? શરમાતે શરમાતે લપાઈ લપાઈને કળાને ચાલવું પડે છે. કળાની આ નૈસર્ગિક ભૂખને સંતોષવાના પ્રામાણિક માર્ગો બંધ હોવાથી ચોર ડાકુની માફક અંધારી રાત્રે ગલીએ ગલીએ ફરી એઠુંજૂઠું જે મળ્યું તે ખાઈ લઈ સંતોષ માનવાનું કળાના નસીબમાં લખાયેલું છે. આ કળાની ભૂખને સંતોષવાનો સમાજમાન્ય રાજમાર્ગ નહિ હોવાથી તેને આડા માર્ગો લેવા પડે છે. પરિણામે આપણો આખો સમાજ વિવિધ પ્રકારની વિકૃતિઓથી ખદબદતો જોઈ રહ્યા છીએ. જે દુરાચાર, અનાચાર અને વ્યભિચાર આપણી ચારે બાજુ આપણને ઘેરી વળ્યો છે તેના મૂળમાં આ કળાની વિકૃત ભૂખ છે. જેમ કોઈ નીરોગી ભૂખ્યા માણસને તંદુરસ્ત ખોરાક ન મળે તો હાથમાં જે આવે તે કાચુંકોરું એઠુંજુઠું ખાઈ લે એવી દશા આ કળાની બાબતમાં આખાય સમાજની થઈ પડી છે. દરેકના દિલમાં એક પ્રકારનો અસંતોષ અને ગ્લાનિની આગ સળગી રહી હોય છે. તેને સંતોષવાને તેને કંઈ પણ જડતું નથી. એટલે ભૂખ્યો માણસ જેમ લાકડાંને રોટલો માની બચકાં ભરે તેમ કળાને નામે અનેક પ્રકારની ગંદી અને એઠી વસ્તુ સમાજ આરોગી રહ્યો છે. આમાં દોષ કોનો કાઢવો? વ્યક્તિનો કે સમાજનો? અનેક પ્રકારના બીભત્સ શૃંગારના હાવભાવથી ભરપૂર નાટક–સિનેમાના નાચો અને પ્રેમગોષ્ઠિઓ દ્વારા કળા અને આનંદવૃત્તિને પકડવા સમાજ મથી રહ્યો છે. અને જેમ ભૂખ્યો માણસ વિષમય ખોરાક ખાઈ પોતાનું જીવન દિનપ્રતિદિન વણસાડી રહ્યો હોય છે તેમ સમાજ આવા માર્ગોદ્વારા પોતાની કળા અને આનંદવૃત્તિનું ખૂન કરી રહ્યો છે.

કળાની ભૂખની સાચી તૃપ્તિ નહિ થવાને કારણે દરેક માણસના દિલમાં એક પ્રકારની અશાન્તિ અને અધુરાપણું વ્યાપી રહ્યું હોય છે. આ ભૂખ ને શાન્ત કરવાનો સાચો ઉપાય જ્યાં સુધી હાથ ન લાગે ત્યાં સુધી આ વ્યર્થ તરફડાટ શાન્ત થાય તેમ નથી.

અત્યારે અપાઈ રહેલી કેળવણીમાં કળાની કેળવણીનો લગભગ અભાવ છે. આને પરિણામે વિદ્યાર્થીઓમાં અનેક પ્રકારના દોષો અને વિકારો નજરે પડે છે. રૂંધાઈ રહેલી કળાવૃત્તિ નીતિ ભંગના આંચકાઓ આપે છે.

મનુષ્ય માત્રને ભવ્યતા, સુંદરતા અને વિશાળતાનાં દર્શન કરવાથી (એક પ્રકારનો) અવર્ણનીય અને અગમ્ય આનંદ થાય છે; કારણ સ્પષ્ટ છે. મનુષ્યનો આત્મા વિશાળ અને સુંદર હોઈ આત્માના દર્શનથી તેને આનંદ થાય છે. જ્યારે બાળકને આવો આનંદ અનુભવવાની તક મળતી નથી ત્યારે તે વૃત્તિ અને ભવ્યતાના કુદરતી દૃશ્યો જોવાનો પ્રસંગ નહિ મળવાથી બાળક મારફાડ, ક્રૂરતા, ખોટી મોટાઈ, આડંબર અને અહંકારની ગુંડાશાઈને વશ થાય છે. બીજાઓને કોઈ પણ રીતે હેરાન કરી પોતે તેનાથી મોટા છે એવો આત્મસંતોષ અનુભવવા તરફડીયાં મારે છે. તેજ પ્રમાણે સૌન્દર્યની વૃત્તિને પોષણ અને સંતોષ નહિ મળવાથી બાળક નાટકચેટકના

છંદમાં પડી વિલાસી જીવન તરફ ઢળે છે. પ્રકૃતિમાં રહેલી સુંદરતા—ખળખળ વહેતી નદી, મઘમઘી રહેલાં વનો અને ઉપવનો, શીતળ મંદમંદ વાતી પવનની લહરીઓ, કલરવ કરતાં પક્ષીઓનું મધુર સંગીત—ની મોજ માણવાનાં પ્રસંગો જો બાળકોને અવારનવાર મળતા હોય તો બાળકોની વૃત્તિ કોઈ દિવસ એંઠવાડ ખાવા તરફ ન જ વળે. જ્યાં બાળકોને ચોવીસે કલાક રહેવાનું હોય ત્યાંનું વાતાવરણ કળામય અને કુદરતી સૌંદર્યથી ભરપૂર હોય તો બાળકને આત્મ–સંતોષની ટાઢક મળતી હોય છે. ત્યારે નકામી ધમાલ કે તડફડાટની ગ્લાનિથી તે મુક્ત જ બને છે.

કળા એ મનુષ્યની સર્જનવૃત્તિને સંતોષવાનું સાધન છે. જેમ ખોરાકથી માણસની શારીરિક ભૂખ સંતોષાવાથી માણસનું શરીર અને શારીરિક મન એક પ્રકારની પ્રફુલ્લતા અનુભવે છે તે જ પ્રમાણે કળાવૃત્તિને સંતોષ મળવાથી માણસનું હૃદય પ્રફુલ્લ બને છે. તેના આત્મામાં શાન્તિ અને આનંદના ફુવારાઓ ઊડે છે અને પરિણામે જાતીય દોષોનો ચળવળાટ આપોઆપ શાંત પડે છે.

ચિત્રકળા એ રેખા અને રંગના સપ્રમાણ મિલાવટની કળા છે. કુદરતમાં જે સુંદરતા દૃષ્ટિગોચર થાય છે તેની પાછળ રેખાની સપ્રમાણતા રહેલી છે. રેખાઓ વડે કુદરત વિવિધ પ્રકારની આકૃતિઓ ખડી કરી છે. બાળક આ પ્રમાણે કુદરતનું અનુકરણ કરી આલેખનકળા દ્વારા પોતાની સર્જન શક્તિને સંતોષે છે. મનુષ્યના આત્મામાં નાચતી અનેક પ્રકારની રેખાઓ, આકૃતિઓ, અને રંગોને પ્રકૃતિના સાધન દ્વારા બહાર વ્યક્ત કરવાનું કાર્ય આલેખન કરે છે. એટલે જ્યારે બાળકને આલેખનનો સ્વાદ લાગે છે અને એ દ્વારા પોતાના આત્માની અંદર ઊઠતી અનેક લહરીઓ ને વ્યક્ત કરવાનું તેને યોગ્ય સાધન મળે છે, ત્યારે તે અનેરો આનંદ અનુભવે છે. પછી તેને વરણાગીઆપણામાંથી જેમ તેમ કરી સંતોષ માનવાનો રહેતો નથી. નાટકચેટકની વિકારમય ચેષ્ટાઓ તેને આકર્ષતી નથી. એને આવો બિભત્સશૃંગાર પ્રાણ વિનાનાં મડદાં જેવો લાગે છે.

આત્મામાં ઊઠતા સુમધુર અવાજના પડઘાઓને વ્યક્ત કરવાનું સાધન એ સંગીતકળા. સ્વરોની યોગ્ય મિલાવટ દ્વારા આત્માનો અવાજ સંભળાય છે. જે બાળકની ચોપાસ શુદ્ધ સંગીતકળાનું વાતાવરણ જામેલું હોય છે તે બાળક સ્વરોની સ્વર્ગીય સૃષ્ટિમાં વિહાર કરે છે. તેને હલકા પ્રકારના સંગીતની મોજ માણવાની ઇચ્છા થતી નથી. સંગીતની ભૂખ દરેકને હોય છે. પણ જ્યારે માણસની આ ભૂખ સાચા સંગીતથી સંતોષાય છે ત્યારે તેને ભજકભર્યાં પણ રોગીલાં અને વિકારમય સ્વરે આકર્ષી શકતા નથી. એના અભાવે ગમે ત્યાંથી ગમે તેવું કુસંગીત મેળવી તે પોતાની સંગીતવૃત્તિને તૃપ્ત કરવા પ્રયત્ન કરે એ સ્વાભાવિક છે.

પણ દુઃખની વાત એ છે કે માણસના આત્માને તંદુરસ્ત ખોરાક આપવાની પોતાની ફરજ છે એવું સમાજ માનતો નથી. પણ તંદુરસ્ત ખોરાકના અભાવે જ્યારે કોઈ પણ વ્યક્તિ એંઠું ખાવા તરફ ધસે છે, ત્યારે તે પોતાનો દંડુકો ઉગામી લગાવવા માટે હંમેશા તૈયાર હોય છે અને આમ કરીને પોતે ઇતિકર્તવ્ય માને છે. સમાજના આ દંડુકાના ભયને લીધે ઉઘાડી રીતે એંઠું ખાતાં માણસ અચકાય છે, પણ જ્યારે જ્યારે લાગ મળે છે, ત્યારે ત્યારે ચોરીછૂપીથી પણ આ ભૂખને સંતોષવા માણસ પ્રયત્ન કરતો હોય છે. ઘણાયે નીતિ, સદાચાર અને ધર્મનો દંભ કરતા માણસો આ છૂપા વ્યસનમાંથી મુક્ત નથી હોતા. બહારથી ડાહ્યાડમરા અને નીતિના ચોકીદારો ગણાતા માણસો છૂપી રીતે બીભત્સ ચિત્રો દ્વારા, ગંદાં લખાણો દ્વારા, બીભત્સ શૃંગારથી પ્રચૂર વાર્તાઓ અને નવલકથાઓ દ્વારા આ વૃત્તિને મનાવવા અને સંતોષવા પ્રયત્નો કરતા હોય છે. કોઈ

સુંદર યુવતીની આકૃતિ દૃષ્ટિએ પડતાં, કોઈ સુરમ્ય વિલાસી સ્વર શ્રવણે પડતાં તેમની વૃત્તિઓ ચોર ડાકુઓની ગાફક વિલાસ માણવા બેલગામ બની જાય છે અને ભલે બાહ્ય કાર્યમાં તે વૃત્તિઓનું પરિણામ ન દેખાય, છતાં આંતરિક હૃદયમાં પોતે વ્યભિચાર કરતા જ હોય છે. એક રીતે, તાત્ત્વિક દૃષ્ટિએ, આવા લોકો ઉઘાડી રીતે અનાચાર અને વ્યભિચાર કરતા માણસોથી જરા પણ ઊતરતા હોતા નથી.

આ ઉપરથી સ્પષ્ટ થશે કે માણસ ખરી પ્રગતિ અને ખરો આનંદ ત્યારે જ સાધી શકે છે કે જ્યારે તે પોતાની વૃત્તિઓને ઉચ્ચ કક્ષાએ લઈ જઈ તેને આત્માના આનંદનું હથિયાર બનાવે. આ વૃત્તિઓને દબાવી રાખવાથી કે તેને છૂટથી એંઠ ખાવા માટે મહાલવા દેવાથી માણસ ખરો આનંદ ભોગવી શકતો નથી. આ વૃત્તિઓનું ઉચ્ચીભવન કરવા માટે કળા એજ સાચું સાધન છે. નીતિ, સૂત્રો કે વિલાસનું તાંડવનૃત્ય એ સાચા ઉપાયો નથી.

×

હવે આપણે શાળાની કેળવણી તરફ વળીએ. શાળામાં ઓછાવત્તા અંશે પણ જ્ઞાનભૂખ સમાવવાનું અને સંતોષવાનું સાધન હોય છે. શાળાનો વિવિધ અભ્યાસક્રમ માણસમાં રહેલી જિજ્ઞાસાવૃત્તિ અને તર્કશક્તિને સંતોષવા માટે હોય છે. પરંતુ આ જ્ઞાનની સાથે માણસમાં રહેલી આનંદવૃત્તિને ખીલવવા અને સંતોષવા માટે કોઈ પણ પ્રકારની વ્યવસ્થા શાળામાં નહિ હોવાને લીધે, મોટા મોટા જ્ઞાની બુડેખાંઓ પણ વિકૃત બનેલી ભોગવૃત્તિના ભોગ બને છે. સમાજમાં પ્રવર્તી રહેલી વિવિધ પ્રકારની બદીઓનું મૂળ આમાં જ રહેલું છે. કેળવણીમાં જેટલો ભાર જ્ઞાનપ્રાપ્તિ અને તર્કશક્તિની ખીલવણી ઉપર મૂકવામાં આવે છે તેનાથી સોમા ભાગનો ભાર આ લલિતકળાદ્વારા માણસની આનંદવૃત્તિને ખીલવવા ઉપર મૂકવામાં આવતો નથી. ઊલટું જ્યાં આવી લલિતકળાના શિક્ષણ માટે પ્રબંધ કરવામાં આવે છે ત્યાં ડાહ્યા માણસોની નજરે ઉડાઉપણું અને વિલાસિતા જણાય છે. બાળકોની સૌન્દર્યવૃત્તિ અને કળાવૃત્તિ ખીલવવા માટે જે જે સાધનસામગ્રીઓ વસાવવામાં આવે છે તથા જે જે યોજનાઓ અને રચનાઓ કરવામાં આવે છે, તે ખાલી ટાપટીપ અને સમય તથા નાણાંનો દુર્વ્યય લાગે છે. તેઓ એમજ માનતા હોય છે કે આવી બાબતો એ શાળાની જવાબદારી નથી. સમાજમાં ઘર કરી બેઠેલી આ હલકી વિલાસીવૃત્તિઓને ખસેડવાની જવાબદારી જો શાળા ન સ્વીકારે તો પછી શાળા અને વાણિયાની હાટડીઓમાં ઝાઝો તફાવત નથી એ વહેલામાં વહેલી તકે સમજી લેવાની જરૂર છે. આ પ્રસંગે એક ખુલાસો કરી લેવાની જરૂર છે. લલિતકળાનું શિક્ષણ બહુ જ ખર્ચાળ છે એવી એક દલીલ છે. પણ અહિં ખર્ચનો પ્રશ્ન નથી. કેળવણીને કેવા દૃષ્ટિબિંદુથી નિહાળવી જોઈએ એ એક મોટો સવાલ છે. જો એક વાર કેળવણીની આ દૃષ્ટિ સ્વીકારવામાં આવે તો નાણાંનો પ્રશ્ન ગૌણ બની જાય છે. શાળા અને શાળામાં કામ કરતા શિક્ષકો સન્મુખ જો આ દૃષ્ટિ પડી હશે તો ગમે તેવા સંજોગોમાં, ગમે તેવાં સાધનોથી તે બાળકોના હિતને માટે કળાનું વાતાવરણ રચી શકવા શક્તિમાન થશે જ.

જેમ શાળામાં કળાના વાતાવરણની જરૂર છે તેમ શાળા બહાર ઘરમાં અને સમાજમાં પણ કળાને વ્યક્ત કરવા માટે યોજનાઓ અને અવસરો યોજાવા જોઈએ. ઘરની વ્યવસ્થા, ઘરના સરસામાનની રચનાદ્વારા માણસના દિલમાં રહેલી આ કળાવૃત્તિને સંતોષ મળવો જોઈએ. ઘરમાં વિલાસ વધારનારાં સાધનો નહિ પણ કળાને પોષનારા સાધનો હશે તો માણસને ઘરના વસવાટથી પણ એક જાતનો મીઠો આનંદ થશે અને તેને પરિણામે બહાર ભટકી આનંદ-વિલાસ મેળવવાના પ્રસંગો

ઊભા થશે નહિ. ઘરનાં બાળબચ્ચાં અને કુટુંબ તરફ પણ સાચી સ્નેહાળ વૃત્તિનો ઉગમ થઈ પાશવી આનંદ માટેની લોલુપતા ઓછી થઈ જશે.

સમાજમાં સમૂહના કાર્યપ્રસંગે પણ આ કળાવૃત્તિને અપનાવી લેવી જોઈએ. તહેવારો, ઉત્સવો. લગ્નના પ્રસંગોએ આ કળાવૃત્તિ વ્યક્ત થાય એવી યોજનાઓ હોવી જોઈએ. હાલ તો આવા પ્રસંગોએ મિષ્ટ ભોજન અને વિલાસી નયનો તૃપ્ત થાય એવી ધમાધમ જ નજરે પડે છે. પરિણામે તહેવારો અને ઉત્સવોમાંથી આપણને કાંઈ પણ નવી પ્રેરણા કે નવો આનંદ મળતો નથી. લગ્નના પ્રસંગોએ સ્ત્રીઓ અને પુરુષોએ સાથે મળી ગૃહ અને આંગણાંનાં સુશોભન માટે પ્રયત્નો કરવા જોઈએ. સુંદર રંગોળીઓ, સુશોભિત લગ્નમંડપો, વગેરે કાર્યો, કેવળ 'કળા અને સૌંદર્યની દૃષ્ટિથી હાથ ઉપર લેવાં જોઈએ. ધાર્મિક ઉત્સવોમાં પણ કળાને ઘણો જ અવકાશ રહેલો છે.

આ પ્રમાણે જ્યારે સમગ્ર સમાજની કળાભૂખને સંતોષવા માટે સજ્ઞાન પ્રયત્નો કરવામાં આવશે ત્યારે જ સમાજ સાચો આનંદ અને શાન્તિ મેળવી શકશે. અત્યારે તો દરેક જણ આનંદ માટે ઝાંઝવાના જળની પાછળ જેમ હરણો દોડાદોડ કરી મૂકે છે તેમ ધમાધમ દોડાદોડ કરી રહ્યો હોય છે અને હાથ ચાટીને પેટ ભરવાના પ્રયત્નો કરે છે, પણ તેની ભૂખ સંતોષાતી નથી. પરિણામે તેને આખું યે જગત દુઃખમય અને શોકપૂર્ણ લાગે છે.



# બાળકો અને વ્યવસ્થાપ્રેમ —રા. સતીશચંદ્ર જોષી

જન્મથી બાળક અમુક અંશે પ્રેરણા-શક્તિ લઈને જ આવેલું હોય છે, એમ સામાન્ય રીતે સૌ કોઈ માને છે. તે પછી હર પળે બાળકની શારીરિક અને માનસિક શક્તિ વિકાસ પામતી જ જાય છે. બાળકને તેની ખરી રીતે સમજવું એ જરૂર મુશ્કેલ કામ છે. તેમનાં રહસ્ય સમજવાં અને તે પ્રમાણે વર્તન રાખવું એ સારો અભ્યાસ માગી લે છે. જો તેમને બરાબર સમજી ગયા પછી જ તેમની સાથે વર્તન થાય, તો ઘણાંયે રૂદન, ધમપછાડા, બૂમો, કજીઆઓ, વગેરે ઓછાં થઈ જાય; પ્રભુના પયગંબરો તેમનું યથોચિત માન મેળવે. સાચે જ Child, father of man બને. આ રીતે ગૃહથી જ યોગ્ય વિકાસ પામેલું બાળક શિક્ષકોનો કેટલોયે શ્રમ અને મુશ્કેલીઓ બચાવી દે છે.

બાળગૃહોની યોજના અને પ્રવૃત્તિ આપણે ત્યાં હજુ જોઈએ તેવી જોશભેર ઊપડી નથી. કિન્ડરગાર્ટન, મોન્ટેસોરી પદ્ધતિએ ચાલતાં બાલકુંજો હજુ જોઈએ તેટલી સફળતા સાધી શક્યાં નથી. Nursery Schools ની પદ્ધતિ આપણે ત્યાં હજુ બહુ ઓછે જ સ્થળે શરૂ થઈ છે. આવી યોજનાઓની ખૂબ જ જરૂર છે. સામાન્ય જનતા તેનો લાભ લઈ શકે તેવી યોજનાઓ કાં તો દરેક શહેર લત્તાવાર ગોઠવણ કરી લે-અથવા તો એ શક્ય ન હોય ત્યાં સરકાર તરફથી એ જાતની પ્રવૃત્તિ થવી જોઈએ. બાળકના શિક્ષણપ્રબંધની આ વાત થઈ.

બાળકના જન્મ પછીનાં શરૂઆતનાં વર્ષો જે તેના વિકાસનો કાળ છે, તે ખૂબ અગત્યનો સમય છે. નાનપણથી જ તેનામાં ઘણી શક્તિઓ રહેલી છે. ખાસ કરીને વ્યવસ્થાશક્તિ તો ખૂબ સારી રીતે વ્યક્ત થયેલી જોવામાં આવી છે. બાળકોનો વ્યવસ્થા-પ્રેમ ખૂબ આકર્ષક અને તીવ્ર હોય છે.

બાળમાનસના અભ્યાસીઓ જાણે છે કે એકથી બે વર્ષનાં બાળકોએ પણ વ્યવસ્થા માટેનો પ્રેમ, અને વ્યવસ્થિત વસ્તુઓ કરાવવા માટે ખાસ અનુરાગ બતાવ્યો છે. આજુ-બાજુની વસ્તુઓ હંમેશાં વ્યવસ્થાપૂર્વક રખાવવાનો બાળક ખાસ આગ્રહ રાખે છે. વ્યવસ્થા-પરત્વે બાળકનો પ્રેમ એટલો બધો સુંદર હોય છે કે પોતાના ઘરને ખૂબ સુઘડ અને વ્યવસ્થિત રાખવા ઇચ્છતી આદર્શ ગૃહિણીને પણ કોઈ કોઈવાર શરમાવા જેવું થઈ જાય છે. અવ્યવસ્થાથી બાળક ગભરાય છે-મુંઝાય છે-પોતાનો રોષ જાહેર કરે છે-પછી છેલ્લો ઉપાય-બૂમાબૂમ કરી આજુબાજુના વડીલોનું ધ્યાન ખેંચે છે. એવે વખતે આપણે મોટેરાંઓ તેને બરાબર સમજ્યા વગર ધમકાવીએ છીએ, બહાર ફરવા લઈ જઈએ છીએ, રમકડાં કે ખાવાની વસ્તુઓ આપીને સંતોષવાનો પ્રયત્ન કરીએ છીએ, પણ બાળકને એમાં કશામાં રસ નથી અને તેનો વિરોધ ચાલુ રહે છે. આ રીતે તેની ખેંચતાણ ચાલુ રહે છે. આપણા કડક વર્તનથી તેની વૃત્તિઓ દબાઈ જાય છે, બલ્કે કુંઠિત થઈ જાય છે અને ધીમે ધીમે એ નઠોર બનીને પોતાનો વિરોધ હંમેશાં જાહેર કરે છે. મોટેરાંઓના અસ્તવ્યસ્ત જીવનમાં-ગૃહભારમાં-એ પણ મોડું થતાં જોડાઈ જાય છે. આ પ્રમાણે તેની સ્વયંજન્ય ખૂબ સુંદર શક્તિનો આપણે મોટેરાંઓ જ ગેરસમજને લીધે ધ્વંસ કરી નાખીએ છીએ, અને તેના આ ખૂબ અગત્યના જીવનસમયમાં તેના ઘડતરની એક અમૂલ્ય તક જતી કરીએ છીએ. બાળકો ચીડિયાં થઈ જાય, કજીયાખોર બને, વગેરેનાં મૂળ વડીલોની સાથે જે ગેરવર્તાવ થાય છે તેમાં જ રહેલાં છે. આપણું અજ્ઞાન જ તેમને તેવાં બનાવી મૂકે છે. સમાજમાં સાધારણ રીતે જન્મપ્રમાણ

આપણે ત્યાં વધારે હોઈ, સાધારણ જનતા પણ ખૂબ ગરીબ હોવાથી, બાળકો પરત્વે જોઈએ તેટલું લક્ષ અહીં અપાતું નથી અને ખૂબ અલ્પ અને દૂષિત વાતાવરણમાં બાળકના સંસ્કાર ઘડાય છે. શિક્ષિત માબાપો પણ પોતાની જવાબદારી જોઈએ તેટલી સફળતાથી આ કર્તવ્યમાં અદા કરી શકતાં નથી. અને એ રીતે બાળકોનો પ્રશ્ન હજુ એમને એમ આપણી શરમ સમો ઊભો છે. માબાપોની જવાબદારી પછી બીજી જવાબદારી શિક્ષકોની છે. બાળમાનસ ન જાણનાર ગમે તે વ્યક્તિ શિક્ષક તરીકે ટોકી બેસાડાય, ત્યાં શિક્ષણ પણ ચર્ચાસ્પદ બની રહે એમાં શંકા જ નથી. આપણે ત્યાં પ્રાથમિક કેળવણીના વિધાતાઓ તરફ દૃષ્ટિ ફેંકીએ તો ખૂબજ નિરાશાજનક દશા આપણા માનસ સામે ઊભી થાય છે. શા માટે આમ થાય છે? એ પ્રશ્ન અહિં અસ્થાને છે. પણ એક વસ્તુ તો સ્પષ્ટજ છે કે બાલગૃહોની પ્રવૃત્તિ યોગ્ય શિક્ષકોદ્વારા ખૂબજ થવાની જરૂર છે. આ પ્રશ્ન દરેક શિક્ષક ભાઈ બહેનોનો નૈતિક ફરજ પૂરતો પણ હોવો જોઈએ. અસ્તુ.

આપણા પ્રૌઢ સમાજમાં વ્યવસ્થા અને શિસ્તનું ખૂબ જ ઓછું દર્શન થાય છે. સાધારણ રીતે આપણે ત્યાં આ એક ખૂબ શરમજનક દુર્ગુણ છે. જ્યાં બાળકોમાં જ આ ગુણ ખૂબ સારી રીતે ઉદ્‌ભુત થયેલો હોય છે, તો પછી એ ગુણને દબાવીને, સમાજમાં ફક્ત આનાથી વિરુદ્ધ મનોદશા ઉત્પન્ન કરનાર કોણ? આપણે મોટેરાંઓ જ એ માટે જવાબદાર હોઈ શકીએ બાળક પાસેથ આપણે આ વસ્તુ શીખવાની જરૂર જ છે. બાળકને Messiah પયગમ્બર તરીકે ગણાવતાં માત્ર મૉન્ટેસોરી આજે પાશ્ચાત્ય પ્રદેશોમાં એજ વસ્તુ સુણાવી રહ્યાં છે. તેમના અનુભવો અને અભ્યાસ સમધારણ જનતા સમક્ષ મૂકવાની ખાસ જરૂર છે. જેથી થોડું ઘણું પણ બાળકોનું રહસ્ય આપણે જાણતા થઈએ. બાળકોની વ્યવસ્થાશક્તિ બતાવતા તેમના અનુભવોના દાખલા અહિં જણાવું છું.

એક ચારેક વર્ષનું બાળક એક વાસણમાંથી બીજા વાસણમાં પાણી રેડતું હતું. અને તેનાથી અજાણતાં જમીન ઉપર થોડાં થોડાં ટીપાં પડતાં હતાં. બીજું એક નાનું બાળક આ જોઈને ઊઠ્યું. એક કપડાંનો કકડો લઈને છાનુંમાનું નીચે બેસીને પેલાં ટીપાં લૂછવા લાગ્યું. જ્યારે ટીપાં પડતાં બંધ થયાં ત્યારે નાનાએ પૂછ્યુંઃ 'બસ, હવે વધારે નથી?' મોટું બાળક અજાયબ થઈને બોલી ઊઠ્યું – 'શું વધારે નથી?'

બીજો પ્રસંગ વધારે સુંદર છે.

એક ગૃહસ્થ કુટુંબના ઘરમાં દિવાનખાનામાં એક ટેબલ હતું; તેના ઉપર હંમેશાં એક સ્વચ્છ અને સુંદર કપડું બિછાવાતું. અને પછી તેના ઉપર એક આકર્ષક ગુલદાનમાં ફૂલો મુકાતાં. ઘરનાં નાના બાળકને આ ખૂબ ગમતું. એક વખત એક મહેમાન આવ્યા. બાળક દિવાનખાનામાં રમતું હતું. મહેમાને આવીને પોતાની છત્રી પેલા મેજ ઉપર મૂકી. બાળકે તે જોતાં બૂમ પાડી. તેની વ્યવસ્થાપ્રેમની લાગણી ઘવાઈ. બાળકને છત્રી જોઈએ છીએ એમ બધાંને લાગતાં તેને તે આપવામાં આવી. પણ તેણે તેને દૂર ફેંકી દીધી. છત્રીને ફરી મેજ ઉપર મૂકવામાં આવી. બાળકે વધારે જોરથી વિરોધ જાહેર કર્યો. ચતુર માતા બાળકને સમજી ગઈ, અને તેણે છત્રી ત્યાંથી લઈ તેના યોગ્ય સ્થળે મૂકી. બાળક શાંત થઈ હસવારમવા મંડી ગયું! કેટલો સુંદર વ્યવસ્થાપ્રેમ! આવો જ સરસ એક બીજો અનુભવ છે.

એક કુટુંબ બહાર ફરવા નીકળ્યું. માતાના હાથમાં પહેરવાનો કોટ હતો. બીજા હાથમાં બાળકને તેડયું હતું. બાળકે કોટ જોઈને બૂમાબૂમ કરવા માંડી. માતા આગળથી બાળકને પિતાએ

લીધું. રમાડવા પ્રયત્નો કર્યા. બહારની કેટલી યે વસ્તુઓ તરફ તેને આકર્ષવા પ્રયત્નો કર્યા પણ વ્યર્થ. માતાપિતા ઉતાવળમાં ગભરાયા જેવાં થઈ ગયાં. માદમ મોન્ટેસોરીએ આ દૃશ્ય જોયું. અને તેમણે પાસે જઈને બાળકની માતાને કહ્યું: 'લાવો બાળકને હું રાખું. તમે આ કોટ પહેરી લેશો?' માતા કંટાળી ગઈ હતી. તેણે તુરત કોટ પહેરી લીધો. અને જાણે જાદુ થયો હોય તેમ બાળક ખુશ થઈ ગયું. 'બા-કોટ પહેર.' જાણે કે તે કહેતું હોય કે કોટ હાથમાં ન રખાય. એ તો પહેરવા માટે જ છે.'

કેવા સુંદર અનુભવો છે!

બાળકની આ સુંદર શક્તિનો વિકાસ એ કુદરતી બક્ષિસ છે. આ તલસ્પર્શી સમયમાં ને વિકાસ સાધવામાં આપણે ખૂબ સાવચેતીથી આપણો ફાળો આપવો જ જોઈએ. ભવિષ્યનું બાળક આપણે જ ઘડીએ છીએ. બાળકને પિછાનવામાં આપણે બેદરકાર રહીએ એના જેવો ક્રૂર ગુનો બીજો હોઈ શકે જ નહિ. આપણી શાળાઓમાં વ્યવસ્થા ને શિસ્ત એ બે ખૂબ અગત્યના શબ્દો ગણાય છે. શાળા નિયમનમાં આ શબ્દો ખૂબ મોટો ભાગ ભજવે છે. બાળકો જન્મથી જ વ્યવસ્થા ને શિસ્તપ્રેમી હોય છે, તે ઉપરના દાખલાઓ સ્પષ્ટ રીતે બતાવે છે. એટલે શાળાઓમાં આપણે આપણો ભાર ઓછો કરવા માગતા' હોઈએ, શિસ્તપાલનના કડક નિયમનો તથા વ્યવસ્થા જાળવવા પાછળ થતાં સમયના વ્યયને ઓછો કરવા માગતા હોઈએ તો બાળકના વિકાસમાં જ તેનામાં રહેલી આ ખૂબ સુંદર શક્તિને આપણી જ ભૂલથી કચરી નાખવી ન જોઈએ. આપણી ભૂલને લીધે જ આપણે ચઢી બાળકોને દંડીએ છીએ. કેટલીયે શિક્ષા પ્રથાઓ-ટાસ્ક કલાસો-દંડ વગેરે બધું કેવું દૂર થઈ જાય! બાળમાનસ સમજી તેના પરત્વે વર્તન રાખવામાં જ શિક્ષણના મૂળ સિદ્ધાંતો સરળતાથી આપણે પાર પાડીશું.



# આંતરરાષ્ટ્રીય શાંતિ અને વિશ્વપ્રેમ*

શ્રી. હરભાઈ ત્રિવેદી

દુનિયાભરના પ્રતિનિધિ ભાઈબહેનો,

આપની સૌની સમક્ષ આંતરરાષ્ટ્રીય શાંતિ અને વિશ્વ પ્રેમનો શિક્ષણદ્વારા પ્રચાર કરવાનો એક ઠરાવ રજુ થયો છે. એ ઠરાવ ઉપર મારા વિચારો જણાવવાની મને તક સાંપડી છે તેથી હું મારી જાતને ધન્ય માનું છું.

મને લાગે છે કે આ પ્રકારના ઠરાવો તો કેટલીયે વખત જુદા જુદા સંમેલનોમાં આવ્યા જ કરતા હશે. આ ઠરાવની જે ભાષા આપણી સમક્ષ આવી છે તે પણ મૂળ ભાષાના ઘણા સુધારા પછીથી આવી છે. પરિષદના અનેકાનેક મિત્રો સાથે આજે સવારે આ ઠરાવના સંબંધમાં વિચારોની આપલે કરવાનું પણ મને સદ્‌ભાગ્ય સાંપડયું છે. હું પોતે માનું છું કે વિશ્વશાંતિ અને વિશ્વપ્રેમ માટે સૌથી વધારે કોઈ પણ સઘ પ્રયત્ન કરી શકે તેમ હોય તો તે શિક્ષકોનો જ સંઘ હોઈ શકે. આ ઠરાવ આપણે કરીએ તો સમાજના નેતાઓ અને રાજકારણના મોટા મોટા સૂત્રધારો આપણી તરફ કદાચ હસવાના છે. આપણે તેમને જણાવી દેવું જોઈએ કે વિશ્વશાંતિ અને વિશ્વપ્રેમનો ખરો આધાર તો શાળામાં ચાલી રહેલા શિક્ષણ ઉપર છે. જે વિદ્યાર્થીને શાળાના શિક્ષણમાં જ એ શાંતિ અને એ પ્રેમનું ભાન કરાવ્યું હશે તે વિદ્યાર્થી જ મોટપણે કોઈ રાષ્ટ્રના શહેરી તરીકે શાંતિ અને પ્રેમને વળગી રહેવાના પ્રયત્નો કરી શકશે.

વિશ્વશાંતિનો વિચાર કરતી વખતે તેનો અમલ કરવા સારુ શિક્ષણસંસ્થાઓ તરફ નજર નાખીએ તો દરેક રાષ્ટ્રના શિક્ષણતંત્રની પાછળ રહેલી આદર્શ વિચારસરણી આપણી નજર સમક્ષ આવ્યા વિના રહે નહિ. શિક્ષણના હરકોઈ તંત્ર પાછળ એના પ્રેરક બળ તરીકે રાષ્ટ્રનો અને પ્રજાનો આદર્શ રહેલો હોય છે. આજે આપણું સૌ કોઈ દુર્ભાગ્ય છે કે દુનિયાના લગભગ તમામ રાષ્ટ્રો પોતાના તમામ તંત્રો પાછળ હિંસાનો આદર્શ સેવી રહ્યા છે અને એ આદર્શદ્વારા ગમે તે ઉપાયો વડે પરિગ્રહો વધારવાના કામમાં ગુંથાઈ ગયેલા છે. જે પ્રજા પોતાના નાનકડા સ્વાર્થ ખાતર બીજી પ્રજા ઉપર હિંસક શસ્ત્ર વડે લશ્કરી આક્રમણો કરે તે પ્રજાના બાળકોને વિશ્વશાંતિનો પાઠ ભણાવવો કેવી રીતે શક્ય બને? શિક્ષણ સંસ્થામાં માનવતાનું શિક્ષણ આપવા માટે ઇતિહાસ, ભૂગોળ અને રાજકારણ જેવા વિષયો શિખવવામાં આવે છે. એ વિષયોનું શિક્ષણ હિંસાના આદર્શ ઉપર નિર્ભર હોય અને એ શિક્ષણદ્વારા બીજી પ્રજાઓને ચૂસી ખાવાના હેતુઓ સિદ્ધ કરવાના પ્રયત્નો થતા હોય તેવી શિક્ષણસંસ્થાઓમાં વિશ્વશાંતિની વાતો કેમ સંભવે? શાળામાં ભણતો વિદ્યાર્થી પોતાની આસપાસની દુનિયાથી અલિપ્ત નથી રહી શકતો. શાળામાં ભલે એ શાંતિની વાતો સાંભળતો હોય પરંતુ શાળાની બહાર સમાજના પ્રતિષ્ઠિત માણસને અશાંતિનો આશરો લેતો એ જોઈ રહ્યો હોય છે. હિંસાનું શરણ લેનારા અને અશાંતિ ઊભી કરનારા માણસોને રાષ્ટ્રના પ્રતિષ્ઠિત નેતાઓ તરીકે એ ઓળખે છે અને જાણે અજાણપે એના મનમાંથી વિશ્વશાંતિના ખ્યાલો ઓસરી જાય છે. વિશ્વશાંતિ સ્થાપવા માટે શિક્ષણ સંસ્થાઓ ત્યારે જ પોતાના પ્રયત્નોમાં સફળ થશે કે જ્યારે એ પ્રજાના સમગ્ર તંત્રની પાછળ વિશ્વશાંતિનો સાચો આદર્શ પડેલો હશે.

---

*ટોકીઓ—જાપાનમાં ગદ અને શાળા વિભાગમાં આ વિષય ઉપર પ્રસ્તાવ રજૂ કરતી વખતે કરેલું વ્યાખ્યાન

અને વિશ્વપ્રેમની વાતો કરતી વખતે પણ આપણે તો ઘણુંજ સાંભળવાનું રહે છે. આપણે સૌ ધંધાએ શિક્ષકો છીએ. વિશ્વપ્રેમ ઊભો કરતાં પહેલાં સ્વપ્રેમ, કુટુંબપ્રેમ, શહેરપ્રેમ અને રાષ્ટ્રપ્રેમમાંથી બાળકને પસાર થવું પડે છે. એ પસાર થવાની ક્રિયા ઘણી જ અઘરી હોય છે. આપણી પાસે ભણી રહેલું બાળક કોઈ પણ એક પગથિયા ઉપર સ્થિર થવાને બદલે ઉત્તરોત્તર એ આગળ વધ્યા જ કરે તેવા પ્રયત્નો આપણે કરવાના રહે છે. આજે તો આપણી સમક્ષ નજર નાખતા આપણને દેખાય છે કે બાળકોનો પ્રેમ પોતાની જાત આગળથી વધારે પ્રગતિ કરી શકતો જ નથી. કુટુંબો તરફ નજર નાખીએ છીએ તો ત્યાં પણ આપણને દેખાય છે કે આત્મકેન્દ્રી બાળકોની સંખ્યા જ વધારે પ્રમાણમાં હોય છે. મોટી ઉંમરે આપણી સૌની સમક્ષ રાષ્ટ્રપ્રેમનો આદર્શ ધરવામાં આવે છે ખરો. પરંતુ એક જ પગથિયા ઉપર સ્થિર બેસી જવાની ટેવવાળા આપણે રાષ્ટ્રપ્રેમને પણ અસાધારણ ચીવટથી વળગી રહીએ છીએ અને આંતરરાષ્ટ્રીય પ્રેમનો વિચાર સરખો પણ કરતા નથી-આવો સંકુચિત રાષ્ટ્રપ્રેમ માનવજાતની પ્રગતિમાં જરા સરખો પણ વધારો કરતો નથી. સંકુચિત રાષ્ટ્રપ્રેમથી પ્રેરાયલાં અનેક રાષ્ટ્રોને વેરના ઝેરી કુંડાળામાં સપડાયેલાં આપણે જોઈ શકીએ છીએ. આપણાં બાળકોને આપણે તેમાંથી પણ બચાવી લેવા જોઈશે.

શિક્ષક ભાઈબહેનો, આ પ્રસંગે આપણી સૌની એક અંગત વાત તરફ પણ હું સૌનું લક્ષ ખેંચવા માગું છું. પ્રેમને જાગ્રત કરનારી, વિકસાવનારી અને આખરે વિશ્વપ્રેમમાં ફેરવી નાખનારી જાતીયતાની જે પ્રાથમિક વૃત્તિ મનુષ્ય માત્રમાં પડેલી છે તે વૃત્તિનો યોગ્ય વિકાસ આપણી પોતાની જાતમાં પણ થયેલો નથી હોતો. આપણાં જીવનમાં પણ એ વૃત્તિ પ્રાથમિક અને જડ સ્વરૂપમાં પડેલી છે. એ જડ વૃત્તિના પ્રેરાયેલા આપણે ઘણે મોટે અંશે આત્મપ્રેમી બની ગયેલા છીએ. આત્મપ્રેમના પગથિયા ઉપરથી આગળ વધવાનો આપણને અવકાશ નહિ મળેલો હોવાથી એ સંકુચિત વર્તુલમાંથી બહાર આવવાનું આપણે માટે અશક્ય બની ગયું છે. બુદ્ધિથી આપણે ગમે તેટલી દલીલો કરીએ અને તર્કશક્તિથી આપણા વિદ્યાર્થીઓને સમજાવવાના પ્રયત્ન કરીએ તોપણ આપણા પોતાના જીવનને વિદ્યાર્થીઓ નીરખ્યા વિના રહી શકતા જ નથી. ઘણીયે વખત એવું બનવા પામે છે કે જીવનશક્તિનો આપણો પ્રવાહ અણધારી રીતે કોઈ એક ઠેકાણે અટકી પડે અને ત્યાંથી કૂદકો મારીને ભૂતકાળના નહિ ભુલાયેલ એવાં કોઈ સંસ્મરણો ઉપર જઈને પડે—ત્યાં આગળ પડી માણસ પાસે એક પ્રકારનું એવું વિચિત્ર વર્તન કરાવે કે જે વર્તન મોટી ઉમરના માણસની બુદ્ધિને અને જ્ઞાનને અસંગત હોય અને અણછાજતું પણ હોય. આવું તો આપણા હરકોઈના જીવનમાં અનેકવાર બન્યા કરતું હોય છે. આપણા ઘરનાં બાળકોથી અને આપણા વર્ગના વિદ્યાર્થીઓથી એ હકીકત છૂપી નથી રહી શકતી. આપણી વિશ્વપ્રેમની વાતો એમના બાલિશ મનને પણ વાહિયાત જેવી લાગે છે, અને બાળકના મનની મૂઝવણો ઘટવાને બદલે વધ્યા જ કરે છે. શિક્ષકનો ધંધો આત્મનિરીક્ષણને પ્રેરનારો હોય તો આપણે હરહંમેશ આત્મનિરીક્ષણ કરતા રહેવું જોઈએ. આટલી ઉંમરે આપણા મનની એ દશામાંથી આપણે ઝટ નીકળી શકીએ નહિ એ સંભવિત છે ખરું. પરંતુ એક વખત આપણે જાતને ઓળખી લીધી હોય તો આપણા વિદ્યાર્થીઓ સમક્ષ નગ્ન સ્વરૂપે ઊભા રહેતાં આપણને સંકોચ થવાનો નથી અને એ એક જ હકીકત એમના મનનો ગોટાળો દૂર કરીને એમને સાચે પંથે પાડવામાં એમને મદદ કરવાની છે.

વિશ્વશાંતિની અને વિશ્વપ્રેમની આપણે માત્ર વાતો કરવી ન હોય અને આપણા શિક્ષણદ્વારા એના પાઠો આપણા વિદ્યાર્થીઓને આપવા હોય તો આપણી શિક્ષણની આજની રીતમાં ફેરફાર કરી

નાખવો જ જોઈશે. ઇતિહાસ કે રાજકારણ શિખવવામાં રાષ્ટ્રીય સંકુચિતતાનો પાઠ શીખવવાનો આવતો હોય તો પણ હકીકત તરીકે તેને રજૂ કર્યા પછી આપણે તો તેનો વિરોધ જ કરવો રહે. કેળવણીના તંત્રને રાજકીય તંત્રથી અથવા તો સમાજના બીજા કોઈ પણ તંત્રથી મુક્ત રાખવું જોઈએ એવા વિધાનની પાછળ શિક્ષણના તંત્રને કોઈ પણ પૂર્વગ્રહો વિના કેવળ આદર્શ ઉપર નિર્ભર રાખીને ચલાવવા દેવું જોઈએ એ પ્રકારનો અર્થ સમજવો. એટલા સ્વતંત્ર અને એટલા મુક્ત આપણે ન હોઈએ તો માનવતાના કોઈ પણ ઉદાત્ત સિદ્ધાંતનું શિક્ષણ આપણે આપી શકવાના નથી. જે જે દેશોમાં શિક્ષણતંત્ર ઉપર રાજકારણ, સમાજ કે ધર્મનું નિયંત્રણ મૂકવામાં આવ્યું હોય છે તે તંત્રનાં પરિણામો ઘણીક વખત નિર્બળ અથવા તો કલુષિત આવ્યાં હોય છે. આજે આપણે એવી પકડોમાંથી છૂટા થયા ન હોઈએ તો આપણા પ્રયત્નો તો છૂટા થવાના જ હોવા જોઈએ. શાળાની અંદર શાંતિના નિયમો ઊભા કરવાથી અથવા તો વિશ્વશાંતિની જરૂરિયાત સમજાવવાથી આપણું કામ સરવાનું નથી. શાંતિનો આદર્શ તંત્ર પાછળ ન હોય તો શિક્ષકના જીવન પાછળ હોવો જ જોઈએ. અશાંતિમાંથી શાંતિ જન્માવવા માટે શિક્ષકસંસ્થાનું આદર્શ જીવન આજના અનવસ્થાવાળા યુગમાં પણ ઘણે અંશે કાર્યસાધક બની શકશે.

વિશ્વપ્રેમ માટે હું હમણાં જ કહી ગયો. પોતાનું પ્રેમમય જીવન જે કક્ષાએ ઊભું હોય તે કક્ષાને બરાબર સમજી લઈને વિદ્યાર્થી સાથે આપણા સંબંધો બંધાવા જોઈએ. શોધ કરતાં ઘણી વખત માલૂમ પડશે કે પ્રેમની ભૂમિકા પરત્વે આપણે અને વિદ્યાર્થીઓ એક જ કક્ષા ઉપર ઊભા હોઈએ છીએ. ઉમરનો ભેદ ઊર્મિનો ભેદ નથી હોતો. એક જ કક્ષા ઉપર ઊભેલા આપણે એક જ સાથે ગતિ કરવાની રહે તેમાં સંકોચ ન થવો જોઈએ. પ્રેમનો પ્રવાહ શુદ્ધ રીતે અને અસ્ખલિત વહ્યા કરે તેવું આપણા કરતાં આપણા વિદ્યાર્થીના જીવનમાં વધારે બનવાનું છે. આપણે તો કદાચ હોઈએ ત્યાં ઊભા રહી જઈશું, પરંતુ આપણો વિદ્યાર્થી આપણાથી પણ આગળ જશે. આવી પરિસ્થિતિમાં પ્રેમને વિશાળ બનાવવાની બાબતમાં ઘણીય વખત આપણે તો આપણા વિદ્યાર્થી પાસેથી સાચા પાઠો ભણવાના રહે છે. આટલું સમજાઈ જાય તો પણ વર્ગમાં શિક્ષક પોતાના વિદ્યાર્થી તરફ નિરભિમાનપણે ઉપકારદૃષ્ટિથી જોતો રહેવાનો છે. પ્રેમનો વિનિમય એ વર્ગમાં શક્ય બને છે અને વિશ્વપ્રેમની ભાવના ખીલવવામાં સહાયરૂપ બને છે.

# સંસ્કૃતનું શિક્ષણ

—શ્રી. ધીરજલાલ ઉપાધ્યાય

લેખાંક બીજો

[ગતાંકના પૃ. ૪૨૧ થી ચાલુ]

## સંસ્કૃતનું પહેલું વર્ષ

આપણો સંસ્કૃત-શિક્ષક સંસ્કૃત-શિક્ષણના પ્રથમ દિવસે જ સરળ ગૂજરાતીમાં સંસ્કૃત-શિક્ષણની અગત્ય ચર્ચે છે. ગીતા, રામાયણ, મહાભારત, વિ. ધાર્મિક ગ્રન્થો તેમ જ સાહિત્યની સુંદર કૃતિઓ, આર્ય સંસ્કૃતિ, ગૂજરાતી-સંસ્કૃતનો ભાષાસંબંધ, વિ. વિષેની વાત બાર-તેર વર્ષનાં બાળકો સમજી શકે એવી રીતે સંસ્કૃતની અગત્ય સમજાવવા માટે કરવામાં આવે છે. પછીથી વિદ્યાર્થીઓના ઉચ્ચાર સંબંધી તે ધ્યાન આપે છે. જો બાળકોનો માતૃ-ભાષાનો શિક્ષક તેમના ઉચ્ચારમાં સવિશેષ સાવધાન રહ્યો હોય તો આપણા સંસ્કૃત-શિક્ષકનું કામ ઘણું સરળ થઈ પડે છે; પણ જો માતૃભાષાના ઉચ્ચારમાં જ અશુદ્ધિ પેસી ગઈ હોય તો શુદ્ધ સંસ્કૃત-ઉચ્ચાર માટે સંસ્કૃત-શિક્ષકને શ્રમ લેવો પડે છે. વળી, સંસ્કૃત શીખનારા ઉચ્ચ વર્ણના સંસ્કારી કુટુંબોમાંથી આવેલા હોય તો ઉચ્ચાર સંબંધી ઘણી મુશ્કેલી નથી નડતી; પણ હવે તો અત્યાર સુધી સંસ્કારવિહીન રહેલી કોમોમાં પણ શિક્ષણની સદ્ભાવના જાગી છે એટલે પોતાના ઘરમાંથી તેમ જ ઘરના વાતાવરણમાંથી અશુદ્ધ ઉચ્ચારો પરંપરાથી લઈ આવેલાં આવાં બાળકોના ઉચ્ચાર માટે પણ સંસ્કૃત-શિક્ષકને ઠીક ઠીક શ્રમ લેવો પડે છે. વળી દેશના અમુક ભાગમાં જો લોકોનો બહોળો વર્ગ અમુક જ અશુદ્ધ ઉચ્ચાર વ્યવહારમાં કરતો હોય તો તે સુધારવામાં સંસ્કૃત-શિક્ષકનો શરૂઆતનો સમય જાય છે. દા. ત. ગૂજરાતના ચરોતર વિભાગમાં स् નો તાલવ્ય श् ઉચ્ચાર તેમ જ સૂરત તરફ ह् તરીકેનો ઉચ્ચાર ગૂજરાતીમાં કરવામાં આવે છે. સંસ્કૃતમાં स्, श् અને ष् નો ભિન્ન ઉચ્ચાર વર્ગમાં મહેનત લઈને પણ શિક્ષકે બાળકોની જીભે કરાવવો ઘટે. વળી કેટલાક બાળકોની જીભ દંત્ય त् નો ઉચ્ચાર ट् તરીકે, थ् નો ठ् તરીકે, द् નો ड् તરીકે, ध् નો ढ् તરીકે નાનપણથી જ કરતી આવેલી હોય છે; થોડાક અભ્યાસ પછી શિક્ષકની મહેનતથી જીભ જરૂર શુદ્ધ ઉચ્ચાર કરતી થઈ જવી જોઈએ. વળી ग्-घ् નો, ज्-झ् નો ઉચ્ચાર બાળકો સ્પષ્ટ કરે છે તે જોવું જોઈએ. અનુનાસિકોના તેમ જ હ્રસ્વ-દીર્ઘ સ્વરોના શુદ્ધ ઉચ્ચારોનો અભ્યાસ [repetition] દાખલાઓ સાથે વર્ગમાં શરૂઆતમાંજ થવો જોઈએ. જોડાક્ષરો બાળકો બરાબર લખે છે તે પણ હમણાં જ જોઈ લેવું જોઈએ. વિસર્ગનો ઉચ્ચાર ह જ ન થઈ જાય તે પણ સંભાળવાનું છે. વિસર્ગ પછી કઠોર વ્યંજન આવે તો એ કઠોર વ્યંજન સાથે વિસર્ગનો ઉચ્ચાર ભળી જવો જોઈએ. गच्छामि, पतामि વગેરે બોલવામાં વિદ્યાર્થીઓ જો અંત્યસ્વરનો દીર્ઘ ઉચ્ચાર કરે તો આ ટેવ ટાળવા માટે ઉપાંત્ય સ્વરને સહેજ વધારે લંબાવી ઉચ્ચાર કરવો. દા. ત. गच्छा (आ) मि, पता (आ) मि. વળી કેટલાક વિદ્યાર્થીઓ न નો ઉચ્ચાર न् કરે છે. દા. ત. मूर्खेण નો मूर्खेण्. કોઈવાર म् નો ઉચ્ચાર म કરે છે. દા. ત. गच्छेयम् નો गच्छेयम तरीके. આ શરૂઆતથી જ સુધારવું ઘટે. જો આ પ્રમાણે સંસ્કૃત-શિક્ષક શરૂઆતથી જ ઉચ્ચાર સંબંધી જાગૃત રહેશે તો પછી બાળકોની જોડણી માટે ભવિષ્યમાં એની ચિંતા ઓછી થશે. [સાથે સાથે ગૂજરાતીની ઘણીખરી જોડણીની પણ] કારણ કે સંસ્કૃતમાં તો જેમ લખાય તેમ જ ઉચ્ચાર થાય છે, અંગ્રેજીમાં તેમ નથી.

આ પ્રમાણે શરૂઆતમાં વર્ણોના ઉચ્ચાર સંબંધી પ્રાથમિક તૈયારી થઈ રહ્યા પછી સંસ્કૃત-શિક્ષક સંસ્કૃતનો પ્રથમ પાઠ શરૂ કરશે. ત્યારે એ સંસ્કૃત-શિક્ષણમાં કઈ પદ્ધતિ સ્વીકારશે? ડૉ. ભાણ્ડારકરની વ્યાકરણ-ભાષાન્તર પદ્ધતિ? ના, આગલા લેખમાં બતાવ્યું તેમ તે તો મૌખિક પદ્ધતિનો જ ઉપયોગ કરશે, કારણ કે તે જાણે છે કે ભાષા એટલે મુખ્યત્વે ભાખવું, બોલવું તે [ Language is Speech ]. તે જાણે છે કે બાળક નાનપણથી ભાષા શીખે છે, ઘરમાં વડીલોનાં વાક્યો સાંભળી સાંભળીને. વારંવાર અમુક શબ્દોનો ઉચ્ચાર અમુક વસ્તુ કે ક્રિયા સાથે થાય એટલે બાળક તે શબ્દોચ્ચારને તે તે વસ્તુ કે ક્રિયા સાથે સાંકળી લે છે અને એમ સમજીને તેવો ઉચ્ચાર અનુકરણથી કરવા પ્રેરાય છે. આજ રીત શિક્ષક અહીંઆં વાપરે છે. દા. ત. अहं श्रीगणेशं नमामि। એ વાક્ય શિક્ષક બોલશે તે વખતે अहम् બોલતાં પોતાની જાત, श्रीगणेशम् બોલતાં ગણેશની છબી અને नमामि બોલતાં નમસ્કારની ક્રિયા શિક્ષક પોતે કરી બતાવે છે. વિદ્યાર્થી આમ વાક્ય દ્વારા જ अहम्, गणेशम्, અને नमामि શબ્દોનો અર્થ પ્રત્યક્ષ વસ્તુના ને ક્રિયાના દર્શનથી પામી જાય છે. ભાષાન્તરની પછી જરૂર જ રહેતી નથી. [ ૧ ] આમ આવું વાક્ય શિક્ષક બે ત્રણ વાર સ્પષ્ટ પ્રત્યક્ષ ક્રિયાથી કે વસ્તુદર્શનથી પોતે બોલશે, અને નવો શબ્દ પાટિયા પર લખશે. [ ૨ ] પછીથી આખો વર્ગ સમૂહમાં શિક્ષકની પાછળ તે જ વાક્ય શિક્ષકની માફક બોલશે. સમૂહમાં આમ વાક્ય બોલાવું હોય ત્યારે શિક્ષકને પોતાના કાન સતેજ રાખવા પડશે. આળસુઓને અને અશુદ્ધ વર્ણોચ્ચાર કરતા વિદ્યાર્થીઓને એણે ઝટ પારખી કાઢવા જોઈએ. [ ૩ ] પછી વિદ્યાર્થીઓ પાસે તે વાક્યનું પુનરુચ્ચારણ વ્યક્તિગત થવું જોઈએ. ઉચ્ચારમાં ખોડવાળા વિદ્યાર્થીઓ પાસે અત્યારે શુદ્ધ ઉચ્ચાર કરાવડાવવો જોઈએ. આમ વિદ્યાર્થીએ વાક્ય સમજી લીધું: વાક્ય સાંભળીને, ઉચ્ચાર કરીને, પ્રત્યક્ષ ક્રિયા કે વસ્તુનો સબંધ મનમાં ગોઠવીને અને છેવટે પાટિયા પર એનું લખાણ જોઈને. આવી રીતે त्वम्, सः અને બીજાં ત્રણ – ચાર ક્રિયાપદ, ત્રણ – ચાર નામો, તેમ જ બીજાં સર્વનામોનાં નવાં વાક્યો વાપરી શકાય. (૪) આમ પાંચ – સાત વાક્યો આવી રીતે વર્ગમાં શીખવાડયા પછી શિક્ષક એ વાક્યોનું 'આદર્શ વાચન' કરશે. આખો વર્ગ શિક્ષકનું વાચન સાંભળીને એની પાછળ વાંચશે. વાચન વખતે કંઠના આરોહ, અવરોહ અને ઉચ્ચારની બાબતમાં શિક્ષકે ઠીક સંભાળ રાખવી જોઈએ. પ્રશ્ન માટે આજ્ઞાર્થ, અને આશ્ચર્યદર્શક વાક્ય માટે વાક્યનો આરોહાવરોહ જાળવવો ઘટે. શિક્ષક જેવું વાંચશે તેવું જ વિદ્યાર્થીઓ શીખશે. વાચન મંદ ગતિએ અથવા ખૂબ ઝડપથી ન થવું જોઈએ. વાચન થયા પછી વિદ્યાર્થીઓને તે જ વિષયના પ્રશ્નો પૂછવા. પ્રશ્નો શરૂઆતમાં ઘણા જ સાદા હોવા જોઈએ. किम्, कथम्, कुत्र, क्व, कति, दर्शय વિગેરેના અર્થ બાળક જાણે તો પ્રશ્નો પૂછવામાં સરળતા થઈ પડે છે. પ્રશ્નોના સારા જવાબો વર્ગમાં સમૂહમાં તેમ જ વ્યક્તિગત બોલાવડાવવા જોઈએ, વિશેષ તો પેલા પછાત વિદ્યાર્થીઓ પાસે. (૫) છેવટે પ્રશ્નો પૂછાયા પછી વાક્યોમાં ખાલી જગો પૂરવાનાં, બંધબેસતા શબ્દો ગોઠવવાનાં, અસ્ત વ્યસ્ત કરેલાં વાક્યોને વાક્ય-ક્રમમાં બરોબર ગોઠવવાનાં વિગેરે મનોયત્નો મૂકવાં જોઈએ. જે વાક્યો ગોઠવાય તેનો ગૂજરાતીમાં અર્થ પૂછી જોવો–જેથી વિદ્યાર્થીઓ બરાબર સમજ્યા છે કે નહિ તેની કસોટી થઈ શકે. આમ શરૂઆતના થોડાક પાઠો આ પદ્ધતિએ સંસ્કૃત-શિક્ષક લેશે. પાઠોના વિષય તરીકે બાળકો જેના નિત્ય સંપર્કમાં આવતાં હોય તે રાખવા જોઈએ. દા. ત. શરીરનાં અંગો, વર્ગ, પુસ્તકો, પાઠશાળા, બાગ, ક્રીડાંગણ, સૂર્ય, ચન્દ્ર, ગાય, દુનરો, પક્ષી, નદી વિગેરે. સંસ્કૃતના પહેલા વર્ષમાં–ત્રીજા ધોરણમાં આ પદ્ધતિએ દશ-બાર પાઠો લેવા જોઈએ.

## સંસ્કૃતનું બીજું વર્ષ

શિક્ષક કોઈ વાર્તાના પાઠથી સંસ્કૃતના બીજા વર્ષમાં-ચોથા ધોરણમાં શરૂઆત કરે. માતૃભાષામાં એ વાર્તા બાળક જાણતો હોય તો શિક્ષકને પાઠ શીખવાડવામાં સરળતા થઈ જાય. વિદ્યાર્થીઓએ દસ-બાર પાઠમાં ઠીક ઠીક શબ્દ-ભંડોળ જમા કર્યું હોય છે. એ શબ્દ – ભંડોળ તેમ જ વાક્ય-રચનાઓનો ઉપયોગ શિક્ષક વાર્તા-પાઠ શીખવાડવામાં વારંવાર કરતો રહેશે-પ્રશ્નો પૂછવામાં [ ૧ ] પ્રથમ તો વાર્તાનાં મુખ્ય પાત્રો સંબંધી પ્રશ્નોદ્વારા સાધારણ ચર્ચા કરશે. [ ૨ ] સાથે સાથે નવા શબ્દો-વાર્તાની સમજાવટમાં ખાસ જરૂરી એવા-પોતે પહેલાંની પદ્ધતિથી વિદ્યાર્થીઓના મનમાં સ્થિર કરશે. [ ૩ ] પછી શિક્ષક પોતે તે વાર્તા સ્પષ્ટતાથી, સરળતાથી અને બાળકોનાં મનમાં આખું કથાચિત્ર ખડું થાય એવી કુશળતાથી કહેશે. કથા કહેતી વખતે કથાભાગના રસને અનુરૂપ કંઠનો આરોહાવરોહ શિક્ષકે કરવો, મુખ ઉપર તે તે રસના ભાવો લાવવા અને બાળકો વાર્તાપ્રવાહમાં તદ્રૂપ બને એવી રીતે સંયમથી હાથ આંખ, વિગેરેનો અભિનય કરવો. આમ કથા બે વાર કહેવી. [ ૪ ] પછીથી વાર્તા વિષેના સાધારણ પ્રશ્નોના ઉત્તરો પૂછવાથી બાળકો સહેલાઈથી આપી શકશે. [ ૫ ] તરત જ પુસ્તકમાંથી વાર્તાનું આદર્શ-વાચન શિક્ષક કરશે. બાળકોને પોતાની પાછળ પાઠ વંચાવશે. સમય રહે તો મનોયત્નો મૂકવાં. વાર્તાકથનમાં શિક્ષકને સહાયરૂપ થઈ પડે એવાં ચિત્રોનો ઉપયોગ છૂટથી થવો જોઈએ. હવે સંવાદપાઠ લઈએ. સંવાદ-પાઠો સંસ્કૃત-શિક્ષણમાં ઘણા ઉપયોગી થઈ પડે છે. બાળકોને પ્રકૃતિથી જ નાટકનાં પાત્રોની માફક સામસામા સંવાદો બોલવાનો બહુ શોખ હોય છે. ઘણું ય ફળિયામાં નાનાં બાળકોની મંડળીઓ જુદાં જુદાં પાત્રોનો વેશ લઈ જોરથી સંવાદો કરતી માલૂમ પડે છે। સંવાદ-પાઠનાં વાક્યો બાળકો મોઢે કરી નાખે છે અને એમ એટલું સંસ્કૃત કંઠસ્થ બની જાય છે. અને કોઈ પણ ભાષાના સારા અભ્યાસ માટે તે ભાષાની કેટલી ય વાક્યરચનાઓ શરૂઆતમાં મોઢે તો કરવી જ પડે છે. હવે સંવાદ-પાઠ શરૂ કરતાં પહેલાં નવા શબ્દો શિક્ષક વર્ગમાં દાખલ કરશે. ત્યારબાદ પોતે આખો સંવાદ કંઠના યથાર્થ આરોહાવરોહ સહિત બે વાર વાંચી બતાવશે. પ્રશ્નો પૂછી બાળકોને પોતાની પાછળ સંવાદ વંચાવશે. છેવટે વર્ગના વિદ્યાર્થીઓ પાસે [ પૂરતો અભ્યાસ થયા પછી ] તે સંવાદ વર્ગમાં કરાવવો જોઈએ.

આ પ્રમાણે સંસ્કૃતના બીજા વર્ગમાં દસ-બાર વાર્તાઓ, અને ચાર-પાંચ સંવાદપાઠો ...ી શકાય. સંસ્કૃતના બીજા વર્ષમાં આપણે વ્યાકરણનો અભ્યાસ નિયમિત કરાવીશું. આપણે આ... જોયું તેમ વ્યાકરણ સાહિત્યદ્વારા અને સાહિત્ય માટે જ શીખવાડવાનું છે. સાધન તરીકે, લક્ષ્ય તરીકે નહીં. સંસ્કૃતના પહેલા વર્ષમાં નામનાં અને ક્રિયાપદોનાં રૂપોનો સારો ભંડોળ વિદ્યાર્થીના મનમાં થયો છે. હવે એવાં રૂપોનો નિયમિત અભ્યાસ આપણે વિદ્યાર્થીઓને કરાવીશું: [ ૧ ] પ્રથમ તો શિક્ષક પાટિયા ઉપર લખેલાં એવાં વાક્યો અથવા સુસંબદ્ધ કંડિકા તેમની આગળ મૂકશે કે જે જે ક્રિયાપદનાં કે નામનાં કે કાળનાં રૂપો શીખવવાનાં હોય તેમાંના થોડાંક વિદ્યાર્થીઓ પહેલાં શીખ્યાં હોય. દા. ત. वद् કે रामનાં બધાં રૂપો શીખવવા માંગીએ તો પાટિયા ઉપર લખેલી કંડિકામાં वद् કે रामનાં થોડાંક રૂપો હોવાં જોઈએ [ ૨ ] વિદ્યાર્થીઓ આ વાક્યો સમજે છે કે નહીં તે જોવા માટે શિક્ષકે થોડાક પ્રશ્નો પૂછી લેવા. [ ૩ ] પછીથી વિદ્યાર્થીઓને એ વાક્યો કે કંડિકાનું શાંતવાચન કરવા કહેવું. વાંચતી વખતે ક્રિયાપદ-કર્તાનો સંબંધ—વચન, પુરુષ વિષેનો શોધી કાઢવા કહેવું.

વિદ્યાર્થીઓ હોશિયાર હશે તો વચન અને પુરુષનું કર્તાક્રિયાપદમાં એકસરખાપણું જલદીથી કહી બતાવશે. [૪] અમુક શબ્દ અમુક ક્રિયાપદનો કર્તા છે કે કર્મ છે તે બતાવી પ્રથમા અને દ્વિતીયા વિભક્તિમાં એ નામો છે તે બતાવવું. આમ બીજાં વાક્યોમાંથી કરણ, સંપ્રદાન, અપાદાન, સંબંધ, અધિકરણ, સંબોધનનાં દૃષ્ટાંતો બતાવીને જ ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી અને સંબોધનનાં પૂરાં રૂપો આપવાં. [૫] શિક્ષકે ખાલી 'કોઠા'ના રૂપમાં વિદ્યાર્થીઓની સહાયથી રૂપો પૂરી દેવાં. નામનાં રૂપોની માફક ક્રિયાપદનાં પણ ભિન્ન ભિન્ન કાળનાં રૂપો ટેબલરૂપમાં વિદ્યાર્થીઓની સહાયથી પૂરાવવાં. [૬] આખો કોઠો ભરાઈ ગયે શિક્ષક પોતે નામનાં કે ક્રિયાપદનાં રૂપો વાંચશે અને વિદ્યાર્થીઓને પોતાની પાછળ બે ત્રણ વાર સમૂહમાં વંચાવશે. વ્યક્તિગત પણ પછાત વિદ્યાર્થીઓ પાસે રૂપો બોલાવવાં જોઈએ. [૭] એવી જ જાતનાં નામો અને એ જ ગણનાં અને કાળનાં બીજાં ક્રિયાપદોનાં રૂપો પણ એ પ્રમાણે વિદ્યાર્થીઓ પાસે બોલાવવાં જોઈએ. પછી બીજે દિવસે એ રૂપો કેમ બન્યાં તેની સમજણ પાડવામાં આવે અને નિયમો શોધી કઢાય તો ઠીક છે. વિદ્યાર્થીઓને રૂપો તો મોઢે કરવાનાં જ છે. વર્ગમાં સમૂહમાં તેમ જ વ્યક્તિગત સારો અભ્યાસ [Drill] થયો હશે તો રૂપો વધારે સારી રીતે વિદ્યાર્થીના મગજમાં ઠસી જશે. કર્મણિ—કર્તરિ ને કૃદંતોના પાઠો પણ વાક્યો કે કંડિકાની મદદથી લેવા જોઈએ.

સુભાષિતો કે સાદાં કાવ્યો હોય તો સંધિ વિગ્રહ થયા પછી પ્રશ્નો એવી રીતે પૂછવા કે જેથી વિદ્યાર્થીઓ પ્રશ્નના ઉત્તર તરીકે પદ્યમાંથી ગદ્યરૂપ લાવી શકે. નવા શબ્દો પ્રથમ આપી દેવાય તો સારું. વાક્યોમાં શબ્દોની સંધિ માટે નિયમો ન શીખવાડવા. સંધિ જ્યાં થઈ હોય તેવાં ઘણાં રૂપો વિદ્યાર્થીના મગજ આગળ વારંવાર મૂકવામાં આવશે તો પછી આપોઆપ એવા દાખલાઓમાંથી નિયમો કાઢી શકાશે.

## સંસ્કૃતનું ત્રીજું વર્ષ

સંસ્કૃતના બન્ને વર્ષોમાં વિદ્યાર્થીએ મૌખિક પદ્ધતિથી સંસ્કૃત વાક્યોનો, શબ્દોનો, તેમ જ શૈલીનો ઠીક ઠીક અભ્યાસ કર્યો હશે. એટલે આ વર્ષમાં મૌખિક પદ્ધતિથી પાઠ-શિક્ષણની જરૂર નહીં રહે. હવે તો પાઠ્ય-પુસ્તકનો એ વધારે ને વધારે ઉપયોગ કરે એ ઇષ્ટ છે. કારણ આપણું છેવટનું લક્ષ્ય તેને બહારના પુસ્તક-વાચન તરફ લઈ જવાનું છે, વળી તે એની મેળે સંસ્કૃત સમજતો થઈ જાય એ પણ આપણો હેતુ છે. એટલે પોતાની મેળે, ઘેર કે વર્ગમાં, પાઠ્ય-પુસ્તકની બહાર વધારાનું સંસ્કૃત એ વાંચતો થાય એ શિક્ષકે જોવાનું છે. તે માટે શિક્ષક હવે પોતાની પદ્ધતિ બદલશે. હવે કોઈ પણ નવો પાઠ શરૂ કરતાં પાઠ વિષે સામાન્ય ચર્ચા કરી, વિદ્યાર્થીઓને એક બે વાચન-હેતુકો [objectives] આપી, એમને પાઠનું શાંત-વાચન કરવાનું કહેશે. વિદ્યાર્થીઓ પોતાની મેળે પાઠ સમજવા પ્રયત્ન કરશે. શાંત વાચન પછી પાઠની વિસ્તૃત-ચર્ચા શિક્ષક પ્રશ્ન-પરંપરાથી કરશે અને વિદ્યાર્થીઓ પાઠ બરાબર સમજે છે તે જોઈ લેશે. પાઠમાં આવતી નવતર રચનાઓ, શબ્દો, ક્રિયાપદો, રૂપો, વગેરે સમજાવવા માટે શિક્ષક પ્રત્યક્ષ વસ્તુ, ચિત્ર, નમૂનો, ક્રિયા, અભિનય, શબ્દ-ચિત્ર, વ્યાખ્યા, પર્યાય, વગેરે વાપરશે. નવા શબ્દો સમજાવવામાં શિક્ષકની કસોટી છે. માતૃભાષામાં અર્થ આપી દેવાથી વિદ્યાર્થી સરળતાથી સમજી શકતો હોય તો પર્યાય આપી દેવો; પણ બને ત્યાં સુધી પ્રત્યક્ષ પદ્ધતિથી જ વિવરણ સંસ્કૃતમાં આપવું. વિવરણ થઈ રહ્યા પછી ભાષાન્તર, નિબંધ, કે વાક્યોમાં શીખેલી રચનાઓના પ્રયોગો મનોયત્ન તરીકે કરવાનું કહેવું જોઈએ.

વિદ્યાર્થીઓ બરાબર સમજ્યા છે કે નહીં તે જાણવા માટે માતૃભાષામાં ભાષાન્તર કરવાનું વારંવાર કહેવામાં આવવું જોઈએ. છેવટે આખો ય પાઠ શિક્ષકે વર્ગમાં આદર્શ – વાચન તરીકે વાંચી જવો જોઈએ. આ વર્ષમાં પણ વાચન તરફ ખાસ લક્ષ્ય આપવાનું છે. કારણ કે વાચનની પણ કલા છે. વાંચતી વખતે શિક્ષકનો કંઠ, જીભની છૂટ, એની શૈલી, ઢબ, વગેરેની વિદ્યાર્થીઓના વાચન પર ખૂબ અસર થાય છે. માટે શિક્ષકનું 'આદર્શ-વાચન' ખરેખર આદર્શ રૂપ જ હોવું જોઈએ વળી ત્રીજા વર્ષમાં પણ ઘણાખરા વિદ્યાર્થીઓ સંસ્કૃત સારું વાંચી શકતા નથી. એટલે શિક્ષકે તે સારી રીતે વાંચી બતાવવું જોઈએ. જો શાંત-વાચન કરવાનું કહેવામાં ન આવે તો શિક્ષકે પોતે પાઠ વાંચી જવો, વિદ્યાર્થીઓને એમાં થએલી સંધિનો વિગ્રહ કરવા કહેવું, અને વિદ્યાર્થીઓની મદદથી આખા પાઠનું પ્રત્યક્ષ પદ્ધતિએ વિવરણ કરવું. ગમે તેમ, શિક્ષકનું વાચન તો દરેક પાઠમાં થવું જ જોઈએ

આ તો ગદ્ય–પાઠની વાત થઈ. હવે આપણે કાવ્ય કેમ લઈ શકાય તે જોઈએ. કાવ્યો એટલે સંસ્કૃત-શિક્ષકનાં આનંદ-ધામો. સંસ્કૃત વ્યાકરણની શુષ્ક રણ–યાત્રાથી થાકેલા શિક્ષકમગજને આ કાવ્યો લીલાં હરિયાળાં રણપ્રદેશનાં જેવાં આનંદદાયી થઈ પડે છે. સુભાષિતોને આ વર્ષમાં હવે બહુ સ્થાન રહ્યું નથી; હવે તો વિદ્યાર્થીઓને સંસ્કૃત પદ્યની મધુરતા, સુંદરતા, અને રસ–વાનગી પીરસવાની છે જે પદ્યો મૂકવામાં આવે તે જગન્નાથ જેવા રસેશ કવિની કવિતા–ઝોળીમાંથી, કે કાલિદાસ–ભવભૂતિનાં નાટક–મહાકાવ્યોમાંથી, કે વ્યાસ–વાલ્મીકિમાંથી વીણીવીણીને એકઠાં કરેલાં હોવાં જોઈએ. કાવ્યનો રસાસ્વાદ કરવાનો છે, ગદ્યની માફક એને ચૂંથવાનું નથી કાવ્યના અનુપ્રાસથી–પ્રાસ, યતિ, કે છેદ–યમક, કે વર્ણ–સગાઈથી રચાતા ધ્વનિની ખૂબી, છંદની વિષય સાથેની અનુકૂલતા, શબ્દોની પસંદગી, કલ્પનાનાં ઉચ્ચ ઉડ્ડયન, કવિના માનવ–સ્વભાવનું ને પ્રકૃતિનું ઊંડું નિરીક્ષણ, નવ રસોમાંના કોઈ રસની ઝમાવટ, અલંકારો, વિ. પર કાવ્યની સુંદરતા બતાવતાં વિદ્યાર્થીનું લક્ષ્ય દોરવાનું છે. પર્યાયો આપી પદ્યનું ગદ્ય-રૂપમાં કાવ્યશિક્ષણ ન પરિણમે એ જોવાનું છે. [૧] કાવ્ય પ્રથમ તો બે વાર મધુર રીતે શિક્ષકે વાંચવું જોઈએ. સારા કાવ્ય-વાચનથી જ કાવ્યશિક્ષણ સફળ બને છે અને વિદ્યાર્થી કાવ્યમાં રસ લેતો થઈ જાય છે. શિક્ષકનો જો મધુર કંઠ હોય તો તે અહીંઆં ખૂબ કામમાં આવે છે. [૨] વિદ્યાર્થી પાસે સંધિ છૂટી પડાવ્યા પછી ત્રણ ચાર શ્લોક શાન્તવાચન માટે મૂકવા. [૩] પછી પ્રશ્ન પરંપરાથી કાવ્યનો અર્થ વિશદતાથી સંપૂર્ણ સમજાય એમ જોઈ લેવું. [૪] છેવટે જ કાવ્યના સૌન્દર્યદર્શન, એના રસાસ્વાદ (appreciation) માટે કાવ્યની ખૂબીઓ ચર્ચવી. વિદ્યાર્થીઓને છંદ, રસ, અને અનુપ્રાસ વિષે જ્ઞાન મળી જાય તે શિક્ષકે સંભાળવું.

વિદ્યાર્થીઓ પહેલા બે વર્ષમાં થોડાક વિષય પર વાક્યો ગોઠવાયલાં એમના પાઠમાં શીખ્યા હોય છે. જો આવી રીતે વિદ્યાર્થીઓને કોઈ પણ વિષય ઉપર સુસંબદ્ધ વિચાર કરવાની ટેવ પડેલી હોય અને સંસ્કૃતનો ભંડોળ એ વર્ષમાં ઠીક જામ્યો હોય તો તેઓ સ્વતંત્રલેખન (Composition) સહેલાઈથી કરી શકશે. એમણે કરેલાં મનોયત્નો હવે આવા લેખનમાં મદદગાર થઈ પડશે. ચિત્રોથી વાર્તાઓ લખાવી શકાય અથવા વાર્તાનું ખોખું ટુંકાણમાં મુદ્દા-નિર્દેશથી આપી શકાય, જેને વિદ્યાર્થીઓ વિસ્તારથી આખી વાર્તામાં ઘડી શકે.

ભાષાંતરનો વિદ્યાર્થીના જ્ઞાનની કસોટી તરીકેનો ઉપયોગ આપણે જોયો, કલા તરીકે પણ ઉપયોગ થઈ શકે. ગૂજરાતીમાંથી શિષ્ટ સંસ્કૃતમાં મુક્ત ભાષાન્તર કરવા માટે ફકરાઓ આપવા

[પૃ. ૨૬ પર ચાલુ]

# શાંતિલાલ શાંત કેમ થયો ?  શ્રી. હરભાઈ

એના પિતા એને શાળામાં મૂકવા માટે આવ્યા ત્યારે કહી ગયેલા કે 'શાંતિ સ્થિર ચિત્ત અને પણ એકાસને બેસીને વાંચી શકતો નથી કે કામ પણ કરી શકતો નથી' બીજી કોઈ ખોડ એનામાં નથી. શાંતિના અહીં આવ્યા પછી બીજે જ ગાળિને નાનીમોટી ખામીઓનાં દર્શન એનામાં થવા લાગ્યાં.

૧. શાળાનો વખત થઈ ગયો હોય છતાં શાળામાં જવા માટે પોતાના આસનેથી ઊઠે જ નહી.

૨. શાળામાં ગયા પછી પણ કોઈ ઠેકાણે કામ કરવા બેસે નહિ.

૩. છાત્રાલયમાં નવરો પડયો હોય અને એકલો હોય તો કોઈની ચીજ ઉપાડી પોતાના બિસ્તરામાં સંતાડી દે.

૪. તક મળે તો પોતાથી નાના વિદ્યાર્થીને મારે અને રડાવે.

૫. મોટા છોકરાઓ સાથે લડવા જાય પણ તરત જ હારે અને પછી પોતે જ રડવા લાગે.

શાંતિ તો વધારે ને વધારે નવરો પડવા લાગ્યો; આ નવરાશે એની આ કુટેવોને વધારે ઉત્તેજન આપ્યું અને પછી તો એ કયાંક બેઠો હોય અથવા તો કોઈની સાથે ઝઘડતો હોય અથવા તો એકલો ઊભો ઊભો રડતો હોય. શાંતિના પ્રશ્ને શિક્ષકમંડળનું પણ ધ્યાન ખેંચ્યું.

એક શિક્ષક ફરિયાદ લાવ્યા પોતાના ઓરડામાં એક કબાટ હતું અને કબાટની અંદર ઘડિયાળનો ડબો હતો. ઘડિયાળમાં વખત જોઈને ઓરડાના હાજરીપત્રકમાં પોતાનો સમય નોંધવાનું ફરજિયાત હતું. એક દિવસે ઓરડાના કબાટનો કાચ ફોડી નાખેલો માલૂમ પડયો અને તપાસ કરતાં જણાયું કે એ શાંતિએ ફોડયો હતો. થોડાક વિદ્યાર્થીઓ એના સાક્ષી હતા. હવે શું કરવું ?

અંગ્રેજીના શિક્ષકે ફરિયાદ રજૂ કરી કે ડીક્ષનરીનાં પાનાં કોઈ કોઈ વખત ફાટી જાય છે અને ને કામ શાંતિ કરે છે એવો તેમને ચોક્કસ વહેમ છે.

શાંતિનો પ્રશ્ન મને સોંપવામાં આવ્યો.

શાંતિને મેં મારા વિશ્વાસમાં લીધો. મારા પ્રેમના દબાણને વશ થઈને એ અભ્યાસ તરફ ઢળવા લાગ્યો. અંગ્રેજી, ગૂજરાતી અને ઇતિહાસના વિષયો એના શોખના હતા, તેમાં તેણે કામ શરૂ કર્યું. મેં તેને પ્રોત્સાહન આપ્યું અને તેના શિક્ષકોને પણ, તેને મદદ કરવા કહી દીધું. પણ ત્યાં તો એક નવી ઉપાધિ ઊભી થઈ! એને માથું દુઃખવાનો વ્યાધિ શરૂ થયો. એ વાંચી કેવી રીતે શકે ? એને તો કસરત કરવી ગમે નહિ, રમતો રમવી ગમે નહિ અને ફરવા જવું પણ ફાવે નહિ. પડયાં પડયા બંધકોશ થવા લાગ્યો. કોઈ કોઈ વખત એને તાવ પણ ચડવા લાગ્યો. શાંતિ સંબંધીની મારી મૂંઝવણ વધી.

એક દિવસ હું એની પથારી ઉપર એના માથા પાસે બેઠો હતો અને દુઃખતું માથું દાબી રહ્યો હતો. દાબતાંદાબતાં એની સાથે મારી વાતો ચાલતી હતી.

હું—તને વાંચવુંભણવું કેમ નથી ગમતું ?

શાંતિ—મને ગમે તો છે જ પણ મારાથી વંચાતું નથી. મારું માથું દુઃખી આવે છે.

હું—તું બીજાની નાનીમોટી ચીજો શા માટે ઉપાડે છે ? તારી પાસે તો બધું જ હોય છે. છતાં એ કોઈ વખત જોઈએ તો મારી પાસેથી માગી લેવું તેવી આપણી શરત છે તે તો યાદ હશેજ.

શાંતિ—હા, પણ હું નવરો બેઠો હોઉં છું ત્યારે મારા જેવી જ બીજાની બીજી ચીજો જોવા-જાણવાની મને ખૂબ ગરજ થઈ આવે છે. કોઈની ચીજ બહાર તો હોય જ નહિ તેથી તેનો કબાટ ઉઘાડવાનું મન થઈ જાય છે અને પછી કોઈની પણ ચીજ મારી ચીજ કરતાં વધારે સારી લાગે છે ત્યારે તેને રાખી લેવાનું મન થાય છે.

હું—વારુ. પણ એ ટેવ સારી નથી. તું નાના છોકરાને મારે છે શા માટે?

શાંતિ—તે મને ખબર નથી પણ કોઈ નાનો છોકરો મને ખીજવે છે ત્યારે મને એને મારવાનું જ મન થઈ જાય છે. પાછળથી મને મારી ભૂલ સમજાય છે. ખરી, પણ તે વખતે તો મન કાબૂમાં નથી રહેતું.

હું—અને પછી તારાથી મોટા બીજા તને મારે ત્યારે તો રડવા લાગે છે?

શાંતિ—બરાબર છે. હું એમને પહોંચી શકતો નથી અને પછી શરમમાં રડી દેવાય છે.

શાંતિના ઉત્તરોએ મને ભારે વિચારમાં નાખી દીધો હતો. હું સમજી શકતો હતો કે એના મનમાં પોતાની અલ્પતાનું ભાન વધારે ઉગ્ર બનતું જતું હતું. અલ્પતાનુભવ ગ્રંથિ એને ભારે સતાવી રહી હતી. વખતસર જો તેનો ઉપચાર કરવામાં નહિ આવે તો બાજી કદાચ હાથમાંથી જશે. બીજાની ચીજની સરખામણીમાં એને પોતાની ચીજ હલકી અને ઊતરતી જણાતી. એની પાસે બીજો કોઈ ઉપાય તો ન હતો તેથી બીજાની તેવી ચીજો ચોરી લેવામાં એ સંતોષ માનતો. મોટા છોકરાઓ એને ચીડવતા અને મારતા. તેમનો સામનો કરવાને માટે પોતાની જાતને અશક્ત લેખતો. શાંતિ અલ્પતાનુભવનો પ્રેરાયો શરમાતો અને પછી 'રોઈ ધર રાખવામાં' આશ્વાસન મેળવતો.

પહેલાં તો શાંતિને શરીરે સ્વસ્થ બનાવવો તે જ જરૂરનું હતું. અલ્પતાનુભવ ગ્રંથિ ક્યાં ને ક્યારે બંધાઈ તેનો ઇતિહાસ શોધવાની જરૂર જણાશે તો તેમ કરીશું; પરંતુ હાલ તુરત જે રીતે એ ભણતરમાં પાછળ રહી ગયો છે તેમાંથી ઉગારી, ભણતરમાં બધાનો બરોબરીઓ પોતે છે જ તેવું ભાન જાગ્રત કરવાનું જો બની શકે તો આમાંથી કંઈક માર્ગ સૂઝે તેવો મન સાથે મેં નિરધાર કર્યો. મને મનમાં ભરોસો હતો કે અભ્યાસમાં બરોબરીઓ થઈ જાય તો પછી અલ્પતાનુભવ ગ્રંથિને વારેવારે ઉપર આવવાના પ્રસંગો ઓછા થઈ જશે અને તેનો ઉપાય તો નિરાંતે થઈ શકશે.

શાંતિના ઉપર વૈદકીય ઉપચારો કરવામાં આવ્યા. આઠ દિવસે એને ઠીક થયું. બંધકોશની ફરિયાદ જો-કે હજી ચાલુ હતી. એક દિવસ સાંજના વખતે એ એક આરામખુરશીમાં પડ્યો હતો. હું એની પાસે ગયો. મારા હાથમાં વાર્તાનું એક પુસ્તક હતું. મેં તેને સાથે વાંચવા પૂછ્યું તેણે હા કહી અને મારી દરખાસ્તથી પુસ્તક તેણે વાંચવું તેમ ઠરાવ્યું.

શાંતિને પણ ઘણા દિવસોની જાણે કે વાંચવાની ભૂખ જાગી હોય તેમ તેણે એ કબૂલ્યું અને વાંચવા લાગ્યો. હજી તો દશેક મિનિટ થઈ હશે ત્યાં તો એની આંખમાં પાણી આવવા લાગ્યા અને માથું દુ:ખવાની ફરિયાદ શરૂ થઈ. મને મનમાં એકાએક એક વિચાર સ્ફૂર્યો. તેની આંખો તો નબળી નહિ હોય? લાવને તપાસ કરાવીએ.

બીજે દિવસે શાંતિને આંખના નિષ્ણાત ડૉક્ટર પાસે લઈ ગયો. તપાસતાં જ તેણે જાહેર કર્યું કે આંખ બગડવા લાગી છે અને તેને ચશ્માની જરૂર છે. મારા મનમાં કરાર વળ્યો. આંખ બગડી હોય અને ચશ્મા લેવામાં આવે તો તો તેને વાંચવા લખવા માટે બેસાડી શકાશે અને કામમાં રાખવાથી તે નવરો નહિ પડે તથા અભ્યાસમાં બીજાની બરોબરીઓ કરવાનો મારો વિચાર પણ અમલમાં મૂકી શકાશે. ડૉક્ટરે બીજે દિવસે સવારે આવવાનું કહ્યું.

બીજે દિવસે સવારે મારે કામ હતું તેથી હું શાંતિ સાથે નહિ ગયેલો. બપોરે મારી ઑફિસમાં બેઠો બેઠો હું કંઈક લખી રહ્યો હતો તે જ વખતે શાંતિ આનંદમાં કૂદતો કૂદતો મારી ઑફિસમાં પ્રવેશ્યો. 'સાહેબ ચાલો તો ખરા' કહેતોકને એણે મારો હાથ ખેંચ્યો! અમારા સંબંધો હવે ઘણા નજીકના થઈ ગયા હતા. હું પણ ખેંચાયો. ઊઠયો. મને પણ તેના કોઈ વિચિત્ર આનંદમાં ભાગીદાર થવાનું મન થઈ આવ્યું. એ મને શાળાના વચલા મોટા ઓરડામાં લઈ ગયો. તેણે મોટા ઘડિયાળ તરફ જોયું અને તે બરાડી ઊઠયો :

"હું હવે ઘડિયાળ બરાબર જોઈ શકું છું. જુઓ સવાબાર વાગ્યા છે કે નહિ?"

×

શાંતિનો કોયડો ઉકલવા લાગ્યો હતો. તેની ખરાબ આંખોએ એને ભારે પજવ્યો હતો. એ કશું જ કામ ન કરી શકતો. એ નવરો પડયો અવળે માર્ગે વળતો અને એના મનમાં પડેલી અલ્પતાનુભવની ગ્રંથિને જોર મળતું. હવે એ પંથે પડી ચૂકયો હતો. અભ્યાસમાં એ આગળ વધવા લાગ્યો હતો. અન્ય સાથેની સરખામણીમાં હવે તે બરોબરીઆનો ભાવ અનુભવતો થયો હતો. એની જૂની ગ્રંથીને છોડવાનું કામ પણ મારે માટે સરલ થવા લાગ્યું હતું. શાંતિ ઘણો જ શાંત બનવા લાગ્યો હતો.



સંસ્કૃતનું શિક્ષણ [પૃ. ૨૩થી ચાલુ]

જોઈએ. ભાષા ઉપરનું પ્રભુત્વ આમ પરખાઈ જશે અને મુક્ત ભાષાન્તરથી નવું શિષ્ટ સંસ્કૃત લખાણ કરવાનો મહાવરો મળશે. આથી ભાષાની વિશિષ્ટ ખાસિયતો ને ખૂબીઓ તરફ વિદ્યાર્થીનું લક્ષ્ય કેન્દ્રિત થશે.

### સંસ્કૃતનું ચોથું ને પાંચમું વર્ષ

સંસ્કૃતના ચોથા અને પાંચમા વર્ષમાં બને તેટલું ગદ્ય—પંચતંત્ર, હિતોપદેશ, કાદંબરી, દશકુમારચરિત, કથાસરિત્સાગર, વ. માંથી,પદ્ય—રામાયણ, મહાભારત, કાલિદાસ,ભવભૂતિ, ભટ્ટનારાયણ, શૂદ્રક, ભાસ, જગન્નાથ, ભર્તૃહરિ, વ. માંથી, અને નાટકોમાંથી વીણી કાઢીને, વંચાવવું જોઈએ. આપણું લક્ષ્ય વિદ્યાર્થીને સંસ્કૃત સાહિત્યમાં રસ લેતો કરવાનું છે. જેટલી વધારે વિદ્યાર્થી સાહિત્યની વાનગી ચાખશે તેટલી વધારે અભિરુચિ સંસ્કૃત સાહિત્ય માટે એનામાં જાગશે, માટે આપણો વાચનસંગ્રહ બને તેટલો વિશાળ, ભિન્નભિન્ન રસવાનગીવાળો, જુદા જુદા સાહિત્યસ્વામીઓનો પરિચય કરાવતો અને સાહિત્યનાં વિવિધ પ્રકારનાં અંગોનું ઓળખાણ કરાવતો હોવો જોઈએ. આવો સંગ્રહ વિદ્યાર્થીઓ આગળ મૂકવામાં આવે તો વિદ્યાર્થીમાં પાઠ્ય–પુસ્તક બહારના સંસ્કૃત વાચનની ભૂખ જાગે અને ભવિષ્યમાં વધારે સંસ્કૃ. નવરાશમાં વાંચે.

આમ આ પાંચ વર્ષમાં આપણો સંસ્કૃત-શિક્ષક સંસ્કૃત-વિદ્યાર્થીને સંસ્કૃતપ્રેમી જરૂર બનાવશે. સંસ્કૃત-શિક્ષકની મદદ વિદ્યાર્થીને ઓછી નથી. કારણ કે સંસ્કૃતના અભ્યાસથી વિદ્યાર્થીને ગુજરાતીના તત્સમ શબ્દોના ઉચ્ચારમાં અને જોડણીમાં એણે પરોક્ષ રીતે શુદ્ધ માર્ગે દોર્યો છે, વિદ્યાર્થીના માતૃભાષાના અભ્યાસમાં સંસ્કૃતના અભ્યાસથી ઘણી મદદ કરી શકયો છે, વિદ્યાર્થીઓને સંસ્કૃત પદ્યની મનોહારિતા અનુભવાવી છે, તેને ભવિષ્યના સંસ્કૃતના વાચનના ધોરી માર્ગો બતાવ્યા છે, ધર્મ પુસ્તકોના અને ઇતર સાહિત્યગ્રંથોના તેમજ મહાકાવ્યોના વાચનથી વિદ્યાર્થીને ધર્મ, સંસ્કૃતિ, વગેરે વિષે જાણકાર કરી મૂકયો છે, અને આમ સંસ્કૃતનો અભ્યાસ અવિચ્છિન્ન માર્ગે ચાલુ રાખી સંસ્કૃત વિદ્યાનો નિધિપ બન્યો છે.

# પ્રશ્નોત્તરવિભાગ

મારા વર્ગમાં એક બાર વર્ષનો વિદ્યાર્થી છે. જ્યારે જ્યારે એને ભણાવવાના પ્રયત્નો કરું છું ત્યારે ત્યારે ભણવાનો વિરોધ કરે છે અને વધારે આગ્રહ કરું તો ચિડાઈ જઈને તોફાન કરવા માંડે છે. એના ઘરમાં પણ એનું આવું જ તોફાન ચાલે છે તેમ મેં જાણ્યું છે. પ્રેમનું હથિયાર મેં અજમાવી જોયું છે. આ છોકરાને પણ તે નિષ્ફળ ગયું છે. સમજાવટથી તે સમજતો નથી. એને કશું કામ પણ ચિંધાતું નથી. આનો કંઈ ઉપાય બતાવશો ?

દિલગીરીની વાત છે કે આવાં મૂઝવતાં બાળકો આપણા સમાજમાં વધતાં જાય છે. શાળાઓની અંદર જેમ જેમ શાસ્ત્રીય વાતાવરણ વધતું જાય છે તેમ તેમ આ બાળકોની આપણી ઓળખ વધતી જાય છે. આવા કોયડાઓ ઉકેલવાનો શિક્ષકવર્ગને શોખ થયો છે તે અત્યંત આનંદની વાત છે. આ કોયડાઓ જેટલા વિકટ છે તેટલા જ નિકટ તેના ઉકેલો પણ છે.

પ્રશ્નકાર શિક્ષક પોતાનો પ્રશ્ન રજૂ કરે છે તેટલા ઉપરથી એ વિદ્યાર્થીમાં પલટો થઈ જાય તેવી આશા રાખવી વધારે પડતી કહેવાય. આવા વિદ્યાર્થીના પ્રશ્નના ઉકેલ માટે તો તેના ભૂતકાળનો ઝીણવટથી અભ્યાસ કરવો જોઈએ. નાનપણના ઘર અને શેરીના સંસ્કારો તેમ જ માતપિતાના વર્તનનો પણ આવી સ્થિતિ ઊભી કરવામાં ઘણો મોટો હિસ્સો હોય છે. આજની આપણી પ્રાથમિક શાળાની સ્થિતિ જોતાં ત્યાંથી પણ આવા માનસિક રોગોનો ચેપ લાગે તેવો સંભવ છે. એ વિદ્યાર્થીનું વર્તમાન જીવન કેવી ક્રિયાઓ પ્રતિક્રિયાઓથી ભરેલું છે તે પણ જાણવાની અત્યંત જરૂર છે. પ્રસ્તુત વિદ્યાર્થીની બાબતમાં એટલા માટે જ હકીકતોના અભાવે કંઈ ખાસ માર્ગદર્શન કરી શકાય તેવું નથી. પ્રશ્નકાર ભાઈ ઉપર જણાવેલી વિગતો મોકલશે તો તેમાંથી કંઈક સૂઝ પડશે ખરી.

આમ છતાંયે વિદ્યાર્થીને ભણવાનું કહીએ ત્યારે ધસીને ના કહે છે અને આગ્રહ કરીએ ત્યારે ચિડાય છે એટલી જ હકીકત ઉપરથી જે અનુમાન નીકળી શકે તે કરીને સામાન્ય સૂચનાઓ રજૂ કરીશું.

આવાં બાળકો પરિસ્થિતિના વિરોધને કારણે જ ઘણી ય વખત નાનીમોટી પ્રવૃત્તિઓના વિરોધી બની ગયાં હોય છે. વળી કુટુંબમાં એનાથી બે ત્રણ બાળકો નાનાં હોય તો ય ભાંડરડાંઓની સરખામણીમાં માબાપો ઘણી વખત ભૂલ કરે છે તેવી થઈ જાય અને એવું બાળક શ્રેષ્ઠતાનુભવ ગ્રંથિનો ભોગ બને. પોતાની જાતે કામ કરવાની ટેવ ન હોય, કુટુંબની અંદર મોટેરું અને પહેલું બાળક હોવાથી લાડીલું બન્યું હોય, અણઘડ શિક્ષકના હાથે વારંવાર અપમાનિત બન્યું હોય, વગેરે પ્રકારનાં કારણોને લીધે આવું બાળક કોઈની પણ સલાહસૂચના મળતાં પોતાના મનમાં વિરોધ ઊભો કરે છે. એ સલાહસૂચનામાં હુકમનો અંશ ભળે તો તો એવા બાળકના મનમાં ભારે રોષ પેદા થાય છે. પોતાને બધાએ માન આપવું જ જોઈએ તેવી મનોદશાવાળો આવો વિદ્યાર્થી શિક્ષકની કે કોઈ પણ વડીલની આજ્ઞામાં પોતાનું અપમાન જુએ છે. અપમાનિત મન પ્રતિક્રિયા રૂપે જડવત્ બેસી રહેવામાં જ મઝા માને છે. અપમાનનો બદલો પોતે ઊભા કરેલા મનસ્વીપણાથી વાળવાનો આવા પ્રસંગોએ કેવળ વિદ્યાર્થી પ્રયત્ન કરે છે.

અને પછી તો સમજાવટ કે પ્રેમભરી વાતો એના ઉપર કશી અસર કરી શકતી નથી. શિક્ષકના પ્રેમમાં એને ખુશામત દેખાય છે. એવી ખુશામત પહેલેથી મળી હોત તો તો એણે કદાચ

[ ૩૦ મા પાના પર ચાલુ ]

# પુસ્તકપરિચય

**Longmans' English Readers**—By Mr. S. S. Cameron M. A. (Oxon) and Mrs. M. Choksi M. A. Publishers – Messrs Longmans Green & Co. Ltd., 53 Nicol Road, Bombay 1.

Primer 4½ annas.

| | | | |
|---|---|---|---|
| Book I | 6 as. | Book IV | 12 as. |
| Book II | 8 as. | Book V | 14 as. |
| Book III | 10 as. | Book VI | Re. 1/- |

જ્યારે આપણી શાળાઓમા અનુકૂળ થઈ પડે એવાં સારાં અંગ્રેજીનાં પાઠ્યપુસ્તકોની અછત છે ત્યારે શ્રી. કેમેરોન અને મિસિસ ચોકસીએ પ્રસિદ્ધ કરેલી આ અંગ્રેજી વાચનમાળા આપણને ઉપયોગી થઈ પડશે એમ લાગે છે. રૂપે અને રંગે આકર્ષક એવાં આ વાચનમાળાનાં પુસ્તકો—ખાસ કરીને પહેલાં ત્રણ ધોરણ માટેનાં ચાર પુસ્તકો—એકંદરે સહેલાં અને છતાં જરૂરી શબ્દભંડોળ સારી રીતે વધારી દેતાં, Direct method થી શીખવવાને અનુકૂળ થાય એવી વસ્તુગોઠવણીવાળાં, તથા સુન્દર અને સચોટ ચિત્રોથી ભરેલાં છે. પ્રાઇમરના બીજા ત્રીજા પાઠથી જ 'Sit on', 'walk under', 'climb up', વગેરે ક્રિયાપદોનો પરિચય કરાવ્યો છે તે કદાચ કેટલાકને વધારે પડતું લાગે છતાં એમ કરવામાં લેખકોએ ગણતરીભૂલ કે ઉતાવળ કરી છે એમ બહુ લાગતું નથી. અંગ્રેજી વ્યાકરણ આપણાં બાળકોને નિરસ અને કઠણ લાગે છે તેનાં બે કારણો છે. એક તો એમનું ગૂજરાતી વ્યાકરણ જ ખૂબ કાચું હોય છે. અને અંગ્રેજી વ્યાકરણનું જ્ઞાન પણ એમને એવી રીતે અપાય છે કે જાણે વ્યાકરણને અને રોજના જીવન અને રોજની ભાષાને કંઈ સંબંધ જ ના હોય. આ પ્રાઇમરમાં બાળકોનાં જીવનના જ પ્રસંગો લઈને આવાં ક્રિયાપદો અને બીજા ઉપયોગી શબ્દોનો પરિચય અપાયો છે. આવા શબ્દોનો ઉપયોગ બાળકોને શાળાની બહાર ગયા પછી પણ કરવાનું મન થાય અને આમ ભાષા પર કાબૂ આવતાં વ્યાકરણ પર કાબૂ મેળવવાનું કઠણ ના પડે. આ માટે પુસ્તકોમાંની વાર્તાઓ સહેલી, સરળ અને બાળકોને ગમી જાય એવી છે. વળી પાળી શકાય એવા પશુપક્ષીનાં તથા બાળકોની રમતગમતો અને ઉજાણી જેવી પ્રવૃત્તિઓનાં વર્ણન આપતા પાઠો પણ છે. આ રીતે બાળકોને વિવિધ માહિતી અને સારો શબ્દભંડોળ મળે છે.

ઉપલાં ધોરણોના ત્રણે પુસ્તકોમાં પણ સારી વિવિધતા રહેલી છે. વાર્તાઓનું પ્રમાણ ઘણું સારું છે, અને ચિંતનાત્મક નિબંધશૈલીના લેખોનો સમાવેશ કર્યો જણાતો નથી. સાથે ઉપયોગી માહિતી આપે અને સાહસને પ્રેરે એવા 'દક્ષિણધ્રુવની શોધ' જેવા પાઠો, પણ આપેલા છે. આથી એ પુસ્તકો પણ વિદ્યાર્થીઓને ગમી જવાનો પૂરો સંભવ છે.

આ પુસ્તકોના કેટલાક પાઠોમાં જે અંગ્રેજી વાતાવરણ છે તેને યોગ્ય ગણવું કે અયોગ્ય એ મતભેદનો વિષય છે. ઉપલાં ધોરણો માટેનાં પુસ્તકોની પ્રસ્તાવનામાં લેખકો આપણને કહે છે કે ભાષામાં હંમેશાં તેને બોલનાર પ્રજાના માનસનું પ્રતિબિમ્બ પડેલું હોય છે. તેથી કોઈ પણ વિદેશી

ભાષા શિખનારને તે ભાષા બોલનાર પ્રજાના જીવનનો અને રહેણીકરણીનો બને એટલો સાચો ખ્યાલ હોવાની અનિવાર્ય આવશ્યકતા છે. આથી ભાષાનું વ્યાકરણ કઠણ નહિ લાગે એટલું જ નહિ પણ ભાષાનાં અલંકારો અને વિશિષ્ટ વાક્ય કે શબ્દપ્રયોગો પણ વધારે સ્પષ્ટ બની જશે.

આ વાત ખરી છે, પણ વિદેશી ભાષાના અભ્યાસમાં સ્વદેશી વાતાવરણની પણ આવશ્યકતા છે. અંગ્રેજી સાહિત્યમાંથી લીધેલા પાઠો અને પ્રસંગોમાંથી એ પ્રજાના માનસ અને રહેણી-કરણીની જે છાપ પડે તે પૂરતી છે. પરંતુ વર્ણનાત્મક બાબતોમાં પણ ઇંગ્લંડનાં જ દશ્યોનું વર્ણન આપવું એ વધારે પડતું છે. પ્રાયમરમાં 'eat with' એ ક્રિયાપદ શીખવવા માટેનું ચિત્ર છરીકાંટાથી ખાતું બાળક બતાવે છે. કેટલાંક પક્ષીઓનો બાળકોને પરિચય અપાયો છે તે પણ બધાં ઇંગ્લંડનાં જ પક્ષીઓ છે. પ્રકૃતિવર્ણનના પાઠો તેમ જ ચિત્રોમાં પણ ઇંગ્લંડનાં જ દશ્યો છે. 'The king-fisher,' 'English Birds in Winter' 'The Wagtails and Migration,' 'Spring' 'Christmas Trees', વગેરે પાઠો પહેલાં ત્રણ ધોરણનાં અને 'Fox Hunting,' 'The Deer's Escape,' 'Birds,' 'The Amateur Poacher' વગેરે પાઠો ઉપલાં ધોરણોનાં પુસ્તકોમાં આવે છે. સામાન્ય રીતે આપણાં બાળકોને વર્ગની બહાર લઈ જવાનું બનતું નથી. આપણાં બાળકોને જીવન કે પ્રકૃતિ સાથે કશી જ નિસ્બત હોતી નથી. એવી દશામાં પાઠ્યપુસ્તકોમાં પણ ઇંગ્લંડનાં ગમે તેવાં સુન્દર પક્ષીઓનાં કે પ્રકૃતિનાં ચિત્રોથી જ તેમનું મન ભરી દેવું એ વાસ્તવિક નથી. Poaching જેવા વિષયોમાં કે શિકારની દોડાદોડનાં વર્ણનોમાં તેમને રસ ન પડે તો તેમાં કંઈ નવાઈ જેવું નથી.

પરન્તુ આવા પાઠો પણ ઘણા થોડા છે. સુન્દર અને વિવિધ માહિતી આપતા પાઠો, અને બાળકોને રસ પડે એવી સરળ વાર્તાઓનું પ્રમાણ ઘણું સારું છે. કવિતાની પસંદગી જોઈએ તેવી સારી નથી, ખાસ કરીને ઉપલા વર્ગનાં પુસ્તકોમાં, એ નોંધી લઈએ તોય આ વાચનમાળા આપણી શાળાઓમાં આવકારને પાત્ર છે એમ કહેવામાં કંઈ હરકત નથી.

**આપણા દેશનો ઇતિહાસ [ મુસલમાન યુગ ] લેખકો :– રા. નાનુભાઈ કું. દેસાઈ** એમ. એ., બી. ટી. અને **રા. મગનલાલ જી. નાયક** બી. એ., બી. ટી. પ્રકાશક : મેસર્સ લૉન્ગમન્સ ગ્રીન એન્ડ કંપની, લિ., ૫૩, નિકલ રોડ, મુંબઈ. મૂલ્ય : રૂા. ૧–૬–૦

હમણાં હમણાં ગુજરાતી ભાષામાં ઇતિહાસભૂગોળ પર શાળોપયોગી પુસ્તકો કે પુસ્તિકાઓ ઠીક ઠીક પ્રમાણમાં પ્રગટ થાય છે. એવું એક આસરે ત્રણસો પાનાનું પુસ્તક "આપણા દેશનો ઇતિહાસ–મુસલમાન યુગ" રા. નાનુભાઈ દેસાઈએ તેમજ રા. મગનલાલ નાયકે પ્રગટ કર્યું છે.

હિંદુસ્તાનના ઇતિહાસ પર અનેક પાઠ્યપુસ્તકો જોવામાં આવે છે પણ વિદ્યાર્થીની તેમજ શિક્ષકની દૃષ્ટિએ તેમાં ઊણપો જણાય છે. એમાંની કેટલીક ઊણપો [ દા. ત. વિગતોની સચોટતા, ચિત્રોના દેખાવો, પ્રશ્નો, સાર, વગેરે બાબતો પર પૂરતું લક્ષ ન અપાય તે ] દૂર કરવાનો પ્રસ્તુત લેખકોએ પ્રયત્ન કર્યો છે. એ પુસ્તકમાં ઠીક ઠીક વિગતો ભેગી કરવામાં આવી છે; ચિત્રો તથા નકશાઓ પર સાધારણ ધ્યાન આપવામાં આવ્યું છે. પ્રકરણસાર અને પ્રશ્નો વિદ્યાર્થીઓને પુસ્તકનો અભ્યાસ કરવામાં સારી મદદ આપશે. મેટ્રિકના વિદ્યાર્થીઓને સહાય મળે એવા શુભ હેતુથી

'મુસલમાન યુગ' પર જુદું પુસ્તક રચવાની જહેમત લેવા માટે લેખકોને ધન્યવાદ ઘટે છે પણ ઇતિહાસ જેવા હકીકતોથી ભરેલા વિષયને રસપ્રદ બનાવવા જે જાતની સરળ ને જોરદાર ભાષા જોઈએ, ભાષામાં જે મીઠો અસ્ખલિત પ્રવાહ જોઈએ તે પ્રસ્તુત પુસ્તક વાંચતાં ક્વચિત જ દૃષ્ટિગોચર થાય છે. છતાં જેમને અનુલક્ષીને પુસ્તક લખાયું છે તેમને થોડે ઘણે અંશે પણ એના વાચનથી લાભ થશે એવી અમારી ખાતરી છે.

×

**આ ઉપરાંત નીચેનાં પુસ્તકો અવલોકનાર્થે મળ્યાં છે.**
**તેની નોંધ હવે પછીનાં અંકોમાં ક્રમશઃ લેવામાં આવશે.**

| | |
|---|---|
| ૧. દીપશિખા | રા. અમીદાસ કાણકિયા |
| 2. The Progressive School | Mr. W. M. Ryburn |
| 3. A Way to English [ Primer & Five Books ] | Oxford University Press |
| 4. A Guide to English Composition. | Messrs. Bartley & Bannerji |
| 5. High School English Grammar & Composition. | Messrs. Wren & Martin |
| ૬. ભૂમિતિનાં મૂળતત્ત્વો | રા. મોહનલાલ પંચોળી |
| ૭. પાશ્ચિમના દેશોની કેળવણી [ બે પુસ્તકો ] | મૂળ લેખક : ડૉ. ગજાનન શ્રીપત ખૈર, |
| અનુવાદક : રા. ગોપાળ ગજાનન વિદ્વાંસ, પ્રકાશક : શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર | |
| ૮. મંગળમૂર્તિ | રા. સોપાન |



## પ્રશ્નોત્તરવિભાગ

[ પૃ. ૨૭ થી ચાલુ ]

સ્વીકારી પણ હોત. પરંતુ સૂચના અને આજ્ઞા પછી પ્રેમભરી સમજાવટ આવતી હોવાથી વિદ્યાર્થીને તેમાં અપમાનયુક્ત ખુશામત દેખાય છે. પછી તો જેમ જેમ એને સમજાવવામાં આવે તેમ તેમ એનો વિરોધ વધે, ક્રુદ્ધ મન તે વખતે કશું બોલી શકતું નથી. પોતાના વિરોધના ચિહ્ન તરીકે આખરે એનું વર્તન તોફાની બનવા લાગે છે એવો વિદ્યાર્થી પછી પોતાના પડોશીને કે સમસ્ત વર્ગને નિરાંતે કામ કરવા દેતો નથી.

ઘરમાં માતપિતા જોડે એનું તોફાની વર્તન હોય છે એ પણ આવાં જ કોઈ કારણોને લીધે. માબાપને તો હુકમો છોડવાની ટેવ હોય છે. હુકમોનો અનાદર કરવો એ આવાં બાળકોના મનની નીતિ બની જાય છે. માબાપ અને બાળક વચ્ચેની ગેરસમજૂતો વધતી જાય છે, ગેરસમજૂતોમાંથી અંતર વધે છે અને પરિણામે માબાપ પોતાના બાળકને તોફાનના અવતારસમું ગણે છે. ત્યારે બાળક પોતાના માબાપને ખોટી રીતે સત્તા ચલાવનારા અને દબાણ કરનાર માને છે.

આનો ઉપાય સાધારણ વિદ્યાર્થી સાથે જે રીતે વર્તીએ તેવા વર્તનથી ન થઈ શકે. શિક્ષકે આવા બાળકના પ્રશ્નને અંગત પ્રશ્ન ગણી કાઢવો જોઈએ. તેને ભણાવવાનું કામ મહત્ત્વનું નથી. એની મનોદશામાં રહેલી વિકૃતિ નીકળી જાય અને સામાન્ય વ્યવહારમાં બીજાં બાળકો જેટલે સમધારણ બની જાય ત્યાં સુધી ભણતરને કોરે મૂકીને એના માનસિક વર્તન તરફ શિક્ષકે સંપૂર્ણ લક્ષ્ય આપવું ઘટે છે. માબાપોનો સાથ મળે તો પરિણામ વધારે સુંદર આવે.



# પ્રાસંગિક નોંધ

## • ચોથા વર્ષમાં પ્રવેશ •

આ અંકથી આપણું માસિક ચોથા વર્ષમાં પ્રવેશ કરે છે. છેલ્લાં ત્રણ વર્ષમાં માસિકે કેટલી પ્રગતિ કરી છે અને ગૂજરાતી શિક્ષકજનતાની કેટલી સેવા કરી છે તેનો ક્યાસ કાઢવાનું અમે વાચકો પર જ છોડીશું. ત્રીજા વર્ષ દરમિયાન એક બાબત ખાસ નોંધને પાત્ર છે. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર તરફથી પ્રગટ થતું 'છાત્રાલય' માસિક બંધ કરવામાં આવવાથી અમારી સેવાનું ક્ષેત્ર વિસ્તૃત કરવાનું સદ્ભાગ્ય અમને પ્રાપ્ત થયું છે. નૂતનશિક્ષણના મૂળભૂત સિદ્ધાંતોનો પ્રચાર જેટલો શાળાઓમાં જરૂરી છે તેટલો જ છાત્રાલયોમાં ને આપણાં ઘરોમાં પણ આવશ્યક છે. નાની નાની બાબતોમાં આપણાં અજ્ઞાન, ગેરસમજ કે પૂર્વગ્રહોને લીધે આપણે બાળકો સાથે એવો વર્તાવ રાખીએ છીએ કે જેને પરિણામે તેમનો વિકાસ રૂંધાય ને અનેક વિકૃતિઓ તેમનામાં ઘર કરી બેસે છે. આવું હાનિકારક પરિણામ ઉદ્ભવતું અટકાવવાને શિક્ષકો, માબાપો ને ગૃહપતિઓને બાલમાનસ અને બાલવર્તન વિષે સાચો ખ્યાલ આપવાનું કામ 'નૂતનશિક્ષણ'નું છે. આથી આપણા માસિકનું કાર્યક્ષેત્ર વિસ્તાર પામ્યું છે તેને અમે અતિ મહત્ત્વની બીના માનીએ છીએ.

આ પ્રમાણે છાત્રાલય ને ગૃહમાં ઉપયોગી બનવાની હોંસ ધરાવવાથી શાળા અને શિક્ષકને અંગેની અમારી પ્રવૃત્તિ પર અમે જરા પણ કાપ મૂક્યો નથી. આ નવીન વિભાગ ખોલવાનું નક્કી કર્યું ત્યારથી જ અમે માસિકમાં આઠ પાનાનું વિશેષ વાચન આપવાનું સ્વીકારી લીધું છે. આથી અમે લગભગ ૧૫૦ થી ૨૦૦ રૂપિયાની વધુ આર્થિક જવાબદારી માથે વહોરી લીધી છે. પરંતુ તે એવી આશાએ કે માસિકના હાલના ગ્રાહકો તો ગ્રાહક તરીકે ચાલુ રહેશે જ ને તે ઉપરાંત પોતાની સંસ્થાને કે પોતાના મિત્રોને તેમાં રસ લેતા કરી ગ્રાહક બનાવશે.

હવે આ માસિકમાં માત્ર શિક્ષકને ઉપયોગી થઈ પડે એવી શિક્ષણની તાત્ત્વિક ચર્ચા જ માત્ર નથી થતી પરંતુ સામાન્ય જનતાને પણ રસ પડે અને બાળક સાથેના તેમના વર્તાવમાં માર્ગદર્શક થઈ પડે એવા લેખો એમાં છપાય છે. આથી એનો લાભ શિક્ષકો ઉપરાંત માબાપો, ગૃહપતિઓ, ને સામાન્ય વાચકો પણ અવશ્ય લઈ શકશે. આથી જ અમે આશા રાખીએ છીએ કે માત્ર રૂપિયા બેના વાર્ષિક લવાજમમાં દર મહિનાની પહેલી તારીખે પૂરાં ૪૦ પાનાંનું વાંચન પૂરું પાડનાર આ માસિકના ગ્રાહકો તરીકે બૃહદ્ ગૂજરાતની પ્રાથમિક ને માધ્યમિક શાળાના તેમ જ મહા વિદ્યાલયોના શિક્ષકો, બાળક પ્રત્યેની પોતાની જવાબદારી અદા કરવાની ઉત્સુકતા ધરાવનાર સુશિક્ષિત માબાપો, આપણી કેળવણીની સઘળી સંસ્થાઓ, છાત્રાલયો ને વાચનાલયો પોતાનાં નામ નોંધાવશે.

ત્રીજા વર્ષની ભેટનું પુસ્તક ધાર્યા કરતાં સહેજ નાનું થયું છે તે માટે અમે ગ્રાહકોની ક્ષમા યાચીએ છીએ. નૂતનશિક્ષણના મૂળ સિદ્ધાંતની તલસ્પર્શી ચર્ચા કરતું પુસ્તક હાથ લાગ્યા પછી કદ નાનું હોવાને કારણે તે અમે જતું કરી શકયા નથી. પરંતુ ઓછાં પાનાંના વાચનનો બદલો ચોથા વર્ષના ભેટ પુસ્તકમાં વાળી દેવાની અમે સૌને ખાતરી આપીએ છીએ.

માસિકમાં પ્રગટ થતાં લેખોમાં પૂરતી વિવિધતા આણવાની અમારી ઇંતેજારી અમે વારંવાર જાહેર કરી છે. આ માસિકનું સંચાલન ઇતર પ્રવૃત્તિ તરીકે થતું હોવાથી

કાર્યાલય પાસેથી માસિકના બધા વિભાગો સમૃદ્ધ રાખવાની તેમ જ નિયમિત રીતે પ્રગટ કરવાની અપેક્ષા રાખવી એ વધારે પડતું છે. દા. ત. 'સમાચારસંગ્રહ'નો વિભાગ અમારી તીવ્ર ઇચ્છા છતાં અમે વ્યવસ્થિત ને સંપૂર્ણ બનાવી શકતા નથી. આ તેમ જ બીજા વિભાગો માટે થોડાક શિક્ષકભાઈઓ માસિકના સંચાલકોને મદદ કરવાનું પોતાની સ્વેચ્છાથી સ્વીકારી લે તો અમને ખાતરી છે કે આ સામયિક વધુ ઉપયોગી નીવડે. આ ઉપરાંત પોતાની શાળાની મહત્વની પ્રવૃત્તિઓનો ટૂંક સાર પણ જો મોકલવામાં આવે તો વિવિધ સ્થળોની ખબરો પ્રગટ થઈ શકે. વળી વાચકો એકના એક લેખકના લેખો વાંચવાને બદલે વિવિધ લેખકોના અનુભવો ને વિચારો જાણવા સ્વાભાવિક રીતે ઇંતેજાર હોવાથી શિક્ષણપ્રેમી ભાઈબેનોને ટૂંકા ને મુદ્દાસરના લેખો મોકલી આપવા અમારી આગ્રહભરી વિનતિ છે. અમને જેટલી આર્થિક સહાયની જરૂર છે તેટલી જ જરૂર લેખકોના સહકારની પણ છે.

×

## • મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક પરિષદ •

સુરતના નૂતનશિક્ષણ સંઘે ઉપર્યુક્ત પરિષદનું આગામી અધિવેશન સુરતમાં ભરવા માટે મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક સંઘ પર નિમંત્રણ મોકલ્યું હતું. સંઘના સામાન્ય સભ્યોની છેલ્લી સભાએ તે નિમંત્રણનો સ્વીકાર કર્યો છે. પરિષદની તારીખો હજી નક્કી થઈ નથી પરંતુ દિવાળીની રજાઓ શરૂ થાય તે અરસામાં જ સુરતમાં તેની બેઠક યોજવામાં આવશે. પરિષદને અંગેની બધી વ્યવસ્થા કરવાની જવાબદારી સુરતની શિક્ષક જનતા ઉપર છે અને તેઓ તે સફળતાથી અદા કરશે એ વિશે અમારા મનમાં જરાય અંદેશો નથી. પરંતુ કેળવણીની દૃષ્ટિએ અત્યાર સુધીની બધી બેઠકોમાં સર્વોત્તમ બનાવવાની જોખમદારી આખા ગૂજરાતને શિર છે. આ પરિષદનાં અત્યાર સુધીમાં થએલાં બાર અધિવેશનોમાં વડોદરાએ બે વખત ને સુરતે એક વખત પરિષદને પોતાને આંગણે નોતરી હતી. ગૂજરાતનાં બીજાં ગામડાંએ પરિષદને નિમંત્રણ આપી સક્રિય ઉત્સાહ ન દાખવ્યો હોય તો પણ જ્યારે જ્યારે પરિષદ ગૂજરાતમાં ભરાય ત્યારે ત્યારે તેને પોતાનાથી શક્ય એવી બધી મદદ આપીને તેને કાર્યસાધક ને ફત્તેહમંદ બનાવવી જોઈએ. આ સામયિક દ્વારા અમે બૃહદ ગૂજરાતની શાળાઓને તેમજ શિક્ષકજનતાને આ પરિષદની સફળતામાં પોતાનો સક્રિય ફાળો આપવા ભારપૂર્વક વિજ્ઞપ્તિ કરીએ છીએ. શિક્ષક ભાઈબેનો બને એટલી મોટી સંખ્યામાં તેમાં હાજરી આપીને, શાળાના સંચાલકો પોતાના વિદ્યાર્થીઓ તથા શિક્ષકોના સુંદર કાર્યનો સંગ્રહ પ્રદર્શન માટે મોકલીને, તથા શિક્ષણશાસ્ત્રના ઊંડા અભ્યાસીઓ પરિષદને અને ઇલાકાના શિક્ષકોને 'માર્ગદર્શક' થઈ પડે એવા અભ્યાસપૂર્ણ નિબંધો મોકલીને પરિષદને સફળ બનાવવામાં સહાયભૂત થઈ શકે છે. તે ઉપરાંત સ્વાગત સમિતિના સભ્ય કે શાળા કે વ્યક્તિગત પ્રતિનિધિ થવા માટેની મંત્રીઓની વિનતિને પણ તેઓ યથાશક્તિ સન્માનશે એવી આશા રાખવી એ વધારે પડતું ન જ ગણાય. પરિષદની સફળતામાં જ બૃહદ્ ગૂજરાતની અને સુરતની સફળતા તેમ જ શોભા છે.



# છાત્રાલય અને માબાપ

## [૧]

## થોડાંએક રેખાચિત્રો

### કંચનલાલ

એનું ખરું નામ જ કંચનલાલ હતું. પણ છાત્રાલયના નાનામોટા વિદ્યાર્થીઓ એને 'પાટ' કહેતા. પહેલાં તો 'સોનાની પાટ' નામ પડેલું પણ એ શબ્દ જરા વધારે પડતો મોટો લાગ્યો એટલે બધા એને 'પાટ'ના ટૂંક નામથી સંબોધવા લાગ્યા.

કંચનલાલ પૈસાદારનો છોકરો હતો. શરીરે સ્થૂળ હતો અને સ્વભાવે જરા ઉડાઉ હતો. આળસુ પણ ખરો. 'પાટ'નું ઉપનામ આ બધા જ કારણે તેને ઘણી ય વાર ખૂબ બંધબેસતું લાગતું. એને પોતાને 'પાટ' શબ્દ સામે શરૂઆતમાં થોડો વાંધો હતો. એ ફરિયાદ કરવા પણ આવતો. પણ વખત જતાં એનો વાંધો નીકળી ગયો અને આજે તો આખા ય છાત્રાલયમાં એને સૌ 'પાટ' જ કહે છે. જાણે કે એનું નામ કંચનલાલ છે જ નહિ. ગમ્મત ચાલતી હોય, કે મશ્કરી ચાલતી હોય; બે ચાર વ્યક્તિઓ વાતો કરતી હોય કે મોટો સમૂહ એકઠો થયો હોય; અંદર અંદર વિદ્યાર્થીઓ ચર્ચા કરતા હોય કે ગૃહપતિ સામે ચર્ચા ચાલતી હોય, તમે કંચનલાલને ઠેકાણે 'પાટ' જ શબ્દ સાંભળો.

વિદ્યાર્થી મંડળની સભા ભરાઈ હતી ભોજનના પ્રશ્ન ઉપર ગરમાગરમ ચર્ચા ચાલતી હતી. કોઈ જમવાની વાનીઓની વિવિધતા સૂચવતું હતું. કોઈ કરકસરનો મુદ્દો આગળ ધરતું હતું તો કોઈ વિદ્યાર્થીની રુચિ–અરુચિની તાત્ત્વિક ચર્ચા ઉપર ચડતું હતું. કંચનલાલે એક સૂચના કરી:

"આપણે આમ કરો. ભોજનમાં રોટલીએ થાય અને રોટલાએ થાય. શાક એક નહિ પણ બે થાય. દાળ મોળી પણ હોય અને તીખી પણ હોય. જમી રહ્યા પછી દૂધ પણ મળે અને દહીં પણ મળે. રાત્રે … …"

"એ પાટ, હવે બસ કરો." નાનાલાલ નામના વિદ્યાર્થીએ એને હવે વચ્ચેથી જ બોલતો અટકાવ્યો. "આ તમારા ભાષણનો અમલ તમારા જેવા પૈસાદારના ઘરોમાં પોષાય, અહીં છાત્રાલયમાં નહિ." અને વિદ્યાર્થીઓમાં ખડખડાટ હાસ્ય પ્રસરી રહ્યું. બધા હસતા બંધ થયા અને ફરી ગંભીરતા છવાઈ તથા ચર્ચા આગળ ચાલી ત્યારે કંચનલાલ મંદ હાસ્ય કરતા કરતા દિવાલને અઢેલીને નિરાંતે પડયા હતા !

×

ગૃહપતિ અગત્યનો હિસાબ તપાસી રહ્યા હતા. તે જ વખતે શહેરમાંથી એક વિદ્યાર્થીના વાલી મળવા આવ્યા. ચોપડાને ઘડીભર એક કોરે મૂકીને પેલા વાલી સાથે ગૃહપતિ વાતો કરતા હતા. વાતો ગંભીર હતી અને જલદી ઉકેલ માગે તેવી હતી. બરાબર તે જ સમયે ત્રણ વિદ્યાર્થીઓએ કાર્યાલયમાં પ્રવેશ કર્યો. વચ્ચેનો વિદ્યાર્થી જોરથી રડતો હતો અને બીજા બે તેની એક એક બાજુ ઊભા રહી તેને આશ્વાસન આપતા હતા તથા તેનો પક્ષ કરવા આવ્યા હતા.

"છે શું ? રમણિકલાલ આટલું બધું રડે છે શા માટે ?" પેલા મહેમાનની થોડી મિનિટ માટે ગૃહપતિએ ક્ષમા માગી અને પોતાનું બધું ધ્યાન આ કિસ્સા ઉપર કેન્દ્રિત કર્યું.

[ ૨ ]

## ગૃહપતિને માર્ગદર્શન.

### પત્ર ૧૧ મો

### નિયમ, તેનો ભંગ અને શિક્ષા

ભાઈશ્રી ગૃહપતિ,

મારા અગાઉના પત્રોમાં વખતપત્રક, પ્રાર્થના, સવારમાં વહેલા ઊઠવું, વગેરે સંબંધીના નિયમો કેટલા બિનજરૂરી અને હાનિકર્તા છે તે મેં જણાવ્યું છે. છાત્રોની સુધારણા માટે અને છાત્રોમાં ધાર્મિક સંસ્કાર નાખવા માટે જે જે નિયમો બનાવવામાં આવે છે, તે તે નિયમોનો હેતુ સધાતો નથી. ઊલટું, છાત્રો વધારે બગડતા જાય છે, ઢોંગી અને ધૂતારા થતા જાય છે, નિયમોનો ભંગ કરતા થાય છે, શિક્ષામાંથી બચવા માટે જૂઠ, લુચ્ચાઈ શીખે છે, અને ગૃહપતિને કંટાળો આપનાર અને તેના માર્ગમાં અંતરાયરૂપ થઈ પડે છે.

જે નિયમો ફક્ત છાત્રાલયની અનુકૂળતા માટે બનાવવામાં આવે છે, તેટલા જ જરૂરના છે, અને એવા નિયમોનો ઇરાદાપૂર્વક ભંગ ભાગ્યે થાય છે. નિયમો બિનજરૂરી છે, તથા તે પોતાની સ્વતંત્રતા ઉપર તરાપ મારનારા છે, પોતાનો નકામો વખત ગુમાવનારા છે. એવું જ્યારે છાત્રોને લાગે છે, ત્યારે જ તેમનો ઇરાદાપૂર્વક ભંગ થાય છે અને એ ભંગને પરિણામે શિક્ષાના કાયદા ઊભા થાય છે.

જ્યારે જ્યારે કોઈ પણ નિયમનો મોટા ભાગના છાત્રો ઇરાદાપૂર્વક ભંગ કરે અથવા વિરોધ કરે, ત્યારે ત્યારે છાત્રોને શિક્ષા કરવાનો વિચાર કરતા પહેલાં તે નિયમની યોગ્યતા અયોગ્યતા સંબંધી વિચાર કરવો જોઈએ. અને એ નિયમની યોગ્યતા જણાતાં તે યોગ્યતા છાત્રોને સમજાવવી જોઈએ. જો છાત્રો તે નિયમની યોગ્યતા સમજશે તો તેઓ તેનો ભંગ કરતા અટકશે.

'સવારમાં વહેલા ઊઠવું' અને 'ફરજિયાત પ્રાર્થના' એ બે નિયમોએ છાત્રાલયના ક્ષેત્રમાં એટલાં ઊંડાં મૂળ ઘાલ્યાં છે કે તેને આપણે છાત્રાલયનો ભાગ ગણતા થઈ ગયા છીએ, અને તેને ટકાવી રાખવા માટે છાત્રોનું અહિત થતું હોય તો તે પણ થવા દઈએ છીએ. છાત્રોના હિતને માટે તે નિયમોની જરૂર છે, એવું બહાનું જ્યારે ચાલતું નથી, ત્યારે છાત્રાલયની અનુકૂળતાનું બહાનું આગળ આણવામાં આવે છે.

સવારના પહોરમાં કેટલાંક છાત્રાલયોમાં છાત્રોને દૂધ પાવાનો રિવાજ હોય છે. આ દૂધ પાવાનું કામ વહેલું પતાવી રસોઇઆઓ તથા નોકરો રસોઈના કામ માટે નવરા થઈ જાય એ જરૂરનું છે. આ દૂધ પીવા માટે છાત્રો વખતસર તૈયાર થઈ જાય એટલા માટે છાત્રોને વહેલા ઉઠાડવાનો નિયમ રાખવો જોઈએ એમ કેટલાક ગૃહપતિ કહે છે.

પણ ગૃહપતિએ એટલી લાંબી ચિંતા કરવાની જરૂર નથી. દૂધ પીવા માટે છાત્રાલયને અનુકૂળ વખત નક્કી કરવો બસ છે. જેમને દૂધ પીવું હોય તેઓ તે વખતે તૈયાર થઈ જાય દૂધ પીવાની ગરજ છાત્રોને હોય. દૂધ પાવાની ચિંતા ગૃહપતિએ રાખવાની જરૂર નથી.

અલબત્ત, જે છાત્રાલયોમાં કચરો કાઢવાનું કામ છાત્રોએ જ કરવાનું હોય છે ત્યાં બધા વહેલા ઊઠી ગયાં હોય તો કચરો કાઢવાનું ફાવે એટલા માટે એવાં છાત્રાલયોમાં બધાને ઊઠવાનો અમુક વખત નક્કી કરી શકાય.

ફરજિયાત પ્રાર્થનાને માટે એમ બચાવ કરવામાં આવે છે કે ગૃહપતિ આખો દિવસ છાત્રાલયને અંગે જુદાં જુદાં કામમાં રોકાએલો હોય છે અને છાત્રો સવારમાં ન્હાવા ધોવાના તથા બીજાં કાર્યમાં રોકાએલા હોય છે અને ત્યાર પછી નિશાળે જાય છે, તેથી તેઓ એકબીજાને મળી શકતા નથી. ફરજિયાત પ્રાર્થનાદ્વારા ગૃહપતિ છાત્રોને મળી શકે છે, તેમને સૂચનાઓ તથા શિખામણ આપી શકે છે.

ગૃહપતિને છાત્રોને મળવાનો વખત મળતો નથી, એ કહેવું ભૂલભરેલું છે. જો ગૃહપતિ છાત્રાલયમાં રહેતો હોય તો તે કેટલીયે વખત છાત્રોના સમાગમમાં આવી શકે છે.

છાત્રોને રહેવાની ઓરડીઓ આગળ તથા છાત્રાલયના મકાનની આસપાસ જો ગૃહપતિ આંટા મારે તો વિધવિધ પ્રવૃત્તિમાં રોકાએલા છાત્રો માલૂમ પડશે. તે છાત્રો આડે રસ્તે જતા માલૂમ પડે તો તેમને તે જ વખતે સૂચના, શિખામણ આપી શકાય એમ હોય છે, અને તે જ વખતે આપેલી સૂચના અથવા શિખામણ બધા છાત્રોને ભેગા કરીને આપેલી સૂચના અથવા શિખામણ કરતાં વધારે અસરકારક હોય છે.

જ્યારે બધા છાત્રોને સામાન્ય સૂચનાઓ અથવા શિખામણ આપવાની જરૂર લાગે ત્યારે બધાને ભેગા કરીને સૂચનાઓ અથવા શિખામણ આપવાનું અનુકૂળ થઈ પડે છે, પરંતુ એટલાં માટે જ બધાને ભેગા કરવાની જરૂર નથી. જમવાને વખતે અથવા બધા છાત્રો ભેગા થાય એવા બીજા કોઈ વખતે સૂચનાઓ અથવા શિખામણ આપી શકાય.

અલબત્ત, લાંબું પ્રવચન કરવાનું હોય તો તેને માટે ખાસ જુદો વખત નક્કી કરવો ઠીક પડે, પરંતુ પ્રવચન કરવા માટે પ્રવચન કરનારમાં ઉત્તમ ચરિત્ર અને વિશાળ જ્ઞાનની આવશ્યકતા છે. પ્રવચનનો અમુક વિષય પહેલેથી નક્કી કરેલો હોવો જોઈએ અને તેને માટે ગૃહપતિની તૈયારી હોવી જોઈએ. તો જ તેની અસર થઈ શકે. સંબંધ વગરનું જેમ આવે તેમ બોલવાની કંઈ જ કિંમત નથી.

શિખામણ અને સૂચનાઓ રોજરોજ આપવાની હોય નહિ. છાત્રાલયની શરૂઆતમાં તમામ છાત્રોને પહેલે દિવસે સામાન્ય સૂચનાઓ આપવાની જરૂર પડે, અને ત્યાર પછી કેટલાક દિવસ જેમ જેમ બીજી સૂચનાઓ આપવાની સાંભરી આવે તેમ તેમ આપવાની જરૂર પડે. પરંતુ એક વખત સૂચનાઓ અપાઈ ગયા પછી રોજ રોજ તેની તે સૂચનાઓ આપવાની જરૂર નથી. જે છાત્રો સૂચનાઓ અપાયા પછી સૂચનાઓનો અમલ કરવો ભૂલી જતા હોય, તેમને વ્યક્તિગત યાદ કરાવી શકાય. તેટલા માટે બધા છાત્રોનો વખત ગુમાવવો ઠીક નથી. જો કોઈ સૂચનાઓનો સામાન્ય ભંગ થતો માલૂમ પડે અને તે સંબંધી બધા છાત્રોને કહેવાની જરૂર લાગે તો બધાને ભેગા થવા માટે ખબર આપી શકાય અને ત્યાર પછી જે કંઈ કહેવું હોય તે કહી શકાય.

જ્યારે એકની એક સૂચનાઓ વારે ઘડીએ કરવામાં આવે ત્યારે તે ટાયલાં જેવી લાગે છે, અને પ્રાર્થનાના સામાન્ય કંટાળામાં વધારો ઉત્પન્ન કરે છે. જ્યાં મોટી ઉંમરના છાત્રો હોય ત્યાં સૂચના આપવા માટે નોટિસ બોર્ડનો ઉપયોગ કરી શકાય. અને એ રીત વધારે સગવડભરી થઈ પડે.

જો નિયમો છાત્રાલયની અનુકૂળતા માટે જ બનાવ્યા હશે, તો તે નિયમોનો ઇરાદાપૂર્વક ભંગ ભાગ્યે કોઈ છાત્ર કરશે. જો કોઈ છાત્રની ભૂલ થઈ જાય તો તેને તેની ભૂલ બતાવવાથી ફરીથી તે ભૂલ કરતો બંધ પડશે. જો કોઈ છાત્ર ઇરાદાપૂર્વક નિયમનો ભંગ કરતો માલૂમ પડે, તો તેને તે નિયમ કેવી રીતે છાત્રાલયની અનુકૂળતા માટે જરૂરનો છે તે સમજાવવાથી તે તેનો ભંગ

કરતો બંધ પડશે. શિક્ષાની જરૂર પડશે નહિ. શિક્ષાની બીકથી તો છાત્ર પોતાનો ગુનો છુપાવવાનો પ્રયત્ન કરશે, છુપાવવા માટે જૂઠું પણ બોલશે, અને શિક્ષા કરનારની પ્રત્યે વેરની દૃષ્ટિથી જોશે અને એ રીતે છાત્ર નૈતિક અધોગતિ તરફ જશે.

શિક્ષાની બીકથી જે નિયમો પળાય છે, તે જ્યાં સુધી શિક્ષાની બીક હોય છે ત્યાં સુધી જ પળાય છે. પણ શિક્ષાની બીક દૂર થતાં તે નિયમોનો ભંગ થાય છે. એટલે ગૃહપતિની હાજરી દરમિયાન જ નિયમો પળાય છે પણ તેની હાજરી દૂર થતાં નિયમોનો ભંગ થાય છે. પણ પોતાની સમજણથી જે નિયમો પાળવામાં આવે છે તે ગૃહપતિની હાજરી હોય કે ન હોય છતાં પળાય છે.

એકાદ છાત્ર કદાચ એવો મળી આવે કે જેને ગમે તેટલો સમજાવે છતાં તે નિયમનો ઇરાદાપૂર્વક ભંગ કર્યા જ કરે. આનું કારણ તેના માનસની વિકૃતિ છે. આવો છાત્ર શિક્ષાથી વધારે બગડશે. આવા છાત્રને સુધરવાની કેટલીક તકો આપ્યા પછી, તથા તેને સુધારવાના તમામ પ્રયત્નો કર્યા પછી નિરૂપાયે છાત્રાલયમાંથી છૂટો કરવો પડે. પણ તેને છૂટો કરવો એ શિક્ષા તરીકે નહિ, પણ છાત્રાલયના કામમાં થતો વિક્ષેપ અટકાવવા માટે જ હોવું જોઈએ. આ પગલું બહુ વિચાર કરીને ભરવાનું છે. યાદ રાખવું કે આવેશમાં આવી જઈને કોઈ પણ છાત્રને છાત્રાલયમાંથી દૂર કરાય નહિ.

કેટલીક વખત એવું બને છે કે છાત્રાલયની અનુકૂળતા માટે કોઈ નિયમ બનાવવામાં આવ્યો હોય, તો પણ તે નિયમનો મોટા ભાગના છાત્રો વિરોધ કરે છે. છાત્રોને સમજાવીએ તો પણ સમજતા નથી. આનું કારણ બધા છાત્રો ખરાબ હોય છે એમ નથી, પણ કોઈ એકાદ તોફાની અને ખરાબ છાત્રની લાગવગ નીચે બીજા છાત્રો હોય છે, અને ગૃહપતિમાં છાત્રોને વિશ્વાસ હોતો નથી.

આવે વખતે છાત્રોનો ગૃહપતિમાં વિશ્વાસ બેસે ત્યાં સુધી ધીરજ રાખવી જોઈએ માજી ગૃહપતિએ જે અવિશ્વાસ પેદા કર્યો હોય છે તેનું ફળ પછીના ગૃહપતિને પણ ભોગવવું પડે છે.

જ્યારે આવું અવિશ્વાસનું વાતાવરણ માલૂમ પડે, ત્યારે ગમે તેવો સારો અને જરૂરનો નિયમ કરવાની ઉતાવળ કરવી નહિ. તે નિયમની યોગ્યતા અને જરૂરિયાત સંબંધી બધા છાત્રોને સમજાવવું, અને એવો નિયમ બનતા સુધી તેમની મારફતે જ પસાર કરાવવો.

• નાથાભાઈ પટેલ •

[૩]

## સુધારવા માટે શું કરવું ?

અનેક માતપિતાઓ પોતાના દશ બાર વરસના બાળકના વર્તનથી ત્રાસી જાય છે અને પછી તેને સુધારવા માટે શું કરવું એ જાતના પ્રશ્નો પૂછ્યા જ કરે છે અને વાત પણ સાચી છે. જે બાળક બે વરસની ઉંમરે અત્યંત વહાલું લાગતું હતું એજ બાળક પાંચ છ વરસનું થાય એટલે જરા તોફાની દેખાય છે. જે બાળકને દોઢ બે વરસની ઉંમરે પરાણે રમાડવાનું મન થતું તેજ બાળક આઠ દશ વરસની ઉંમર થાય ત્યારે માબાપને અકારું થઈ પડે છે અને પોતાની હાજરીમાંથી એને દૂર કરવાના પ્રયત્નો કરે છે. ત્રણ ચાર વરસના જે બાળક માટે માતપિતા પરાણે પરાણે નાની મોટી વસ્તુઓ ખરીદી લાવતા હતા, એ જ બાળક બાર તેર વરસનું થાય ત્યારે નાની મોટી ચીજ માટે માબાપના ઠપકા સાંભળે છે અને કોઈ વખત અપમાન પણ મેળવે છે. જે બાળક ઘરના

શણગારરૂપ ગણાતું હતું એજ બાળક મોટી ઉંમરે ઘરમાં અડચણરૂપ ગણાય છે. આ બધું શા માટે ?

બાળક જન્મીને માતપિતાનું ઘર શોભાવે ત્યારે માતપિતાને ઓછું જ ભાન થાય છે કે એ ઘરને સતત શોભતું રાખવા માટે ખોટાં લાડ, ખોટી શોભા કે ખોટી પ્રતિષ્ઠા કામમાં નથી આવવાના. બાળકના જન્મ પછીની જવાબદારી આપણા ઘરોમાં ખૂબ ઓછી જ દેખાય છે. બાળક પાંચસાત વરસનું થાય ત્યાં સુધી એના ઉપર કોઈ મહેનત કરવાની છે કે કેમ એનો ખ્યાલ સરખો પણ નથી હોતો. શિક્ષણનું કામ પણ જાણે કે સાત વરસની ઉંમર પછી જ શરૂ થાય છે. સાત વરસ સુધીના કાળને બિનજોખમી ગણવામાં આવે છે. આપણને ખબર નથી કે તે વર્ષો દરમિયાન બાળકના મન ઉપર સારીમાઠી જે છાપ પડતી હોય છે તે છાપ જ એના ભવિષ્યના વર્તનના કારણ રૂપ હોય છે. કોઈક વખત આ છાપનો ઉઠાવ વહેલો થાય છે તો કોઈક વખત મોડો થાય છે. શક્તિશાળી બાળકો બાર તેર વરસની ઉંમરે જ દમનની પ્રતિક્રિયા શરૂ કરે છે. અને પોતાની બાલ્યવયમાં જે જે કાંઈ સંઘર્યું હોય તેને પ્રગટ કરવાના પ્રયત્નો કરે છે. આવા બાળકો નાની ઉંમરથી જ માબાપને મૂંઝવનારાં નીવડે છે. અને તેથી જ તેવાં બાળકોને માબાપો સુધારવા માટે શું કરવું એ પ્રશ્નની આંટીઘૂંટીમાં સપડાય છે. એમની પાસે કોઈ માર્ગ નથી હોતો. તેઓ તો બાળકને કોઈ શિક્ષકને સોંપી દે છે અથવા તો પોતાની પસે સજા અને બીકનો રાજમાર્ગ હોય છે તેનું શરણ લે છે, તેમાંથી કોઈ પરિણામ નીપજતું નથી અને એમનો પ્રશ્ન સનાતન અણઉકેલ્યો રહે છે.

આવા સુધારવા જેવા દેખાતા છોકરાઓને કંટાળીને માબાપ છાત્રાલયમાં મોકલી આપે છે. છાત્રાલયો પણ શાસ્ત્રીય તાલીમ પામેલા ગૃહપતિઓને હાથે ચાલતાં નથી હોતાં એટલે ગૃહપતિ માટે પણ એજ પ્રશ્ન ઊભો થાય છે કે આવા છોકરાઓને સુધારવા શી રીતે ? બાલપણનું માબાપનું લાડીલું બાળક હવે વધારે ને વધારે અકારું બનતું જાય છે. ઉનાળાની કે દિવાળીની રજાઓમાં ઘેર જવાની હોંશ સેવતા બાળકને માબાપ પરાણે છાત્રાલયમાં રોકી રખાવે છે. આખા સત્ર દરમિયાન માથાઝીક કરીને થાકેલા ગૃહપતિ નિયમવશ તેને રાખે ખરો, પરંતુ રજાઓ દરમિયાન તેના ઉપર કશી જ દેખરેખ રાખતો નથી. અને રજાઓ પૂરી થયા પછી એનો એજ કોયડો બેવડા જોરથી એની સામે ખડો થાય છે.

કેમ સુધારવો એવો પ્રશ્ન પૂછનાર માબાપ અને ગૃહપતિ માટે થોડી એક અગત્યની વસ્તુઓ જાણી લેવા જેવી હોય છે. સુધારવાના કરતાં બગડતો અટકાવવા માટે જે માબાપ કામ કરે છે તે માબાપ ધન્યવાદને પાત્ર છે. એવા ધન્યવાદ મેળવવા માટે તો માતપિતાએ ઘણી તાલીમ મેળવવાની જરૂર રહે છે. છતાં યે પોતાનાં બાળક તરફ નજર નાખીને જે માતાપિતા વહેલાં જાગે છે તેઓ પણ વહેલો લાભ ઉઠાવી શકે છે; તેવાં માબાપ અને ગૃહપતિ માટે થોડીએક સૂચનાઓ આવશ્યક છે.

૧. બાળક બગડેલું છે તેમ માનો નહિ. આપણી નજર સમક્ષ એ બગડેલું દેખાય છે એનું કારણ તો ઘણે મોટે અંશે આપણે હોઈએ છીએ.

૨. બાળક ઘરમાં હોય કે છાત્રાલયમાં હોય તેને વખતે તેના દરેક પ્રકારના વર્તનનો અભ્યાસ કરો. તેના અભ્યાસની નોંધ ઘણી આવશ્યક છે.

૩. નિયમ વિરુદ્ધ કે સમાજ વિરોધી વર્તન કરે ત્યારે બાળકને ઠપકો ન આપો. પરંતુ એને જે કંઈ કહેવાનું હોય તે સહાનુભૂતિથી સાંભળો.

૪. તેને સુધારવાનો મનમાંથી વિચાર કાઢી નાંખો; કારણકે તે બગડેલ નથી. એનું જે વિરોધી વર્તન દેખાય છે તે વર્તનને સ્થાને પરિસ્થિતિને અને સંયોગોને બંધબેસતું હોય તેવું વર્તન બાળક કેવી રીતે કરી શકે તેના ઉપાયો યોજો.

૫. બાળક આળસુ, શિથિલ, ઉંઘણશી અથવા તો પરાવલંબી દેખાય ત્યારે એની શારીરિક તપાસ કરાવો.

૬. બાળક અકોણું કે અતડું દેખાય, વાતવાતમાં વિરોધ કર્યા કરતું જણાય અથવા તો ભણવાની ના કહે ત્યારે એની માનસિક તપાસ કરાવો.

૭. ભણવા–ભણાવવાનો આગ્રહ સેવતાં પહેલાં એના સામાન્ય વર્તનને યોગ્ય દિશામાં વાળવા માટે વધારે આગ્રહ રાખો.

૮. એ જેમ જેમ વધારે માબાપને મુઝવે તેમ તેમ વધારે માનસિક રોગનું ભોગ થઈ પડયું છે તેમ સમજો અને શારીરિક રોગની માફક જ એની તપાસ કરાવો.

• હરભાઈ ત્રિવેદી •




મુદ્રક • ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ 'લોકવાણી' મુદ્રણમંદિર • ચૌટાપુલ સુરત
પ્રકાશક • ચન્દ્રવદન ચૂનીલાલ શાહ • દેસાઈપોળ • સુરત

# સમાચારસંગ્રહ

## ભક્ત પાટીદાર આશ્રમ, નવસારી

તા. ૨૪મી જૂન ૧૯૩૮ ને દિને ઉપર્યુક્ત આશ્રમે વીસ વર્ષ પૂરાં કરી એકવીસમા વર્ષમાં પ્રવેશ કર્યો તે પ્રસંગની ઊજવણીરૂપે આશ્રમવાસીઓની એક સભા રાખવામાં આવી હતી. શરૂઆતમાં શ્રી. છોટુભાઈ પટેલે રાષ્ટ્રધ્વજ ફરકાવી ધ્વજવંદન કરાવ્યું હતું. વિદ્યાર્થીઓ તરફથી એક ભાઈએ સંસ્થાની પ્રગતિ અને કાર્યપદ્ધતિનો ખ્યાલ આપ્યો હતો. નાનકડી સંસ્થામાંથી ૬૦ છાત્રોને રહેવાની સગવડવાળી સંસ્થા વિકાસ પામે અને એ બધા છાત્રો પોતાની સંસ્થાનો યોગ્ય વહીવટ પોતાની મેળે કરી 'સ્વરાજ્ય' ભોગવે એ ગૌરવ લેવા જેવી બીના છે. સંસ્થાના એક આગેવાન સંચાલક ભાઈ ગોરધનભાઈએ સંસ્થાની રાષ્ટ્રીયતા પર ભાર મૂકી રાષ્ટ્રીય તહેવારોની ઊજવણી ને લોકનેતાઓનાં વ્યાખ્યાનની વિશિષ્ટ પ્રવૃત્તિનો ઉલ્લેખ કર્યો હતો. ઉપસંહારમાં શ્રી છોટુભાઈ પટેલે આ જમાનામાં રાષ્ટ્રધ્વજની મહત્તા ને રાષ્ટ્રસેવા માટે તૈયાર થવાની દરેક યુવાન માટેની અનિવાર્ય આવશ્યકતા ઉપર વિવેચન કર્યું હતું.

## મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક પરિષદ

આ પરિષદનું ચૌદમું અધિવેશન સુરતમાં ભરવાનું 'નૂતનશિક્ષણ' સંઘ તરફથી મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક સંઘને નિમંત્રણ આપવામાં આવ્યું હતું. તા. ૨૬મી જૂન ૧૯૩૮ ને દિને મુંબઈમાં સંઘની કાઉન્સીલની એક બેઠક મળી હતી. તેમાં એ નિમંત્રણનો સ્વીકાર થયો છે. પરિષદ માટે તા. ૧૭–૧૮–૧૯ ઓકટોબર ૧૯૩૮ ના દિવસો સૂચવાયા છે. છેવટનો નિર્ણય સ્વાગત સમિતિ અને સંઘની કાર્યવાહક સમિતિ કરશે. આ પરિષદ અંગે કેમ વ્યવસ્થા કરવી તે સંબંધી પ્રાથમિક ચર્ચા કરવાને સુરતના કેળવણીમંડળ અને નૂતનશિક્ષણ સંઘની કાર્યવાહક સમિતિના સભ્યોની એક સંયુક્ત બેઠક તા. ૨૪ મી જુલાઈ ૧૯૩૮ ને દિને મળી હતી. તેમાં સ્વાગત સમિતિના સભ્યો માટે રૂ. ૫) અથવા રૂ. ૨) લેવાનું ઠરાવ્યું હતું. સભ્યો નોંધવાને પાંચ ભાઈઓની એક સમિતિ પણ નીમવામાં આવી હતી. સુરતની જનતાને અને શિક્ષકોને ખાસ કરીને સ્વાગત સમિતિના સભ્યો થવા અમે આગ્રહપૂર્વક વિનતિ કરીએ છીએ. સુરત જિલ્લાનાં અને ગૂજરાતનાં શિક્ષકપ્રેમી ભાઈબેનો પણ સ્વાગત સમિતિના સભ્યો તરીકે પોતાનાં નામ નોંધવી શકશે.

## અખિલ હિંદ કેળવણી પરિષદ

આ પરિષદની ચૌદમી બેઠક મુંબઈમાં ભરવાનું નક્કી થયું છે. મુંબઈના શિક્ષકમંડળે આને અંગેની વ્યવસ્થા કરવા માંડી છે. મિ. સી. એ. ક્રીસ્ટી જણાવે છે કે મુંબઈની વિદ્યાપીઠે પરિષદને રૂ. ૩૦૦ ની મદદ કરવાની ઇચ્છા વ્યક્ત કરી છે. મુંબઈ શહેર અને ઇલાકાની કેળવણીમાં રસ લેતી પ્રજાને રૂ. ૫) આપી પરિષદની સ્વાગતસમિતિના સભ્ય થવાની અથવા રૂ. ૨) આપી પ્રતિનિધિ તરીકે પોતાનાં નામ નોંધાવવાની વિજ્ઞપ્તિ કરે છે. આ પરિષદ દશ વર્ષે મુંબઈમાં ભરાય છે. પરિષદની બેઠક નાતાલની રજાઓ દરમિયાન મળશે.

## નૂતનશિક્ષણ સંઘ · સૂરત

આ સંઘે પોતાની પ્રથમ પ્રવૃત્તિ તરીકે શિક્ષકોને ઉપયોગી થઈ પડે એવું પુસ્તકાલય તથા વાચનાલય ખોલવાનું નક્કી કર્યું છે. આની ઉદ્‌ઘાટન ક્રિયા તા. ૧ લી ઑગસ્ટ ૧૯૩૮ ને દિને શ્રી. હરભાઈ ત્રિવેદી કરશે. તેજ દિવસે સાંજે તેઓ 'ઘરમાં અને શાળામાં મૂંઝવતું બાળક' – એ વિષય પર જાહેર વ્યાખ્યાન આપશે.

# 'નૂતનશિક્ષણ' માસિકનો ત્રીજા વર્ષનો હિસાબ

[ તા. ૧–૮–૧૯૩૭ થી તા. ૩૧–૭–૧૯૩૮ સુધીની તારીજ ]

**જ**

૪૯–૧૦–૧૧ ગયા વર્ષની સિલક :—

(૧) સુરત કાર્યાલય ૦–૯–૬
(૨) ભાવનગર ,, ૪-૧૪-૦
(૩) સુરતની બેન્કમાં ૪૪–૩–૫

૪૯-૧૦-૧૧

### આવક

૧૨૦૩– ૫–૦ ગ્રાહકોનું લવાજમ
૪૮૩– ૪–૦ જાહેર ખબરની આવક
૫–૧૦–૦ પરચુરણ આવક
૦– ૮–૦ બીજા વર્ષના ભેટ પુસ્તકની આવક

### દેવું

૫૫૦– ૦–૦ શ્રી "અ" પાસેથી ખોટને અંગે પહેલે વર્ષે ઉછીના લીધેલા હતા તે

૨૨૯૨– ૫–૧૧ સરવાળો

**ઉ**

### ખર્ચ

૫૫૦– ૦–૦ પહેલા વર્ષની ખોટ ખાતે
૧૦૨૬– ૧–૦ ત્રીજા વર્ષના અંકોની છપાઈ, કાગળ, પૂઠાં, વગેરે
૨૯૩–૧૫–૯ માસિકનો, ભેટ પુસ્તકનો, વી. પી નો તેમજ પત્રવહેવારનો ટપાલખર્ચ.
૧૮૬– ૦–૦ કારકુન વગેરેનું વાર્ષિક વેતન
૧૦૮– ૦–૦ ત્રીજા વર્ષના ભેટપુસ્તકની છપાઈ, કાગળ, પૂઠાં, વગેરે
૫૪– ૮–૦ સ્ટેશનરી, રસીદબુક, રેપર, કવર વગેરેની કિંમત તથા છપાઈ
૨૧– ૦–૦ પરચુરણ [ ગ્રાહક તથા બેન્ક કમિશન, વગેરે ]
૩–૧૪–૦ ઉપલક ખાતે

૨૨૪૩– ૬–૯ કુલ ખર્ચ
૪૮–૧૫–૨ સિલક

(૧) સુરત કાર્યાલય ૧૬– ૪–૩
(૨) ભાવનગર ,, ૧૦– ૬–૬
(૩) સુરતની બેન્કમાં ૨૨– ૪–૫

૪૮–૧૫–૨

૨૨૯૨– ૫–૧૧ સરવાળો

**ચન્દ્રવદન શાહ**
વ્યવસ્થાપક
'નૂતનશિક્ષણ' કાર્યાલય • સુરત


મુદ્રક • ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ 'લોકવાણી' મુદ્રણમંદિર • ચૌટાપુલ સુરત
પ્રકાશક • ચન્દ્રવદન ચૂનીલાલ શાહ • દેસાઈપોળ • સુરત

શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



વર્ષ ૪ થું · સપ્ટેમ્બર ૧૯૩૮ · અંક ૨ જો

વર્ગશિક્ષક પોતાના રોજના કામમાં આવતી મૂંઝવણોનો ઉકેલ અવૈજ્ઞાનિક રીતે અને તાત્કાલિક જે કંઈ સૂઝે તે પ્રમાણે કરતો હોય છે. આમ કરવાથી એની મૂંઝવણો ઉકેલાતી નથી સાનંદાશ્ચર્ય સાથે બીજે દિવસે એ નિહાળે છે કે એની મૂંઝવણો વધી છે અને વિવિધ બની છે. વૈજ્ઞાનિક માર્ગ એની પાસે નહિ હોવાથી એના એ જ માર્ગનું ફરી ફરીને એ શરણ શોધે છે અને ફરી ફરીને એને નિષ્ફળતા મળ્યા જ કરે છે. આનો ઉકેલ બે રીતે લાવી શકાય. જ્યારે પણ કોઈ મૂંઝવતો પ્રશ્ન વર્ગશિક્ષક પાસે ખડો થાય ત્યારે એ પ્રશ્નના મૂળમાં રહેલાં આપણે ન જાણી શકીએ તેવાં કારણોને શોધવાનો પ્રથમ પ્રયત્ન કરવો. ઊભા થયેલા કોયડા માટે ઉપર ઉપરથી આપણને જે કારણ જણાયું હશે તે કારણ વધારે ઊંડા ઊતરતાં અધૂરું અને ખોટું માલૂમ પડશે. દેખીતા કારણને સ્થાને કોઈ નવું જ અને આપણને આશ્ચર્ય પમાડે તેવું કારણ આપણને હાથ લાગશે. કારણ હાથ લાગ્યું એટલે પછી એનું નિવારણ કોઈ પણ શિક્ષક માટે સહેલું થઈ પડવાનું છે. કોયડાનો ઉકેલ લાવવા માટે આવું મૂળ કારણ શોધવા જતાં થોડો વધારે વખત લાગે એ તદ્દન સ્વાભાવિક છે. વચગાળાના એ વખત દરમિયાન શિક્ષકે વિદ્યાર્થી સાથે કાં તો તટસ્થ વર્તન રાખવું અને કાં તો પ્રેમ અને સહાનુભૂતિમય વર્તન રાખવું. રોજના ચાલુ કામમાં વિદ્યાર્થી સાથે રહે નહિ, તો તેની ચિંતા ન કરવી. કુશળ શિક્ષક પાઠ્યક્રમને એક કોરે રાખીને પણ વિદ્યાર્થીની બુદ્ધિના વિકાસ માટે સ્વતંત્ર કામો એને સોંપી શકે છે અને તેમ કરીને એને કામમાં પરોવી શકે છે.

# નૂતનશિક્ષણ એટલે શું ? શ્રી. હરભાઈ ત્રિવેદી

છેલ્લાં પાંચેક વર્ષોથી નૂતનશિક્ષણનાં આંદોલનો આપણે ત્યાં ઠીક ઠીક ગતિમાન થયેલાં દેખાય છે. નૂતનશિક્ષણની વાતો થાય છે, ચર્ચા થાય છે, પ્રયોગો કરવાના મનસૂબા રચાય છે અને હવે તે સંબંધમાં સાહિત્ય પણ ઠીક પ્રમાણમાં પ્રગટ થવા લાગ્યું છે. નૂતનશિક્ષણના ખ્યાલો, શિક્ષકો તેમ જ માબાપોના મનમાં વધારે ને વધારે સ્પષ્ટ થયા કરે અને સ્પષ્ટ ખ્યાલો દ્વારા તેનો અમલ પણ વધારે ને વધારે વૈજ્ઞાનિક થતાં રહે તેથી સમાજને ભારે લાભ થવાનો છે. તેવી સ્પષ્ટતા ખાતર અને આપણે સૌ વૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવવામાં આગળ વધતા જ રહીએ તેટલા ખાતર થોડાંએક સૂચનો રજૂ કરવાની રજા લઉં છું.

નૂતનશિક્ષણ સ્વાતંત્ર્યમાં માને છે. સ્વાતંત્ર્યનો સામાન્ય અર્થ તો આપણે સૌ કોઈ જાણીએ છીએ. સ્વાતંત્ર્યને શિસ્ત સાથે જોડી દેવામાં આવે છે ત્યારે જ તેના અર્થ ઉપર વિવાદો ઊભા થાય છે, અમસ્તા સામાન્ય પ્રસંગોમાં સ્વાતંત્ર્યની વ્યાખ્યા બાંધવા કોઈ વિચાર સરખો પણ કરતા નથી. આનો અર્થ એ થયો કે મનુષ્યને શિસ્તવાળું સ્વાતંત્ર્ય જોઈએ છે. ત્યારે ખરી રીતે શિસ્તની વ્યાખ્યા બાંધવાની રહે. શિસ્ત તો માનવસર્જિત સમાજને જરૂરી વસ્તું છે. સ્વાતંત્ર્ય સ્વયંભુ અને માનવમાત્રના જન્મસિદ્ધ હક જેવી વસ્તુ છે. માટે જ શિસ્ત, પ્રગતિશીલ મનુષ્યની જીવવા માટે અને પ્રગતિ માટે અનિવાર્ય આવશ્યકતા સમાન છે; અને સ્વાતંત્ર્ય તો જન્મહક જેવું હોઈ નવસમાજમાં શુદ્ધ સ્વરૂપમાં પ્રગટી શકતું નથી અને પ્રકટે છે તો જીરવી શકાતું નથી.

નૂતનશિક્ષણને મોટે ભાગે તો સામાન્ય જનતા સાથે કામ કરવાનું હોય છે. આમ પ્રજા આજે ખોટા શિક્ષણ નીચે કચડાઈ રહી છે. શિક્ષણના અનર્થકારી ખ્યાલોના કારણે પ્રજાઓને કોઈ લાભદાયી શિક્ષણ મળતું જ નથી. આમાંથી પ્રજાને બચાવી લેવાના મનોરથો નૂતનશિક્ષણના છે. એટલા માટે જ નૂતનશિક્ષણના પ્રચારકો અને વિચારકો તેમ જ પ્રયોગકારોને સ્વાતંત્ર્યનો વિચાર શિસ્તની ભૂમિકા ઉપર ઊભા રહીને ઘણી વખત કરવો પડે છે.

સ્વાતંત્ર્ય આપણને ગમે છે. તેના વિના આપણને મુંઝારો લાગે છે. શિસ્ત પણ આપણને ગમે છે. તેના વિના આપણને અનવસ્થા દેખાય છે. સ્વાતંત્ર્ય તો વગરમાગ્યું પણ મળી શકે, શિસ્ત માટે આપણે મહેનત ઉઠાવવી પડે અને છતાં તે હાથ ન લાગે. નૂતનશિક્ષણકાર સ્વાતંત્ર્યનો વિચાર આ દૃષ્ટિથી કરે છે.

પણ શિસ્તને આજે જે રીતે સમજવામાં આવે છે અને તેને ઊભી કરવા માટે જે પદ્ધતિ અખત્યાર કરવામાં આવે છે તે નૂતનશિક્ષણકારને મંજૂર નથી. આજે તો વ્યક્તિત્વના ભોગે સમાજ શિસ્ત માગે છે, આજે તો કોઈ સરમુખત્યારી ખાતર મોટા સમાજને નહિ ગમતી શિસ્ત પરાણે પાળવી પડે છે, આજની શિસ્ત નિયમનના ખ્યાલોમાંથી થતા વ્યવહારનું શુદ્ધ પરિણામ નથી. આજની શિસ્ત તો સમાજના થોડાઘણા માણસોએ પોતાની કલ્પના પ્રમાણેનો વ્યવહાર સરળતાથી ચલાવવા સારુ અગાઉથી નક્કી કરેલ નિયમોનું ચોકઠું છે. આ શિસ્તની ભૂમિકા ઉપરથી શુદ્ધ સ્વાતંત્ર્યનું દર્શન શક્ય નથી. ત્યાંથી તો કલુષિત દર્શન લાધે છે અને સ્વચ્છંદ જન્માવે છે. નૂતનશિક્ષણકારને તે હરામ છે. જે શિસ્ત વ્યક્તિના જીવનવિકાસ માટે જરૂરી છે અને જે શિસ્ત

સમાજ ખાતર વ્યક્તિ પાસે થોડો ત્યાગ કરાવે છે, જે શિસ્તથી સમાજનો વ્યવહાર સરળતાથી ચાલી શકે છે અને જે શિસ્ત વડે સમાજ વ્યક્તિને દબાવતો નથી પણ સંયમિત બનાવે છે તે શિસ્ત નૂતનશિક્ષણકારને ખપે છે. આવું શિસ્ત હોય ત્યાં સાચા સ્વાતંત્ર્યનાં દર્શન થાય છે અને ત્યાં જ વ્યક્તિ તેમ જ સમાજ મુક્ત રહીને આગળ ધપી શકે છે.

આવી શિસ્ત ઊભી કરવા માટે આજે તો દમનની ક્રિયા ચાલે છે અને સજા શારીરિક તેમ જ માનસિક–નો આશ્રય લેવામાં આવે છે. નૂતનશિક્ષણને આ પદ્ધતિ પણ ત્યાજ્ય છે. શિસ્ત ઊભી કરવા માટે નૂતનશિક્ષણકાર વ્યક્તિને પ્રથમ તો સ્વતંત્ર વિહરવા દે છે, એના વિહારમાંથી જ એને ભાન થાય છે કે તેમ કરવાથી તો બીજાઓને અડચણરૂપ થઈ પડાય છે. વ્યક્તિ જે ઘડીએ એવો વિચાર શરૂ કરે છે કે પોતે તો મોટા સમાજનું એક અંગ છે, અને જવાબદાર અંગ છે, તે ઘડીથી સાચી શિસ્તની તેની કલ્પના શરૂ થાય છે. પછી તો વ્યક્તિ અને સમાજ, પોતપોતાના શ્રેયાર્થે ભેગા રહીને શિસ્તની પોતાની જરૂરિયાત પ્રમાણેની વ્યાખ્યા રચે છે અને તેવા લાંબા કાળના અને અનેકોના પ્રયત્નોના ફળરૂપે સાચી શિસ્ત પેદા થાય છે.

આ ઉપરથી સમજી શકાયું હશે કે નૂતનશિક્ષણને દમન સાથે તો કશી જ લેવા–દેવા નથી. સ્વાતંત્ર્યના આગ્રહ માટે પણ દમન નહીં અને શિસ્તના પાલન માટે પણ દમન નહીં. આથી જ નૂતનશિક્ષણના સિદ્ધાંત ઉપર ચાલતી શાળામાં સજા નહીં હોય, મ્હેણાં નહીં હોય, ઠપકો નહીં હોય અને દંડ નહીં હોય. ત્યાં સહાનુભૂતિ હશે, વિદ્યાર્થી–વિદ્યાર્થી વચ્ચે અને વિદ્યાર્થી–શિક્ષક વચ્ચે પ્રેમ હશે, છૂટ હશે, એક બીજાની સુખસગવડના આગ્રહ હશે અને સમૂહગત જવાબદારીઓ હશે.

×

નૂતનશિક્ષણ બાળકનું સ્વમાન જાળવવામાં માને છે સ્વમાન સૌ કોઈને પ્રિય છે. અપમાન સૌ કોઈને અકારું છે. બાળક બુદ્ધિમાં અને ઉંમરમાં નાનું હોય એટલા માટે એને સ્વમાનનું ઓછું ભાન હોય છે અથવા તો એનું અપમાન કરવામાં વાંધો નથી તેમ માનવું ભૂલભરેલું છે. બાળક મનુષ્યનો પિતા છે એવી ઉક્તિનો એ અર્થ છે કે ભવિષ્યમાં જેવા નાગરિકો જોઈતા હોય તેના નાગરિકત્વ બીજ બાળપણમાંથી જ નંખાવાં જોઈએ. નૂતનશિક્ષણ બાળકને આ દૃષ્ટિથી અવલોકે છે અને તેથી દરેક પ્રકારનું શિક્ષણ બાળકેન્દ્રિત હોવું જોઈએ એમ પોકારી પોકારીને કહે છે. શિક્ષણના બધા જ વ્યવહારોના મધ્યબિંદુ તરીકે બાળકને મૂકવામાં આવે તો જ શિક્ષણકાર ડગલે ને પગલે બાળકનો વિચાર કરતો રહે. એના વિચારમાત્રમાંથી બાળકના અપમાનનો છરાદો સરી પડે છે. બાળકને હંમેશાં કેન્દ્રમાં રાખવાના આગ્રહથી એના વ્યક્તિત્વની હયાતિ નજર આગળ રહે છે અને એવી હયાતીમાંથી બાળકના મનનો ખ્યાલ શિક્ષક પાસે જીવતોજાગતો રહે છે.

બાળકને માન આપો એવી ખાલી બૂમો પાડવાથી કશું વળતું નથી. નૂતનશિક્ષણકાર એના હંમેશના વ્યવહારમાં માને છે. બાળકને શિક્ષણના કેન્દ્રમાં રાખીને એના વ્યક્તિત્વને માન આપવાનો સાક્ષાત પ્રયત્ન નૂતનશિક્ષણકાર કરે છે. શિક્ષણની તમામ પ્રવૃત્તિઓ કેન્દ્રમાં રહેલા બાળકના વ્યક્તિત્વ જોડે સાંધી દેવાના પ્રયત્નો કરનાર શિક્ષક એને માન આપ્યા વિના રહી શકતો નથી તથા એને અપમાનવાની હિંમત કરી શકતો નથી. શિક્ષણની તમામ ક્રિયાઓ બાળકની ક્રિયા–પ્રતિક્રિયા જોડે શિક્ષકને સાંકળવી પડે જ છે. બાળક અમુક વિષય શીખવું ન હોય અથવા તો અમુક કોઈ વિષયમાં

વધારે હોશિયાર હોય, બાળક વધારે તોફાન કરનારું હોય, અથવા તો ડાહ્યુંડમરું હોય, બાળક પોતાના સહાધ્યાયીઓ સાથે લડનારું હોય અથવા તો તેમની સાથે એકસંપીથી કામ કરનારું હોય. આવા ગમે તેવા સંયોગોમાં શિક્ષક બાળક ઉપર ખિજાઈ શકતો નથી તેમ જ એની ખુશામત પણ કરી શકતો નથી. નૂતનશિક્ષણ તો એને સમજાવે છે કે બાળકની ગમે તેવી પરિસ્થિતિને વૈજ્ઞાનિક દૃષ્ટિએ અવલોકો. એ દૃષ્ટિ શિક્ષકના રોજના સામાન્ય મંતવ્યોને ઘણી વખત ઉથલાવનારી નીવડે છે. તોફાની બાળકના વર્તન તરફ મનમાં ઘૃણા થઈ આવી હોય તેવો શિક્ષક પણ બાળકની માનસિક સ્થિતિનું યથાર્થ દર્શન કરે છે ત્યારે તેના સંબંધેના પોતાના ખ્યાલો બદલી નાખે છે. જે બાળક પ્રથમ દૃષ્ટિએ ભારે હોશિયાર દેખાતું હોય તે બાળકના મનમાં ઊંડે ઊતર્યા પછી શિક્ષકની એના તરફની દૃષ્ટિ બદલાઈ જાય છે. જે બાળક ડાહ્યુંડમરું દેખાતું હોય છે તેના મનનો અભ્યાસ શિક્ષકને ચિંતાતુર બનાવવા સુધી જઈ શકે છે. નૂતનશિક્ષણકારને તોફાની બાળકમાં પ્રાણવાન વીર દેખાય છે. હોશિયાર દેખાતા બાળકમાં ગોખણપટ્ટીનું ભોગ થયેલું દયા ઉપજાવે તેવું બાળક દેખાય છે. અને ડાહ્યુંડમરું બાળક મનની અંદર અનેક પ્રકારના દમનોથી પિડાતું માલૂમ પડે છે. નૂતનશિક્ષણ પાસે આ જાતની નવી દૃષ્ટિ હોય છે, એ દૃષ્ટિ આજની સામાન્ય દૃષ્ટિમાં પરિવર્તન કરાવી નાખે છે. એવા પરિવર્તન માટેની સાક્ષાત ક્રિયા તે બાળકના મનનો રોજેરોજનો અભ્યાસ હોય છે. એવા અભ્યાસ વડે શિક્ષણના કેન્દ્રમાં રહેલા બાળકને નૂતનશિક્ષક સાચા સ્વરૂપમાં સમજી શકે છે એવો શિક્ષક જ બાળકના વ્યક્તિત્વનો ઉચ્છેદ થવા દેતો નથી અને વ્યક્તિત્વનો ઉચ્છેદ ન થાય ત્યાંજ બાળકનું સાચું સ્વમાન થાય છે તેમ સમજવું. ×

નૂતનશિક્ષણ આજના અભ્યાસક્રમ ઉપર નજર નાખે છે અને એ ક્રમમાં જબરજસ્ત ફેરફારની જરૂર છે એમ તુરત જ પકડી પાડે છે. આજનો અભ્યાસક્રમ ભણનારને કચડી નાખનારો છે એટલું જ નહિ પણ સર્વાંશે અવ્યવહારુ છે. જે જીવન આવતી કાલે બાળકને જીવવાનું છે તેની સાથે આ અભ્યાસક્રમને કશી જ લેવાદેવા નથી. શાળામાં શીખેલું જીવનમાં નકામું નીવડે છે. જીવનની જરૂરિયાતો શાળાનું શિક્ષણ પૂરી પાડી શકતું નથી. આમ આજનો અભ્યાસક્રમ શક્તિઓનો બેવડો હ્રાસ કરે છે. નૂતનશિક્ષણને આ ક્ષય મંજૂર નથી. અને તેથી જ નૂતનશિક્ષણનો હિમાયતી શિક્ષક આજના અભ્યાસક્રમ ઉપર પહેલેથી જ નજર નાખે છે. શાળાનો અભ્યાસક્રમ જીવનવિકાસને અનુરૂપ હોવો જોઈએ. વિકાસક્ષેત્રમાં રોજને રોજ આગળ ધપતો મનુષ્ય જે પ્રકારનો અને જે રીતનો વિકાસક્રમ સ્વાભાવિક રીતે અનુસરતો હોય છે તેવી જ વિકાસપથગામી સ્વાભાવિકતા શિક્ષણના અભ્યાસક્રમ પાછળ હોવી જોઈએ. આજે આમ નથી દેખાતું. આજનો અભ્યાસક્રમ નથી મનુષ્યજીવનના વિકાસક્રમને અનુસરતો કે નથી ભવિષ્ય માટે કશી તૈયારી કરાવતો. નૂતનશિક્ષક એને જ્યારે પોતાની દૃષ્ટિથી અવલોકે છે ત્યારે એવા અભ્યાસક્રમને દૂર ફેંકી દે છે. અમુક વિષયો સાચવવાથી સંસ્કારિતા સચવાશે અથવા તો અમુક વિષયો કાઢી નાખવાથી સંકુચિતતા આવી જશે તેવી ઉપરછલ્લી દલીલો એને અસર કરતી નથી. એ તો વિષયો ફેરવી નાખે છે, ક્રમ બદલાવી નાખે છે અને અભ્યાસક્રમની પાછળ રહેતી તત્ત્વમિમાંસાને વફાદાર રહેવાના પ્રયત્નો કરે છે. નૂતનશિક્ષણકાર શિક્ષણના અભ્યાસક્રમને કદી વિસારે તો નહીં પરંતુ જુદી જ દૃષ્ટિથી નિહાળે.

વૈજ્ઞાનિક દૃષ્ટિ એ નૂતનશિક્ષણનું અગત્યનું અને છતાં અનિવાર્ય અંગ છે. કોઈ પણ ક્રિયા પછી તે શિક્ષણની હોય, અભ્યાસની હોય કે ભણનારના વર્તનની હોય, તો પણ તેને અવલોકવા માટે અને અવલોકન પછી તદનુસાર વર્તન કરવા માટે નૂતનશિક્ષક હંમેશા વૈજ્ઞાનિક દૃષ્ટિનો જ

ઉપયોગ કરતો હોય છે. સમાજમાં નાના મોટા જે જે વિજ્ઞાનો વિકસી રહેલા મનુષ્યઆત્માને એક યા બીજી રીતે અસર કરતાં હોય છે તે બધાયનો નૂતનશિક્ષક વિચાર કરે છે. એ વિચાર સ્વતંત્ર વિજ્ઞાનનો એકાંગી હોય છે તેમ જ બધાય વિજ્ઞાનોનો સુમેળ સાધતો સર્વાંગી પણ હોય છે. મનુષ્યનો આખો વિકાસક્રમ એક વૈજ્ઞાનિક પદ્ધતિએ જ ચાલી રહ્યો હોય છે. જ્યાં જ્યાં એવા વિકાસક્રમમાં વૈજ્ઞાનિક દૃષ્ટિનો અથવા તો વૈજ્ઞાનિક પદ્ધતિનો અભાવ જણાય ત્યાં ત્યાં શિક્ષણના કાર્યને અને બાળકને કદી મેળ ખાઈ શકતો નથી. આજની શિક્ષણસંસ્થાઓમાં નજર નાખતા આ હકીકત આપણને અવશ્ય દેખાય છે. શાળાજીવન અને ગૃહજીવનનો દુર્મેળ આપણે રોજ જોઈએ છીએ. શિક્ષકજીવન અને વિદ્યાર્થીજીવનની ભિન્નતા આપણો રોજનો પ્રશ્ન છે. બહારની દુનિયા અને અંતરની દુનિયાનો ઝઘડો એ આપણો મૂંઝવતો કોયડો છે. આના મૂળમાં ઉપર કહ્યું તેમ વૈજ્ઞાનિક દૃષ્ટિ અને પદ્ધતિનો અભાવ રહેલો છે.

નૂતનશિક્ષણકાર માટે સૌથી વધારે જરૂરનું વિજ્ઞાન તે માનસવિજ્ઞાન છે. માનસવિજ્ઞાનનો સાચો પરિચય જે શિક્ષકને હોય છે તે શિક્ષક બીજા વિજ્ઞાનોને શિક્ષણક્રમની અંદર સુયોગ્ય રીતે બંધબેસતા કરી શકે છે. માનસવિજ્ઞાનનો અભ્યાસ શિક્ષક જ ભણનાર બાળકને સાચા અર્થમાં સમજી શકે છે. એવા નૂતનશિક્ષકનો તમામ વ્યવહાર બાળકના સાર્વત્રિક વિકાસ માટે હોય છે. માનસવિજ્ઞાનનું જ્ઞાન એવા નૂતનશિક્ષકની આંખ હંમેશ જાગ્રત રાખી શકે છે એવી જાગૃતિ નૂતનશિક્ષણની કૃતેહની એક કીમતી ચાવી છે.

આપણે સૌ શિક્ષકો નૂતનશિક્ષણના ખરા રહસ્યને સમજીએ અને એને વ્યવહારમાં ઉતારવાના નિત્ય પ્રયોગો કર્યા જ કરીએ. આપણો તો એ રોજનો ધર્મ છે.

# બાલજીવન

શ્રી. ચૂનીલાલ નારણજી શાહ

[ માનસશાસ્ત્રની દૃષ્ટિએ ]

ધીરૂભાઈ ખુરશી ઉપર બેઠા છે. તેમનાથી દશેક ફૂટ દૂર એક બીજી ખુરશી પડેલી છે. બે વર્ષના અશ્વિનને તે ખુરશી ધીરૂભાઈની ખુરશી નજીક લાવવાની ઇચ્છા થઈ. ખુરશી અશ્વિન કરતાં ઘણી મોટી હતી; પરંતુ તે ખુરશી ઘસડીને ધીરૂભાઈ પાસે લાવતો હતો. વચ્ચે હીંચકો આવતો હતો; તે હીંચકાની બાજુએ થઈને તે ખુરશી પ્રયત્નપૂર્વક ઘસડી લાવતો હતો. ધીરૂભાઈની નજીક તે હવે આવ્યો હતો. તેને હવે બે-ત્રણ ફૂટ ખુરશી ખેંચી જવાનું રહ્યું હતું. મને લાગ્યું કે અશ્વિન હવે બહુ થાકી ગયો છે એટલે હું તેને મદદ કરું. આમ વિચારીને મેં ખુરશી ધીરૂભાઈ પાસે મૂકી. પરંતુ અશ્વિને તો ચીસેચીસ પાડી મૂકી તેથી તે જ્યાં સુધી ખુરશી લાવ્યો હતો ત્યાં મેં તે મૂકી દીધી. ખુરશી ઘસડવી ફરીથી તેણે શરૂ કરી દીધી, અને મેં જ્યાં ખુરશી મૂકી હતી ત્યાં ધીરૂભાઈ પાસે ખુરશી તે લાવ્યો, અને તેના ઉપર બેઠો.

મને મારી ભૂલ સમજાઈ. પરંતુ આ ભૂલ તો અનેક ભૂલોમાંની એક ભૂલ છે. બાળકો અને મોટેરાંઓ વચ્ચે જે સંઘર્ષણ જગતભરમાં ચાલી રહ્યું છે તેનું આમાં આછું પ્રતિબિંબ છે.

અશ્વિન શા વાસ્તે ખુરશી ઘસડતો હતો? તેને કોઈએ એમ કરવા કહ્યું ન હતું. એ કોઈ બહારના દબાણને વશ થઈને એ પ્રમાણે કરતો ન હતો. ત્યારે તે શા માટે એમ કરતો હતો! એ ન લાવે તો અમારે કોઈને ત્યાં મૂકવી પડે એમ ન હતું. અમારો શ્રમ બચાવવાના કે અમને મદદ કરવાના હેતુથી તે ખુરશી ત્યાં મૂકતો હતો એમ ન હતું, કેમકે એવી ભાવના તેને હજી જાગ્રત થવાને વાર છે. ત્યારે શા માટે તે ખુરશી ઘસડતો હતો? તે પ્રશ્નનો ઉત્તર એ છે કે એમ કરીને તેને તેના અંતરની ક્ષુધા તૃપ્ત કરવી હતી. પોતાના મનની ઇચ્છા પ્રમાણે તેને વર્તન કરવું હતું. તેને પોતાની ક્રિયાશક્તિ-will power-કેળવવી હતી તેના હાથ પગ ઉપર તેને જોઈએ તેવો કાબૂ આવ્યો નથી. તેની ઇચ્છા પ્રમાણે હલનચલન કરી શકતો નથી. તે શીખવાનું તેને હજુ બાકી છે. તે એ શીખ્યા કરે છે. ખુરશી ખસેડીને તે હાથપગને કેળવતો હતો; તેની ઇચ્છા મુજબ હાથપગ અને બીજાં સર્વ અવયવો કાર્ય કરે એ પ્રમાણે તે શીખતો હતો. ખુરશી ખસેડવામાં તે માત્ર હાથપગ હલાવતો ન હતો; તે માત્ર શારીરિક વિકાસ સાધતો ન હતો; તે તો માનસિક વિકાસ પણ સાધતો હતો. એ ક્રિયાદ્વારા તે તેની સમગ્ર શક્તિઓ કેળવી રહ્યો હતો; તે તેના જીવનનો વિકાસ સાધી રહ્યો હતો.

અશ્વિને કેમ ચીસેચીસ પાડી મૂકી હતી? હવે એનો ઉત્તર આપણે યથાર્થ રીતે આપી શકીએ છીએ. ખુરશી ખસેડીને તે તેનો જીવનવિકાસ સાધતો હતો; અને એમાં તેને અંતરાય નડ્યો એટલે તેણે ચીસો પાડી.

બાળકો અને મોટેરાંઓ વચ્ચે આ ઘર્ષણ ઘણી નાની ઉમ્મરે શરૂ થાય છે; પરંતુ જ્યારે બાળક ચાલતાં શીખે છે, ત્યારે એ ઘર્ષણ અતિ ઉગ્ર સ્વરૂપ પકડે છે. બાળક એક સ્થળેથી બીજે સ્થળે જઈ શકે અને મોટાંઓની વસ્તુઓને અડવા માંડે છે, એટલે તરત જ એ યુદ્ધ શરૂ થાય છે. મોટાંઓ કહેશેઃ "નહિ, એને નહિ અડાય; એને તું ખસેડીશ મા." દિવસમાં આવી આજ્ઞા સો વાર કરીને માબાપ થાકી જાય છે, અને બાળક પણ આ બધું અનુભવીને દુઃખી થાય છે. તેનો

જીવનપ્રવાહ આગળ વધવા માગે છે, પણ ત્યાં તો વચ્ચે મોટો પહાડ આવ્યો હોય એવું તેને લાગે છે, પરંતુ એ જીવનપ્રવાહ કોઈ નાના પર્વતમાંથી નીકળતો હોતો નથી, એ તો હિમાલયના કોઈ ઉત્તુંગ શિખરેથી નીકળતો હોય છે, એટલે એ એમ અટકાવ્યો અટકી જતો નથી. એ ભારે જોરથી પછાડા મારે છે, એ અફળાય છે, એ ચીસેચીસો પાડે છે, એને પોતાનું ધાર્યું કરવું છે, વચ્ચે જે કાંઈ આવે તેને તે દૂર ફેંકી દેવા મથે છે.

પરંતુ બાળકના એ બળવાન જીવનપ્રવાહની સામે એથી પણ બળવત્તર પ્રવાહ ધસમસતો આવે છે. મોટેરાંઓને પણ પોતાનું ધાર્યું કરવું છે. એ કહે છે: "તું જરીવાર પણ સરખો નહિ બેસે? આને અડવું છે અને તેને અડવું છે; આ કરવું છે અને તે કરવું છે. જરા શાંત બેસ જોઈએ." મોટેરાંઓને તેની પાસે ધાર્યું કરાવવું છે. તે સારી રીતભાતના નિયમો બાળકો માટે રચે છે. પોતાની સગવડ સચવાય એવા તે નિયમો હોય છે, અને બાળક પાસે તે પળાવવા માગે છે. પરંતુ બાળક કાંઈ ચોખ્ખી સ્લેટ નથી કે તેના ઉપર ગમે તે લખી શકાય. એનો જીવનપ્રવાહ સ્વયંનિર્મિત દિશામાં વહે છે, એનું જીવનવહેણ પોતાનું ધ્યેય સિદ્ધ કરવા ઇચ્છે છે. બાળકોનું જીવન વિકાસને પંથે વળવા આતુર બની રહ્યું હોય છે. વડીલો તેના પ્રત્યે પ્રેમ હોવા છતાં તેની વચ્ચે આવે છે. બન્ને વચ્ચે અથડામણ ઊભી થાય છે. બાળક નાનું અને અસહાય હોવાથી આ વિગ્રહમાં તે હાર પામે છે. છતાંય તેનો જીવનપ્રવાહ માર્ગ કાઢવા મથે છે, તે ધમપછાડા કરે છે, તે તોફાને ચડે છે. આ પ્રમાણે બાળક તોફાની બને છે.

બાળકની ઉમ્મર જેમ વધે છે તેમ આ જીવનપ્રવાહ વિશેષ માર્ગો શોધે છે. તેને બીજા ખવડાવે એ ગમતું નથી; તેને પોતાના હાથે ખાવું છે. તેને બીજા ન્હવરાવે એ પાલવતું નથી; તેને પોતાના હાથે ન્હાવું છે. તેના વાળ બીજા ઓળે એ તેને માફક આવતું નથી; તેને પોતાના હાથે વાળ ઓળવા છે; એ પ્રમાણે તેના શરીરને લગતી ક્રિયાઓમાં તે આપમેળે કાર્ય કરવા ઇચ્છે છે. તે સ્વતંત્ર થવા ઇચ્છે છે. પ્રથમની માફક આપણે ફરીથી પ્રશ્ન પૂછીશું કે બાળક શા માટે એમ કરે છે? તે તેના માબાપને મદદ કરવા ઇચ્છે છે? એવી વૃત્તિ તેના બાળહૃદયમાં જાગે એવું બનવાને હજી વાર છે; ઊલટું તે હાથે કાર્ય કરે એટલે વધારે સમય લાગે અને તેના માબાપને મદદને બદલે વધારે કાર્ય કરવું પડે છે. એટલે વ્યવહારિક દૃષ્ટિથી પ્રેરાઈને બાળક એ કાર્ય કરવા ઇચ્છતું નથી. એ તો એના અંતરની કોઈ ગૂઢ પ્રેરણાને વશ થઈને એ ક્રિયાઓ કરવા ઇચ્છે છે. તેને તેના સ્નાયુ ઉપર કાબૂ મેળવવો છે; તેને તેની ક્રિયાશક્તિ કેળવવી છે, તેને તેના જીવનનો સર્વતોમુખી વિકાસ સાધવો છે.

બાળકોની આ પ્રકારની જીવન-સાધના બીજી રીતે પણ ધ્યાન ખેંચે તેવી છે. બાળક જે ક્રિયા કરે છે તેમાં અને મોટેરાંઓ જે ક્રિયા કરે છે તેમાં એક તાત્ત્વિક ભેદ રહેલો છે. આ ટેબલ ઉપર એક ડાઘ પડેલો છે. ન્હાનકડી રમા તે ડાઘ દૂર કરવા પ્રયત્ન કરે છે. તે માત્ર ડાઘ દૂર કરીને જ સંતોષ માનતી નથી; એ તો આખુંય ટેબલ સાફ કરવા મથે છે, એ માત્ર ઉપરથી નહિ પણ નીચેથીય તે સાફ કરે છે, અને આશ્ચર્યની વાત તો એ છે કે એ માત્ર એકવાર નહિ પણ અનેકવાર આ ક્રિયા કરે છે. એક જ દિવસ આ ક્રિયા કરીને તે અટકી જાય છે એટલું જ નહિ પણ કેટલાય દિવસ તે તે ક્રિયા ચાલુ રાખે છે. ક્યાં સુધી તે તે ક્રિયા ચાલુ રાખે છે? જ્યાંસુધી તે ક્રિયા કરવામાં તે પૂર્ણ નથી બની

ત્યાં સુધી તે તે ક્રિયા કરે છે, આ રીતે ફરી ફરી ટેબલ સાફ કરવાનો તેનો ઉદ્દેશ માત્ર ટેબલ સાફ કરવાનો નથી; એ તો ગૌણ ઉદ્દેશ છે; તેનો ખરો ઉદ્દેશ તો પોતાના અવયવોને શિક્ષણ આપવાનો, પોતાની શક્તિઓને કેળવવાનો, પોતાની અંદર રહેલ વૃત્તિને વ્યક્ત કરવાનો છે.

આ પ્રમાણે વિકાસ સાધતા સાધતા તેના જીવનનો અંતિમ ઉદ્દેશ તે સિદ્ધ કરે છે. सा विद्या या विमुक्तये એ સૂત્રનો તે જીવનમાં સાક્ષાત્કાર કરવાને પંથે પળે છે. આવી ક્રિયાઓ કરવાથી બાળક સ્વતંત્ર રીતે વર્તતાં શીખે છે; આવી બાબતો માટે તેને મોટેરાં ઉપર આધાર રાખવો પડતો નથી. ડૉ. મૉન્ટેસોરીએ બાલજીવનનું આ સત્ય પોતાની શિક્ષણ ફિલ્સુરીમાં પૂરેપૂરું ઉતાર્યું છે. તે કહે છે કે પ્રકૃતિ બાળકને નવાં નવાં સાધનોથી સજ્જ કરે છે અને બાળક વિશેષ ને વિશેષ મુક્ત બને છે. બાળક જન્મ લે છે એ જ એક મુક્તિનું પગથિયું છે. માતાના ઉદરમાં શ્વાસ લીધા વિના તે શ્વાસ લઈ શકતું હતું; ખાધા વિના તે ભોજન પ્રાપ્ત કરી શકતુ હતું; કાંઈ પણ ક્રિયા જાતે કર્યા સિવાય તે જીવન વ્યતીત કરતું હતું. તે એકેય ક્રિયા પોતાની મેળે કરતો ન હતો; પરંતુ જ્યારે તે જન્મ પ્રાપ્ત કરે છે ત્યારે તેને હાથે શ્રમ કરવો પડે છે; તે શ્વાસ લે છે; તે ખોરાક ખાય છે; ખોરાક વિના તે ચીસેચીસો પાડે છે. તેને દાંત આવે, તે ચાલતાં શીખે, તે બોલતાં શીખે ત્યારે તે ઉત્તરોત્તર પ્રગતિ કરે છે, તે ઉત્તરોત્તર સ્વતંત્ર બનતું જાય છે. તેની જરૂરિયાતો તે પોતાની મેળે પૂરી પાડે છે. એથી ઉમ્મરમાં તે આગળ વધે છે ત્યારે ઉપર જણાવ્યું તે પ્રમાણે તેના શરીરને આવશ્યક એવી ક્રિયાઓ તે હાથે કરવા માગે છે. સ્વાતંત્ર્યના માર્ગ ઉપર તે એક કદમ આગળ વધવા માંડે છે. માતાઓએ સ્વયંપ્રજ્ઞાથી આ વસ્તુ જોઈ લીધી હતી અને તેથી કેટલેક અંશે તેમણે રસ્તો કાઢ્યો હતો. દરેક ઘરમાં બાળકને માટે દૂધની નાની વાટકી હોય છે. દૂધવાળી આવે ત્યારે બાળક ની વાટકી લઈને ઊભું રહે છે. આ ઉપરાંત પાણી પીવા માટે બાળક માટે પાણીની ટબુડી પણ હોય છે. બાળકનાં રમકડાં પણ તેના નાજુક હાથ ઉપાડી શકે એવડાં નાનાં હોય છે. તેને માટેની ઘંટી, તેને માટેનાં ચૂલા, એ સર્વ બાળકો ઉપયોગ કરી શકે એટલાં નાનાં હોય છે. જેટલે અંશે આ કરવામાં આવ્યું છે તેટલે અંશે આ સર્વ સારું છે; પરંતુ એમાં એક ત્રુટી રહી ગઈ છે. દૂધની વાટકી અને પાણીની ટબુડી આપીને આપણે અટકી ગયા; એટલી વસ્તુઓ આપણે વાસ્તવિક જીવનને ઉપયોગી આપી; પછી જે આપી તે રમતગમત માટે આપી. આપણે બાળકને ઘંટી આપી, બાળકને ચૂલો આપ્યો પણ તેથી કાંઈ દળી શકાય નહિ, તેથી કાંઈ રાંધી શકાય નહિ. એટલે આપણે થોડુંક વાસ્તવિક જીવનને અનુકૂળ કર્યું; અને પછી વાસ્તવિક જીવન માટે કાંઈ બીજું જરૂરનું નથી એમ માનીને આપણે અટકી ગયા. પછી જે આપણે બાળકને આપ્યુ તે વાસ્તવિક જીવન માટે નહિ પણ તરંગી જીવન માટે રમતગમતના જીવન માટે આપ્યું.

ડૉ. મૉન્ટેસોરીની પ્રતિભાએ આ સ્થળે આપણને રસ્તો બતાવ્યો છે. તે કહે છે કે બાળકને વાસ્તવિક જીવન બહુ ગમે છે. તેને સ્વતંત્ર થવું છે એટલે તેના જીવનમાં આવશ્યક એવી અનેક ક્રિયાઓમાં તેને સ્વતંત્ર બનાવો. બાળકને હાથે ખાવું છે, તો તેને હાથે ખાવા દો; તેને ચમચીની જરૂર હોય તો તેને માટે નાની ચમચી આપો. તેનાં લુગડાં બગડે એવું હોય તો તેને રૂમાલ આપો, એટલે તેના ઉપર ડાઘ પડશે. તેને પ્યાલા રકાબી લઈ જવાની હોંશ થાય છે તો તે ઉપાડી શકે એવાં નાનાં રકાબીપ્યાલા તેના માટે વસાવો. તેને ટેબલખુરશી એક સ્થળેથી બીજે સ્થળે ફેરવવા છે; તો તેને લાયક નાનાં ટેબલખુરશી ઘરમાં રાખો. તેને વાળવાની હોંશ થાય છે, તો તેના નાજુક હાથમાં રહી શકે એવી નાની સાવરણી અને સુપડી ઘરમાં રાખો.

માત્ર આટલેથી બાળકો સંતુષ્ટ થતાં નથી. તેમને વાસ્તવિક જીવન જીવવું છે એટલું જ નહિ પણ સંપૂર્ણ રીતે તે જીવન જીવવું છે; તેને માત્ર રકાબીપ્યાલો એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવાં નથી, પરંતુ કાંઈ પણ અવાજ કર્યા વિના તે લઈ જવાં છે. આમ કરવામાં તે અતિશય શ્રમ લે છે. અવાજ થયો કે નહિ એ તેને કોણ કહે છે? આપને કાંઈ તે કહેવાની જરૂર નથી. બાળકનો કાન જ તેને કહે છે કે "જો હજુ અવાજ થાય છે, માટે હજુ વધારે ધીમેથી રકાબીમાં પ્યાલો મૂક, અથવા રકાબીપ્યાલો એક સ્થળેથી બીજે સ્થળે લઈ જા." બાળક આ ક્રિયાઓમાં પૂર્ણ થવા, તેમાં પૂરેપૂરી સિદ્ધિ મેળવવા તનતોડ મહેનત લે છે. જેમ કોઈ મનુષ્ય વાદ્ય વગાડતાં શીખતો હોય છે, અને જ્યાં સુધી ધારેલા સૂર ન નીકળે ત્યાં સુધી તે ફરી ફરીને વગાડયા કરે છે તે પ્રમાણે બાળક પણ તેને સંતોષ થાય એવું કાંઈ ન થાય ત્યાં સુધી તે ફરી ફરીને ક્રિયા કરે છે.

બાળકો પુનરાવર્તન કરે છે તે પોતાના વિકાસ અર્થે કરે છે. આપણે કેટલીક વાર આ વસ્તુ સમજી શકતા નથી, અથવા આપણી સગવડને આડે આ ક્રિયાઓ આવે છે, અને આપણે બાળકની આ ક્રિયાઓને 'બાળહઠ' એવું અળખામણું નામ આપીને નવાજીએ છીએ, અને બાળકની અને આપણી વચ્ચે વિગ્રહ ઊભો કરીએ છીએ.

પરંતુ જો આ ક્રિયાઓ પાછળ રહેલો બાળકનો ઉદ્દેશ સમજીએ તો આપણે તેને સહાય કરી શકીએ છીએ. બાળક સ્વતંત્ર થવા ઇચ્છે છે અને તેમ બનવામાં આપણે તેને મદદરૂપ બની શકીએ છીએ. બાળક જે આપણી પાસેથી ઇચ્છે છે તે આપણે તેને આપી શકીએ છીએ. બાળક એટલું જ ઇચ્છે છે કે "મને સ્વતંત્ર થવા દો, અને તેમ બનવામાં મને સહાય કરો; તેમ જ મારા સ્વાતંત્ર્યને આડે આવે એવી એકે ક્રિયા તમે કરશો નહિ."

આટલું જો આપણે સમજી લઈએ તો આપણે બાળજીવનની મોટી સેવા કરી ગણાય.

# લશ્કરી કેળવણી અને સ્કાઉટિંગ

શ્રી. રમણિક વેપાર

લશ્કરી કેળવણીની જરૂરિયાત ઘણી અગત્યની છે એમ ઘણીવાર કહેવાઈ ગયું છે પણ હજુ સુધી આપણી યુનિવર્સિટીઓએ લશ્કરી તાલીમને ફરજિયાત કરી નથી.

લશ્કરી કેળવણીથી જનતાને લશ્કરી કવાયતનું જ્ઞાન મળે છે અને તેથી કરીને જ્યારે જોઈએ ત્યારે લશ્કરી બળ ઊભું કરી શકાય એવા અનુકૂળ સંજોગો પ્રાપ્ત થાય છે એટલું જ નહિ પણ એનાથી શરીરનો બાંધો સારી રીતે ઘડાય છે. એનાથી માણસને પુરુષત્વ મળે છે. આમ હોવાથી કોઈ પણ માણસ લશ્કરી કેળવણીથી વંચિત રહેવો ન જોઈએ. જેટલી માનસિક કેળવણી આવશ્યક છે તેટલી જ લશ્કરી કેળવણી પણ માણસને જરૂરી છે. ઈરાનમાં બધાંને માટે લશ્કરી તાલીમ ફરજિયાત છે. આ નિયમ એટલી ચોકસાઈથી અમલમાં મૂકવામાં આવે છે કે હિંદુસ્થાન આવી વસેલા ઈરાની છોકરાઓને પણ લશ્કરી કેળવણી લેવા ઈરાન જવું પડે છે! સ્વિટ્ઝર્લેંડમાં દરેક શહેરીને લશ્કરી કેળવણી લેવી પડે છે. ત્યાં સ્થાયી લશ્કર રાખવામાં આવતું નથી અને આમ હોવાથી રાષ્ટ્રીય ખર્ચમાં મોટો બચાવો થાય છે. જ્યારે જોઈએ ત્યારે તાલીમ લીધેલા શહેરીઓનું લશ્કર ઊભું કરી દેવામાં આવે છે; આ લોકોને મોખરે અથવા "Front Line"માં મૂકવામાં આવે છે જ્યારે કાચા સિપાઈઓને પાછળ રાખવામાં આવે છે. આવી રીતે દરેક સ્વતંત્ર દેશમાં કોઈ ને કોઈ પ્રકારની લશ્કરી કેળવણી અપાતી હોય છે.

જર્મની મુખ્યત્વે કરીને લશ્કરી માનસવાળો દેશ છે. ત્યાં નાનપણથી જ છોકરાઓના મનમાં બધી લશ્કરી વસ્તુઓ વિષેનો ઉત્સાહ કેળવવામાં આવે છે. નાનપણથી જ તેમને તપખીરિયા રંગનો લશ્કરી પોશાક આપી દેવામાં આવે છે, અને જ્યારે હેર હિટલર આવા તપખીરિયા રંગના, બાળ સિપાઈઓની બેઉ બાજુએ, લશ્કરી શિસ્તથી ઊભી રહેલી કતારમાંથી પસાર થાય છે ત્યારે અનેક ધ્વજાઓથી ચિત્રિત બનેલું વાતાવરણ "હાઈલ હિટલર"ના ધ્વનિથી ગાજી રહે છે. ૧૯૧૪ના યુદ્ધ વખતે જર્મનીની લગભગ દરેક શાળામાં શિક્ષકોએ વિદ્યાર્થીઓને યુદ્ધમાં ઝંપલાવવાને પ્રેરણા આપી હતી. લશ્કરી કેળવણીને સારુ જે ઉત્સાહ જર્મનીમાં દૃષ્ટિગોચર થાય છે તેવો જ ઉત્સાહ ઇટલીમાં પણ છે. અહીંના નાના ઇટાલિયનોનો લશ્કરી આદર્શ સિનોર બેનિટો મુસોલિની છે.

આ રીતે જોતાં લગભગ દરેક દેશમાં લશ્કરી કેળવણી ફરજિયાત છે. આપણા ઇલાકામાં મુંબઈ યુનિવર્સિટી ટ્રેઈનિંગ કોર તરફથી લશ્કરી તાલીમ ઘણા અનુભવી માણસોની દેખરેખ નીચે અપાય છે. આમાં મોટે ભાગે પારસી અને દક્ષિણીઓ જોડાય છે. ગૂજરાતીઓ ઘણા ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે. આ લશ્કરી કેળવણીનો લાભ મુંબઈ કે પૂનાના વિદ્યાર્થીઓ જ લઈ શકે છે. યુનિવર્સિટી ટ્રેઈનિંગ કોરનાં મથકો બીજાં શહેરોમાં પણ હોવા જોઈએ કે જેથી બધા વિદ્યાર્થીઓ એનો લાભ લઈ શકે.

લશ્કરી કેળવણી માત્ર લડવાને માટે નથી. એનાથી શરીરમાં શક્તિ અને સૌંદર્ય આવે છે. જીવનનો અનેરો આનંદ માણવો હોય તો લશ્કરી તાલીમ જરૂરી છે. લશ્કરી વાતાવરણમાં મન અને શરીર જેટલાં વિકાસ પામે છે તેટલાં ભાગ્યે જ બીજા કોઈ વાતાવરણમાં પામતાં હશે. વળી લશ્કરી

કેળવણી લેવાથી કોમી એકતાનતા આવે છે. લશ્કરમાં ઊંચનીચનો ભેદ નથી, તેમ કોમકોમનો ભેદ નથી; ત્યાં બધા જ સરખા છે અને એક જ કક્ષાના ગણાય છે. અહીંના વિશાળ વાતાવરણમાં કોમી ભેદભાવો એની મેળે વિસરાઈ જાય છે અને જે માણસે લશ્કરી કેળવણી લીધી હશે તે પોતાનું તથા પોતાના કુટુંબનું રક્ષણ પણ સહેલાઈથી કરી શકશે. યુનિવર્સિટી કોરના પ્રાધ્યાપકોની બંદુકો લઈને કૂચ કરતી ટુકડીઓ જોઈને લોકોમાં સ્વરક્ષણનો અને તેની સાથે એક સ્વતંત્ર અને અવિભાજ્ય પ્રજા હોવાનો વિચાર પ્રજ્વલિત થશે.

કોઈ પણ પ્રજાને હંમેશને સારુ ગુલામીમાં રાખી શકાતી નથી. બહુ જ ખરાબ સ્થિતિમાંથી પણ પ્રજાઓ સ્વાતંત્ર્ય મેળવે છે. હિંદ પણ એક દિવસ સ્વતંત્ર બનશે. સ્વતંત્ર હિંદના રક્ષણાર્થે એક લશ્કર તો જોઈશે જ ને? તો તે માટે આપણે અત્યારથી જ તૈયારી કરવી જોઈએ. લશ્કરી કળામાં આપણા યુવકો જેટલી વધુ નિપુણતા મેળવતા જશે તેટલા જ પ્રમાણમાં દેશની સલામતી વધુ ને વધુ શક્ય બનતી જશે. આ કારણસર લશ્કરી કેળવણી જેમ બને તેમ વધારે યુવકોને મળે એવી ગોઠવણ થવી જોઈએ. માધ્યમિક શાળાનાં ઉપલાં ધોરણના વિદ્યાર્થીઓ બંદુક ફોડવાની કવાયત ન લે તો પણ "રાઇફલ ડ્રિલ" તો સહેલાઈથી શીખી શકે. જો શાળામાં લશ્કરી કેળવણી શરૂ કરી હોય તો તેની પૂર્ણાહુતિ કૉલેજમાં થઈ શકે. જેઓએ સાતઆઠ વર્ષ સુધી એ લાઈનમાં સતત કાર્ય કર્યું હોય તેમને લશ્કરમાં પણ મોકલી શકાય.

મેટ્રિક અથવા કૉલેજનાં ધોરણોમાં "Strategy of war" અથવા "Military administration" અથવા એવા બીજા કોઈ પ્રકારના વિષયો અભ્યાસક્રમમાં દાખલ કરવા જોઈએ. આમ કરવાથી યુદ્ધશાસ્ત્રનું પ્રાથમિક જ્ઞાન તે વિષયના જિજ્ઞાસુ વિદ્યાર્થીઓને મળી રહેશે.

×

શાળામાં લશ્કરી કેળવણી હાલ શક્ય ન હોય તો આપણે રાષ્ટ્રીય સ્કાઉટ પ્રવૃત્તિને વેગ આપવો જોઈએ. બેડન પોવેલના સ્કાઉટો મોટે ભાગે તો માત્ર કલેક્ટરને અને ગવર્નરને સલામી ભરતા હતા. ખર્ચની દૃષ્ટિએ જોતાં બેડન પોવેલની સ્કાઉટ પ્રવૃત્તિએ ડોળ અને દમાગ પાછળ ઠીક ઠીક પૈસો ખર્ચ્યો હતો, અને એ પ્રવૃત્તિ સ્થાનિક કાર્યકર્તાઓને પ્રકાશમાં આવવાને એક તક આપતી હતી. હિંદુસ્તાનમાં તો બેડન પોવેલની સ્કાઉટપ્રવૃત્તિ હવે લગભગ મૃતપ્રાય થઈ ગઈ છે. હવે જે નવી સ્કાઉટ ચળવળ અમલમાં આવશે તે રાષ્ટ્રીય સિદ્ધાંત પર રચાયલી હોવી જોઈએ. એમાં પણ લશ્કરી શિસ્ત તો જોઈશે જ. 'સ્કાઉટિંગ'નો ખરો અર્થ સમજીએ તો એ પણ લશ્કરની એક અગત્યની પ્રવૃત્તિ છે; કારણ કે સ્કાઉટિંગ વગર લશ્કર આગળ ધપી શકે જ નહિ અત્યારે તો શાળામાં સ્કાઉટિંગ મરજિયાત છે. આ વસ્તુ મરજિયાત હોવાથી વિદ્યાર્થીઓનો ઘણો મોટો ભાગ એમાં ભાગ લેતો નથી માટે એને ફરજિયાત કરવી જોઈએ. પછી કદાચ "ફીઝિકલ ટ્રેઇનિંગ"ની પણ જરૂર નહિ પડે.

અંગ્રેજી પહેલા ધોરણથી જ સ્કાઉટિંગ દાખલ કર્યું હોય તો નાના વિદ્યાર્થીઓના મનમાં સારા સંસ્કારની રોપણી કરી શકાશે સામાજિક જીવન કેવી રીતે જીવવું જોઈએ એનો ખ્યાલ વિદ્યાર્થીને નાનપણથી જ મળી જાય છે. માનવતાના ઉચ્ચ ગુણોની છાપ વિદ્યાર્થીના મનમાં પહેલેથી જ પડવી જોઈએ. સ્કાઉટિંગ પણ એ જ ધ્યેય સ્વીકારે છે.

# એકીકરણ

શ્રી. હરભાઈ ત્રિવેદી

શિક્ષણમાં એકીકરણની વાતો શિક્ષકસમુદાયમાં આજે ઠીક પ્રચલિત થઈ છે. એકાકી રહી ગયેલું શિક્ષણનું અંગ એકીકરણ માગતું જ હતું. એવા એકીકરણના સંબંધમાં ચોક્કસ દિશા નક્કી થવાની તેટલી જ જરૂર રહે છે. જે રીતે આજે શિક્ષણનું કામ ચાલી રહેલું છે તે રીતમાં એકીકરણના સાચા ખ્યાલોથી સુધારો કરવામાં આવે તો કેળવણીના ક્ષેત્રમાં આપણે કંઈક સંગીન કર્યું ગણી શકાય. એકીકરણ સંબંધે તેથી જ થોડાએક વિચારો અહીં રજૂ કરવામાં આવે છે.

શિક્ષણનું કામ આજે માત્ર શિક્ષકો જ કરે છે. મનુષ્ય જીવનની કેળવણીમાં શિક્ષણને જેટલું મહત્ત્વ આપી શકાય તેટલું આપીએ તો પણ તેમાં માતપિતાઓનો ફાળો ઓછો ન હોઈ શકે. શિક્ષક જેટલે અંશે વિજ્ઞાનને નજર આગળ રાખીને પોતાનું કામ કરતો હોય છે તેટલે અંશે પણ તેના કાર્યનાં પરિણામો સફળ થયેલાં દેખાતાં નથી.

આનું કારણ એ છે કે માબાપોનો તેને પૂરો સાથ નથી. ઘરે માબાપ પોતાના બાળકના શિક્ષણનું કામ એક યા બીજી રીતે ચલાવી જ રહ્યા હોય છે. વ્યવહારમાં જરૂરી વસ્તુઓનું પોતાના બાળકને માબાપ શિક્ષણ આપે જ છે. શાળામાં બુદ્ધિના શિક્ષણને પૂરતી રીતે ઘણા વિષયોમાં માબાપ પોતે મદદ કરતા હોય છે અથવા તો ખાનગી શિક્ષકદ્વારા મદદ કરાવતા હોય છે આમ છતાંયે દુઃખની વાત તો એ છે કે શાળાનું અને ઘરનું શિક્ષણ એક બીજાનું પૂરક બની રહે તેવા એકીકરણ ઉપર ચાલતું નથી હોતું. માબાપોએ સમજી લેવું જોઈએ કે પોતાના તમામ પ્રયત્નોમાં તેમણે શિક્ષકનો સાથ અનિવાર્યપણે લેવો જરૂરી છે. શિક્ષકે પણ પોતાના કામને થાય છે તેથી રે સફળ બનાવવું હોય તો માબાપને હંમેશા પોતાની સાથે જ રાખવા શાળાનું કામ ઘણી ... ઘરે કરાવવામાં આવે છે. ઘરના કામ ઉપરથી ઘણીય વખત શાળાના કામને વેગ પણ મળે છે. પરંતુ આ બધાયની પાછળ શિક્ષણની વિચારસરણીની એકતા ન હોય તેમ જ શિક્ષણપદ્ધતિઓ પણ ભિન્ન હોય તો શિક્ષણના કાર્યને ઝાઝો જશ મળે નહિ બાળક સાથે કામ કરવાની જે રીત શિક્ષકની હોય તે જ માબાપની હોય. શિક્ષણપદ્ધતિનું ધોરણ અને વિષયોની વહેંચણીની જવાબદારી પણ બન્નેએ સાથે મળીને જ યોજ્યા હોય. આમ થાય ત્યારે જ શિક્ષણકાર્ય સરળ થાય એટલું જ નહિ પણ પ્રગતિમાન પણ રહે

આજકાલ છાત્રાલય સંસ્થાઓ ઘણા મોટા પ્રમાણમાં ઊભી થવા લાગી છે. માબાપો પોતાનાં બાળકોના શિક્ષણથી અસંતુષ્ટ બનીને તેમને આવા છાત્રાલયોમાં ધકેલી મૂકે છે એવા અસંતોષનાં મૂળ માબાપ પકડી શક્યાં નથી હોતાં. આપણે ઘણીયે વાર જોઈએ છીએ કે બૌદ્ધિક શિક્ષણની બાબતમાં પણ આવા છાત્રાલયોમાં આવ્યા પછી વિદ્યાર્થીમાં બહુ ઝાઝો ફરક નથી પડતો. આનાં કારણો તપાસીએ તો ત્યાં પણ આપણને શાળા અને ગૃહના એકીકરણનો અભાવ જ મોટે ભાગે જવાબદાર દેખાશે. આજનાં છાત્રાલયો અને શાળાઓ વચ્ચે હજી સુધી મેળ જ નથી જામ્યો. છાત્રાલયને પોતાની શાળા હોય તો સારું ખરું પરંતુ આપણા જેવા ગરીબ દેશને આજે એ ન પોષાય તેવે વખતે કોઈ પણ એક શહેરનાં એકથી વધારે છાત્રાલયો પોતાની વચ્ચે એક શાળા ઊભી કરી દે તેવું તો જરૂર બની શકે. છાત્રાલય અને શાળા વચ્ચેનું એકીકરણ જેમ વધારે દૃઢ થશે તેમ વધારે છાત્રાલયના ગૃહપતિઓ પોતાના વિદ્યાર્થીના માબાપ સાથે ગાઢો સંબંધ જોડશે.

આજની સ્થિતિ તો ઘણી ખરાબ ગણી શકાય તેવી છે. છાત્રાલયના ગૃહપતિઓ અને માબાપો વચ્ચે પણ સુમેળ નથી. એકીકરણનો પ્રથમ વિચાર શિક્ષક અને માબાપ વચ્ચે મેળ જમાવવાનો હોઈ શકે.

બીજો મુદ્દો આજે શિક્ષણની શાળા ઉપરાંત બીજા અનેક પ્રકારની શાળાઓ ઊભી થવા માંડી છે તેની સાથેના એકીકરણનો છે. આજની શાળાઓ કેવળ બુદ્ધિનું જ શિક્ષણ આપે છે અને બુદ્ધિ સિવાયનાં વિદ્યાર્થીનાં બીજાં અંગો હિઝરાય છે તેની ખાતરી થવાથી સમાજના અનેક પ્રકારની અવનવીન સંસ્થાઓ ઊભી થવા લાગી છે. શરીરની કેળવણી શાળાઓમાં ન મળી એટલે વ્યાયામ-શાળાઓ ઊભી થઈ. ઇતરવાચનનો અભ્યાસ આપણી શાળાએ ઠીક રીતે પૂરો ન પાડ્યો એટલે જુદાં વાચનાલયો અને પુસ્તકાલયો ઊભાં થયાં. વિદ્યાર્થીને અનેક પ્રકારની લાગણીઓને યોગ્ય રીતે વિકસવાનો અવકાશ ન મળ્યો એટલે સેવામંડળો અને યુવકમંડળો અસ્તિત્વમાં આવ્યાં. રાજકારણના જ્ઞાનથી શાળાઓએ વિદ્યાર્થીને વંચિત રાખ્યા એટલે રાજકિય મંડળો ઊભાં થયાં. આ બધાં મંડળો અનિવાર્ય હતા શિક્ષણનો ક્રમ જે રીતે આજે રચાયો છે અને તેને અંગે જે અભ્યાસક્રમ ઊભા કરવામાં આવ્યા છે તે જોતાં આ પ્રકારના અન્ય શિક્ષણકાર્યને અવકાશ નથી રહેતો. એ જોતાં આવી બધી સંસ્થાઓનું અસ્તિત્વ સર્વાંગી શિક્ષણ માટે જરૂરનું છે પરંતુ આ બધી સંસ્થાઓ વચ્ચે પણ સાચા અર્થમાં એકીકરણ નહિ હોવાથી એ બધી મહેનત ઘણા પ્રમાણમાં નકામી જાય છે.

મનુષ્યનું જીવન એક અને અખંડિત છે. એની સળંગસૂત્રતા તોડવાનો પ્રયત્ન કરવામાં આવે તો એ જીવન છિન્નભિન્ન થઈ જાય ઉપર ગણાવેલી શિક્ષણસંસ્થાઓ મનુષ્યના અખંડ વહેતા જીવનપ્રવાહને વિભિન્ન કરવાના પ્રયત્નો કરે છે તેમ કહેવામાં હકીકતનું જ નિરૂપણ છે. બુદ્ધિના શિક્ષણની શાળાઓ શરીરનું શિક્ષણ ન આપી શકે અને તેની પૂર્તિ રૂપે વ્યાયામશાળા ઊભી થાય એ જરૂર ખ્અજા જેવું છે. પરંતુ બૌદ્ધિક શિક્ષણની શાળા કેવળ બુદ્ધિને જ વિકસાવે અને વ્યાયામ શાળા કેવળ શરીરને જ વિકસાવે તો તો માણસનું શરીર અને મન બંને કરૂપ બને. કોઈ વ્યાયામશાળા કેવળ હાથને જ વ્યાયામ આપે અને શરીરના બીજા અંગોને અવગણે તો જે સ્થિતિ થાય તેજ સ્થિતિ બુદ્ધિની શાળા અને વ્યાયામ શાળાની સાચા એકીકરણ વિના થઈ રહી છે. સેવાની અનેકવિધ પ્રવૃત્તિઓ કરી રહેલાં નાનામોટાં મંડળો દ્વારા વિદ્યાર્થીઓની અનેક પ્રકારની લાગણીઓને વિકસાવવાના પ્રયત્નો થાય છે એ જરૂર પ્રશંસનીય કહી શકાય. પરંતુ આજનો અનુભવ તો એવો છે કે સેવાની એવી પ્રવૃત્તિઓ વિદ્યાર્થીઓ માત્ર તેવા મંડળો દ્વારા જ કરી શકે છે. બુદ્ધિની શાળાઓમાં કે ઘરોમાં તેમની તેવી પ્રવૃત્તિઓનો અભાવ દેખાય છે. મંડળદ્વારા બીજાની ખાતર દુઃખો સહન કરવા જનાર સુધી વિદ્યાર્થી ઘરમાં જરા જેટલી સેવાનું કામ પણ હાથ ન ધરે તેવા બનાવો આજે અસામાન્ય નથી. આનો સીધો અર્થ એ છે કે વિદ્યાર્થીની બુદ્ધિ અને ઊર્મિ વચ્ચે શિક્ષણની દૃષ્ટિએ જ મેળ જામ્યો નથી. એનું કારણ શિક્ષણની આવી જુદીજુદી સંસ્થાઓ વચ્ચે એકીકરણ કરવામાં આવ્યું નથી એ છે. આપણે આશા રાખીએ કે એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે મનુષ્યની કેળવણીનું કામ એકધારું અને સાતત્યવાળું બનશે. એવે વખતે જુદીજુદી શિક્ષણસંસ્થાઓની જરૂર નહિ રહે પરંતુ સવારથી રાત સુધીના દિનભરના કાર્યક્રમમાં બધા જ પ્રકારની તાલીમને અવકાશ મળે તેવો ક્રમ એક જ કેળવણીની સંસ્થાએ ઊભો કર્યો હશે આ દિવસ ન આવે ત્યાં સુધી શિક્ષણની અલગ અલગ સંસ્થાઓએ પોતપોતાની અંદરના એકીકરણના વિચારો વધારે દૃઢ કરવા જોઈએ.

એક બીજો વિચાર અહીં અસ્થાને નહિ ગણાય. આજકાલ ઉદ્યોગના શિક્ષણની વાતો પણ ખૂબ ગતિમાન થઈ છે અમુક વરસની ઉંમર પછી વિદ્યાર્થીઓ માટે ઔદ્યોગિક શાળા ઊભી કરવામાં આવે તેમ જ કિશોર અવસ્થાનાં બાળકો માટે બુદ્ધિના શિક્ષણની સાથે જ ઉદ્યોગોનું શિક્ષણ પણ ઊભું કરવામાં આવે એવા વિચારો પણ આજે જોશભેર ચાલી રહ્યા છે. આપણા દેશની કેળવણીની પુનર્ઘટનામાં આ વિચારો આવશ્યક છે પરંતુ જેમ બીજી બાબતોમાં ‹ કરવામાં આવી છે તે જ રીતે બુદ્ધિના શિક્ષણની પૂરક છતાં એકીકરણ વિનાની ઉદ્યોગશાળા ઊભી થશે તો તેમાંથી આપણે બહુ જ ઓછો લાભ ઉઠાવી શકવાના છીએ. ઉદ્યોગ વિદ્યા જીવનનું અનિવાર્ય અંગ ગણાવું જોઈએ એના યોગ્ય સ્વરૂપમાં કિશોર માટેની તેમ જ કુ માટેની શિક્ષણસંસ્થાઓમાં એનું શિક્ષણ ઓતપ્રોત થઈ જવું જોઈએ વિશિષ્ટ ઉદ્યોગસંસ્થા આગળ જતાં વિદ્યાર્થીને કામ આવે એ તો એની વિશિષ્ટ પ્રકારની તાલીમ માટે હોય. ચૌદ પ વરસની ઉંમરે પછી ભણનાર વિદ્યાર્થીને માથે એકાએક ઉદ્યોગની તાલીમ આવી પડે તો વિદ્યાર્થીને તેનાથી વ્યવહાર પૂરતો લાભ થાય; એથી વિશેષ જીવનના સર્વાંગી વિકાસની કેળવણી તેને મળે જ નહિ.

એકીકરણના સંબંધમાં શિક્ષણની દૃષ્ટિએ ત્રીજો વિચાર આજે શિખવાતા વિષયોના એકીકરણનો છે. કોઈ પણ શાળામાં જઈને નજર નાખીએ તો આપણને માલૂમ પડે છે કે શાળામાં શિખવાતા વિષયોને એક બીજા સાથે જાણે કે કશી જ લેવા દેવા નથી. જમાનો નિષ્ણાતોનો છે. વિષયનિષ્ણાત શિક્ષકો પોતાના વિષયનું મહત્ત્વ ગાવામાં અને શક્ય તેટલાં સાધનો વડે વિદ્યાર્થીના મગજમાં તેને રેડી દેવામાં ઇતિ કર્તવ્યતા માને છે. જુદાજુદા વિષયના શિક્ષકો એક બીજાના વિષયથી અને વિષયના શિક્ષણથી લગભગ અજાણ જ હોય છે. વિદ્યાર્થીના કુમળા મગજ ઉપર આ વસ્તુની આબાદ છાપ ઊઠે છે એમને પણ એમ જ લાગે છે કે આ બધા વિષયોને કશો સંબંધ નથી તેવી જ રીતે શાળામાં શિખવાતા કોઈ પણ એક વિષયને અને પોતાના સર્વાંગી વિકાસને કશો જ સંબંધ નથી. વિદ્યાર્થીઓ આ હકીકત વ્યક્ત કરી શકતા નથી પરંતુ તેમના જીવનના વ્યવહારમાં સૂક્ષ્મતાથી જોનાર શિક્ષક તુરત જ પારખી લે છે કે આ પ્રકારની સંગતિનો અભાવ તેમનામાં ઊતરેલો હોય છે.

શાળામાં જે વિષયો શિખવાય છે તે વિષયોની સાંસ્કૃતિક કિંમત અચૂક હોય જ છે. માનવતાના દૃષ્ટિબિંદુનો વિકાસ ઇતિહાસભૂગોળ કરાવે તો માનવસંસ્કૃતિનું માપ ભાષાઓનો અભ્યાસ આપી શકે છે. ગણિત જેવા વિષયથી માણસમાં ચોકસાઈ આવે તો વિજ્ઞાનના અભ્યાસદ્વારા ભણનારની દૃષ્ટિ વૈજ્ઞાનિક અને વિશાળ થાય ચોકસાઈ અને વિશાળ દૃષ્ટિનો પણ સંસ્કૃતિના ઇતિહાસમાં ઘણો મોટો ફાળો હોય છે. આ દૃષ્ટિએ વિચારીએ તો પણ જુદાજુદા વિષયોની કંટાળાભરેલી વિગતોને બાદ કરતાં તે તે વિષયોના અભ્યાસની પાછળનું દૃષ્ટિબિંદુ ઘણે અંશે એક સરખું જ હોય છે. આજના અભ્યાસક્રમની ઘરેડમાં પડેલો શિક્ષક આ દૃષ્ટિબિંદુ વીસરી જાય છે અને પરિણામે ભણવાના વિષયોના એકીકરણથી થતા અનેક લાભોથી વિદ્યાર્થી વંચિત રહે છે. બીજીકોઈ વિચારણાને બાજુએ મૂકીને માત્ર વિષયોના આવા એકીકરણના મુદ્દાને આજના શિક્ષકો નજરમાં રાખે તો પણ શાળામાંથી વિદ્યાર્થીને થોડો ઘણો લાભ મળી શકે.

અને એકીકરણના વિષયમાં સૌથી મહત્ત્વનો વિચાર શાળાના ભણતરની સાથે જીવનમાં તમામ વ્યવહારોના એકીકરણનો છે. આજના આપણા અભ્યાસક્રમો કેવળ તરંગી રીતે ઘડાયા છે.

આજના આપણા પાઠ્યપુસ્તકો વ્યવહારવિહોણી દૃષ્ટિના પરિણામ રૂપ છે. શાળાનું આખું તંત્ર શાળા બહારની દુનિયા સાથે જરા જેટલો પણ સંબંધ રાખતું ન હોય એ પ્રકારનું છે. શાળાની શિક્ષણપદ્ધતિ પણ બહારના જીવનની સાથે સંગતિ ધરાવતી નથી હોતી. વર્ગમાં ઇતિહાસનું શિક્ષણ અપાતું હોય તે વખતે વર્ગ બહાર ભજવાઈ રહેલો જીવતો ઇતિહાસ વર્ગમાં ભણતાં બાળકોને જોવા ન મળે એ સ્થિતિ શોચનીય ગણાય. શાળાના ઓરડામાં ગણિતનું શિક્ષણ લેતો હોય તેવો વિદ્યાર્થી વ્યવહારના ગણિતમાં ગભરાઈ જાય એ પરિસ્થિતિ પણ અસહ્ય ગણાય. આમ છતાં દુઃખપૂર્વક આપણે કબૂલ કરવું જ જોઈએ કે આજે કંઈક આવી જ પરિસ્થિતિ પ્રવર્તે છે. શિક્ષણનો અભ્યાસક્રમ વિદ્યાર્થીની આસપાસ પડેલી જીવતી જાગતી દુનિયાને નજર સમક્ષ રાખીને ઘડાય ત્યારે જ જીવનનું અને શિક્ષણનું જરૂરી એવું એકીકરણ થયેલું ગણાય.

શિક્ષણમાં એકીકરણના આટલા મુદ્દાઓ ઉપરથી વાંચનાર સમજી શકશે કે એકીકરણ વિનાનું શિક્ષણ લગભગ નિષ્ફળ નિવડે છે એ પરિસ્થિતિ ટાળવા માટે આપણે તમામ શિક્ષકોએ હવે કટિબદ્ધ થવું જોઈએ.



# સામયિકોમાંથી

[૧]

## શિક્ષકવૃત્તિ

ગયા પખવાડિયામાં અમદાવાદમાં વર્ધાની શિક્ષણયોજના વિષે મેં વ્યાખ્યાન આપ્યું અને વ્યાખ્યાનને બીજે દિવસે પ્રશ્નોત્તરી થઈ. તેમાં અનેક જાતના પ્રશ્નો હતા, તેની વાત અહીં નથી કરતો. પણ લગભગ ચોથા ભાગના પ્રશ્નો પ્રાથમિક શાળાના શિક્ષકોના ટૂંકા પગાર અને ટૂંકા જ્ઞાન વિષેના હતા. એ પ્રશ્નોનો સાર આ હતો: 'આજના શિક્ષકો જેમને પેટ પૂરતું ખાવા પણ મળતું નથી અને જેમને નિર્વાહ માટે બીજે ફાંફાં મારી શક્તિનો વ્યય કરવો પડે છે તે શિક્ષકો મારફત આ નવી કેળવણી, જે ખાસ પ્રકારની આવડતો અને વિવિધ વિષયોનું જ્ઞાન માંગી લે છે, તેનો અમલ કરાવવાના સંકલ્પો સેવવા એ શું વધારા પડતું નથી?'......'શિક્ષકોના પેટનો ખાડો પૂરવાની પેરવી પ્રથમ કરવી જોઈએ નહિ?'

શિક્ષકોની આગળ કોઈ નવી યોજનાની વાત કરવામાં આવે ત્યારે તેઓને બિચારાઓને આમ પોતાનું પેટ ઉઘાડું કરીને બતાવવું પડે એ ખરેખર બહુ દુઃખદ અને કરુણ દશા છે. શિક્ષકનું કામ બહુ મહત્ત્વનું છે એ તો સૌ કોઈ સ્વીકારે છે. દેશના ભાવિનો આધાર મુખ્યત્વે કરીને શિક્ષકના કામ ઉપર છે. વિદ્યાર્થીઓના જીવનનું અને ચારિત્ર્યનું ઘડતર એના હાથમાં છે. [illegible] જો ઉચ્ચ આદર્શોની અને ઉચ્ચ કર્તવ્યબુદ્ધિની ભાવનાઓથી રંગાયેલો હોય, તેનું પોતાનું [illegible] પવિત્ર અને તેજસ્વી હોય, પોતાના ધંધા પ્રત્યે તેના દિલમાં પ્રેમ હોય, અને પોતાના ધંધાના ગૌરવનો તેને સૂક્ષ્મ અને તીવ્ર ખ્યાલ હોય તો જ તે પોતાની ફરજ બરાબર અદા કરી શકે. શિક્ષક એ કાંઈ પોતાના પેટિયા માટે મજૂરી કરનારો વૈતરો નથી. એટલે શિક્ષકને જો હરહંમેશ પોતાના પેટિયાનો જ વિચાર કરવો પડતો હોય તો બહેતર છે કે એ શિક્ષકનો ધંધો છોડી દઈ કોઈ બીજે ધંધે વળગી જાય પણ સમાજને કાંઈ શિક્ષકો વગર ચાલવાનું નથી. એટલે સમાજે પણ સમજવું જોઈએ કે તેને વૈતરા અથવા તો વેઠિયા નહિ, પણ પોતાનાં બાળકો માટે પોતાના ધંધાના પ્રેમવાળા, સંતોષી અને તેજસ્વી શિક્ષકો જોઈતા હોય તો તેઓ પેટની ચિંતાથી મુક્ત રહે એટલું તેમને આપવું જ પડશે. બીજાં કામકાજ અથવા ધંધામાં જેમ નફોનુકસાન તત્કાળ અને પ્રત્યક્ષ સ્થૂળ રૂપમાં દેખાય છે તેમ શિક્ષકના કામમાં નથી દેખાતો માટે તેના કામની સમાજ યોગ્ય કદર ન કરે એ વાજબી નથી. શિક્ષક વર્ગને ભૂખે મરવું પડતું હોય તો સમાજને માટે શરમભરેલું છે!

પરંતુ આની સાથે એ પણ કહેવું જોઈએ કે શિક્ષકને માટે નફો અથવા કમાણી એ કદી પ્રેરક અથવા ઉત્તેજક કારણ ન હોવું જોઈએ. શિક્ષક કાંઈ વેપારી વાણિયો નથી કે જેવું મૂલ્ય આપો તેવો માલ આપે અથવા કૉન્ટ્રાક્ટર નથી કે જેટલું દામ આપો તેટલું કામ કરી આપે. શિક્ષકે પોતાનું કામ કરતી વખતે, વિદ્યાર્થી આગળ પોતાનો આત્મા ઠાલવતી વખતે અથવા વિદ્યાર્થીમાં ચેતન રેડતી વખતે પોતાના પગાર સામું નથી જ જોવાનું. શિક્ષક નામને લાયક થવા માટે, વિદ્યાર્થીમાં રહેલી શક્તિઓને જાગ્રત કરવા માટે, તેણે પોતાનું ચારિત્ર વિશુદ્ધ રાખવું જોઈશે,

પોતાની શક્તિ, પોતાનું જ્ઞાનગાંભીર્ય, પોતાની આવડત વધારવા સદા ઉદ્યમી રહેવું પડશે, સ્વાધ્યાયમાં સદા રત રહેવું પડશે અને વિદ્યાર્થીઓના જીવનનું ઘડતર, વિદ્યાર્થીઓનો પોતા પ્રત્યેનો પ્રેમ અને સદ્‌ભાવ એને જ પોતાની સાચી કમાણી ગણવી પડશે. હાલની સમાજવ્યવસ્થામાં હુન્નરઉદ્યોગ તથા વેપાર કરનારા કોઈ લક્ષાધિપતિ થઈ શકે છે, પણ શિક્ષકે એ આકાંક્ષા કદી રાખવાની નથી મુખ્યત્વે કરીને ધનવૈભવને પ્રતિષ્ઠાનું સ્થાન આપનારા આજના સમાજમાં પણ શિક્ષકની પ્રતિષ્ઠા તો કદી પણ તેના ધનથી મપાવાની નથી. દરકોઈ સમાજમાં શિક્ષકે હંમેશાં સાદું, સંયમી અને બીજા ધંધાવાળાઓને મુકાબલે ગરીબ જીવન ગાળવું પડવાનું, અહીં ગરીબ શબ્દ સારા અર્થમાં લેવાનો છે. પોતાની જરૂરિયાતો જેણે સ્વેચ્છાથી મર્યાદિત કરી છે અને તે સ્થિતિમાં પોતાને સુખસંતોષ છે એવું જીવન, એ અર્થ અહીં કરવાનો છે. બાકી ખરો ગરીબ તો તે છે જેને પોતાની ગમે તેવી ધનવૈભવવાળી સ્થિતિમાં પણ સંતોષ નથી, જે હમેશાં પોતાની જરૂરિયાતો વધારવાના જ ખેલ રચ્યાં કરે છે અને જે એની પાછળ વલોપાત અને હાયવોય કર્યા જ કરે છે. એ જેને પોતાની સ્થિતિમાં સંતોષ છે અને જે સામાન્ય સુખસગવડો માટે બેપરવા છે એ તો મસ્ત થઈને ફરે છે. ખરો શ્રીમંત એ જ છે. આવો સંતોષ, આવી મસ્તી જેનામાં નથી તે શિક્ષકના ધંધાને શોભાવી શકવાનો નથી.

પણ આ તો શિક્ષકવૃત્તિની તાત્ત્વિક ચર્ચા થઈ. પણ પેટના ખાડા વિષેની શિક્ષકોની ફરિયાદનો આપણે વિચાર તો કરવો જ જોઈએ. બીજાં સરકારી ખાતાંઓમાં નોકરી કરનારાઓને મુકાબલે અથવા વેપારઉદ્યોગ કે વકીલ દાક્તરના ધંધા કરનારાને મુકાબલે શિક્ષકોના પગાર ઓછા છે એ વિષે શંકા નથી. પરંતુ વેપારઉદ્યોગ અને વકીલ દાક્તરના ધંધા સ્વતંત્ર ગણાય. એમાં જે ફાવી જાય છે તે બહુ શ્રીમંત થાય છે, અને નથી ફાવતા તે રખડી પણ જાય છે. એટલે એની સાથે આપણે શિક્ષકોની સરખામણી નહિ કરીએ. પરંતુ બીજાં સરકારી ખાતાંમાં આવડત અને શક્તિના પ્રમાણમાં જેટલા પગાર મળે છે તેટલા પગાર શિક્ષણ ખાતામાં પણ મળવા જોઈએ, અને ન મળતા હોય તો એ અન્યાય સરકારે દૂર કરવો જોઈએ, એ વિષે શંકા નથી. વળી પ્રાથમિક શાળાઓના, માધ્યમિક શાળાઓના તથા કૉલેજોના શિક્ષકોના પગારમાં જે ભારે અંતર છે તે પણ દૂર થવાની જરૂર છે. પ્રાથમિક શાળાઓમાં નાનાં બાળકો સાથે ૭ ૭ કલાક માથાકૂટ કરનાર શિક્ષકનો પગાર પંદર કે વીસ રૂપિયા હોય અને કૉલેજમાં બે ત્રણ કલાક વ્યાખ્યાન કરી જનાર અથવા નોટ્સ લખાવી જનાર પ્રોફેસરનો પગાર બસોથી માંડીને હજાર હજાર અને બબ્બે હજાર હોય તે વિષમતામાં ભારે અન્યાય રહેલો છે. કારણ કામના મહત્ત્વની દૃષ્ટિએ જોઈએ તો પ્રાથમિક શાળાના શિક્ષકનું કામ કૉલેજના પ્રોફેસર કરતાં જરાયે ઊતરતા પ્રકારનું નથી.

અહીં એ વસ્તુ નોંધવી જોઈએ કે તમામ સરકારી અને સાર્વજનિક ખાતામાં પગારનું ધોરણ આપણા દેશના કરોડો લોકોની જે સ્થિતિ છે તેની સરખામણીમાં કાંઈક શોભી શકે એવું રાખવાની જરૂર છે. બીજાં સરકારી ખાતાંમાં પગાર બહુ મોટા હોય તો ઘટાડવા જોઈએ. બાકી પ્રાથમિક શાળાઓના શિક્ષકો જે સમાજ વચ્ચે પોતે રહે છે તેની સ્થિતિનો વિચાર કરી તેની સાથે પોતાની સરખામણી કરે તો તેઓને બહુ ઓછું મળે છે એમ ન કહેવાય.

આ પ્રશ્નની એક બીજી બાજુનો પણ વિચાર કરવાની જરૂર છે. આજે સમાજમાં પ્રાથમિક શાળાના શિક્ષકની પ્રતિષ્ઠા જોઈએ તેવી નથી. શિક્ષક એટલે વેદિયો, પંતુજી,

એવો અભિપ્રાય સમાજમાં પ્રચલિત છે. આનું કારણ શિક્ષકને ઓછો પગાર મળે છે એ નથી. આ અપ્રતિષ્ઠાનું મોટું કારણ તો શિક્ષકનું સમાજમાં જે સ્વાભાવિક સ્થા છે અથવા હોવું જોઈએ તેને અનુરૂપ ઘણા શિક્ષકોનું જીવન અને વર્તન નથી હોતું તે છે શાળામાં વિદ્યાર્થીઓને અમુક વિષયો ભણાવવા એટલેથી શિક્ષકનું કર્તવ્ય અટકતું નથી. વિદ્યાર્થીઓન ચારિત્ર્યનું ઘડતર એ તો જ કરી શકશે જો તેનું પોતાનું ચારિત્ર્ય બરાબર ઘડાયેલું હશે, એ આપણે ઉપર કહી ગયા. પણ તે ઉપરાંત સમાજને લગતાં તમામ સાર્વજનિક કાર્યોમાં લોકોને કેળવણી આપી તેણે દોરવાના છે. સામાજિક સુધારાઓમાં તે અગ્રણી હોવો જોઈએ. પણ આજે મોટા ભાગના શિક્ષકો અગ્રણી નથી હોતા તે હું દાખલાથી સ્પષ્ટ કરીશ. સરકારી કાયદાથી હરિજન બાળકોને સાર્વજનિક શાળાઓમાં બીજી કોમનાં બાળકો સાથે બેસવાની છૂટ છે. મેં કેટલીયે શાળાઓમાં જોયું છે કે હરિજન બાળકોને શાળાઓમાં દાખલ થતા રોકવામાં શિક્ષકો ઠીકઠીક ભાગ ભજવે છે. જૂના વિચાર પ્રમાણેના ધર્મનો સિદ્ધાંત શિક્ષકને નડતો હોય છે એમ પણ નથી હોતું. ગામલોકના ડરથી જ તે આ પ્રમાણે વર્તે છે. બીજી તરફથી જ્યારે સરકારી ઇન્સ્પેક્ટરનો ભય આવે છે ત્યારે એ દયામણી દશામાં આવી પડે છે. ગામલોક આગળ પોતાનું પેટ ઉઘાડું કરીને ઊભો રહે છે, અને કહે છે કે 'હું જો હરિજન બાળકને ન બેસાડું તો મારો રોટલો જાય.' ઇન્સ્પેક્ટરને કહે છે કે 'ભાઈસાબ, મારે ગામમાં રહેવું છે, લોકોની ઇતરાજી વહોરું તો હું ટકી ન શકું.' આમ આ સુધારાની બાબતમાં મોટા ભાગના શિક્ષકો તદ્દન લાચાર અને નિષ્ક્રિય રહે છે. આવો બિચારો, નિષ્ક્રિય, લાચાર માણસ કોઈ દિવસ પણ કોઈના આદરને પાત્ર થઈ શકે ખરો? પોતાના વિદ્યાર્થીઓ આગળ ન્યાય, સમભાવ, વીરતા એવા ગુણોના કયા આદર્શ તે રજૂ કરી શકે? બીજો દાખલો લઈએ. લગ્નવ્યવહારની બાબતના, જાતજાતના ખર્ચોની બાબતના એવા કેટલાયે સંસારસુધારાના પ્રશ્નો સમાજ આગળ પડેલા છે. એમાં આપણા શિક્ષકો શો ફાળો આપે છે? આવા સુધારા કરવા માટે જે થોડું ઘણું સાહસ જોઈએ, જે બહાદુરી જોઈએ તે એક વર્ગ તરીકે આપણા પ્રાથમિક શાળાઓના શિક્ષકો બતાવે છે ખરા? આવી બાબતમાં સમાજ અણસમજુ હોય તો તેનો વિરોધ વહોરી લેવાનું સાહસ કરવાની શિક્ષકની તૈયારી ન હોય તો તેઓ પ્રત્યક્ષરીતે પોતાના વિદ્યાર્થીઓનું અને પરોક્ષ રીતે સમાજનું ગુરુપદ શી રીતે શોભાવી શકે? આપણા સમાજને આવશ્યક નવા સુધારાઓમાં અને વિચારોમાં આગળ પડીને કામ કરવા જો તે તૈયાર થાય તો જ સમાજમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકે. એટલે પોતાનો પગાર કેમ વધે એટલો જ નહિ પણ પોતાના કામને પોતે શી રીતે શોભાવી શકે, શી રીતે સમાજના સાચા આદરને પાત્ર પોતે થઈ શકે એનો વિચાર તેણે પ્રધાનપણે કરવાનો છે. કેળવણીમાં જે સુધારા કરવાની વાત આવે છે તેથી ડરી જવાને બદલે તેણે તો એ સુધારાનો અભ્યાસ કરી તે બરાબર રીતે સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ. એ સુધારા પોતાને વાજબી લાગે તો તે દાખલ કરવા ખાતાને પણ તે પ્રેરણા આપી શકે. અને તે અમલમાં મૂકવાનો પ્રસંગ આવે તે પહેલાં તેણે તો કેટલીયે પૂર્વતૈયારી કરી લીધેલી હોવી જોઈએ. સાચી વૃત્તિથી અને શુભ નિષ્ઠાથી કામ કરનાર માણસને સમાજમાં પ્રતિષ્ઠા મળે જ છે. વળી આજના સંક્રાન્તિકાળમાં શિક્ષક જેવું પ્રતિષ્ઠિત પદ વીરતા અને સાહસ વિના ભોગવી નહિ જ શકાય.

'હરિજનબંધુ'માંથી ]

નરહરિ દ્વારકાદાસ પરીખ

## [ ૨ ]

## બાલમાતા

૧૯૧૪–૧૮ના મહાયુદ્ધના સંહારમાંથી નવું પ્રજાજીવન જન્મ્યું. તે સાથે કેટલીક નવીન ભાવનાઓ અને વ્યવસ્થાઓ જન્મી. તેમાંની એક ભાવના બહુજ નાનાં બાળકોનાં સંરક્ષણની અને તેમના જીવન વિકાસની. ફ્રૉબલ અને સેગ્વીનના સિદ્ધાન્તોમાં આ ભાવના હતી જ: પણ મૅડમ મૉન્ટીસોરીના તે જ સિદ્ધાન્ત પર રચાયેલા નૂતન દર્શને અને તેની સિદ્ધિના પ્રયત્નોએ આ ભાવનાને નવો જન્મ અને નવો વેગ આપ્યો હતો. તેના પરિણામે જગતભરનાં બાલ–કુલો નવું જીવન ઝીલવા લાગ્યાં. આપણા પ્રાંતે પણ એ સંદેશ ઝીલ્યો અને પંદર સત્તર વર્ષ પહેલાં એ ભાવનાનો પ્રચાર બાલમંદિરના આરંભથી થવા લાગ્યો. આજ પંદરસત્તર વર્ષના ગાળા પછી કચ્છ, કાઠિયાવાડ, ગૂજરાતમાં બાલમંદિરોની સંખ્યા ઠીક ઠીક છે. પરંતુ તેમાં પ્રવેશી શકે તેવાં બાલકોની સંખ્યા આગળ હાલનાં બાલમંદિરોની સંખ્યા ઘણી અલ્પ છે. આપણા પ્રાંતના નકશામાં આવાં સ્થાનોનાં બિન્દુઓ કેટલાં બધાં ઓછાં છે? પણ આપણે જરૂર છે એવાં બાલગૃહોની અને બાલશાળાઓની કે જેમાં ગરીબ કુટુંબનું બાળક પણ પ્રવેશી શકે. એક તરફથી આવી બાલશાળાઓ ખર્ચાળ ન જોઈએ તેમ બીજી તરફથી તેને આવશ્યક વાતાવરણ અને સગવડો ઉત્પન્ન કરવામાં રાજ્યનો અને પ્રજાનો સારો સક્રિય સાથ હોવો જોઈએ આવી બાલશાળાઓ અને બાલગૃહો શહેરની શેરીએ શેરીએ અને ગામડે ગામડે ઉઘાડવાની જરૂર છે.

આવી બાલશાળાઓ બાળકનું સાચું ગૃહ બને. તેના શરીરનો અને મનનો વિકાસ થવાની અહીં પૂરી સગવડ હોય. તેવી સગવડ તથા તેનું વાતાવરણ ઉત્પન્ન કરનાર શિક્ષક બાળકોની માતા જેવા હોય. માતાની કોમળતાભરી કાળજી, માતાની હૃદયભરી લાગણી, બાળકના બધા દોષોને ગળી જતી તેની ઉદારતા, તે દોષોને યુક્તિથી તથા સહૃદયતાથી દૂર કરવાની તેની ધીરજ, અને સમગ્ર વાતાવરણ ભરી દેતી બાળક માટેની તેની વત્સલતા : આ બધું બાલશાળાના શિક્ષકમાં હોય. બાળકની માતા બનવું અને તેમાં પણ પુરુષ શિક્ષકે માતા બનવું તે તેના માટે દુષ્કર કાર્ય છે. આ કાર્ય માટે કુદરતે સ્ત્રીને કેટલીક અનુકૂળતાઓ આપી છે. પ્રાથમિક શાળાઓમાં આપણા દેશમાં સ્ત્રી શિક્ષિકાઓ નથી એ બહુ વિચિત્ર હકીકત છે! આપણા સમાજની અને ધર્મની માન્યતાઓ અને રૂઢિઓ, તથા તેનાં કેટલાંક બંધનો એવાં છે કે તેણે સ્ત્રીનું કર્તવ્યક્ષેત્ર ઘરની ચાર દિવાલોની અંદર મર્યાદિત કરી દીધું છે. પુરુષની ગૃહિણી, સચિવ, સખી અને પ્રિયશિષ્યા બનીને સ્ત્રી, પુરુષની સાથે અનેક ક્ષેત્રોમાં ફરતી. આ અતિ પ્રાચીન સમયની હકીકત છે પણ પછી સ્મૃતિયુગમાં અને તે પછીના મધ્યયુગમાં સ્ત્રીમાં મિલકતની જ ભાવના આરોપાઈ ત્યારથી સ્ત્રી સ્વતંત્રતા અને સ્વાશ્રય રહિત બની અને તેનું જીવન સ્વત્વહીન બન્યું. સ્ત્રીજીવનના વિકાસને રૂંધતી અનેક પરંપરાઓમાં તેનું આર્થિક પારતંત્ર્ય મુખ્ય છે. આવાં કારણોથી સ્ત્રી ઘરની બહાર નીકળી ન જ શકી. વસ્તુતઃ તો બાલશાળાઓમાં તથા પ્રાથમિક શાળાઓમાં સ્ત્રીનો જ અધિકાર જોઈએ. ગૃહની જેમ તે તેની પણ અધિષ્ઠાત્રી છે. પ્રાથમિક શાળામાં તો તેનું યોગ્ય સ્થાન તે પામી શકી નથી પરંતુ ગૃહમાંના તેના ઉચ્ચ સ્થાનેથી ય આજ તે પદચ્યુત થઈ છે.

પશ્ચિમના બધા દેશોમાં અને નવી સંસ્કૃતિ અને ભાવનાને અપનાવતા પૂર્વના કેટલાક દેશોમાં, બાલશાળાઓમાં સ્ત્રી શિક્ષિકાઓ જ હોય છે. આવી શાળાઓમાં પુરુષ

શિક્ષક હોય એ વિચાર અકલ્પ્ય જેવો છે. બાળશાળાઓમાં સ્ત્રીનું સ્થાન અનેક રીતે યોગ્ય છે. નાનાં બાળકો પ્રત્યેનો જનનીભાવ સ્ત્રીમાં સહજ છે. સઘળાં પ્રાણીઓની સ્ત્રી-જાતિમાં એ ભાવ ઉત્કટપણે રહેલો છે. ભિન્ન ભિન્ન જાતિમાં તે લાગણીના આવિષ્કારની ક્રિયા ભલે ભિન્ન રૂપે દેખાય, પણ ભાવ તો એક જ છે. મનુષ્યજાતિમાં સ્ત્રીમાં એ ભાવ વિશિષ્ટ રૂપે વિકાસ પામેલો દેખાય છે. આ કારણે બાલશાળાઓમાં સ્ત્રી શિક્ષિકાઓ જ હોય એ વિચાર વિના વિલંબે સ્વીકારવો જોઈએ, અને જનકલ્યાણ ઇચ્છતા સર્વ વિચારકોએ તેના પ્રચાર અને અમલ માટે બધી તૈયારી કરવી જોઈએ. સામાજિક માન્યતાઓ અને વહેમોને અને ધર્મનાં કેટલાંક ખોટાં બંધનોને પહેલી તકે દૂર કરી સ્ત્રીઓને આ અતિ મહત્ત્વના કાર્ય માટે તૈયાર કરવી જોઈએ. આજે ઘણી ખરી પ્રાથમિક કન્યાશાળાઓમાં સ્ત્રીઓ શિક્ષિકા તરીકે કામ કરે છે એ સાચું છે, પણ આ યોજનામાં શિક્ષણને બદલે અને બાળકના વિચારને બદલે સ્ત્રીની નિરાધારતાનો તથા તેની આર્થિક મૂંઝવણનો વિચાર મુખ્ય હોય છે. પ્રાથમિક કન્યાશાળાઓમાં કામ કરતી શિક્ષિકાઓનો મોટો ભાગ વિધવાઓ અને નિરાધાર અબળાઓ હોય છે (અને કોઈ સ્થાને પુરુષો હોય છે તો તે નોકરીમાંથી ઊતરી ગયેલા કામ કરવાને અશક્ત અને વૃદ્ધ હોય છે). વિધવાઓની તથા નિરાધાર સ્ત્રીઓની આર્થિક તેમ જ સામાજિક સ્થિતિ સુધારવાનું, તેમની મૂઝવણ ટાળવાનું અને તેઓ સુખથી જીવન વ્યતીત કરી શકે તેવી સગવડ આપવાનું કાર્ય લોકોપકારક છે પણ તેમ કરવામાં શિક્ષણનું કાર્ય ગૌણ ન બનવું જોઈએ. આપણી સામાજિક રૂઢિઓ અને માન્યતાઓને લીધે આવી બહેનોની દૃષ્ટિ તથા તેમનું માનસ એવાં સંકુચિત હોય છે, કે નાની બાલિકાઓનાં કોમળ મન અને હૃદય પાસે એવો આદર્શ ધરવો યોગ્ય નથી. જીવનનો ઉલ્લાસ, આનન્દ, અખૂટ કાર્યશકિત, ઉચ્ચ કર્તવ્ય, વિશાળ તથા ઉદાર દૃષ્ટિ-આ બધું સામાજિક પરિસ્થિતિએ તેમનામાં સૂકવી દીધું છે. એ સૂકાય નહિ તથા તેમના સંસર્ગમાં રહેલી બાલિકાઓના જીવનને નવપલ્લવિત કરે તેવી યોજના હાલના કેળવણીકારોએ કરવી જોઈએ, અને તેમ કરીને હાલની પરિસ્થિતિને સુધારવી જોઈએ.

બાલશાળાઓ સંસ્કારી અને નવીન ભાવના ઝીલતી સ્ત્રીઓની જવાબદારી પર મૂકવી જોઈએ. આમ થવું એ એક વ્યક્તિનું કે એક વર્ગનું કામ નથી. ભવિષ્યની પ્રજાનું હિત ધરાવનારા સમાજસુધારકોએ અને કેળવણીકારોએ તથા રાજધુરા વહેનાર પ્રજાહિતસ્વી સચિવો અને રાજવીઓએ આ પરિવર્તનના કામને વેગ આપવો જોઈએ તથા તે માટે બધી સગવડો ઉત્પન્ન કરવી જોઈએ. આ સ્થિતિ લાવવામાં કેટલોક સમય જશે. પ્રજાના પલટાતા જીવનમાં સન્ધિકાળ ઠીક ઠીક લાંબો હોય છે. પણ એ પરિવર્તન થાય ત્યાં સુધી બેસી ન રહેતાં, તેના માટે અનુકૂળ વાતાવરણ અને ભૂમિકા તૈયાર કરવાનું કામ આજથી શરૂ થવું જોઈએ.

'સૌરાષ્ટ્રશિક્ષક'માંથી ]

કાલિદાસ વ. દવે



# વ્યાખ્યાનોમાંથી કંઇક

## ઘરમાં અને શાળામાં મૂઝવતું બાળક

[ સૂરતના નૂતનશિક્ષણ સંઘના આશ્રય હેઠળ તા. ૧લી ઑગસ્ટે શ્રી. હરભાઈ ત્રિવેદીએ આપેલા જાહેર વ્યાખ્યાનમાંના થોડાક મુદ્દાઓ અહીં ઉતાર્યા છે. ]

પરણ્યા પછી એકાદ બે વર્ષ પછી જ્યાં બાળકનો કિલકિલાટ સંભળાય છે, ત્યાં તેના માબાપને આખું જગ જીત્યા હોય એટલો આનંદ થાય છે અને તેઓ તેને જાતજાતનાં લાડ લડાવે છે, પણ ત્રણ ચાર વર્ષ પછી એ આનંદ કોણ જાણે ક્યાં સુકાઈ જાય છે અને આનંદને બદલે ઊલટી જ પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે. બાળક સમજણું થાય છે તેમ તેમ તે પિતાને વધારે ને વધારે મૂઝવે છે અને ગાને ત્રાસ આપતું હોય એમ લાગે છે. બાળક સમજણું થાય છે કે પિતાને પોતાના પ્રત્યેક કાર્યમાં ખલેલ પહોંચે છે-વિક્ષેપ પડે છે, પોતાના કાર્યમાં ઢીલ થાય છે અને ધીમે ધીમે પિતા મુશ્કેલીમાં આવી પડે છે અને પરિસ્થિતિ ધીમે ધીમે વિષમ થતી જાય છે, સામાન્ય પિતા આ પરિસ્થિતિ દૂર કરવા ક્યાં તો બાળકને ધમકાવે છે, મારે છે કે પછી રડાવે છે, આમ તે પોતે પોતાના કાર્યમાં પ્રવૃત્ત થવાના નિષ્ફળ પ્રયત્નો આદરે છે.

જરા વધારે કેળવાયલો પિતા પોતાને હેરાન કરતા બાળકને ક્યાં તો બાળકની માને આશરે મૂકશે અથવા તો એ બાળકને જાતજાતની લાલચ આપીને પોતાનું કાર્ય આટોપશે. જેવી મૂઝવણ બાળકના માબાપને થાય છે તેવી જ મૂઝવણ શિક્ષકને પોતાના વિદ્યાર્થી તરફથી થાય છે. શિક્ષક બાળકને શિખવવાના જાતજાતના અખતરાઓ કરે છે. બાળકનું મન વિષય પરત્વે કેન્દ્રિત કરવાને નવી નવી યુક્તિપ્રયુક્તિ અજમાવે છે. શિક્ષણની નૂતન પદ્ધતિને અનુસરતો હોઈ એ સજામાં માનતો નથી. આખરે ચારે બાજુથી નિરાશા દેખી એ હતાશ થઈ જાય છે. અને મૂઝવણના મહાસાગરમાં ગોથાં ખાય છે કે આને સુધારવો શી રીતે? આનો રસ્તો શો? બાળકને વિષે આ અને આવા બીજા મૂઝવતા પ્રશ્નોનો તાત્ત્વિક ઊકેલ લાવવાનો સમગ્ર દૃષ્ટિથી વિચાર કરવો જોઈશે, નહિ તો પરિસ્થિતિને વિષમ સ્વરૂપ લેતાં જરા પણ વાર નહિ લાગે. સૌથી પહેલો પ્રશ્ન એ થાય છે કે બાળકને કહેવામાં આવે તેનાથી એ ઊંધું કેમ કરે છે? એ પ્રશ્નનો વિચાર કરીશું તો જણાશે કે બાળક જન્મે છે ત્યારથી જ થોડીક વૃત્તિઓનું નિરૂપણ એનામાં થયેલું હોય છે. આસપાસનું વાતાવરણ એ વૃત્તિને ઘડવામાં મદદ કરે છે. બાળક સમજણો થતાં ઘરમાં એ જે જાતનું વાતાવરણ નિરખે છે તે વાતાવરણ બાળકના માનસપટ ઉપર કોતરાઈ જાય છે.

×

બાળક ઘણે અંશે સત્તાનું વાતાવરણ નિહાળે છે. પોતાના પિતાને પોતાની ગા ઉપર સત્તા ચલાવતો જુએ છે, પોતાના મોટા ભાઈને તેનાથી નાનાભાઈ ઉપર સત્તા ચલાવતો જુએ છે અને આમ વિવિધ પ્રકારના બનાવો અને તેને અંગે ઊભું થતું વાતાવરણ બાળકના મગજ પર અસર કરે છે. આથી બાળકમાં સત્તાનો શોખ પ્રગટે છે. અદ્યતન માનસશાસ્ત્રીય શોધ આ વિષય પર વેધક પ્રકાશ નાખતાં જણાવે છે કે બાળકને સત્તાનો શોખ પુષ્કળ થાય છે—જો કે

સત્તાના શોખને પોષવો એ માબાપને ઘણુંખરે અંશે ન પાલવે, એ વસ્તુ જુદી છે. શિક્ષિત મા–બાપની વિચારસરણીથી બે જાતની પરિસ્થિતિ ઉદ્દભવે છે. કંગાળ માબાપને ત્યાં બાળક ઉપર મારનો, શિક્ષાનો, અને બીકનો પ્રયોગ અજમાવવામાં આવે છે, અથવા તો બાળકને રડવા દેવામાં આવે છે, કે પછી તેને થોડો વખત બહાર કાઢી મૂકવામાં આવે છે. તવંગર માબાપને ત્યાં બાળકને નોકર ચાકરને આશ્રયે સોંપવામાં આવે છે. એને ત્યાં અમુક જાતનો શિષ્ટાચાર પ્રથમથી જ રાખવામાં આવે છે કે બાળક ન પિતાના ઓરડામાં રજા વગર જઈ શકે, કે ન પોતે ઘરના અમુક અમુક ભાગમાં સ્વેચ્છાએ જઈને રમી શકે. પિતા પણ બાળકને ભાગ્યે જ દિવસના અમુક કલાક મળતો હશે કે પોતાના પ્રેમનો બાળકને લાભ આપી શકતો હશે. ધીમે ધીમે બાળક અને એના પિતા વચ્ચે અજાણ્યા માણસ જેવો સંબંધ થતો જાય છે.

×

ઉપર વર્ણવેલી બંને પરિસ્થિતિનો ખ્યાલ રાખી માબાપે તે પરત્વે વિચાર કરવો ઘટે છે. અને એ બાબત ઉપર વિચાર ચલાવતાં એક સૂચના જરૂર આપવી ઘટે અને તે એ કે જ્યાં માબાપ પોતાના બાળકને માનસિક બિમારીથી પિડાતો જુએ કે તરત જ તે બિમારી ધ્યાનમાં લઈ પોતાના દરેક વ્યવસાયને અભરાઈ પર મૂકી એક કુશળ ડૉક્ટરની માફક એ પરિસ્થિતિ સત્વર દૂર કરવા પ્રયત્નો કરે બીજી સૂચના એ આપી શકાય છે કે બાળક જે જે સત્તા વાપરવા હોંસ રાખતો હોય તેને જરાપણ સંકોચ વગર અવકાશ આપવો. અને આ વિષે રખે કોઈ માબાપ એવા ભૂલાવામાં પડે કે બાળક સત્તાનો દુરુપયોગ કરશે કે બાળક ઊલટું માથે ચઢી બેસશે. ઊલટું બાળકને સત્તા આપવાથી યોગ્ય કાળે એની વૃત્તિઓ ધીમે ધીમે ભુસાતી જશે અને ગમે તેવી વિકટ પરિસ્થિતિ પછીથી દૂર થઈ જશે પણ સાથે સાથે એ ધ્યાનમાં રાખવું ઘટે કે બાળકને સત્તાનો ઉપયોગ કરવા દેવાની માબાપમાં એક પ્રકારની કુનેહ હોવી જોઈએ. સૌથી પ્રથમ એ તપાસવાની જરૂર રહે છે કે બાળક કયી સત્તા માગે છે? એ તપાસીએ તો તરત જ જણાશે કે અમુક અમુક બાબતમાં યથેચ્છ રીતે બાળકનો સત્તાનો શોખ ઉત્તેજી શકાય. દા. ત. મા પોતાના નાના મોટા સત્તાના તમામ વ્યાપારો તમામ બાળકને આપી શકે. પિતા પોતાના બાળકને પોતાની વસ્તુ સંઘરવાને એક કબાટ જરૂર આપી શકે. ઘરની દુનિયામાં બાપ ધારે તો પોતાની સત્તાનું જે પ્રદર્શન કરે તે સત્તાનો ઉપયોગ કરવાની બાળકને સત્તા નિઃસંકોચપણે આપી શકે. એ સત્તા આપતી વખતે માબાપે બાળક ઉપર કોઈ પણ જાતનો અવિશ્વાસ રાખવાની જરાયે જરૂર નથી. ખૂબ ધ્યાન રાખજો કે બાળક ઉપર અવિશ્વાસ રાખવાથી ઘણાં માઠાં પરિણામ નીપજ્યાં છે.

×

વિદ્યાર્થીઓ ઉપર એની જવાબદારી વિષે અવિશ્વાસ રાખતો શિક્ષક અને શિક્ષકની જવાબદારી વિષે અવિશ્વાસ ધરાવતો હેડમાસ્તર દરેક ઠેકાણે નિષ્ફળ નીવડે છે. પણ આ તો એક બાળકની વાત થઈ. જે માબાપને એકથી વધુ બાળકો હોય છે તેની મુસ્કેલીઓ અને મૂઝવણનો પાર નથી રહેતો. જે ઠેકાણે વધુ બાળકો હોય છે ત્યાં કઈ જાતની પરિસ્થિતિ ઊભી થાય છે એનો પણ આપણે વિચાર કરીએ. ચાર પાંચ વર્ષનું બાળક પોતાના ઘરમાં જ્યાં નવું બાળક આવે છે, એને માબાપના હેતના સાગરમાં ઊછળતું જુએ છે કે એને ઈર્ષા જાગે છે કે પોતાના અને માબાપના પ્રેમમાં ભાગ પડાવવાને એક ભાગીદાર આવ્યો. મોટું બાળક નાના બાળકની ઈર્ષા કરે અને ભાઈ બેનની ઈર્ષા કરે છે. માબાપ આ પરિસ્થિતિ સત્વર ધ્યાનમાં લે અને એવું વાતાવરણ કદી ઊભું ન કરે

કે જેથી બાળકને ઈર્ષા કરવાની તક મળે અથવા તો એને એમ લાગે કે પોતે માબાપના પ્રેમથી ભૂખ્યો રહે છે. આ બાબતની સતત કાળજી રાખી ઘરની અંદર રચના અને વહેંચણી એવી રીતે રાખવી કે બાળકની ખોટી માન્યતા તરત જ સરી પડે.

*

ઘરમાં બાળકના માનસની સ્થિતિનો અભ્યાસ કરી હવે એ બાળક શાળામાં જાય છે. ત્યાં એની શું સ્થિતિ થાય છે તે પર જરા દૃષ્ટિ ફેંકીશું તો જણાશે કે બહારના જગતની સાથે પોતાની જાતની બાળક સરખામણી કરે છે. હું નીચો કે હું ઊંચો? હું સારો કે હું નઠારો? હું હોશિયાર કે હું ઠોઠ? આપણે પ્રથમ જોઈ ગયા કે બાળક જન્મથી જ કેટલીક વૃત્તિઓ લેતો આવે છે અને એ અનુસાર બહારના જગતની સાથે પોતાની જાતને પોતાની બુદ્ધિ અનુસાર તુલના કરીને પોતે શ્રેષ્ઠતા કે અલ્પતા અનુભવે છે. આ પ્રમાણે બાળક પોતાની જાતનો વિચાર કરે, વિચારીને પોતાની જાતને માટે અમુક મન્તવ્યો નિશ્ચિત રીતે બાંધી બેસે કે પછી એ મન્તવ્યો બાંધીને પોતાની જાતને નવા નવા વિચાર કરી એને અમલમાં મૂકી પોતાની જાતને વળાંક આપવા પ્રયત્ન કરે એ પહેલાં શિક્ષકે એ પરિસ્થિતિને દૂર કરવાને તાબડતોબ પગલાં લેવાં ઘટે; નહિ તો બાળકની મનોદશા વધારે ને વધારે વિકૃત બનતી જશે અને ભવિષ્યમાં એ વિકૃત બનતી જતી મનોદશા અકલ્પ્ય અને ચોંકાવનારું પરિણામ લાવી મૂકશે. પણ આ પ્રમાણે કેટલા શિક્ષકો કરે છે? શિક્ષક બાળકની મૂંઝવણ ઘટાડવા કરતાં એને ઊલટી વધારે છે. અને એને માટે આપણે શિક્ષકને જવાબદાર ગણવા કરતાં હાલની શિક્ષણપદ્ધતિને વધુ જવાબદાર લેખીશું. કારણ કે શરૂઆતથી બાળકને પોતાની જાતને માટે શ્રેષ્ઠતા કે અલ્પતા અનુભવવાને માટે આપણે એને માટે ક્ષેત્રો ખુલ્લાં મૂકીએ છીએ. બાળકોની વિષયોમાં પરીક્ષા લઈ ગુણાંક આપી આપણે એની સાચી સ્થિતિનું જાણે અજાણે ભાન કરાવીએ છીએ કે તું ગણિતમાં પચાસમાંથી ૪૫ લાવ્યો. તું હોશિયાર! તને દસ માર્કેય ન મળ્યા? તું કેવો ઘેલો છે? આટલેથી ન અટકતું હોય તેમ આપણે જાહેર મેળાવડાઓ કરી બસો ત્રણસો માણસોની વચ્ચે એને ઇનામ આપીએ અને એ એની શ્રેષ્ઠતાનુભવગ્રંથિને પોષીએ છીએ—ખીલવીએ છીએ.

આ પ્રમાણે ઘરમાં અને શાળામાં બાળકની માનસસ્થિતિનું અવલોકન કરીને બાળકના ઉછેર માટે કંઈ નવી પદ્ધતિનો આશરો લેવો જોઈએ અથવા તો જુની પદ્ધતિ કયા કયા સુધારા માગે છે તે દરેક માબાપે જોવું પડશે. અને એને માટે કેટલાક અનુમાન આપણે અત્યારે કરી શકીએ કે માબાપ એટલી કાળજી તો જરૂર રાખે કે માબાપ પોતે જેમ જીવે છે તે પ્રમાણે બાળક જીવે છે કે નહિ એ તપાસે. બાળક પોતાની શ્રેષ્ઠતા કે અલ્પતા અનુભવગ્રંથિને ખીલવી આગળ જતાં નિર્માલ્ય થાય કે મિથ્યાભિમાની થાય કે આડંબરી બને તેના કરતાં એના મનમાં બેમાંથી કોઈ પણ જાતની ગ્રંથિને ખીલવવા કરતાં એ નિર્માલ્ય પણ ન બને કે મિથ્યાભિમાની પણ ન બને તે જોવું ઘટે છે. એવા નિર્માલ્ય અથવા મિથ્યાભિમાની બની પોતાની જાતને હોશિયાર માને અથવા હોશિયાર બને તેના કરતાં એવી જાતની હોશિયારી બાળકમાં નહિ હોય તો ચાલશે બાળકને નિશાળમાં પણ પૂરેપૂરા વિશ્વાસથી એને એની સ્વતંત્ર વિચારસરણી ઉપર રહેવા દઈને એને એનું કામ કરવા દો અને ખીલવા દો. જુઓ, એ બધાથી જુદું જ તરી આવશે; જવાબદારી જેવી વસ્તુ શિક્ષક તરફથી તેનું ભાન કરાવ્યા વગર એની મેળે જ એનામાં જોવામાં આવશે. અને આજનું મૂંઝાતું બાળક આવતી કાલનો સુંદર નાગરિક બનશે.

▼





**ભૂમિતિનાં મૂળતત્ત્વો [પ્રવેશક અને પુસ્તક ૧]** લેખકઃ શ્રી. મોહનલાલ હરજીવન પંચાલી; પ્રકાશકઃ એસ. બી. શાહ ઍન્ડ કો. અમદાવાદ; મૂલ્ય ૦–૧૨–૦

માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનો મત વધારે ફેલાતો જાય છે તેમ તેમ જુદા જુદા વિષય ઉપરનાં પાઠ્યપુસ્તકો નીકળતાં જાય છે. અત્યાર સુધી ઇતિહાસ, ભૂગોળ, વગેરે વિષય પર અનેક પુસ્તકો પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે. હવે ગણિતશાસ્ત્ર ઉપરનાં પુસ્તકો પણ ગૂજરાતી ભાષામાં લખવાની શરૂઆત થઈ ચૂકી છે એ સંતોષની વાત છે. અમદાવાદની એક જાણીતી શાળાના મુખ્ય ગણિત શિક્ષકને હાથે લખાયલું આ પુસ્તક વિદ્યાર્થીવર્ગ તથા શિક્ષકવર્ગ વધાવી લેશે એમ અમને આશા છે. એમાં વિષયની રજૂઆત, નૂતનતમ સિદ્ધાંતને અનુસરીને કરવામાં આવી છે. દરેક સિદ્ધાંત ને પાછળ આપેલા અભ્યાસની અંદરના પ્રશ્નો દરેક કોટિના વિદ્યાર્થીને કસે એવા છે. આકૃતિઓ પણ સ્પષ્ટ અને સુરેખ છે. નીચે જે થોડીક ક્ષતિઓનું સૂચન કર્યું છે તે માત્ર એટલીજ આશાથી કે બીજી આવૃત્તિ–કે જે અમારા મત પ્રમાણે થોડા વખતમાં જ નીકળવી જોઈએ–વખતે સુધારી આ પુસ્તક વિદ્યાર્થીવર્ગને વધારે ઉપયોગી બનાવવામાં.

પહેલી વાત આ પુસ્તકની અંદરની આકૃતિઓનાં નામકરણ માટે વપરાયલા અક્ષરોની પસંદગી સંબંધી છે. અંગ્રેજીમાં X, Y, Z વપરાતા હોય ત્યાં ગૂજરાતીમાં ક્ષ, ય, ज्ञ વાપરવા એ અમને, તો બહુજ અયોગ્ય–લગભગ વાંદરનકલ જેવું જ–લાગે છે. ગૂજરાતીના क ख ग વગેરે અક્ષરો ઉચ્ચારણમાં સુગમ, અને યાદ રાખવામાં પણ સુલભ છે એટલે એજ અક્ષરો વાપરવા અમને તો ઇષ્ટ જણાય છે.

અંગ્રેજી પુસ્તકોના આધારે લખાયલાં અન્ય પુસ્તકોની માફક આ પુસ્તકની ભાષા પણ ઘણી જગાએ તરજૂમિયા ગૂજરાતી જ બની ગઈ છે. દાખલા તરીકે, અંગ્રેજી "The distance of a point from a st. line". ભાષાંતર 'કોઈ પણ બિંદુનું એક સીધી લીટી સુધીનું અંતર' [પૃ ૧૭૩] એ પ્રમાણે કરવા કરતાં 'કોઈપણ સીધી લીટી અને એક (નિશ્ચિત) બિંદુ વચ્ચેનું અંતર' કરવું વધારે સુગમ છે. આવી જ ક્લિષ્ટ રચના પૃષ્ઠ ૨૫૫ (પ્રશ્નપત્ર ૧૩ અ. પ્ર. ૩), પૃષ્ઠ ૧૨૫ પ્ર. ૮, તેમજ બીજી ઘણી જગાએ જોવામાં આવે છે.

'≡' આ ચિહ્નનો અર્થ "ને એકરૂપ છે" એમ થાય છે એટલે એ ચિહ્ન બે ત્રિકોણનાં નામની વચ્ચેજ આવે. તેને બદલે એ ચિહ્ન કોઈ વાર છેલ્લે મૂકી એનો અર્થ "એકરૂપ" ગણવામાં આવ્યો છે; ગમે તે એક અર્થને વળગી રહેવાની જરૂર છે.

પુસ્તકની આખરે આપેલી પરિભાષા: સૂચિમાં તો મુદ્રણની તેમજ બીજી ઘણી જ ભૂલો છે.

અમને આશા છે કે પુસ્તકના વિદ્વાન લેખક આ બધી ક્ષતિઓ તરફ બીજી આવૃત્તિ છાપતી વખતે જરૂર લક્ષ આપશે ને પુસ્તકને વધારે ઉપયોગી કરશે.

પુસ્તકના કદ તથા આકૃતિઓની સંખ્યા તરફ નજર કરતાં કિંમત ઘણી જ વાજબી, બલકે ઓછી છે.

મૂ.

**દીપશિખા** [ કાવ્યસંગ્રહ ]
કવિ:—શ્રી. અમીદાસ કાણુકિયા, કિંમત: દોઢ રૂપિયો

પુસ્તકનું મુખચિત્ર અને ઉઠાવ [ Get-up ] જોતાં આપણને લાગે કે એ હાલના જમાનાનું છે. હાલનું ગુજરાતી સાહિત્ય કવિતા સમૃદ્ધિમાં જોઈએ તેટલું વિશાળ નથી. એટલે એ રીતે ભાઈ કાણુકિયાએ સીત્તેર જેટલાં કાવ્યોનો સંગ્રહ બહાર પાડયો એ એમનો પ્રયાસ સ્તુત્ય ગણી શકાય. પણ કાવ્ય એટલે નર્યું સૌન્દર્ય. એ સૌન્દર્ય ઓછી સુંદરતાના સમૂહમાંથી શોધવું પડે એ જરા અયુક્ત લાગે છે. હાલના કવિઓ " In small proportions we just beauties see " એ સૂત્ર અનુસરીને પોતે લખેલાં કાવ્યોમાંથી તારવીને થોડાં જ પ્રસિદ્ધ કરાવે તો કાવ્યપ્રદેશ વધારે સૌન્દર્યથી ભરેલો બને

કવિ પોતે નિવેદનમાં લખે છે તેમ યુગબળોની અસર એમનાં કેટલાંક કાવ્યોમાં માલૂમ પડે છે. એવાં આધુનિક કવિતાની રીતે લખાયલાં થોડાં કાવ્યો બહુ સુંદર છે. " કવિતાને "ની છેલ્લી ચાર લીટીમાં જણાવેલી ઇચ્છા કવિની જ ઇચ્છા હોઈ શકે. " મુક્તાત્માને અંજલિ "માં બહુ ઊંડો ભાવ નથી છતાં એ કાવ્ય બહુ સુંદર અને અસરકારક છે. " સૌન્દર્યદર્શન "માં સૌન્દર્યના દર્શનથી ઊપજતી ઉલ્લાસ, આનંદ અને ઊર્મિની મિશ્ર લાગણી સચોટ રીતે કવિ વ્યક્ત કરે છે, " ઝંખના " તદ્દન આધુનિક ઢબનું કાવ્ય ગણી શકાય. એમાં જે ઊર્મિ છે તે ઊર્મિ એમનાં ઘણાં કાવ્યોમાં હોય તો એ કાવ્યો જીવન્ત લાગે. તે ઉપરાંત આધુનિક વિષયવાળાં, ગેય, ઊર્મિથી ભરેલાં, સરળ રીતે લખાયલાં, અને ભાવનાવાળાં હોવાને લીધે અસરકારક બનેલાં કાવ્યોમાં, ' જીવન શિલ્પકાર ', ' ભૂતયોગી ', ' સહચાર ', ' પિતૃચરણે ', ' સ્વપ્નઝાંખી ', ' પ્રેમ અને મૃત્યુ ', ' નવસર્જન ', ' અપૂજિત પ્રતિમા ', ' આશ્વાસન ', ' નર્તકીને ', ' અપૂર્ણ શોધ ', ' દેવમાનવ ' અને ' ગાનવિરામ ' ખાસ ધ્યાન ખેંચે છે.

—શા.

**ઇંગ્લંડનો ઇતિહાસ** [ છેલ્લી ત્રણ સદીનો: સ્ટુઅર્ટ અને હેનોવર રાજ્યવંશો ] લેખક: શ્રી. નાનુભાઈ કુંવરજી દેશાઈ, એમ. એ., બી. ટી, હેડમાસ્તર, ધ કડોદ હાઈસ્કૂલ પ્રકાશક: મેસર્સ લૉન્ગમન્સ ગ્રીન ઍન્ડ કં. લિમિટેડ, મુંબઈ

' આપણા દેશનું રાજ્યબંધારણ ' અને ' આપણા દેશનો ઇતિહાસ [ મુસલમાની યુગ ] ' નામનાં પુસ્તકોના લેખકે થોડા જ સમયમાં ઇંગ્લંડના ઇતિહાસ પર આ પુસ્તક બહાર પાડયું તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. વિદેશી પ્રકાશન મંદિરે વર્ષોથી સ્થાપિત કરેલી પ્રતિષ્ઠાને છાજે એવી સુઘડતાથી છપાએલું, અનેક સ્પષ્ટ ચિત્રો ને નકશાઓવાળું ૪૧૨ પાનાંનું આ પુસ્તક મેટ્રિકની પરીક્ષાના અભ્યાસક્રમ મુજબ સ્ટુઅર્ટ ને હેનોવર સમયનો ઇંગ્લાંડનો ઇતિહાસ આલેખે છે. તે ઉપરાંત ઇંગ્લંડના રાજ્યબંધારણની રૂપરેખાનો પણ એમાં સમાવેશ કર્યો છે. આ રીતે પરીક્ષાની દૃષ્ટિએ વિદ્યાર્થીને ઇંગ્લંડનાં ઇતિહાસ વિષે જોઈતી માહિતી તેને એક જ પુસ્તકમાં અહીં મળી રહેશે. કેટલાક જાણીતા ઇતિહાસકારોનાં લખાણમાંના પ્રસ્તુત ઉતારાઓ અમુક પ્રકરણોને અંતે આપીને લેખકે જિજ્ઞાસુઓને વધુ વાચન માટે યોગ્ય માર્ગદર્શન કર્યું છે. કેટલાક નકશાઓ અગત્યના વિષયને સ્પષ્ટ બનાવે તેવા છે.

પુસ્તકના પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધ એમ બે ભાગ પાડવામાં આવ્યાં છે. પહેલા ભાગમાં ' દૈવી હક અનુસારની રાજાશાહી ', ' લોકશાસનનો અખતરો ', ' સ્ટુઅર્ટ રાજાશાહીની બીજી કસોટી ' એમ ત્રણ ખંડો યોજ્યા છે. બીજા ભાગમાં ' મર્યાદિત રાજાશાહીની શરૂઆત ', પ્રજાકીય સરકારનો ઉદયકાળ ', ' પ્રજાકીય સરકારનો ઉન્નતિકાળ ' અને ' બ્રિટિશ રાજ્યબંધારણ ' એમ ચાર ખંડો મૂકવામાં

આવ્યા છે. અંગ્રેજ લોકોના ઇતિહાસનાં જુદાજુદા યુગોની આવી સરસ ભાવવાહી રૂપરેખા તેમ જ 'સમયક્રમ કરતાં વિષયો ઉપર વધારે ભાર મૂકવાની' લેખકે પ્રસ્તાવનામાં કરેલી હિમાયત કોઈ પણ વાચકને પુસ્તક તરફ કુતૂહલવૃત્તિથી આકર્ષે એ સ્વાભાવિક છે. અનુક્રમણિકા અને પ્રસ્તાવના પરથી મોટી આશા બાંધીને અમે તે બારીકાઈથી જોવા પ્રેરાયા હતા પરંતુ અમારે સખેદ જણાવવું પડે છે કે પોતે દોરેલી ભવ્ય યોજનાને લેખક વળગી રહી શક્યા નથી. સમયક્રમને ગૌણસ્થાન આપવાનો સિદ્ધાંત સ્વીકાર્યા છતાં લેખકે મોટે ભાગે તો ક્રમાનુસાર જ ઇતિહાસનું આલેખન કર્યું છે. ઔદ્યોગિક ક્રાંતિ, સુધારાનો યુગ, આયર્લંડનો પ્રશ્ન, બ્રિટિશ સામ્રાજ્યનો વિકાસ, ઇત્યાદિ મહત્ત્વના વિષય પર વિગતવાર ચર્ચા સમગ્રપણે ક્યાંય નજરે પડતી નથી. આમાં લેખકનો જેટલો દોષ કાઢી શકાય તેથી વિશેષ દોષ તેમણે જે મર્યાદામાં રહી પુસ્તક લખવાનું સ્વીકાર્યું તેનો છે. મેટ્રિકની પરીક્ષા માટે મુકરર થએલો અભ્યાસક્રમ એક વર્ષમાં નહીં પરંતુ ત્રણ વર્ષમાં પૂરો થાય છે એ વાત લેખક તેમજ પ્રકાશકે બરાબર સમજી લીધી હોત તો આ ત્રણે સદીનો ઇતિહાસ એક જ પુસ્તકમાં લખવાનું તેઓ સ્વીકારત નહીં. માધ્યમિક શાળાનાં ઉપલાં ધોરણનાં વિદ્યાર્થીઓ ગૂજરાતીમાં લખાએલા ઇતિહાસના પુસ્તક [ જો તે જોશદાર શૈલીમાં લખાએલું ને રસિક વિગતોથી ભરેલું હોય તો ] ના ૧૨૫ થી વધુ પાનાં દર વર્ષે જરૂર વાંચી શકે છે. એટલે વ્યાપારી દૃષ્ટિએ એકજ પુસ્તકમાં અભ્યાસક્રમ સમાવવાથી પુસ્તકનું વેચાણ સારું થવા સંભવ છે છતાં ઇતિહાસ-શિક્ષણની દૃષ્ટિએ આ પુસ્તક અને તેની પહેલાં છપાએલાં બીજાં કેટલાંક પુસ્તકોમાં અમે ઝાઝો ફેર જોતા નથી. જે રીતે સમયરેખા છાપી છે તે અમને પસંદ નથી. એમાં વધારે ચોકસાઈ તેમજ સુઘડતાને માટે અવકાશ હતો. પ્રકરણ સાર 'નોટ્સ' ના આ જમાનામાં પ્રથમ દૃષ્ટિએ વિદ્યાર્થીને આશીર્વાદ રૂપ લાગે છતાં એને જ લીધે ઇતિહાસનો સ્વતંત્ર અભ્યાસ કરતાં વિદ્યાર્થી અટકે છે એ નિઃસંદેહ છે. એ આપવાને બદલે એની પછી આપેલા પ્રશ્નો છાપીને લેખકે સંતોષ માન્યો હોત તો તેમણે વિદ્યાર્થીજગતની સાચી સેવા કરી લેખાત.

આમ અમારા મત પ્રમાણે લેખક ઇતિહાસનું વિષય વાર [ Topical ] આલેખન કરવામાં સફળ નીવડયા નથી છતાં જૂનાં પાઠ્યપુસ્તકોની સરખામણીમાં સરળ ભાષાની દૃષ્ટિએ, સુઘડ છાપકામની દૃષ્ટિએ, અગ્રેજી લેખકોનાં લખાણમાંથી છાપેલા સુંદર ઉતારાની દૃષ્ટિએ તેમનું આ પુસ્તક આપણી શાળાઓમાં આવકારપાત્ર નીવડશે એમ અમને લાગે છે.

**The Progressive School By: W. M. Ryburn; Publishers: Oxford University Press, Bombay; Pp. 318; Price Rs. 4/-**

હિન્દના શિક્ષણજગતમાં મિ. રાઇબર્નનું નામ ઠીક ઠીક જાણીતું છે. 'Suggestions for the organization of Schools in India' અને 'Suggestions for the Teaching of English in India' નામનાં પુસ્તકો વડે દ્દરેલ વિચારક તરીકે મેળવેલી ખ્યાતિમાં આ નવીન પુસ્તક વડે લેખકે વધારો કર્યો છે એ નિસંદેહ છે. આ પુસ્તકનું એકેએક પ્રકરણ મનનીય ને ઉદાર વિચારોથી ભરપૂર છે. લેખકના બધા વિચારો સાથે આપણે સંમત ન થઇએ તો પણ તેમનું મતાગ્રહ વિનાનું છતાં અસરકારક વિચારનિરૂપણ આપણને વિચાર કરતાં કરી મૂકે છે.

પહેલા પ્રકરણમાં લેખક પ્રગતિશીલ શાળાના હેતુઓની ચર્ચા કરે છે. આવી શાળામાં ભણતા બાળકનો સર્વદેશીય વિકાસ થાય, જે સમાજમાં તેને પોતાનું જીવન વિતાવવાનું છે તે સમાજને અનુરૂપ કેળવણી તેને મળે, વૈજ્ઞાનિક દૃષ્ટિ ખીલવી સ્વતંત્રપણે વિચાર કરતો તે થાય

એવી તાલીમ તેને મળે, એનું સમગ્ર વ્યક્તિત્વ ખીલે એવું શિક્ષણ તેને મળે તે સારુ' નૂતનશિક્ષણના મૂળભૂત સિદ્ધાંત પર ભાર મૂકતાં લેખક કહે છે: 'The Progressive School must therefore be child-centred, as contrasted with the older type of School which is subject-centred.' બીજી જગાએ લેખક કહે છે: 'The progressive school will therefore aim at giving freedom to its pupil for self-development.' 'The Scientific Spirit,' 'Freedom in School' અને 'Developing the Creative mind' નામનાં પ્રકરણોમાં બાલવિકાસની તથા તેને માટે શાળામાં જુદા જુદા વિષયો શીખવવા સારુ અનુસરવા લાયક પદ્ધતિની તાત્વિક ને વ્યવહારુ ચર્ચા કરી છે ને ઘણાં ઉપયોગી સૂચનો વિગતવાર કર્યાં છે. 'Individual work', 'The Project Method', 'Group work' અને 'The Play Way' માં અદ્યતન શિક્ષણના અખતરાઓ વિશે માહિતી આપી બાળકેન્દ્રિત શાળામાં એનો ઉપયોગ કેટલો હિતાવહ ને અનિવાર્ય છે તે એમણે બતાવ્યું છે.

બીજાં પ્રકરણોમાં શાળાનો વ્યક્તિ સાથે, ગૃહ સાથે, સમાજ સાથે, રાષ્ટ્ર સાથે ને આખા વિશ્વ સાથે શો સંબંધ છે તે સમજાવ્યું છે. પોતાને ત્યાં ભણતા વિદ્યાર્થીઓને ઘરમાં, સમાજમાં, દેશમાં અને રાષ્ટ્રમાં પોતાનું સ્થાન કેવી રીતે શોભાવવું તેની શાસ્ત્રીય રીતે નિર્માણ કરેલી તાલીમ આપવી એ દરેક પ્રગતિશીલ શાળાનો ધર્મ છે એમ સમજાવતાં લેખક શાળામાં સ્વરાજ્યનો અખતરો શી રીતે થઈ શકે, ભાવિ નાગરિકને પોતાની જવાબદારી અદા કરવા માટે શી રીતે તૈયાર કરી શકાય, રાષ્ટ્રપ્રેમ ને આંતરરાષ્ટ્રવાદનો સમન્વય કરતાં કેમ શીખવી શકાય—આ બધું વ્યવહારુ દૃષ્ટિથી રસિક શૈલિમાં વર્ણવવામાં આવ્યું છે. જગાને અભાવે અમે આ પુસ્તકમાંથી મહત્વનાં ટાંચણો આપી એનું સવિસ્તર અવલોકન કરી શકતા નથી, છતાં અંતમાં અમે એટલું તો જરૂર ભારપૂર્વક કહીશું કે દરેક શાળાના પુસ્તકાલયમાં આ પુસ્તક હોવું જોઈએ અને દરેક શિક્ષકે, ખાસ કરીને શાળાના મુખ્ય શિક્ષક કે સંચાલકે, એનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવો જોઈએ ને પોતાની મર્યાદામાં રહીને પણ એમાંની કેટલીક સૂચનાઓનો અમલ કરી પોતાની શાળા પ્રગતિશીલ બનાવવા યત્ન કરવો જોઈએ.

**High School Grammar and Composition** By: Wren & Martin; Publishers: K. & J. Cooper, Bombay, 4; Pp. 647; Price Rs. 3/–

અનેક અંગ્રેજી પાઠ્યપુસ્તકોના લેખક તરીકે મિ. પી. સી. રેનનું નામ આખા ઈલાકામાં જાણીતું છે. જૂની પદ્ધતિ પ્રમાણે લખાએલાં અંગ્રેજી ભાષાનાં વ્યાકરણોમાં મિ. રેનનું વ્યાકરણ આગળ પડતું સ્થાન ધરાવે છે એને વિષે એની અનેક આવૃત્તિઓ જ સાચો પુરાવો છે. કેટલાક મુખ્યશિક્ષકોની માગણીનો સ્વીકાર કરીને પ્રકાશકોએ વ્યાકરણ અને લેખનકળાનાં બે જુદાં પુસ્તકોની સંયુક્ત આવૃત્તિ રૂા. ૪-૪-૦ ને બદલે રૂા. ૩)માં પ્રગટ કરી તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. જો કે અમે પોતે વ્યાકરણશિક્ષણની જૂની પદ્ધતિમાં શ્રદ્ધા ધરાવતા નથી છતાં આપણી અનેક શાળાઓ તે પ્રમાણે હજી કામ કરે છે અને તેથી આ પુસ્તક એમને અત્યંત ઉપયોગી નીવડવા સંભવ છે. વિદ્યાર્થીઓને પણ કિંમતમાં સારી રાહત મળે છે. આ પુસ્તકની ઉપયોગિતા વધારવા એક સૂચના અમે કરીશું અને તે એ કે આ પુસ્તક ઘણું મોટું છે. એની બાંધણી, કાગળ, વગેરે સરસ છે છતાં એક પુસ્તક કોઈ વિદ્યાર્થી ચાર વર્ષ વાપરી ન શકે. વળી એકી સાથે રૂા. ૩) ખર્ચવા પણ સામાન્ય વાલીને ભારે પડે. માટે જો આ પુસ્તકને ધોરણવાર અથવા તો બબ્બે ધોરણ માટે ભાગ પાડીને પ્રગટ કરવામાં આવે તો પ્રકાશકોએ શાળાની જરૂરિયાતોને અનુરૂપ બનવાની પોતાની ધગશનું બીજું જ્વલંત દૃષ્ટાંત પૂરું પાડયું ગણાશે.

# પ્રાસંગિક નોંધ

## [૧]

### – ડિપ્લોમા ઇન ટીચીંગ –

આજથી લગભગ બે વર્ષ ઉપર મુંબઈ વિદ્યાપીઠે ગ્રેજ્યુએટ ન હોય એવા શિક્ષકોને તાલીમ આપવા માટે બે વર્ષનો અભ્યાસક્રમ ઘડી કાઢી એ મુજબની પરીક્ષામાં પસાર થનાર શિક્ષકોને પ્રમાણપત્ર [ Diploma ] આપવાનું નક્કી કર્યું હતું. શિક્ષણને લગતા આ પ્રમાણપત્ર સાથે વિદ્યાપીઠે કેટલાંક ઔદ્યોગિક પ્રમાણપત્રો આપવાનું ઠરાવ્યું હતું. આ નિર્ણય મુંબઈ સરકારની મારફત ચાન્સેલરની મંજૂરી માટે મોકલવામાં આવતાં આજ સુધી એમનો એમ પડી રહ્યો. મહાસભા પ્રધાનમંડળે ઓદ્દાસીકાર કર્યો તે પછી શિક્ષણના ડિપ્લોમાની આવશ્યકતા ઉપર ભાર મૂકી તે મંજૂર કરવા તેને દબાણ કરતાં તેમણે વિદ્યાપીઠને એવી મતલબનું લખી જણાવ્યું છે કે ' સરકારે ઔદ્યોગિક પ્રમાણપત્રો આપવાના વિદ્યાપીઠના નિર્ણયને મંજૂરી આપવાનું નક્કી કર્યું નથી; પરંતુ જો શિક્ષણના પ્રમાણપત્રને બીજાં પ્રમાણપત્રોથી અલગ કરી એ બાબતમાં સેનેટનો જુદો ઠરાવ મોકલવામાં આવશે તો સરકાર તેના પર વિચાર કરવા તૈયાર છે. ' આથી ઑગસ્ટની તા. ૧૯ મીએ મળેલી સેનેટની સભામાં પ્રિ. એન. એમ. શાહનો નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતોઃ

> ' ડિપ્લોમા ઇન ટીચીંગ માટે મુકરર થએલા નિયમો પ્રમાણે લેવાએલી પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર વ્યક્તિને સેનેટ ' ડિપ્લોમા ઇન ટીચીંગ ' એનાયત કરશે. '

આ ઠરાવ ઉપર સહેજ પણ વિવેચન ન થયું અને કોઈનો વિરોધી સ્વર પણ ન નીકળ્યો એ સેનેટના સર્વ પક્ષના સભ્યો, એટલે ભિન્ન ભિન્ન વિચારો ધરાવતા સઘળા સભ્યો, આ બાબતમાં એકમત હતા એમ સૂચવે છે. આ નિર્ણય કંઈ નવો ન હતો; માત્ર પોતાના આગલા નિર્ણયનું પુનરાવર્તન જ હતું. છતાં તેમ કરીને સેનેટે માધ્યમિક શાળાઓની તથા તેમાં કામ કરતા મોટા શિક્ષકસમુદાયની મોટી સેવા કરી છે, ને તે માટે તેને અભિનંદન ઘટે છે.

આપણી માધ્યમિક શાળામાં કામ કરતા શિક્ષકોનો મોટો ભાગ બિનકેળવાએલો છે. મુંબઈ ઇલાકામાં તાલીમ પામેલા શિક્ષકોનું પ્રમાણ આશરે ૨૦ ટકા જ છે. ઈ. સ. ૧૯૩૫–૩૬ સુધી તેમને તાલીમ આપનાર એક જ સંસ્થા હતી ને તે મુંબઇની સેકન્ડરી ટ્રેઇનીંગ કૉલેજ. એમાં પણ ૧૯૩૦–૩૧ સુધી માત્ર ૬૦ શિક્ષકો દાખલ થતા; ત્યાર પછી થોડા વખતમાં ૧૦૦ શિક્ષકો માટે સવડ થઈ. લગભગ ત્રણ વર્ષ પર કોલ્હાપુરમાં બીજી એક કૉલેજ નીકળી ને આ વર્ષે વડોદરામાં ૫૦ શિક્ષકોને તાલીમ આપવાની સવડ થઈ. વળી મુંબઈ સરકાર બીજી એક સંસ્થા ખોલવા વિચાર ચલાવી રહી છે. આમ આખા ઇલાકામાં ચાર કૉલેજો થતાં દર વર્ષે લગભગ ૩૫૦ શિક્ષકો એક વર્ષની તાલીમ લઈ બી. ટી. ની પદવી મેળવશે.

પરંતુ આ તો ગ્રેજ્યુએટ શિક્ષકોની વાત થઈ. એમને માટેની સવડ પૂરતી ને સંતોષકારક લેખીએ તો પણ એમનાથી ઘણી મોટી સંખ્યામાં માધ્યમિક શાળાઓમાં કામ કરતા બિનગ્રેજ્યુએટ શિક્ષકોનું શું ? એમને તો સરકારી ખાતા તરફથી લેવાતી પરીક્ષા આપીને એસ. ટી. સી. મેળવીને જ સંતોષ માનવો પડતો ! આ પરીક્ષાના નિયમો પ્રમાણે ગ્રેજ્યુએટ ને બિનગ્રેજ્યુએટ માટે એકજ પરીક્ષા રાખવામાં આવી છે. વળી એમાં બેસવા માટે કોઈ સંસ્થામાં જોડાવું શિક્ષક માટે

ફરજિયાત નથી. આ બધું જોતાં જેમને વધારે વ્યવસ્થિત તાલીમની જરૂર, જેમને શાળાના વિષયોનું સારું જ્ઞાન આપવાની જરૂર અને જેમનું દૃષ્ટિબિંદુ વિશાળ કરવાનો પ્રબંધ કરવાની ખાસ આવશ્યકતા, તેમની તાલીમ માટે કશી જોગવાઈજ નહીં, એવી પરિસ્થિતિમાં આપણે આજ પર્યંત રહ્યા. આપણી માધ્યમિક શાળાઓની આર્થિક સ્થિતિ ધ્યાનમાં રાખીએ તો આપણી ખાતરી થશે કે એના સંચાલકોનો બિનએન્યુએટ રોકયા સિવાય છૂટકો નથી. આથી જ અમે વિદ્યાપીઠના ઉપર્યુક્ત નિર્ણયને વધાવી લઈએ છીએ અને તે દ્વારા તેમણે માધ્યમિક શાળાની મોટી સેવા કરી છે એમ માનીએ છીએ.

અમે ઉમેદ રાખીએ છીએ કે ઓછામાં ઓછા સમયમાં સરકાર આ ડિપ્લોમાને મંજૂરી આપીને પોતાની એક અગત્યની જવાબદારી અદા કરશે. આને અંગે સરકારની જવાબદારી આ મંજૂરી આપવાથી પૂરી થતી નથી. ડિપ્લોમા મંજૂર થયા પછી એને માટેનું શિક્ષણ આપનાર સંસ્થા જોઈશે. અત્યારે તો એવી કોઈ સંસ્થા અસ્તિત્વમાં નથી. કેટલેક સ્થળે એસ. ટી. સી. પરીક્ષા માટે શિક્ષણ આપતા વર્ગો છે, તેનું નવી સંસ્થામાં રૂપાંતર થાય એવો સંભવ છે. પરંતુ સરકારે પણ આ બાબતમાં થોડી જવાબદારી પોતાને શિર લેવી જોઈશે. ઇલાકામાં ઓછામાં ઓછા બે ત્રણ સ્થળે આવી કૉલેજો કયાં તો તેણે પોતે નભાવવી જોઈશે અથવા તો ખાનગી સંસ્થાઓ તે નભાવવા પ્રેરાય એ રીતની મદદ આપવાની જાહેરાત કરવી જોઈશે. કેટલેક સ્થળે સરકારી માધ્યમિક શાળાઓ બંધ કરવાની વાતો ચાલે છે. જો તેમ કરવાનો સરકારનો ઇરાદો હોય તો તેનાં મકાન, પુસ્તકાલય અને ફર્નીચર નવી કૉલેજ ખોલવા માટે કોઈ જાહેર સંસ્થાને આપીને તે આ દિશામાં સંગીન મદદ કરી શકે છે. આ પ્રાથમિક સહાય ઉપરાંત જો વાર્ષિક મદદ આપવાની તત્પરતા સરકાર બતાવશે તો ગુજરાત, મહારાષ્ટ્ર ને કર્ણાટકમાં આવી કૉલેજો ટૂંક સમયમાં સ્થાપી શકાશે. સરકાર આ બાબતમાંય ઉદાર નીતિ અનુસરી પોતાનો ધર્મ બજાવશે એવો અમને વિશ્વાસ છે.

[ ૨ ]

## – મુંબઈની સેકન્ડરી ટ્રેઈનીંગ કૉલેજ –

થોડા સમય પર મુંબઈ સરકારે બધી શાળાઓ પર પરિપત્ર મોકલી જાહેર કર્યું છે કે આવતા વર્ષથી ઉપર્યુક્ત કૉલેજમાં દાખલ થનાર દરેક વિદ્યાર્થી પાસે સત્રના રૂ. ૧૦૦) ની ફી લેવામાં આવશે. થોડાં વર્ષો પૂર્વે દેશી રાજ્યમાંથી આવતા શિક્ષક પાસે વાર્ષિક રૂ. ૬૦૦) ની ફી લેવાનું ઠરાવીને સરકારે દેશી રાજ્યો—કે જ્યાં તાલીમ શું, નવીન શિક્ષણપ્રથાઓ શું તેનો યોગ્ય ખ્યાલ હોતો નથી ને જ્યાં વધારે પ્રકાશની જરૂર છે,—માંથી આવતા શિક્ષકો માટે પોતાની કૉલેજનાં બારણાં બંધ કર્યાં હતાં. આ તાજા નિર્ણયથી બ્રિટિશ પ્રાંતોમાંના શિક્ષકોને માટે પણ કૉલેજમાં જવું સરકારે મુશ્કેલ બનાવ્યું છે. બિનસરકારી શાળામાં કામ કરતો શિક્ષક કેટલી આર્થિક જવાબદારી માથે વહોરીને મુંબઈની કૉલેજમાં જવા તૈયાર થાય છે તેનો ખ્યાલ સરકારને હોવો જોઈતો હતો. સોમાંથી નવ્વાણું ટકા શિક્ષકો કપાતે પગારે કૉલેજમાં જાય છે; ઘણીવાર તેમને પહેલાની કે પછીની કે એકે રજાઓનો પગાર મળતો નથી; ઘણી વાર શાળાના સંચાલકો આગલી નોકરીને આધારે મેળવેલી હકની રજા પણ શિક્ષકોને આપતા નથી, અને જો આપે છે તો તેનો પગાર બીજે વર્ષે આપવાનું ઠરાવે છે! ટૂંકમાં ઘણા શિક્ષકોને બાર મહિનાનો પગાર જતો કરવો પડે છે; તે ઉપરાંત ખાનગી ટ્યૂશનની કે બીજી આવક કમી થાય તે નફામાં. આમ આવક બંધ થાય છે ને ખર્ચ વધે છે. પોતાના કુટુંબનો નિર્વાહ કરવાની જવાબદારી તો હોય છે જ; તે

ઉપરાંત પોતાને મુંબઈમાં રહેવાનું જે ખર્ચ થાય તે જુદું. આમ શિક્ષક આશરે રૂ. ૧૨૦૦ થી ૧૪૦૦ નું દેવું કરે ત્યારે તે કોલેજમાં જઈ શકે. આમાં સરકારે તેને રાહત આપવી જોઈએ; તેને બદલે સરકારે તેને માથે રૂ. ૨૦૦)ની વધારાની જવાબદારી લાદી છે. સરકારનો નિર્ણય તેની આર્થિક સંકડામણમાં ગમે તેટલો વાજબી હોય તો પણ શિક્ષકની દૃષ્ટિએ તદ્દન ગેરવાજબી અને તેને નિરુત્સાહી બનાવનારો છે એમ અમને લાગે છે. આ બાબતમાં ફરી વિચાર કરી જો નિર્ણય બદલવામાં આવે તો તાલીમ મેળવવા માટે શિક્ષકસમુદાયમાં જે નવીન જાગૃતિ આવી છે તેને સારો વેગ મળશે.

આ જ કૉલેજને વિષે એવી અફવા જોશભેર ઊડી રહી છે કે સરકાર એનો વહીવટ કોઈ ખાનગી સંસ્થાને સુપરત કરવા ચાહે છે. આ અફવામાં સત્ય કેટલું છે તેની તપાસ કરવાનો અમને અવસર મળ્યો નથી, છતાં જો એ વાત સાચી હોય તો એને વિષે એક બે બાબતોનો ઉલ્લેખ કરવાની જરૂર છે. આ કૉલેજ લગભગ ૩૪ વર્ષથી માધ્યમિક શિક્ષણને ઉન્નત બનાવવાનો પ્રયત્ન કરી રહી છે. એણે કેટલીક સુંદર ને અનુકરણીય પ્રણાલિકા પાડી છે. એના જેવી જ બીજી સંસ્થાઓ હજી બાલ્યાવસ્થામાં છે. એટલે આ જૂની સંસ્થા એના પ્રગતિશીલ સ્વરૂપમાં જ થોડો વખત જળવાઈ રહે એ અમને ખાસ જરૂરનું લાગે છે. સરકાર એની પાછળ દર વર્ષે લગભગ રૂ. ૬૦,૦૦૦નું ખર્ચ કરે છે એ સહેજ વધારે પડતું છે ખરું; પરંતુ એમાં ઘણી કાપકૂપને માટે અવકાશ છે; ને તે જો યોગ્ય રીતે હાથ ધરવામાં આવે તો સરકારની થોડી ઘણી આર્થિક મૂંઝવણ ઓછી થશે. અમને આશા છે કે આ બાબતનો વિચાર કરતી વેળાએ સરકાર ઉપર્યુક્ત દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખશે અને જો તે એનો વહીવટ અન્ય સસ્થાને સુપરત કરવાનો જ નિર્ણય કરે તો કોઈ સદ્ધર, કેળવણીની પ્રગતિશીલ નીતિ ધરાવનાર ને અનુભવી સંસ્થાને તે માટે પસંદ કરશે ને તે ટ્રેઈનીંગ કોલેજને ઉચ્ચ ધોરણે ચલાવે એવો યોગ્ય પ્રબંધ કરશે.

---

**આચાર્યનો શિક્ષક પ્રત્યેનો ધર્મ**

દરેક શાળાના આચાર્યે શિક્ષકોની શારીરિક તપાસ દાખલ કરવી ઘટે છે. શિક્ષકોનાં વજન ઘટે તો તુરત જ તેણે નોંધ લેવી જોઈએ, અને શાળામાં તેનું કારણ જે કાંઈ હોય તે દૂર કરવું જોઈએ. શાળાના શિક્ષકો હંમેશાં હસતા અને આનંદિત રહે. તેવું વાતાવરણ શાળામાં આચાર્યે રાખ્યે જવું જોઈએ. પોતે તો પ્રેરણા, ઉત્સાહ અને સ્ફુર્તિનો આધાર થવું જોઈએ. જો આચાર્ય હસશે તો સૌ હસશે, જો આચાર્ય ધુવડ બનશે તો શિક્ષકો ધુવડ થશે. આચાર્ય શાળાનો એક પ્રકારનો પ્રમુખ છે, અને શિક્ષકો તથા વિદ્યાર્થીઓ તેના રાષ્ટ્રની પ્રજા સમાન છે.

શાળામાં પૂરતી હવા અને અજવાળું છે તે જેમ બાળકોની દૃષ્ટિથી જોવાનું છે, તેમ જ શિક્ષકોની દૃષ્ટિથી પણ જોવાનું છે. ઉત્સાહથી કામ ખેંચનાર શિક્ષકોની આજુબાજુની પરિસ્થિતિ સ્ફુર્તિદાયક અને શ્રમને સહેજે હરી લે તેવી જોઈએ. વળી દરેક શિક્ષકને માટે વ્યાયામ ફરજિયાત કરવો; અર્થાત્ સાંજે બધા શિક્ષકોએ ભેળા મળીને થોડામાં થોડો વખત પણ રમવું જ જોઈએ. રમતગમત વિના શિક્ષકોનો થાક ઊતારવો આકરો છે. જ્યાં બની શકે ત્યાં શાળામાં વિશ્રાંતિગૃહ એટલે સારા સ્ફુર્તિદાયક નાસ્તા અને પીણાની વ્યવસ્થા હોય તો ઘણું સારું. પંદર મિનિટ એની પાછળ ગાળવામાં નુકસાન નથી જ.

ખાસ તો આચાર્યે એ ધ્યાન રાખવાનું છે કે પોતાની ગાડીના ડબ્બામાં ક્યાંય પણ ખોટકો માલૂમ પડે તો તુરત જ ડબ્બાને 'સીક' માં નાખી દેવો. માંદો માંદો શિક્ષક બધો વખત કામ આપે તેના કરતાં સાજો શિક્ષક કદાચ ઓછા વખત કામ આપે તો પણ સરવાળે લાભ જ થશે.

'શિક્ષણપત્રિકા' માંથી] ગિજુભાઈ



## — ઑગસ્ટની રોજનીશી —

તા. ૧—મદ્રાસના ગોખલે હોલમાં પંડિત હૃદયનાથ કુંઝરુનું, 'વર્ધા યોજના' ઉપર ભાષણ. પુસ્તકીયા શિક્ષણ ઉપર એ ભાષણ દરમિયાન એમણે કડક ટીકા કરી અને શારીરિક અને માનસિક શક્તિઓ સાથે સાથે ખીલવવાની આવશ્યકતા ઉપર ખાસ ભાર મૂક્યો. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ સાત વર્ષમાં પૂરું ન થઈ શકે એમ વક્તાએ જણાવ્યું હતું.

તા. ૮—અમદાવાદ મ્યુનિસિપાલિટીએ મુંબઈ સરકારના નવા પ્રાથમિક કેળવણીના કાયદાનો વિરોધ કર્યો. શ્રી. હરિસિંહ ઠાકોરની અમદાવાદના વ્યાયામ વિદ્યાલયના આચાર્ય તરીકે નિમણૂક થઈ.

તા. ૧૦—ઓરિસાના નવા પ્રધાન વિશ્વનાથદાસે વર્ધા યોજના પ્રમાણે દરેક જિલ્લામાં એક એક શાળા કાઢવાનું નક્કી કર્યું. તેમણે મહાત્મા ગાંધી પાસે એ યોજનાના જાણકાર શિક્ષકોની માગણી કરી અને એ માગણી પ્રમાણે શ્રી. આર્યનાયકમ અને તેમનાં પત્ની આશાદેવીને ત્યાં મોકલવા ગાંધીજીએ નક્કી કર્યું.

તા. ૧૧—મુંબઈમાં અખિલ હિંદ સંસ્કૃત વિશ્વવિદ્યાલય સ્થાપવા માટે 'ધ ઑલ ઇન્ડિયા સંસ્કૃત યુનિવર્સીટી એસોસીએશન' સ્થાપવામાં આવ્યું. એ મંડળનો હેતુ સંસ્કૃત વિશ્વવિદ્યાલયની સ્થાપના માટે અનુકૂળ લોકમત કેળવવાનો છે. એ વિશ્વવિદ્યાલયમાં વેદ, કલ્પસૂત્રો, દર્શન, ધર્મશાસ્ત્રો, ઇતિહાસ, પુરાણો, વગેરેના વિસ્તૃત અભ્યાસની યોજના કરવામાં આવશે.

તા. ૧૨—બેલગામમાં એક ભાષણ દરમિયાન મુંબઈ સરકારના નાણાંમંત્રી શ્રી. લઠ્ઠેએ જણાવ્યું કે લોકોની નિરક્ષરતા દૂર કરવાને માટે જેટલું કરીએ તેટલું ઓછું છે. હમણાં તો આપણી મુખ્ય પ્રવૃત્તિ એ જ હોવી જોઈએ. બીજી પ્રવૃત્તિઓને કયાં તો ગૌણ સ્થાન આપવું જોઈએ અથવા તો થોડો વખત તેમના ઉપર લક્ષ ન આપવું. પણ જાહેર જનતાનો શત્રુ–નિરક્ષરતા–તો ગમે તે ભોગે દૂર કરવો જ રહ્યો.

તા. ૧૨-૧૩—કેળવણી ખાતાના સરકારી અમલદારોની સભા કેળવણીની પુનર્ઘટનાના કેટલાક અગત્યના મુદ્દાઓ પર વિચાર કરવા પૂનામાં મળી હતી. વડા પ્રધાન શ્રી. ખેર પ્રમુખસ્થાને હતા. એમણે મુખ્ત વયના સ્ત્રી પુરુષોની કેળવણી, ઔદ્યોગિક કેળવણી, હિંદીનું શિક્ષણ, અને ગ્રાન્ટ-ઇન-એઇડ શાળાના નિયમો, વગેરે માટે જુદી જુદી સમિતિઓએ કરેલી ભલામણો ઉપર વિચાર કર્યો હતો.

તા. ૧૩—"સમાજ અને દેશની સેવા માટે ઊગતી પ્રજાને સંપૂર્ણ રીતે તૈયાર કરવી,–એ કેળવણીનું ધ્યેય હોવું જોઇએ આ કારણથી જ વર્ધા યોજનામાં હુન્નર ઉદ્યોગોને અગત્યનું સ્થાન અપાયું છે." આ શબ્દો વડા પ્રધાન શ્રી. ખેરે પૂનામાં એક કાંતણવર્ગની મુલાકાત દરમિયાન ઉચ્ચાર્યા.

તા. ૧૬—મુંબઇ વિદ્યાપીઠનો પદવીદાન સમારંભ ભવ્યતાથી ઉજવાયો. ચેન્સેલરે ૨૦૪૭ ઉમેદવારોને જુદી જુદી પદવી આપી. વાઇસ ચેન્સેલરે તેમના ભાષણ દરમિયાન સ્નાતકોને દેશસેવા કરવા માટે ખાસ ભલામણ કરી અને આજન્મ વિદ્યાર્થી રહેવાનો તેમને આગ્રહ કર્યો

તા. ૧૭—મુંબઇ વિદ્યાપીઠની સેનેટની બેઠકમાં પ્રિન્સિપલ એન. એમ. શાહે 'ડિપ્લોમા ઇન ટીચીંગ'ના નિયમો પ્રમાણેની પરીક્ષા પસાર કરનારાઓને સેનેટ એ ડિપ્લોમા આપશે' એવો ઠરાવ રજૂ કર્યો હતો. એ ઠરાવ ચર્ચા વિના સર્વાનુમતે પસાર થયો.

મુંબઇ ઇલાકાના સ્ત્રી મંડળની સભા સમક્ષ લેફ્. કર્નલ જલાલશાહે પોતાના ભાષણ દરમિયાન જણાવ્યું કે યુવાનોને શાસ્ત્રીય પદ્ધતિથી જાતીય શિક્ષણ આપવું જોઇએ. વિદ્યાર્થીઓને યોગ્ય શિક્ષકો અને શિક્ષિકાદ્વારા યોગ્ય વયે શિક્ષણ આપવાથી ઘણી વિકૃત ટેવોમાંથી તેમને બચાવી લેવાય અને તેમની તંદુરસ્તીને પણ સારો ફાયદો થાય.

તા. ૧૮—કરાંચી કોર્પોરેશન હસ્તક ચાલતી શાળાઓના શિક્ષકોના પગાર અને ભથ્થા ઉપર કાપ મૂકવાની સિંધ સરકારની સૂચનાથી લગભગ ૮૦૦ શિક્ષકો હડતાળ ઉપર જવાનો વિચાર કરી રહ્યા છે.

તા. ૨૪—ટાઇમ્સ ઓફ્ ઇન્ડિયા ભરોસાપાત્ર સ્થળેથી માહિતી મેળવી જણાવે છે કે, મુંબઇની સેકંડરી ટ્રેઇનીંગ કૉલેજનો વહીવટ મુંબઇની એક કેળવણીની સંસ્થાને સોંપી દેવાની વાટાઘાટ ચાલે છે. આ કૉલેજ ઈ. સ. ૧૯૦૫ માં હસ્તીમાં આવી હતી ત્યારથી તે અત્યાર સુધી માધ્યમિક શિક્ષણના ક્ષેત્રમાં તાલીમ પામેલા શિક્ષકો પૂરા પાડીને એ સંસ્થાએ સંગીન ફાળો આપ્યો છે.

તા. ૨૭–૨૮ —મુંબઇ શહેરના વિદ્યાર્થીઓની એક પરિષદ, સર જીવસજી જહાંગીર હોલમાં સંયુક્ત પ્રાંતના કેળવણી ખાતાના પ્રધાન સ્વામી સંપૂર્ણાનંદને પ્રમુખપદે મળી હતી. થોડાક વિદ્યાર્થીઓ ધાંધલ કરવાના ઇરાદાથી પરિષદમાં દાખલ થયા હતા. એમનાં શોરબકોર, તોફાન અને અણછાજતા વર્તનને પરિણામે પ્રમુખે પરિષદ વહેલી બરખાસ્ત કરી હતી. પરિષદ માટે ૧૫ ઠરાવો ઘડવામા આવ્યા હતા, પરંતુ તેમાંથી માત્ર નવ ઠરાવો પસાર થઇ શક્યા હતા. આમાંના મોટા ભાગના ઠરાવો રાજકીય પ્રશ્નોને લગતા હતા, ને વિદ્યાર્થીઓમાં સ્વાભાવિક એવા ઉદ્દામ વિચારો વ્યક્ત કરતા હતા. એક ઠરાવદ્વારા તેમણે પ્રિન્સિપલ જી. એસ. મહાજનીના મુંબઇના વરિષ્ઠ ધારામંડળને દરેક વિદ્યાર્થી માટે લશ્કરી તાલીમ ફરજિયાત કરવાની ભલામણ કરતા ઠરાવને અનુમોદન આપવામાં આવ્યું હતું.

તા. ૨૮—મુંબઇના એક પરા માટુંગામાં આવેલી ખાલસા કૉલેજના આશ્રય હેઠળ મુંબઇ સરકારના ગૃહસચીવ શ્રી. કનૈયાલાલ મુનશીએ ટેકનીકલ ઇન્સ્ટીટ્યૂટની ઉદ્ઘાટનક્રિયા કરી હતી.

## — શિક્ષકમંડળોના સમાચાર —

**મુંબઈ ઈલાકા માધ્યમિક શિક્ષક સંઘ :** આ સંઘની કાર્યવાહક સમિતિની એક બેઠક તા. ૧૬ મીએ મુંબઈમાં મળી હતી. તેમાં નીચેનાં કામો થયાં હતાં: [૧] ઉત્તર મુંબઈ અને પરાંના શિક્ષક મંડળને માન્ય કરવામાં આવ્યું હતું; [૨] 'ટીચર્સ રજીસ્ટર'ની યોજનાને છેવટનું સ્વરૂપ આપી કાઉન્સીલની બીજી બેઠક સમક્ષ રજૂ કરવાનું ઠરાવ્યું હતું; [૩] સુરતમાં ભરાનાર ઇલાકા પરિષદ માટે તા. ૧૭–૧૮–૧૯ ઑક્ટોબર મુકરર કરી હતી; [૪] ઇલાકાના શિક્ષકોની આર્થિક સ્થિતિની તપાસ કરવાના ઇરાદાથી એક અન્વેષક પત્રનો ખરડો તૈયાર કરવાને એક પેટા સમિતિ નીમી હતી; [૫] મુંબઈમાં ભરાનાર હિંદ શિક્ષક પરિષદના પ્રમુખ તરીકે મહાત્મા ગાંધી અને સર એમ. વિશ્વેશ્વરાયાનાં નામો સૂચવ્યાં હતાં.

**નૂતનશિક્ષણ સંઘ, સૂરત :** પોતાના ઉદ્દેશો પૈકી શિક્ષકો માટે એક સ્વતંત્ર 'પુસ્તકાલય ને વાચનાલય' સ્થાપવાની પ્રવૃત્તિને સંઘની કાર્યવાહક સમિતિએ પ્રથમ પસંદગી આપી હતી. સંઘના સભ્યોએ સ્વેચ્છાએ લગભગ ૧૦૦ પુસ્તકો ભેટ આપ્યાં હતાં. તે ઉપરાંત શિક્ષણ તેમજ સાહિત્યને લગતાં સામયિકો મેળવવાનો પણ પ્રબંધ થયો છે. હાલ તુરત અઠવાડિયાના ત્રણ દિવસ–બુધ, શનિ ને રવિ–આ પુસ્તકાલય તથા વાચનલયનો લાભ શિક્ષકોને આપવાની વ્યવસ્થા થઈ છે. આ પ્રવૃત્તિની શરૂઆત કરવાને સંઘના ખાસ નિમંત્રણને માન આપીને શ્રી. હરભાઈ ત્રિવેદી ભાવનગરથી તા. ૧ લી ઑગસ્ટે ખાસ સૂરત પધાર્યા હતા. વધુ ને વધુ જ્ઞાન મેળવી પોતાની શક્તિ–તાકાત ખીલવવાનો સંકલ્પ કરવા તેમણે શિક્ષકોને આગ્રહ કર્યો હતો. એ રીતે મેળવેલી નવીન તાકાત વડે તે સમાજનો નેતા બની શકશે, પોતાની મૃતપ્રાય બનેલી પ્રતિષ્ઠાને પુનર્જીવન અર્પી શકશે અને નવીન રાષ્ટ્રના ઘડતરમાં પોતાનો સક્રિય ફાળો આપી શકશે. 'સૂરતના શિક્ષકોની આ શક્તિ ખીલવવામાં આજે શરૂ થતી આ નાનકડી પ્રવૃત્તિ જવાબદાર બનો' – એવી શુભાશિષ સાથે તેમણે પોતાનું વ્યાખ્યાન સમાપ્ત કર્યું હતું.

ત્યાર બાદ હાજર રહેલા સભ્યો સાથે તેમણે વર્ધાની કેળવણી યોજના વિષે ચર્ચા કરી હતી.

એજ સાંજે સંઘના આશ્રય હેઠળ શ્રી. હરભાઈએ 'ઘરમાં અને શાળામાં મૂંઝવતું બાળક' શ્રી. બ્રિજરતલાલજી અકકડને પ્રમુખપદે એ વિષય પર જાહેર વ્યાખ્યાન આપ્યું હતું. એનો વિસ્તૃત હેવાલ અન્યત્ર છાપ્યો છે.

**કેળવણી મંડળ, સૂરત :** તા. ૨૭ ઑગસ્ટે પ્રો. કાળિદાસ દેસાઈના પ્રમુખપદે શ્રી. હરભાઈ ત્રિવેદીએ 'કેળવણીમાં માનસશાસ્ત્રનો ઉપયોગ' એ વિષય પર વ્યાખ્યાન આપ્યું હતું.

તા. ૨૮ મી ઑગસ્ટે અમદાવાદ મ્યુનિસિપાલિટીના નિવૃત્ત વિદ્યાધિકારી શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઈએ 'મુંબઈ સરકારના પ્રાથમિક કેળવણીના નવા કાયદા' પર વિવેચન કર્યું હતું.

**ખેડા જિલ્લા શિક્ષક સંઘ :** આ સંઘે ચાલુ વર્ષ માટે શ્રી. બળવંતરાય ઠાકોરને પોતાના પ્રમુખ તરીકે પસંદ કર્યા છે. સંઘના આગેવાનો જિલ્લામાંથી પૂરતી સંખ્યામાં શિક્ષકો તૈયાર થાય તો તેમના લાભાર્થે એસ. ટી. સી. પરીક્ષા માટે તૈયાર કરનાર વર્ગ ખોલવાનો વિચાર કરે છે. વળી જિલ્લાના શિક્ષકોની આર્થિક તેમજ ધંધા પરત્વેની સ્થિતિનો ભરોસાપાત્ર ખ્યાલ મેળવવાને તેમણે એક અન્વેષક પત્ર તૈયાર કરી શિક્ષકોને મોકલી આપ્યું છે.

**નવસારીમાં** માધ્યમિક શિક્ષકસંઘ સ્થાપવાનો વિચાર ચાલે છે.

**અમદાવાદની** માધ્યમિક શાળાઓના મંડળને માધ્યમિક શિક્ષક સંઘમાં ફેરવી વધારે સક્રિય બનાવવાનો પ્રયત્ન ચાલે છે.



## [ ૧ ]

## માબાપોને

### [ લેખાંક ચોથો ]

કેળવણીનું કામ ગર્ભાવસ્થામાંથી શરૂ થાય છે એ તો માનસવિજ્ઞાનમાં આપણે ઊંડા ઊતરીએ ત્યારે ખબર પડે છે. પરંતુ સાક્ષાત કેળવણીનું કામ બાળકના જન્મથી શરૂ થાય તેમાં તો શંકા કોઈને હોય જ નહિ. આપણે સૌ એટલું જરૂર સમજી લઈએ કે કેળવણીનો અર્થ ઘણો વ્યાપક છે. મનુષ્ય જે જે વસ્તુઓનું પૂતળું બનેલો છે તે તમામનું સાચું શિક્ષણ કેળવણીમાં સમાઈ જાય છે. માણસને શરીર છે, બુદ્ધિ છે, લાગણી છે, મન છે અને એ સર્વના સુંદર સમન્વયરૂપ અખંડિત આત્મા પણ છે. એ બધાયને યોગ્ય શિક્ષણ આવશ્યક છે અને તેવા શિક્ષણની શરૂઆત બાળકના જન્મથી થાય છે. મનુષ્યના જુદા જુદા અંગ ઉપાંગોનું સંગીન શિક્ષણ શરૂ થાય તેમાં વય, ભેદ પ્રમાણેનો તફાવત તો જરૂર રહે જ. પરંતુ ઓછાવત્તા પ્રમાણમાં એ બધાય અંગોની તાલીમનું કામ ચાલી રહેલું છે તે માતપિતાએ ભૂલવું જોઈએ નહિ

બાળક જન્મે છે ત્યારે તો છેક જ પ્રાથમિક દશામાં હોય છે. એના તમામ બાહ્યાચારો પશુના જેવા જ હોય છે. એ બાહ્યાચારો છેક જ સ્થૂળ પ્રાથમિક વૃત્તિઓના આવેશકારો જેવા હોય છે. બાળક પશુથી જુદું તો એ માટે પડે છે કે માણસમાં પ્રાથમિક વૃત્તિઓનો સમૂહ પશુની પ્રાથમિક-વૃત્તિઓના કરતાં ઘણો મોટો હોય છે. તેમ જ પશુજીવનમાં જે શક્ય નથી તે વૃત્તિઓનું સંસ્કરણ અને ઉન્નતિકરણ મનુષ્યના જીવનમાં શક્ય છે એટલું જ નહિ પરંતુ તેની ગતિ આપણે કલ્પી ન શકીએ તેટલી વેગવાન અને તેનું આખરી પરિણામ આપણે ધારી ન શકીએ તેટલું બળવાન હોઈ શકે છે. જીવમાત્રમાં સૌથી બળવાન વૃત્તિ ભૂખની અને કામની હોય છે. કામવૃત્તિના વિષયને આપણે હાલ તુરત નહિ સ્પર્શીએ. ક્ષુધાવૃત્તિ પશુના જેટલી જ બળવાન નવા જન્મેલા બાળકમાં પણ હોય છે. બાળકના હર્ષશોક ક્ષુધાવૃત્તિની તૃપ્તિ અતૃપ્તિના પ્રતિબિંબરૂપ હોય છે. ક્ષુધા જાગ્રત કરવા માટે જે જે ક્રિયાઓ દેહને માટે અનિવાર્ય હોય છે એ બધી જ બાળક કરતું હોય છે. ક્ષુધાવૃત્તિના નિવારણ માટે તે જ પ્રમાણે અનિવાર્ય એવી તમામ ક્રિયાઓ બાળક કરતું જ હોય છે દેહના ધર્મ

પ્રમાણે વધારે પડતી ભૂખ, વધારે પડતું ખાવું, અપચો, ઝાડા, વગેરે પ્રકારની શારીરિક અતિશયોક્તિમાંથી બાળકને પસાર થવાનું હોય છે. છેક જ નાની વયમાં માબાપને તેની ઓછી ખબર હોય છે ખરી. નાનું બાળક હસતું હોય કે કિલકિલાટ કરતુ હોય ત્યારે તેની ક્ષુધાવૃત્તિ જરૂર કેટલેક અંશે તૃપ્ત થયેલી હોય છે. એના રૂદન પાછળ ભૂખ અથવા તો અતિઆહારથી ઊભું થતું દુઃખ પણ હોય છે. માબાપો બાળકના શરીરની ચાલુ થતી ક્રિયાઓને સૂક્ષ્મતાથી અવલોકવાનું અને નોંધવાનું રાખે તો આની તો કેટલીયે હકીકતો તેઓ સમજી શકે અને પછીથી તેમનું તમામ વર્તન બાળકના હિતમાં જ થાય. ક્ષુધાવૃત્તિ જેવી પ્રાથમિક જરૂરત્તિને આપણે એટલા જ જડ ખ્યાલોથી અલગ નહિ કરી શકીએ. એ વૃત્તિનો યોગ્ય સંતોષ બાળકના દેહ વિકાસ માટે અને આડકતરી રીતે તેના બીજા અંગોના વિકાસ માટે અત્યંત આવશ્યક છે. મોટી ઉંમરના માણસો આહારમાં જે ભૂલ કરે છે તેવી જ ભૂલો બાળકના આહાર પરત્વે બાળકના સંરક્ષક તરીકે પણ માબાપ કરતા હોય છે. રડતું બાળક ભૂખ્યું જ થયું હોય છે એમ માનીને કટાણે કટાણે બાળકને સ્તનપાન કરાવતી માતાઓ જોઈએ તેટલી મળે. કોઈ વખત તો રડતા બાળકને માટે સ્તનપાન સાચો ઉપાય ન નિવડે ત્યારે બીજો કોઈ પણ વિચાર કરતા પહેલા ગમે તે વખતે અને ગમે તેવા સંયોગોમાં એને સુવાડી દેવાના પ્રયત્નો કરેનામાં આવે છે. અજ્ઞાન જનતામાં એથી પણ આગળ જઈને પોતાની મુશ્કેલી ટાળવા માટે અફીણ જેવા કેફી પદાર્થો બાળકોને ખવડાવનારી માતાઓ હોય છે. સ્થૂળ ક્ષુધાવૃત્તિ એમાંથી નીપજતા નાનાંમોટાં પરિણામો અને એ વૃત્તિના યોગ્ય વિકાસ માટે અણસમજણ, માબાપ પાસે બાળકો સંબંધે અનેક પ્રકારની ગેરસમજુતીઓ ઊભી કરાવે છે. દેખાતા પશુવત દેહવાળા બાળકના મન ઉપર આની શી અસર થાય છે તેની આપણને ગતાગમ નથી. સ્થૂળ અને લાચાર દેહમાં સ્થૂળ અને પ્રાથમિક ક્ષુધાવૃત્તિ સંબંધેનું માતપિતાનું અજ્ઞાન બીજી અનેક પ્રાથમિક વૃત્તિઓને અપમાનિત અને ઉત્તેજિત કરે છે આનાં સીધાં પરિણામો વર્ષો વીત્યા પછી જોવા મળે છે; એટલે મનુષ્યના બાલ્યકાળમાં એની છેક જ અવગણના આજદિન સુધી કરવામાં આવી છે. ક્ષુધાવૃત્તિના પ્રશ્નને આ દૃષ્ટિથી તપાસીએ તો માતપિતાના બાળકના આજના ઊછેરમાં ઘણો ફેરફાર થઈ જાય.

· હુરભાઈ ·

[ ૨ ]

## ચિ......ને સુધારી દો.

વાણું વાય ને હીરાચંદના ઘરમાં એની એ ધમાલ "માથે દિ આવ્યો પણ રોજ કહેને કમાં ગણકારવું છે, નવરોળની પેઠે ધીર્યા જ કરવું છે. છે કાંઈ ભણવાભણવાની ચિંતા! નખોદિયો અહીંથી ટળે તો એ હારુ." હૈયાઉકાળો કરતાં લક્ષ્મીકાકી રોજ તાડૂકે.

હીરાચંદ થોડું ઘણું ભણેલા. એમના વખતની બોર્ડિંગોમાં બે ચાર વર્ષ રહેલા. વેપાર રોજગાર અંગે એમને ગામપરગામ ફરવું પડતું. તેમને આવો રેઢિયાળ છોકરો હૃદયમાં શૂળની માફક સાલતો ભણેગણે નહિ વાઉથી કજિયા લાવવામાં પૂરો. શાળાના માસ્તરોએ તેનાથી હાથ ધસેલા. હીરાચંદને આવા છોકરાનો એક મોટો પ્રશ્ન મનમાં હતો.

ચિ......ને કોઈ દિવસ ગામમાંથી દૂર ખસેડેલો નહિ. જ્યુબીલીઓ ઊજવતાં તેણે પ્રાથમિક પાંચ ધોરણનો અભ્યાસ પૂર્ણ કર્યો. દંપતીને રોજ તેના વડે કજિયા થતા. એકમેકને ઊંચા સાદે બોલવું પડતું. દિવસો સુધી અબોલા રહેતા. આ દુઃખ હીરાચંદને ઓછું ન હતું.

તેમણે એક બોર્ડિંગ શોધી ત્યાં મોકલી દેવા વિચાર કર્યો કે જ્યાંથી વર્ષે પણ ઘેર ન આવે. જ્યાંથી બહાર ડોકિયું કરવાનું ય ન મળે. જ્યાં માસ્તરોનો પૂર્ણ બંદોબસ્ત હોય.

*

મારી બોર્ડિંગમાં એક દિવસે અગિયાર વાગે હીરાચંદના ચિ......નો ટ્રંક બિસ્તરો ઊતર્યાં. અમારા ધારાધોરણ પ્રમાણે હીરાચંદે ન તો અમને દાખલ કરવા સંબંધી રજા માગેલી કે ન તો કાંઈ આવવા સંબંધે જણાવેલું. અમારા છાત્રાલયમાં સંખ્યા ભરાઈ ગઈ હતી. નવા વિદ્યાર્થીને દાખલ કરી શકાય તેમ ન હતું.

જમ્યા પછી હીરાચંદ ગૃહપતિ સાથે પોતાના દીકરાને દાખલ કરવા સબંધે વાતે વળગ્યા.

"સાહેબ, જગ્યા હોય કે ન હોય, પણ મારા ચિ........ને તમારે દાખલ કરવો જ પડશે. કોઈપણ રીતે એને સુધારી જ દો. અમારે એને બી. એ. કે મેટ્રિક નથી બનાવવો પણ કંઈક આચારવિચાર જાણે, ચાર માણસમાં રહેવાના વળગાં આવે, કેમ બોલવું, કેમ ચાલવું, કેમ રહેવું વગેરે શીખે, તો ય ઘણું છે. અમે તમારો ઉપકાર નહિ વીસરીએ."

ગૃહપતિએ મનમાં વિચાર કર્યો: 'પોણા બસોમાં એક વધારે. બિસ્તરા વગેરે લઈ આવેલો માણસ પાછો કયાં રખડશે! વળી આટલી બાળકને સુધારવાની કાળજીવાળા પિતાને ના પણ કેમ કહેવાય!' પછી તેઓ બોલ્યા: 'ભલે હીરાચંદ, તમારા ચિ........ને દાખલ તો કરીશું પણ તેનામાં કાંઈ ખોડખાંપણ છે વારુ!" ગૃહપતિએ બાળકને સમજી લેવા પ્રશ્ન કર્યો.

"ના રે સાહેબ, ખોડખાંપણ કે કહેવા જેવું તો કાંઈ નથી પણ ભારે તોફાની છે, એક સોટો રાખી પાંસરો તીર બનાવી દેજો, તે સંબંધી મારી કાંઈ ફરિયાદ નહિ આવે." મારીમારનો થાકેલા, પરંતુ હજુ સુધારો ન કરી શકેલા છતાં પુત્ર માટે સોટીરાજ ને સિપાઈગીરીની જ ભલામણ કરીને હીરાચંદ ગયા.

×

પૂરા પાંચ દિવસે ન થયા એટલામાં ચિ........ની ઉપરા ઉપરી ફરિયાદોનો ગૃહપતિ પાસે વરસાદ વરસવા લાગ્યો, શાળાના શિક્ષકો કહેવા લાગ્યા: 'બહુ અટકચાળો! અભ્યાસ તો કરવો જ નહિ, ઘણીવાર વર્ગમાં હાજર પણ ન હોય!'

કસરતના નેતા કહે: 'કોઈ દિ સીટી વાગે હાજર થયો નથી. મોડો આવે તો એક બાજુ બેસી રહે!'

ભોજનશાળાના નેતા કહે: 'એની તો ભારે ગડબડ. સૌ બેસી જાય તો ય એનો પાર ન આવે, પોટલા ખખડાવે ને મોટે સાદે ગાનો કરે!'

એના ખંડના સાથીઓ કહે: 'ને ઉઠાડીએ છતાં ફરી ગોદડું ઓઢી પડયો રહે, ખંડમાં રહે નહિ ને કયાંક બહાર જ ફર્યા કરે.'

આ બધું તો ઠીક હતું પણ એક દિ રમણે નળેથી પહેલું પાણી તેને પીવા ન દેતાં સ્હેજ ધક્કો મારી પોતે પીવા માંડયું. ચિ........નો મિજાજ હાથ ન રહ્યો. હાથમાં લોટો હતો. મોંએ એનો લલકાર્યો કે રમણના કપાળમાંથી લોહીની ધાર છૂટી!

ગૃહપતિને હવે ......ને હાથમાં લીધા સિવાય છૂટકો ન હતો. તેમણે પોતાનું ધ્યાન ચિ......તરફ ફેરવ્યું. તેને જેમ કરતો હોય તેમ જ કરવા દઈ તે શું શું કરે છે તેની નોંધ લેવા માંડી. ડાયરીનાં પાનાં ......નાં કાર્યો, ક્રિયાઓ ને પળેપળની રહેણીકરણીના બનાવોથી ભરાવા માંડયાં.

......ના તોફાનથી ઘણીવાર ગૃહપતિનો મિજાજ પણ જતો. —ને ધોલધપાટ કરવાનું મન થતું. તેમ કરી તેને દાબી દઈ ઠેકાણે લાવી દેવા મન કહેતું. પણ 'તેમ કરવાથી તે પ્રેમપાશમાં નહિ બંધાય એવા વિચારથી તેઓ રોકાઈ જતા. વળી બીજાઓને હેરાનગતિ થતી એટલે અન્ય શિક્ષકો વગેરે 'આવી બલા ક્યાં વેરી છે? તેને રજા જ આપી દો ને!' એવી સલાહ-સૂચના કરતા છતાં ગૃહપતિ એ બધુંય ગળી જઈ,......ને કરવું હતું તેમ કરવા દેતા.

જ્યારે સૌ ......ને ધૂતકારે, નિંદે ને અવગણના કરે ત્યારે ગૃહપતિ એક હરફે ન ઉચ્ચારે તેથી કુદરતી રીતે ......ને એમ થયું કે મને જ્યારે બધા ધૂતકારે છે, ત્યારે મારી વાત સાંભળનાર એક જણ છે. આઠેક દિવસના ગૃહપતિના મૌન પછી તે એટલો વિચાર કરતો થયો કે મારામાં કંઈક ખામી છે.

પ્રાર્થના પછી એક સાંજે તેને ગૃહપતિએ બોલાવ્યો. તેનાં કાર્યોની નોંધપોથી ગૃહપતિએ ફરીફરીને વાંચી હતી. તેના ઘરે પડોશમાં ગ્રામોફોન રોજ વાગતું તે સાંભળી કેટલાંય ગીતો તેને કંઠે થયેલાં. તે બીજાને સંભળાવવા આતુર હતો પણ કોઈ કહે નહિ કે તું ગા, તેથી તેને ફાવે ત્યાં તે લલકાર્યા કરતો. ગૃહપતિએ રાત્રે તેને ગીતો ગાવા બોલાવેલો. પહેલાં તો તે શરમાયો પણ ગૃહપતિ તેનો વાંસો થાબડીને 'બોલો, જુઓ સાથે આપણે બોલીએ' કહેતાં 'વાલમ આવો વસો મોરે મનમેં!' ચાલ્યું. આસપાસથી વિદ્યાર્થીઓ આવી આવી બેસવા લાગ્યા. પાંચ, પંદર ને પચીસની બેઠક જામી. અને પછી બીજું ગીત ચાલવા માંડયું. સૌએ ગીતોની તારીફ કરી. અઠવાડિયે આવી એક બેઠક કરવાનું ......ને ગૃહપતિએ જણાવ્યું. ત્યારથી જ્યાં ત્યાં ગાવાનું તેણે બંધ કર્યું છે.

ગૃહપતિની નોંધપોથીમાં વઢવાઢ કરવાની બાબતમાં એક પેન્સીલની, એક દાંતિયાની, એક દર્પણની, એક ટુવાલની, એક સાબુની, એક દડાની એમ ફરિયાદો નોંધાઈ હતી. ચિ ......પાસે પૈસા હતા પણ તેણે કોઈ દિવસ વસ્તુઓ જાતે ખરીદેલી ન હતી ને તેના બાપા જોઈએ તે લાવજે' કરી પૈસા આપી ચાલ્યા હતા. પોતાની પાસે વસ્તુઓ નહિ એટલે બીજાની લેવાથી ને ભૂલચાપથી પડી જાય તો ભાંગી જવાથી તકરારો થતી. વિદ્યાર્થી સાથે લઢવાડ થતી, થોડો જબરો એટલે બીજાથી ગાંજયો ન જતો. ગૃહપતિએ આ સ્થિતિનો અભ્યાસ કરી આવતી નજીકની રજાના દિવસે તેને ગામમાં લઈ ગયા. બધી વસ્તુઓ અપાવી, ત્યારથી ચિ...... વઢકણો મટયો. તેની ફરિયાદો ઓછી થઈ ગઈ.

ગૃહપતિએ ચિ ......ને તેના ધોરણની વ્યાયામ-રમતગમતની ટુકડીનો નેતા બનાવ્યો. તાની જવાબદારી...ના મનમાં આવતાં જ એકાએક બીજી સવારે ...થી વહેલાં ઊઠી જવાયું. દાતણ-ાણી, જંગલ, સ્નાન, વગેરેથી પરવારી સીટીની રાહ જોઈ તૈયાર બેઠો. સૌએ ન જોયેલો ફેરફાર ડો. ત્યારથી ચિ......મોડો ઊઠયો એવું કદી સાંભળ્યું નથી.

આમ ધીરેધીરે ચિ.......માં જાદુઈ ફેરફારો થવા લાગ્યા. પોતે પણ હવે અવર્ણનીય સુખ અનુભવવા લાગ્યો. તેને ઘેર જવું હવે પાલવતું નથી. હવે તે નિયમિત, સ્વચ્છ ને શાંત બન્યો છે. પોતાની ઉન્નતિના જ વિચારો કર્યા કરે છે. અભ્યાસમાં કૂદકે ને ભૂસકે આગળ વધી રહ્યો છે.

રજાઓ પડી. ચિ ......ઘેર આવ્યો. હીરાચંદ ને તેમનાં પત્ની લક્ષ્મીબેન પોતાના બાળકના મોં ઉપરથી જ અજબ ફેરફાર જોઈ શકયાં કપડે લત્તે, બોલવા ચાલવામાં તે ખૂબ જ સુધરી ગયો હતો. બન્ને એકસામટાં બોલી ઊઠયાં: "બેટા, તું સુધરી ગયો!"

રતિભાઈ અમીન

▼

[ ૩ ]

## કેટલાંક રેખાચિત્રો

૨

### ટપાલી

વસંતરામ એનું ખરું નામ, પણ એના સહાધ્યાયીઓ એને ટપાલી કહેતા. ભવનની ટપાલ વહેંચવાનું કામ એને માથે હતું; અને એને પણ એનો શોખ હતો એટલા માટે જ કેવળ નહીં. ચતુર વિદ્યાર્થીઓએ એની ખાસિયત પકડી પાડીને એનું નામ 'ટપાલી' રાખેલું અને એને પણ એ નામ પસંદ હતું.

છેક જ સાંજ પડી ગઈ હતી, મુસાફરીનો ક્રમ ગોઠવવા અને ચર્ચવા સૌ વિદ્યાર્થીઓ અને ગૃહપતિ કાર્યાલયમાં એકઠા થયા હતા, જમીન ઉપર નકશાઓ પાથરેલા પડયા હતા, કાગળ ઉપર નામો અને લીટાઓ દોરાયે જતા હતા, એક માર્ગ બંધ કરીને બીજો લેવાના આકારો થયે જતા હતા. બરાબર તે વખતે જ ગૃહપતિની નજર ઘડિયાળ ઉપર પડી. ઘડિયાળમાં સાડાસાત થયા હતા. અંધારું પણ થવા લાગ્યું હતું. ટપાલ આપવાનો સામાન્ય રીતનો સમય સાડા છ વાગ્યાનો હતો, જે મુસાફરી થવાથી હતી તે સંબંધમાં કેટલાક અગત્યના પત્રોની આજની ટપાલમાં આવવાની વકી હતી, ગૃહપતિએ તુરત જ મંડળના મંત્રીને ઉદ્દેશીને પૂછ્યું:

ગૃહ૦—તમે જરા તપાસ તો કરો કે ટપાલ કયાં પડી છે ?

મંત્રી—હજી સુધી મેં ટપાલીને જોયો જ નથી.

એક વિદ્યાર્થી—અરે, એ તો કોઈને ન જુએ તો પેલી પેટીમાં બધી ટપાલ નાખી જાય છે. ત્યાં જરા તપાસ કરાવોને!

બીજો વિદ્યાર્થી—એમાં તપાસ કરવાની શી જરૂર છે ? આ રહ્યો ટપાલી. એને જ પૂછોને.

વસંતરામ—અરે સાહેબ, આજે ટપાલ શાની આવે. આજે તો રવિવાર છે. આજની ટપાલ અત્યારે નહીં આવવાની.

ગૃહ૦—અરે, એ તો ભૂલાઈ જવાયું,......અને ગૃહપતિ હસી પડયા સાથે થોડા વિદ્યાર્થીઓ પણ હસ્યા

વસંતરામ તો ગંભીર જ હતા!

*

એક વિદ્યાર્થીની માંદગી જરા ગંભીર સ્વરૂપ પકડે તેમ જણાયું હતું તેથી તેની પથારી પાસે સતત બેસી રહેવા સારુ વિદ્યાર્થીઓના વારા ગોઠવાયા હતા. ડાકટર હમણાં જ આવી ગયેલા અને દરદીને દવા પાવાની તૈયારી કરવાની હતી. ગૃહપતિ માંદાના માથા ઉપર હાથ ફેરવતા બેઠા હતા. વિદ્યાર્થીઓને જમવાનો વખત થયેલો હોવાથી વારા નવા બદલાતા હતા. બે વિદ્યાર્થીઓને ગૃહપતિએ જમવા મોકલ્યા અને નવા બેની રાહ જોતા પોતે બેઠા હતા. નવા વિદ્યાર્થીઓ આવે એટલે દરદીને દવા પાઈ પોતે જશે તેમ ઇરાદો હતો થોડી જ વારમાં મગનભાઈ આવ્યા.

ગૃહ૦—કેમ કંઈ મોડું થયું ?

મગન૦—ના જી, જમવા તો વખતસર બેસી ગયો હતો પરંતુ થાળી પીરસાઈ ગઈ છતાં 'ટપાલી' આવેજ નહીં તેથી તેની રાહ જોવામાં થોડી મિનિટ મોડું થયું. ચાલો, હવે દવા પાઈશું?

ગૃહ૦—વસંતરામને આવવા દો, એ કેમ મોડા થયા છે? કયાં રોકાયા?

મગન૦—ખબર જ નથી, મેં તો ખૂબ રાહ જોઈ પણ એ તો આવ્યોજ નહિ, કયાં ગયો છે તે પણ ખબર નથી. કયાંક કોઈની ચિઠ્ઠી ચપાટી આપવા ગયો હશે. ચાલો આપણે તો દવા પાઈ લઈએ.

ગૃહ૦—હા, તો તો દવા માટે રાહ જોવી નકામી છે. એ આવશે ત્યાં સુધી હું તમારી સાથે રહીશ.

બેઉ માંદા વિદ્યાર્થીને દવા પાય છે. દવા પાઈને બગડેલા ઓછાડને બદલવા ગૃહપતિ તથા મગનભાઈ તૈયારી કરે છે. તેમ જ વખતે વસંતરામ દવાખાનામાં પગ મૂકે છે.

વસંત૦—સાહેબ, માફ કરજો. જરા મોડું થઈ ગયું. આ આપના પત્રો અને મગનભાઈ, આ તમારો કાગળ.

ગૃહ૦—પણ તમે આટલા બધા મોડા કેમ? જમ્યા કે નહીં?

વસંત૦—નાજી. આજે જમવાનો વખત જ ન રહ્યો. જમવા જાઉં તો અહીં આવવાનું મોડું થઈ જાય એટલે હવે બાર વાગે જમીશ.

મગન૦—પણ જમવા ટાણે જ કયાં પધાર્યા હતા, ટપાલી સાહેબ!

વસંત૦—બસ, એ જ કામ માટે. આજે ટપાલ જરા વહેલી આવી તેથી મને થયું કે લાવને હમણાં જ વહેંચી કાઢું અને કાગળો ઘણાના હતા તે જરા મોડું થયું.

ગૃહ૦—પણ એ તો તમે જમીને પણ વહેંચી શકયા હોત.

વસંત૦—ના, વિદ્યાર્થીઓ ખૂબ ઉતાવળા થાય છે. અમે લોકો ટપાલની કેવી આતુરતાથી રાહ જોતા હોઈએ છીએ એની ખબર આપને ન હોય. જરા પણ મોડું થાય તો મન ભારે અધીરું થઈ જાય છે.

ગૃહ૦—ત્યારે તમે ખરા 'ટપાલી'

મગન૦—તે ખરા છે જ ને?!

વસંતરામ તો ગંભીર જ હતા. અત્યારે તો જાણે કે પોતાની જાતને ધન્ય માનતા હોય તેવા જણાતા હતા.

×

નિવાસગૃહમાં અત્યારે સાત વિદ્યાર્થીઓ બેઠા હતા. વાતાવરણ ખૂબ ગંભીર અને ભારે જણાતું હતુ. સાતેના મોં ઉપર ગમગીની અને ગંભીરતા છવાયાં હતાં. કંઈક અસાધારણ બન્યું હતું અથવા તો બનવાનું હતું એમ લાગ્યા વિના ન રહે. થોડીવાર થઈ અને વસંત દેખાયો.

એક વિદ્યાર્થી—'ટપાલી' આવ્યો તો ખરો.

બીજો—કયાં છે? આજે મારો પત્ર આવવો જ જોઈએ. તેમાં મારે માટે છેવટનો એક નિર્ણય આવવાનો છે.

ત્રીજો—અરે, આ તો આપણો ટપાલી !

વાતાવરણ જરા હળવું થયું. વસંતરાયે નિવાસગૃહમાં પગ મૂકયો. મુખી જેવા દેખાતા એક વિદ્યાર્થીના હાથમાં તેણે થોડા કાગળો મૂકયા. થોડીવાર તદ્દન શાંતિ છવાઈ રહી.

મુખ્ય વિદ્યાર્થી—ત્રણેય જણાએ પોતપોતાના વિચારો આ પત્રોમાં જણાવ્યા છે. બે સાથે તો આપણે કદાચ સંગત થઈ શકશું પણ પોપટની શરતો સ્વીકારાય તેમ નથી. સમાધાન થવું શકય નથી.

એક વિદ્યાર્થી—લાવો, એનો પત્ર વાંચીએ. એમ છેક નિરાશ શા માટે થઈએ ? હજી પણ તેને જવાબ લખો અને જુઓ કે તે મચક આપે છે કે નહિ ?

બધાં ભેગા મળી પોપટનો પત્ર વાંચે છે અને પછી તેના જવાબનો મુસદ્દો ઘડે છે. દરમિયાન વસંતરાય તો તટસ્થ ભાવે શાંત બેસી રહે છે. તેને જવાબ સુપરત કરવામાં આવે છે ત્યારે કાગળ લઈ ચુપચાપ ચાલ્યો જાય છે.

છાત્રાલયમાં આજે બે દિવસથી પક્ષાપક્ષી થઈ છે, અને હવે તો બે પક્ષો સામસામાં થઈ રહ્યા છે. સમાધાન કરવાના પ્રયત્નો તટસ્થ વિદ્યાર્થીઓ કરી રહ્યા છે; પણ હજી કશું સમાધાન થયું જણાતું નથી. જવાબદાર મોટા વિદ્યાર્થીઓએ ગૃહપતિને જાણીજોઈને પૂરી વાત કરી નથી પણ છૂટકો નથી તેવા વિચારો ચાલી રહ્યા છે. શું થશે તેના અનુમાનો પેલા સાને જણ કરી રહ્યા છે. વસંતની કાગને ડોળે રાહ જોવાય છે. ત્યાં તો ગૃહપતિ આવે છે.

ગૃહ૦—(આસપાસ જોઈને) વાતાવરણ આટલું ગંભીર કેમ છે ?

મોટો વિદ્યાર્થી—કંઈ નહીં. એ તો સહજ; અમે બધા 'ટપાલી'ની રાહ જોઈએ છીએ.

ગૃહ૦—ટપાલ તો આવી ગઈ.

એક વિદ્યાર્થી—ટપાલ નહિ સાહેબ, ટપાલીની.

બીજો વિદ્યાર્થી—પેલા વસંતની, સાહેબ.

ગૃહ૦—હા, હા સમજ્યો. પણ મામલો શો છે ?

બીજો વિદ્યાર્થી—અમારો ઇરાદો તો આપને આમાં પાડવાનો હતો જ નહીં. અમે જ આ બધું અમારી જાતે ફોડી લેત. પણ હવે આપ આવો ચડયા છો તો સાંભળો.

ગૃહપતિ પાસે બધી હકીકત રજૂ થાય છે. ગૃહપતિ સાંભળતાં સાંભળતાં જ તેનો ઊકેલ કેવી રીતે લાવવો તેના વિચારો સેવી રહ્યા હોય તેમ તેની મુખમુદ્રા ઉપરથી દેખાય છે. જે વખતે વાત પૂરી થવા આવે છે તે જ વખતે વસંતરામ આવે છે. બધા જ એકીસાથે બોલી ઊઠે છેઃ આ ટપાલી આવ્યો. ઉપરથી તો જણાય છે કે કંઈક સારા સમાચાર છે. 'કોણ ટપાલી ?' ગૃહપતિએ વસંતની સામે જોયું અને હસ્યા.

વસંત તો ધીર ગંભીર ભાવે ચાલ્યો આવતો હતો.

ગૃહપતિઓને પોતાનાં છાત્રાલયોમાં આવા ટપાલીઓ પણ જોવા મળતા હશે.

**• હરભાઈ ત્રિવેદી •**



મુદ્રક • ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ 'લોકવાણી' મુદ્રણમંદિર • ચૌટાપૂલ સુરત
પ્રકાશક • ચન્દ્રવદન ચૂનીલાલ શાહ • દેસાઈપોળ • સુરત



વર્ષ ૪ થું · · ઑક્ટોબર ૧૯૩૮ · અંક ૩ જો

માધ્યમિક શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓ હાથકામ કરવાના અખાડા કરતા હોય છે એવી આપણી શિક્ષકોની ફરિયાદ છે. શા માટે તેમ બને છે તેનો વિચાર શિક્ષકો માટે તેથી અનિવાર્ય ગણાય.

સર્જનાત્મક પ્રવૃત્તિઓમાં નાની ઉંમરનાં બાળકોને ભારે રસ હોય છે. જો સર્જનાત્મક પ્રવૃત્તિ તેમને આપવામાં આવે નહિ તો તેઓ પોતાની શક્તિ ખંડનાત્મક પ્રવૃત્તિ તરફ વાળવા લાગે છે. પ્રાથમિક શાળામાં ભણતા બાળકને આવી સર્જનાત્મક પ્રવૃત્તિઓ નથી મળતી હોતી એના પરિણામે તેઓ ખંડન તરફ ઢળે છે અને સર્જનનો વિરોધ કરે છે. એવા વિરોધની પાછળ સાચી રીતે કહીએ તો સર્જનાત્મક પ્રવૃત્તિઓ માટેની ભૂખ અને એવી પ્રવૃત્તિઓ નથી મળતી તે સંબંધેની ફરિયાદ રહેલી છે. એ વિરોધ તો સર્જન માટેનો આક્રંદ હોય છે.

બાળક મોટું થઈને માધ્યમિક શિક્ષણ લેતું થાય છે ત્યારે એના બાળપણના આક્રંદની અવગણના કરનાર મોટેરાંઓની બરાબરી કરવાના વિચાર તરફ એ ઢળવા લાગે છે. એને સમજાય છે કે બુદ્ધિને જેટલી વધારે વિકસાવીશું અને હકીકતોનું જેટલું વધારે જ્ઞાન મેળવીશું તેટલા જલદી વડિલો જેવા આપણે ગણાઈશું. આ મનોવૃત્તિમાંથી બુદ્ધિના વિષયો તરફનું તેમનું આકર્ષણ જન્મે છે. પછી તો હાથકારીગરી કે નાનકડા ઉદ્યોગો તરફ અરુચિ પેદા થાય છે. આ એનું બીજું કારણ છે.

માધ્યમિક શાળાઓમાં હાથકામનું મહત્ત્વ સ્થાપવા માટે પહેલાં આપણે પ્રાથમિક શાળાના અભ્યાસક્રમ તરફ વળવું જોઈશે. અને બીજું બુદ્ધિના શિક્ષણને વ્યવહારમાં અપાતા મહત્ત્વને ઘટાડવા તરફ વળવું જોઈશે.

# આપણે શું સાધી શકીએ ?

રા. હરભાઈ ત્રિવેદી

જ્યારે જ્યારે માધ્યમિક શાળામાં શિક્ષકસમુદાયને મળવાનું બને છે ત્યારે ત્યારે આપણા રોજના કામકાજ સંબંધે અનેક પ્રકારની મુશ્કેલીઓ રજૂ કરવામાં આવે છે. વાત પણ સાચી છે. આપણી મર્યાદાઓ ઘણી છે. કામ કરવાની આડે આવનાર બંધનો પણ ઘણાં છે. આમ છતાંયે એવી મર્યાદાઓ વચ્ચે અને એવાં બંધનો વચ્ચે પણ આપણે થોડીએક વસ્તુઓ આપણી પોતાની ખંતથી સાધી શકીએ તેમ છીએ. અભ્યાસક્રમના બંધનને એમને એમ રહેવા દઈને શાળાના સમયપત્રકને સ્પર્શ્યા વિના જે થોડું ઘણું આપણે સાધી શકીએ તેનો વિચાર કરવો આવશ્યક છે.

શિક્ષણશાસ્ત્રની ઘણી વિચારણાઓ આજે ચાલી રહી છે. અધ્યાપનમંદિરોદ્વારા અવનવીન શિક્ષણપદ્ધતિઓનો અભ્યાસ શિક્ષકોને કરાવવામાં આવે છે. અભ્યાસકાળ દરમિયાન શિક્ષક પોતાના ભાવિ કામનાં નાનાંમોટાં સુંદર સ્વપ્નો પણ રચે છે. પરંતુ અભ્યાસ પૂરો કરીને સાક્ષાત કામ ઉપર શિક્ષક બેસે છે ત્યારે એની મુશ્કેલીઓ શરૂ થાય છે. વરસને આખરે અભ્યાસક્રમ પૂરો કરવો જ જોઈએ એ નગ્ન હકીકત એની પાસે ઊભી હોય છે. માસિક અને છમાસિક પરીક્ષાઓનો ભૂત એને હંમેશ કનડતો હોય છે. નિરીક્ષણની તલવાર તો કાયમ ઝઝૂમતી હોય જ. આ બધી તકલીફો કરતાં સૌથી મોટી તકલીફ તો એ છે કે એની આસપાસની દુનિયામાંથી એને કશી જ સહાનુભૂતિ કે પ્રોત્સાહન મળતાં નથી. ચીલામાં પડેલા શિક્ષકો અને પોતાની જાતને અનુભવી કહેવડાવતા જૂના વિચારના સહકાર્યકર્તાઓ વાતવાતમાં એને નિરુત્સાહ કરી મૂકે છે. કોઈ પણ નવી પદ્ધતિનો વિચાર વાતવાતમાં રજૂ કરે તે વખતે એવા નવા આવેલા શિક્ષકની મશ્કરી કરવામાં પણ કેટલાકો પાછા પડતા નથી. એની આસપાસનું વાતાવરણ સંકુચિત અને વારે વારે એને પાછો પાડનારું હોય છે. આ મુશ્કેલીની સાથે જ બીજી પણ એવડી જ મુશ્કેલી એની પાસે પડી હોય છે. એની આગળ ભણનારા વિદ્યાર્થીઓ લાંબા કાળથી એક જ ચીલે ચાલતા હોય છે તેથી તેમને પણ આ નવી વસ્તુ રૂચતી નથી. વ્યાખ્યાનપદ્ધતિથી શિખવવાની ચાલી આવતી રૂઢિ વિદ્યાર્થીઓને પણ પસંદ પડે છે. કોઈકે ચાવી આપેલું ગળે ઉતારવાની તેમને આદત પડી ગઈ હોય છે. એ ચીલાથી જુદો ચીલો મળતા તેઓ બૂમ પાડી ઊઠે છે. તેમને પણ એમ જ લાગે છે કે અભ્યાસની ઘણી વસ્તુઓ શિક્ષકે જ તૈયાર કરી આપવાની જરૂર છે.

આવી બધી મુશ્કેલીઓ વચ્ચે શિક્ષકને કામ કરવાનું હોય ત્યારે પણ પોતાનું કામ પાર પાડવા માટે ધારે તો પોતે ઘણું કરી શકે. શિક્ષણની નવી વિચારણા સાથે પોતાના વર્ગમાં કામ કરવા બેઠા પછી બીજી બધી મર્યાદાઓને સ્વીકારી લેવી અને પોતાના સહાધ્યાયીઓની હાંસીને ગળી જતાં શીખી લેવું એ નૂતન વિચારના શિક્ષક માટે ઘણું જરૂરી છે. જૂનવાણી કુંડાળા વચ્ચે નવીન તત્ત્વ પડે ત્યારે કુંડાળામાં પડેલા માણસોને ઘડીભર આઘાત થયા વિના રહે નહિ. એ આઘાતની પ્રતિક્રિયારૂપે ધડાકો કરનાર તરફ સૌ કોઈ ઈર્ષ્યા અને ક્રોધથી જુએ પણ ખરા. પરંતુ સાચો શિક્ષક એ બધી વસ્તુઓને સહી લે, પોતાના વિચારોને વળગી રહે અને પોતાનું ધાર્યું કરવા તરફ પ્રયત્નશીલ રહે.

જે વર્ગમાં શિક્ષકને કામ કરવાનું હોય છે તે વર્ગમાં આપણે જોયું તેમ વ્યાખ્યાન પદ્ધતિથી કામ કરવાનું પરંપરાગત ચાલ્યું આવતું હોય છે. પદ્ધતિનો એકાએક ફેરફાર કદાચ અભ્યાસક્રમની આડે આવે અને કદાચ નિરીક્ષકને ન રુચે એમ પણ બને એટલા માટે જ જે શિક્ષકને નવી પદ્ધતિદ્વારા વધારે સંગીન કામ સાધવું હોય તેણે ધીમી છતાં મક્કમ ગતિએ ચાલવું ઘટે. વર્ગ શિક્ષણની અંદર આવો એક રૂચિકર ફેરફાર એ પ્રશ્નોત્તરપદ્ધતિ કહી શકાય. શિક્ષક ભલે વ્યાખ્યાન કરતો રહે પરંતુ નિષ્ક્રિય બેસી રહેલા ટેવાયેલા વિદ્યાર્થીને અવારનવાર પ્રશ્નો પૂછીને જાગ્રત કરતો રહે એ ખૂબ જરૂરનું છે. આજકાલ આ પદ્ધતિનો પ્રયોગ પ્રચલિત થવા લાગ્યો છે ખરો. પરંતુ પ્રગતિશીલ શિક્ષકે આટલેથી જ નહિ અટકતા આગળ પગલાં માંડવાની જરૂર રહે છે. કેવળ વ્યાખ્યાનમાંથી વિદ્યાર્થીઓને પ્રશ્નો પૂછવા સુધી જનાર શિક્ષકે પછીથી વિદ્યાર્થી પોતાને પ્રશ્ન પૂછે તે તરફ એમને લઈ જવા જોઈએ શિખવાય તેટલું જ માત્ર સાંભળ્યા કરે તેવી પરાધીન અવસ્થામાંથી વિદ્યાર્થીઓને બહાર કાઢવા હોય તો તેમને અભ્યાસ તરફ વાળવાની જરૂર રહે છે. વર્ગશિક્ષણ વખતે વિદ્યાર્થીને પ્રશ્ન પૂછવાથી તેની સમજણની કસોટી થાય છે અને તેના જ્ઞાનનું તેને પોતાને ભાન કરાવાય છે. પરંતુ જે ઘડીએ વિદ્યાર્થી શિક્ષકને પ્રશ્ન પૂછતો થઈ જાય તે ઘડીએ વિદ્યાર્થીમાં સાચી જિજ્ઞાસાનાં બીજ રોપાય છે અને એને વિચારશીલતાને પંથે પડાવાય છે. શિક્ષણપદ્ધતિઓને ઉત્તરોત્તર લાભદાયી બનાવવામાં વર્ગશિક્ષણના આવા ફેરફારો ખૂબ આવશ્યક છે. નૂતન વિચારનો શિક્ષક આ રીતે કામ કરતો થઈ જાય તો પછી થોડા જ વખતમાં વિદ્યાર્થીઓની મનોદશામાં પણ ફેરફાર થઈ જશે અને અભ્યાસમાં પરાવલંબન છોડીને સ્વાવલંબન તરફ ઢળતા થશે.

માનસશાસ્ત્રનો વિચાર આજે તો વાતાવરણમાં ખૂબ ઊડે છે. બાલમાનસનો અભ્યાસ દરેક શિક્ષક માટે અનિવાર્ય છે તેમ પણ હવે સ્વીકારાયું છે. આમ છતાંયે લેખકને પોતાની શિક્ષકો સાથેની અનેક મુલાકાતો દરમિયાન એકનો એક પ્રશ્ન પુછાયા કરે છે કે વિદ્યાર્થીના માનસનો અભ્યાસ વર્ગશિક્ષણમાં કેવી રીતે કામમાં લેવો. સામુદાયિક ધોરણ ઉપર ચાલતી મોટી મોટી શાળાઓમાં આ એક મૂંઝવણનો પ્રશ્ન છે તે વાત પણ સાચી. આમ છતાંયે માનસવિજ્ઞાનની દિશામાં આપણે થોડુંએક જરૂર સાધી શકીએ છીએ એ પણ જોઈએ.

સાધારણ રીતે સમધારણ બાળકોની સંખ્યા વર્ગમાં મોટા પ્રમાણમાં હોય છે. સમધારણ મન જુદા જુદા પ્રસંગોએ કેવી કેવી ક્રિયાઓ કરે અને પ્રતિક્રિયાઓ બતાવે તેનું શાસ્ત્ર સર્વ સામાન્ય ઉપયોગ માટે નિશ્ચિત થએલું છે. તે શાસ્ત્રનો પરિચય દરેક શિક્ષકને હોવો જોઈએ. પોતાના વર્ગના દરેક બાળક સાથે વ્યવહાર કરતી વખતે આ શાસ્ત્રના નિયમ પ્રમાણે ચાલવાનું ધોરણ શિક્ષકે અખત્યાર કરવું ઘટે. જેમ કોઈ પણ યંત્ર ચલાવતી વખતે એ યંત્ર ચલાવવાના શાસ્ત્રનું જ્ઞાન અને તે પ્રમાણેનો વ્યવહાર આવશ્યક હોય છે તેવી જ રીતે મનોયંત્રનું જરૂરી જ્ઞાન અને તે પ્રમાણેનો શાસ્ત્રીય વ્યવહાર દરેક શિક્ષક માટે જરૂરનો છે. વર્ગમાં શિક્ષણનો પ્રશ્ન ઊભો થાય કે શિસ્ત અને વ્યવસ્થાનો પ્રશ્ન ઊભો થાય એવા હરકોઈ પ્રસંગે એનો નિકાલ ગમે તેવી રીતે શિક્ષક નહિ કરી શકે. શિક્ષક પાસે પોતાનું ચોક્કસ વિજ્ઞાન છે અને તે પ્રમાણે જ તેનો વ્યવહાર હોય. આ પ્રમાણે સમધારણ બાળકો સાથે પોતાનો વ્યવહાર કરવાથી અવૈજ્ઞાનિક પદ્ધતિથી થતા વ્યવહારના પરિણામરૂપ તમામ મુશ્કેલીઓનો અંત તો સહેલાઈથી આવી જશે.

વર્ગમાં વિષમધારણ અને અલ્પધારણ બાળકો આવવાનો પણ પૂરો સંભવ હોય છે. આવાં બાળકો તરફ આજનો આપણો વ્યવહાર બદલાઈ જવો જોઈએ. શિક્ષકે કાં તો તેવાં બાળકોનો

પ્રશ્ન હાથ ધરવો નહિ, અને ધરવો પડે તેમ જ હોય તો એવાં બાળકો સંબંધેનું મનોવિજ્ઞાન પણ થોડુંઘણું જાણી લેવું ઘટે. શિક્ષક પાસે એવા વિજ્ઞાનના નિષ્ણાત બનવા જેટલો વખત નથી હોતો તેમ માની લઈએ તોય થોડુંએક પ્રાથમિક વિજ્ઞાનનું કામ હાથ ધરવામાં આવે એટલે તે વિષયનો નિષ્ણાતને પાછળથી ઘણું મદદરૂપ થઈ પડે. આવા પ્રાથમિક કામનો થોડોએક ઉલ્લેખ અહીં કરું. વર્ગના અલ્પધારણ કે વિષમધારણ વિદ્યાર્થીના રોજ રોજના વર્તાવની શિક્ષક નોંધ રાખે. એ શું ભણે છે અને નથી ભણતો, ક્યારે ભણે છે, કઈ જાતનાં તોફાન કરે છે, સમાજ ન સહન કરી શકે તેવી વિષમતાઓ એનામાં કઈકઈ છે, બીજા વિદ્યાર્થીઓ સાથેનો એનો વર્તાવ કેવો છે, આવા શાળાજીવનના અનેક પ્રશ્નોની શિક્ષક ઝીણવટથી નોંધ રાખે. આ ઉપરાંત તેના બાળકના માતાપિતા પાસેથી શકય હોય તેટલો બચપણનો ઇતિહાસ મેળવે, પોતાની રાખેલી નોંધમાંથી શિક્ષકને પોતે કલ્પ્યા નહિ હોય તેવાં અવનવીન તત્ત્વો જાણવા મળશે. શિક્ષક સમજી શકશે કે જે પ્રકારની મનોદશા એ બાળકની છે તે મનોદશાને અસંગત નહિ તેવું એનું વર્તન હોય છે. સામાન્ય સમાજમાં એનું વર્તન બંધ બેસતું નથી થતું હોતું તેથી ઉપલક દૃષ્ટિએ એ અસંગત જણાય તો પણ વધારે ઊંડાણથી તપાસ કરતાં તેમા સંગતિ દેખાશે. માબાપ જે ઇતિહાસ પૂરો પાડે તે ઇતિહાસમાંથી શિક્ષકના અભ્યાસમાં ખૂટતી ઘણીયે સાંકળો તેને મળી આવશે. આટલી વસ્તુ એની પાસે મળી જાય એટલે પછી શિક્ષકનું કામ શાસ્ત્રીય અને સરળ થઈ જવાનું છે. આપણા કામમાં આપણને રસ મળે, બાળકોનો વિકાસ એ આપણો શોખનો વિષય હોય અને આપણા પોતાના ધંધાની પ્રગતિ એ આપણી ચિંતા હોય, તો કોઈ પણ શિક્ષક માટે આટલું કામ વધારે પડતું નથી.

વર્ગના અને શાળાના અનેક પ્રશ્નોનો નિકાલ કોઈ પણ એક પ્રકારની સજા કરવાની નીતિથી લાવવાનો પ્રયત્ન આજદિન સુધી કરવામાં આવે છે. આ નીતિમાં ફેરફાર કરવાના દિવસો પણ જરૂર આવી લાગ્યા છે. આ વિષય પરત્વે આ લેખકને એક પ્રશ્ન અચૂકપણે પુછાયા કરે છે. વિદ્યાર્થીઓ ભણતા ન હોય અથવા તો તોફાનમસ્તી કરતા હોય એવા પ્રસંગોએ શાળાની વ્યવસ્થા અને શિસ્ત ખાતર તેને નાની યા મોટી સજા ન કરવી તો શું કરવું. વાંચનાર સમજી શકશે કે આ પ્રશ્નના ગર્ભમાં જ સજા કરવાની નીતિ ઉપર ઊંડે ઊંડે પણ ભરોસો રહેલો છે. કોઈ ઉપાય હાથ ન લાગે ત્યારે સજાના ઉપાયને તો જરૂર હાથ ધરવો તેવી માન્યતા એમાંથી ફલિત થાય છે. આજના અને આવતી કાલના શિક્ષકે આ માન્યતા હવે છોડી દેવી ઘટે છે. શિક્ષણના અથવા તો શિસ્ત કે વ્યવસ્થાના કોઈ પણ પ્રશ્નનો નિકાલ કોઈ પણ પ્રકારની સજાથી આવી શકવાનો જ નથી એ જાતની માન્યતા શાસ્ત્રીય પ્રયોગો પછી ઊભી થયેલી છે તેવો વિશ્વાસ દરેક શિક્ષકના મનમાં હવે બેસવો ઘટે છે. પ્રશ્નોના નિકાલ માટે સજાની અપેક્ષાએ બીજો કોઈ ઉપાય ન હોવો જોઈએ. સજા એ એક ઉપાય છે એ ખ્યાલને મનમાંથી દૂર કર્યા પછી આપણા દરેક પ્રશ્નના નિકાલોનો વિચાર થવો ઘટે છે. આ જાતની મનોવૃત્તિથી શરૂ થઈશું તો જ આપણા અનેક પ્રશ્નોના ઊકેલના ઉપાયો આપણને હાથ લાગવાના છે.

વાંચનાર શિક્ષક જોઈ શકશે કે આપણી અનેક મર્યાદાઓ વચ્ચે અને પાર વિનાની મુશ્કેલીઓ વચ્ચે આપણી સાચી દાનતના કારણે આપણે ઘણું સાધી શકીએ તેમ છીએ. શિક્ષણપદ્ધતિનો ફેરફાર સહેલો છે. માનસવિજ્ઞાનનો અભ્યાસ તેટલો જ સહેલો છે અને આપણા અનેક પ્રશ્નોના નિકાલ માટે સજાનો આશરો છોડવો પણ મુશ્કેલ નથી. આટલું કાર્ય સાધવા માટે આપણી પાસે જે શક્તિઓ છે તેનો ઉપયોગ કરવો જોઈશે અને તેવા કામ માટેની વૃત્તિ કેળવવી પડશે. શિક્ષણદ્વારા યત્ કિંચિત પણ સેવા કરી જવાના કોડ ધરાવનાર શિક્ષક માટે આટલું કામ વધારે પડતું ન ગણાય.

❁

# કલાપ્રદર્શન*

રા. ઉમેદભાઈ પટેલ

### કલાનું સ્વરૂપ

કલા એટલે માનવીના આત્માની લાગણીઓના, ઊર્મિઓના આક્રોશોના આવિર્ભાવનું મૂર્ત-સ્વરૂપ. મનુષ્યના હૃદયની, આત્માની એ ઊર્મિઓ, લાગણીઓ, કવિતા, સંગીત, નાટ્ય, શિલ્પ, ચિત્ર ઇત્યાદિ લલિતકળાઓમાં પ્રગટ થાય છે, ઊંચા પ્રકારની એ લાગણીઓ મનુષ્યજીવનની આધ્યાત્મિકતા, પ્રસન્નતા, ઉર્મિલતા અને મંથનમાંથી જન્મે છે. ભૌતિક આનંદને દૂર કરી મનુષ્ય જ્યારે માનસિક આનંદને અનુભવે છે ત્યારે એ ઊર્મિઓ કલારૂપે પ્રકટ થાય છે. મનુષ્યના ઉચ્ચ જીવનની એ લાગણીઓ, પ્રેરણાઓ કલાવિધાનરૂપે અમર રહે છે. માનવજીવનના ભૌતિક અંશનો વિનાશ થાય છે, પણ એની ભાવનાની અમરતા કલામાં મૂર્તિમંત થઈ અમર બને છે. પ્રજાઓ, સામ્રાજ્યો અને અનેક રાષ્ટ્રો કાળના અતલ વિશાળ સિન્ધુમાં વિલીન થયાં છે, પણ તેની સંસ્કૃતિ, તેની કલા, તેની ભાવના હજી જીવંત છે-અમર છે. કવિની ભારતી, ચિત્રકારની પીંછી, શિલ્પકારનું ટાંકણું એ બધાં અજર અને અમર છે.

### માનવજીવન અને કલા

બાળકો એ શક્તિના ખજાનારૂપ છે. બાળકોમાં અનેક ગૂઢ શક્તિઓ સુષુપ્ત છે. એ નિગૂઢ શક્તિઓ પ્રગટ થવા મથે છે. યોગ્ય વાતાવરણ મળતાં બાળકોની એ નિગૂઢ શક્તિઓ વિકાસ પામે છે. બાળકોની એ વિકાસક્રિયાને પોષણ મળે એ માટે તેમને શિક્ષણ આપવામાં આવે છે. કેળવણીનો હેતુ બાળકોની શક્તિઓને કુદરતી અને સરળ રીતે વિકાસવવી તે છે. તેની શક્તિઓના વિકાસ માટે યોગ્ય વાતાવરણ ઊભું કરવું અને યોગ્ય માર્ગદર્શન કરવું એ જ શિક્ષણનો હેતુ છે.

બાળક કેવળ પોતાની જાતે વિકાસ કરવાને માટે પ્રયત્ન કરે તો કદાચ પ્રાથમિક દશાને પણ પહોંચી શકે કે કેમ તે શંકાશીલ છે. શિક્ષણપદ્ધતિએ અત્યાર સુધી જે શોધ કરી છે, ચિંતન કરી, પ્રયોગ કરી અનુભવ મેળવેલો છે, જે રીતિઓ અને પદ્ધતિઓ શોધી કાઢી છે તે બધાનો ઉપયોગ કરવાથી બાળકનો વિકાસ ઝડપી બને છે.

પ્રત્યેક બાળકની અંદર સર્જનશક્તિ રહેલી છે. બાળકોનું સર્જનશીલ મન સર્જનાત્મક પ્રવૃત્તિઓ માગે છે. કેવળ બૌદ્ધિક શિક્ષણ એકાંગી છે. કળા અને ઉદ્યોગોનું શિક્ષણ તેની માનસિક, બૌદ્ધિક અને વ્યાવહારિક સર્જનશીલતાને પોષે છે અને પરિણામે જીવનને સર્વાંગસુંદર બનાવે છે.

### કલાપ્રદર્શનનો હેતુ

લગભગ દરેક શાળામાં બાળકોની સર્જનશક્તિને વેગ મળે, તેનામાં રહેલી સર્જનાત્મક ક્રિયાત્મક શક્તિઓનો વિકાસ થાય, હાથ, પગ, નાક, આંખ, ઇત્યાદિ કર્મેન્દ્રિયોનો સુયોગ્ય અને સંવાદી વિકાસ થાય અને એ રીતે મન, બુદ્ધિ, સર્જનશક્તિ, પ્રતિભા, વગેરે જ્ઞાનેંદ્રિયોનો સુયોગ સધાય, સંવાદ સધાય તે માટે કેટલાક ઇતર વિષયો શિખવાય છે. ચિત્રકળા, સ્લોઈડ વર્ક, બાગાયત, ઉદ્યોગો, સંગીત, વગેરે ઉદ્યોગો અને કળાદ્વારા બાળકો પોતાની સર્જનશક્તિનો વિકાસ સાધે છે.

---

* સર્વ વિદ્યાલય હાઇસ્કૂલના (કડી) કલાપ્રદર્શનને અંગે કરેલું નિવેદન

કલાનું શિક્ષણ આપવામાં એક ધ્યેય રાખવામાં આવે છે. બૌદ્ધિક શિક્ષણ માત્ર ગોખણીયું જ ન રહે, પણ બાળકો અવલોકન, નિરીક્ષણ, કરી કોઈ પણ વસ્તુ કે પદાર્થનો મર્મ સમજતાં થાય, જુદી જુદી વસ્તુઓનું નિરીક્ષણ કરી તેમની તુલના કરી તે બધાં વચ્ચેનો ભેદ પારખતાં થાય, તેમજ તે બધાંના ભેદને પારખી તેમનું વર્ગીકરણ કરી તેમનું પૃથક્કરણ તેમ જ એકીકરણ કરતાં શીખે. તેમ કરવામાં તેમની કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોને ખીલવતાં જાય. કલાના શિક્ષણથી બાળકોનાં બુદ્ધિ, અવલોકન, નિરીક્ષણ, તુલના, તર્કશક્તિ, એકીકરણ, વર્ગીકરણ, વ્યવસ્થા, સ્વાશ્રય અને પૃથક્કરણ કરવાની અનેકવિધ શક્તિઓ ખીલે છે. આ પ્રકારની શક્તિઓની ખીલવણીથી એ કાળાંતરે ચિંતનશીલ બને છે તેથી કોઈ કોઈ વાર તેનામાં રહેલી દિવ્ય, મૌલિક પ્રતિભા પ્રગટ થાય છે.

વિદ્યાલયનું કલાપ્રદર્શન ભરવામાં ઉપરનો હેતુ દૃષ્ટિ સમીપ રાખવામાં આવ્યો છે. આ કલાપ્રદર્શનની મહત્તા તેની શિક્ષણવિષયક દૃષ્ટિમાં રહેલી છે. બાળકોમાં રહેલી નિગૂઢ શક્તિઓ, ભાવનાઓ, ઊર્મિઓ જે પ્રગટ થવાને મથે તેને બાળકની શક્તિની મર્યાદામાં રહી પ્રગટ થવા દેવું એ કલાપ્રદર્શનનો હેતુ છે. બાળકોની સર્જનશક્તિને વેગ મળે; તેનાં અવલોકન, નિરીક્ષણ, તુલનાશક્તિ ખીલે; રેખા, રંગની મિલાવટ, સપ્રમાણતાનું ભાન તેનામાં જાગૃત થાય, વસ્તુઓ તથા પદાર્થમાં તેમ જ ચિત્રોને સૌંદર્યના અંશોને એ નિરખવાને પ્રયત્ન કરે અને એ રીતે બાળકો પોતાની ઊર્મિઓને વ્યક્ત કરે એ કલાપ્રદર્શનનો હેતુ છે.

ટૂંકમાં બાળકોની સર્જનશક્તિનો વિકાસ થાય એ કેળવણીની દૃષ્ટિને જ પ્રધાનસ્થાને રાખવામાં આવી છે.

## પ્રૉજેક્ટપદ્ધતિ

સ્વાધ્યાય અને સ્વાશ્રય એ કેળવણીનાં પ્રધાન અને પ્રથમ અંગો છે. બાળકો એ ખાલી કોથળા કે ડબ્બા નથી અને જ્ઞાન એ કાંઈ જારબાજરી કે બરફીનાં ચોસલાં નથી કે તેમાં ભરી શકાય. શિક્ષણ એટલે સ્વયંવિકાસ અને સ્વાધ્યાય. એ જ બાળકોને સ્વયંવિકાસને માર્ગે દોરી જાય છે.

શાળાના આ કલાપ્રદર્શનને તૈયાર કરવામાં અને આ પૂર્વે બીજા કેટલાય ઉત્સવ પ્રસંગોએ જે કલાદર્શન, સુશોભન, પ્રદર્શન, વગેરે જોવામાં આવેલું તે બધું વિદ્યાર્થીઓના સ્વાશ્રય અને સ્વાધ્યાયનું જ પરિણામ હતું. તેમનામાં રહેલી સર્જનશીલતાએ આ પ્રદર્શન યોજવામાં તેમને પ્રેરણા આપી છે તેમની સ્વાધ્યાયની વૃત્તિએ જ કલાનાં પ્રાથમિક અંગોનો પરિચય તેમણે સાધ્યો છે. આ કલાપ્રદર્શન તૈયાર કરવામાં તેમનો ઉત્સાહ, ખંત, શ્રમ, સહકાર અને અભ્યાસ સૌ કોઈને જણાશે. સ્વાધ્યાયદ્વારા જે શિક્ષણ વિદ્યાર્થીઓને મળે છે એ બધું આ કલાપ્રદર્શનમાં વ્યક્ત થતું જણાશે.

આ કલાપ્રદર્શન તૈયાર કરવામાં પ્રૉજેક્ટ પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવ્યો છે. સ્ટીવન્સને પ્રૉજેક્ટ મેથડનું લક્ષણ આ પ્રમાણે આપ્યું છે: "A problematic act carried to completion into natural surroundings." કુદરતી અથવા સ્વાભાવિક સંયોગોમાં પ્રયોગાત્મક કાર્યની પૂર્ણાહુતિ એ પ્રૉજેક્ટ પદ્ધતિનું લક્ષણ છે. કલાપ્રદર્શનનાં બધાં અંગો તૈયાર કરવામાં ઉપર્યુક્ત પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

એટલે આ કલાપ્રદર્શન સ્વાધ્યાય, સહકાર, સર્જન અને સ્વયંવિકાસના એક નાનકડા પ્રતિક સમાન ગણાય એમ કહી શકાય. વિદ્યાર્થીઓની સર્જનશક્તિ અને ક્રિયાશક્તિનું આછું ઝાંખું

દર્શન માત્ર છે. વિદ્યાર્થીઓના કલાપ્રદર્શનની મહત્તા અને કિંમત તેની શુદ્ધ શાસ્ત્રીય કલાદૃષ્ટિની અને કલામીમાંસાથી નહિ આંકવી જોઈએ. પણ કેળવણીના એક સર્જનાત્મક અંગ તરીકે તેની કિંમત આંકવામાં છે એમ સૌ કોઈ શિક્ષણપ્રેમી કબૂલ કરશે જ.

### કલાપ્રદર્શનનાં અંગો

કલાપ્રદર્શનનાં મુખ્ય અંગો નીચે પ્રમાણે છેઃ—

(૧) ચિત્રકળા (૨) માટીકામ (૩) સંગ્રહસ્થાન (૪) ગૂજરાતની અક્ષરમૂર્તિઓ (૫) હિંદી અને ઇતર ચિત્રકળાના સંપ્રદાયો (૬) ભૌગોલિક પ્રદર્શન (૭) વિજ્ઞાનપ્રદર્શન (૮) પ્રાણીશાસ્ત્ર અને જીવશાસ્ત્ર પ્રદર્શન (૯) હસ્તલિખિત સામયિકો

મુખ્યત્વે આ પ્રદર્શન ચિત્રકલા પ્રદર્શન બની શક્યું છે. તેમાં (૧) ભીંતચિત્રો (૨) ડિઝાઈન (૩) છાયાચિત્રો (૪) લાઇન વર્ક (૫) પ્રાણીવિભાગ (૬) મોડેલ (૭) પોર્ટ્રેઇટ (૮) નેચર (૯) કેનવાસ (૧૦) વિજ્ઞાનના નકશા, વગેરેનો સમાવેશ થયો છે. લગભગ ૩૦૮ નમૂના આ વિભાગમાં આવેલા છે અને ૬૦ વિદ્યાર્થીઓએ તેમાં ભાગ લીધો છે.

ચિત્રકલાવિભાગનો બીજો વિભાગ એ કલાસંગ્રહસ્થાન અને ચિત્રકલાપ્રદર્શનનો ગણી શકાય. તેમાં મુખ્યત્વે હિંદી ચિત્રકલાના સંપ્રદાયોની ઉત્તમ કૃતિઓ સંગ્રહ કરવામાં આવી છે. બંગાલકલા, ગૂજરાતકલા, રાજપૂતકલા, મોગલકલા, વૈયક્તિક (Group) કલા, રોરિક, જાપાન વગેરે કલાસંપ્રદાયોની કૃતિઓ રજૂ કરવામાં આવી છે.

વિજ્ઞાનપ્રદર્શનમાં વૈજ્ઞાનિક સિદ્ધાંતો રજૂ કરવામાં આવે એવી રીતે પ્રયોગો દર્શાવવામાં આવ્યા છે.

### સંગ્રહસ્થાન

માટીકામમાં બાળકો ખૂબ રસ લઈ શકે છે. ચીકણી માટીના નમૂના બનાવવામાં જુદા જુદા ઘાટ પાડવામાં તેમની આંગળીઓની એકાગ્રતા અને સપ્રમાણતાની દૃષ્ટિ બરોબર ખીલે છે. વળી કુંભારને ઘેરથી જે માટી તૈયાર લાવવામાં આવી તેથી તેની ચીકાશ અને કેળવણીનો ભેદ પણ તેમને સમજાયો. બાળકોએ જાતે તૈયાર કરેલાં રમકડાં, હાથી, બળદ, વગેરે નમૂનાઓ સંગ્રહસ્થાનમાં રજૂ કરવામાં આવ્યા છે.

આ ઉપરાંત મહાસભામાં ગયેલા વિદ્યાર્થીઓએ તાપી તટેથી વીણેલા સૌન્દર્યના અંશો પણ રજૂ કરવામાં આવ્યા છે. તેમાં જુદા જુદા પથ્થરોના નમૂના, છીપલાં, શંખલાં, વગેરેનો સમાવેશ થાય છે.

આ ઉપરાંત ૭૦ જૂના સિક્કાઓનો સંગ્રહ તો ખરેખર નમૂનેદાર બનેલ છે. આ સિક્કાઓનો ઘાટ, છાપ અને ધાતુનો જો કે બરોબર અભ્યાસ થઈ શકેલ નથી તો પણ એ સંગ્રહ કરવાની વૃત્તિમાં બાળકોનો સંસ્કૃતિ સંરક્ષવાનો શોખ અને આનંદ કેળવાય છે.

વળી પ્રવાસો, પર્યટન અને મુસાફરીમાંથી વિદ્યાર્થીઓને જે કંઈ મળ્યું છે તે માળાઓ, જુદા જુદા રંગનાં પીંછાં, જુદા જુદા પક્ષીઓના માળા, અને મધપૂડા, વગેરે રાખવામાં આવેલ છે. વળી પાટણનાં વાસણો અને બીજી કલાકૃતિઓનો પણ સમાવેશ સંગ્રહસ્થાનમાં કરવામાં આવેલ છે.

મોતીની ગૂંથણી, મોતીનાં તોરણ, મોતીના હાથી, મોતીનું પેપરવેઇટ એ પણ આકર્ષક નીવડશે.

જો કે આ સંગ્રહસ્થાન વિભાગમાં પદાર્થોની સંખ્યા ઓછી છે પણ શિક્ષણની દૃષ્ટિએ તેની મહત્તા વિશેષ છે. સાહસ, અવલોકન, ભ્રમણ, કલાવૃત્તિ, સૌંદર્યદૃષ્ટિ, પુરાતત્ત્વસંશોધનદૃષ્ટિ એનાથી કેળવાય છે. સંશોધન અને પ્રાચીન ઇતિહાસનો શોખ એથી કેળવાય છે. વળી પ્રકૃતિને ખોળે બેસી નિરંતર તેના સહવાસમાં રહી સૌંદર્યનું જ પાન બાળકો કરે છે એ તેમની માનસિક સ્થિતિનું ઉર્ધ્વગમન છે.

વ્યાપારી કલા ·

આ બધામાં વ્યાપારી કલા ( Commercial Art ) ને પણ સ્થાન આપવામાં આવ્યું છે. આમાં વ્યાવહારિકતા સમાયેલી છે. કલાપ્રદર્શનને અંગે જે જે સદ્‌ગૃહસ્થોને નિમંત્રણ મોકલવામાં આવ્યાં હતાં એ બધાં બાળકોએ પોતાને હાથે જ સુશોભનો આલેખી તૈયાર કર્યાં હતાં. તેમાં માત્ર પેનવર્ક, અને નહીં જેવું કલર વર્ક હતું. આથી છપામણીનો આખો પ્રશ્ન ઉકેલાઈ ગયો અને બાળકોની કલાભૂખ પણ સંતોષાઈ. જો આવી જાતની વ્યાપારી કલાને ઉત્તેજન મળે તો તેનુ શુભ પરિણામ આવી શકે.

કલાપ્રદર્શન કેમ જોવું ?

કલા એ કલ્પનાનો વિષય છે. જેટલી કલ્પના વિશાળ, ઉદાત્ત, ઊંડી, મર્મગ્રાહી, રસજ્ઞ અને વેધક તેટલા પ્રમાણમાં કલાનો આસ્વાદ લઈ શકાય છે. કલ્પના ઉપરાંત તેનું ટેકનીક એટલે શાસ્ત્રીય દૃષ્ટિ સમજવી પણ જરૂરી છે. આપણે જ્યાં સુધી કલાનું શાસ્ત્ર ( Science ) ન સમજીએ ત્યાં સુધી તે કલાનો નિરવધ આનંદ માણી શકતા નથી.

ચિત્રકલા એ પ્રમાણનું શાસ્ત્ર છે. ચિત્ર જેટલું પ્રમાણસર હોય તેટલું એ સારું લાગે. એટલા માટે ચિત્રો જોવા પૂર્વે એનું માપ અને પ્રમાણ (Proportion) કેવું હોવું જોઈએ તેનો ખ્યાલ આવવો જોઈએ. જેમકે માથું નાનું અને પેટ મોટું હોય તો આપણને એ અસ્વાભાવિક લાગે. ત્યારે ચિત્રસંયોજનામાં આવી અસ્વાભાવિકતા કાર્ટુનોમાં જોવામાં આવે છે. ત્યાં કોઈ પણ વિચાર અથવા ઊર્મિની લાક્ષણિકતા રજૂ કરવામાં કલાએ ઉપયોગી થાય છે. બાકી ચિત્રસંયોજનાની દૃષ્ટિએ એવું માપ ખોટું ઠરે છે.

દૃષ્ટિકોણ

ચિત્ર જોવામાં દૃક્સંયોજનાનું મહત્ત્વ વધારે છે. કઈ બાજુએથી ચિત્ર જોવામાં આવે તો એ સુંદર લાગે એ જોવા માટે ચિત્રને જોતાં પહેલાં તેની જોવાની દિશા નક્કી કરવી જોઈએ. વળી ચિત્રમાં મુખ્ય વસ્તુ જુદી તરી આવતી નથી; તેનું રહસ્ય પણ દૃક્સંયોજનામાં રહેલું છે. ઘણા પ્રયત્ને આ દૃક્સંયોજન (Perspective) સાધ્ય બને છે. મૉડેલને જોવા માટે છાયા પ્રકાશનું મિશ્રણ જુદીજુદી દૃક્સંયોજનાથી જોવામાં આવે તો જુદું જુદું દેખાય. માટે કલાદૃષ્ટિની સાથે દૃક્સંયોજના હોવી પણ જરૂરી છે.

વળી કલાપ્રદર્શનમાં એક ચિત્ર છૂટું હોતું નથી પણ ગોઠવીને મૂકેલાં હોય છે. એ બધાનો ખ્યાલ આવે તેટલા માટે ચિત્રોના આખા સમૂહને દૃષ્ટિ સમીપ રાખવું જરૂરી છે.

અંતર

ચિત્રો જોવામાં અંતરની જરૂર હોય છે. ચિત્ર અને આંખની વચ્ચે પ્રમાણભરેલું અંતર હોય તો જ ચિત્રની સુંદરતા નિહાળી શકાય. ખાસ કરીને ભીંતચિત્રો માટે આ

ખૂબ જરૂરી છે. તેનાથી રેખા, રંગની મિલાવટ, ચિત્રનું સંયોજન, અને ચિત્રનો ભાવ વ્યક્ત થશે. આવી રીતે ચિત્રો જોવાથી તે સજીવ, પ્રકૃત અને ભાવવાહી જણાશે.

પશ્ચાદ્‌ભૂમિકા [ Background ]

ચિત્રોનો ઉઠાવ તેની પશ્ચાદ્‌ભૂમિકાથી વધુ આવે છે. કોઈવાર ગાઢ ભૂમિકા ઉપરનાં ચિત્ર સરસ લાગે. પોર્ટ્રેઈટની કલામાં ભૂમિકા આછી અને ઝાંખી હોય તો ચિત્રનો ઉઠાવ મનોહર થાય. છાયાચિત્રોમાં પશ્ચાદ્‌ભૂમિકા બિલકુલ સાદી હોય તો જ એની સુંદરતા સચવાય.

રેખા

ઉત્તમ પ્રકારનાં ચિત્રોનું આલેખન ફક્ત રેખાઓમાં જ વ્યક્ત થાય છે. રેખાનું સામર્થ્ય અદ્‌ભુત છે. આ જણાવવા પશ્ચિમની ચિત્રકલા અને હિંદ ચિત્રકલાની તુલના કરવી જોઈએ. પશ્ચિમની ચિત્રકલામાં જ્યારે દેવદૂતોનું આલેખન કરવામાં આવે છે ત્યારે તેમને ઊડતા કલ્પવા માટે પાંખો ચીતરવામાં આવે છે. પણ હિંદી ચિત્રકલામાં કેવળ કેશ કે ઉપવસ્ત્રના ઊડતા વળાંકથીજ ઊડવાની ક્રિયા અને ઊડવાની શક્તિ વ્યક્ત કરવામાં આવે છે. 'અશ્વિનો'નું આવું એક ચિત્ર બંગાલકલા વિભાગમાં મૂકવામાં આવેલું છે. ઉપરાંત છાયાચિત્રોમાં નારદનું આલેખન અને મીરાંનું નૃત્ય એ રેખાઓના સામર્થ્યના અદ્‌ભુત, મનોરમ અને કલાત્મક નમૂનાઓ છે

રંગના મિશ્રણ વગર ફક્ત સાદી રેખાઓથી આવાં ભાવવાહી ચિત્રો દોરવામાં કલાકારની કલાની સાર્થકતા છે. આવાં ચિત્રો જોવામાં કલ્પનાશક્તિ પણ વિશેષ જોઈએ.

રંગની મિલાવટ

ચિત્રસંયોજનામાં રંગની મિલાવટ એવી હોવી જોઈએ કે જેથી ચિત્રનો અમુક ભાગ વ્યક્ત થાય તેની સાથે સાથે ચિત્રનાં બીજાં અંગો સંવાદી ભૂમિકામાં ગોઠવાય. રાજપૂત કલામાં આછી રંગની મિલાવટ એના નમૂનારૂપ છે.

સંવાદિતા [ Harmony ]

કોઈ અનેક પાત્રોથી આલેખાયેલા ચિત્રમાં વિશેષતા વૈણિક કલામાં ( Grouping art ) સંવાદિતા હોવી જરૂરી છે. 'કૃષિમહોત્સવનું' આવું ચિત્ર સંવાદિતાના નમૂના રૂપ છે. મહોત્સવને અનુકૂળ પાત્રોની ગોઠવણી, રંગની મિલાવટ, ભાવ, રેખા, સંયોજન અને સમગ્ર ચિત્રની મુખ્ય વિચારને અનુકૂળ સંવાદિતા એ કલાના નમૂના રૂપ છે. સંવાદિતા હોય તો જ ચિત્ર ભાવદર્શી અને હૃદયંગમ બને, અન્યથા નહિ.

મોટાંઓ તો ચિત્ર જોવાની દૃષ્ટિ પામેલાં હોય છે પણ બાળકોમાં એ દૃષ્ટિ ખીલવવી જરૂરી હોવાથી ઉપરનું વક્તવ્ય ફક્ત વિદ્યાર્થીઓ માટે જ ઉપયોગી છે.

કલાપ્રદર્શનની અનેકવિધ ત્રુટિઓ છે. વિદ્યાર્થીઓ તેને પહોંચી ન શકે એ પણ સ્વાભાવિક છે. તો પણ શિક્ષણની દૃષ્ટિએ કલાપ્રદર્શનની મહત્તા ઘણી છે તેમ જ બાળકોની સર્જનશીલતાના પરિપાકરૂપે તે છે એટલું જણાવી તેની ઉદ્‌ઘાટન ક્રિયા કરવા આપણા આચાર્યશ્રીને હું વિનંતિ કરું છું*.



* કડીની સર્વવિદ્યાલય હાઈસ્કૂલના આચાર્ય શ્રી. બાપુભાઈ ગામીએ કલાપ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા કરીને આપેલું પ્રાસંગિક વ્યાખ્યાન 'કળાની ભૂખ' નૂતનશિક્ષણના છેલ્લા અંકમાં પ્રસિદ્ધ થયેલ છે.

# સમાજ, શાળા અને શિક્ષક

—રા. પિપાસુ

સમાજ, શાળા અને શિક્ષક વચ્ચેનો સંબંધ તો જીવન્ત સંબંધ છે. વળી એ ત્રણે પરસ્પર એટલા બધા આધારભૂત છે કે એક પોતાની ફરજ ચૂકે તો એ ત્રણેની વચ્ચેનો સંબંધ ઘવાય છે, ને તેટલા પ્રમાણમાં ત્રણેનો વિકાસ અટકી પડે છે. ઋષિમુનિઓ અને તેના આશ્રમોની વાતો પર મુસ્તાક રહેતા આવેલા આધુનિક હિન્દુસમાજનું પોતાની શિક્ષણસંસ્થાઓ પ્રત્યેનું બેપરવાઈભર્યું માનસ સાચે જ અક્ષમ્ય છે. એ અક્ષમ્ય બેપરવાઈમાં રાજકીય ગુલામીએ નિરાધારતા આણી ને તેને પરિણામે સમાજજીવન જોડે શિક્ષણસંસ્થાઓનો મેળ ન ગજ્યો. એટલે ગામડીઆ કહેવત પ્રમાણે આપણો સમાજ જ્યારે બેપરવાઈ ન બતાવતો હોય ત્યારે તો ન નભાવી શકાય એવી હલકટ અને બિનજવાબદારીભરી 'સવારી'ઓ* શાળાઓ અને શિક્ષકો પર લઈ જવામાં શૂરો છે. આ પરિસ્થિતિમાં શિક્ષક દબાઈ ગયો છે, રગશીઉં જીવન જીવતો થઈ ગયો છે, માનવતાને વિસરવા લાગ્યો છે, ને વળી સમાજની નજરમાંય માનવી મરી ગયો છે; શિક્ષકના સ્વતંત્ર વિકાસ માટે સમાજે સઘળાં બારાં બંધ કર્યા છે પણ જ્યારે જ્યારે વ્યક્તિગત શિક્ષકો માનવી તરીકે જીવવાના પોતાનું હકનું પ્રતિપાદન કરી યથાર્થ પ્રયાસો કરે છે ત્યારે ત્યારે સમાજ તેના માર્ગમાં અટકાયત નાખવાની ધૃષ્ટતા કરે છે; તેની પ્રમાણિકતા, તેની સત્યપ્રિયતા ને વિવેકબુદ્ધિ પરત્વે શંકાની નજરથી જુએ છે; ને ઘણીયે વેળા શિક્ષણસંસ્થાનો વહીવટ કરતી સમિતિઓને એવા માનવી તરીકે જીવવા ઇચ્છતા શિક્ષકોને સહન ન કરવા જેટલી દુર્બુદ્ધિનો ભોગ બનવામાં ગૌરવ લેતી આપણે જોઈએ છીએ. સાચે જ આ સારીય પરિસ્થિતિ આપણા સમસ્ત તંદુરસ્ત જીવનની અવરોધક છે.

સૃષ્ટિના ઉત્પત્તિકાળથી માનવસમાજને પોતાના બાળકોના શારીરિક અને બુદ્ધિગત વિકાસની આવશ્યકતા ઘણી જ છે. ભૌગોલિક પરિસ્થિતિને અનુલક્ષી એ વિકાસ અને તેના સાધનોની મર્યાદાઓ બંધાઈ. માનવસમાજ જેમ જેમ સુસંસ્કૃત બનતો ગયો તેમ તેમ માત, તાત અને વાલીઓ માટે પોતાના ફરજંદોના વિકાસ પરત્વે સ્વતંત્ર રીતે ધ્યાન આપવાનો સમય જ ન રહ્યો, ઐચ્છિક વિકાસ માટે જોઈતી શક્તિ પણ સૌને પોતામાં ન જણાઈ, ને પરિણામે બાળમાનસને વધુ સારી રીતે સમજીને તેનું ઘડતર કરી શકે એવા નિષ્ણાતોની જરૂરિયાત સમાજે જોઈ ને ત્યારથી શાળાની અને શિક્ષકની અનિવાર્ય આવશ્યકતા ઊભી થઈ. ને જ્યાં સુધી સમાજ પોતાનાં બાળકોને શાળામાં મોકલતો રહે છે ત્યાં સુધી શાળાની હસ્તિ સમાજને માટે અનિવાર્ય છે; પછી શાળા સમાજે કે

---

* આ શબ્દને મેં અવતરણ ચિહ્નોમાં મૂકેલો છે, તેનું કારણ એટલું જ છે કે ખાસ કરીને શાળાના સમય દરમિયાનમાં આચાર્ય કે ઉપાચાર્યની સહીથી ઑફિસમાંથી આવતા ફતવાઓ તથા હુકમોની દખલગીરી ઘણી વખત વધારે પડતી લાગે છે, ને તે બધાનો માર્મિક ને સાચો ઉપહાસસૂચક ને તે સાથે શાળાના આચાર્ય, ઉપાચાર્ય, સમિતિ, સમાજ ને બાળકોની નજરમાં રહેલા નિરાધાર શિક્ષકની પરિસ્થિતિસૂચક, આ 'સવારી' શબ્દપ્રયોગ માટે હું મારા સાથી શ્રી. કાન્તિલાલ વ્યાસનો ઋણી છું.—પિપાસુ

રાજસત્તાએ ખોલી હોય કે અમુક મંડળના આશરા હેઠળ અમુક વ્યક્તિઓએ ખોલી હોય કે માત્ર એક જ વ્યક્તિએ ચાલુ કરી હોય.

એ તો નિર્વિવાદ છે કે શાળાના કાર્યને કુંભારના કાર્ય જોડે ન સરખાવી શકાય. કુંભાર પોતાની માટી જોડે પોતાની ઇચ્છામાં આવે તેમ નિરંકુશપણે વર્તી શકે છે, ને તેમાંથી પોતાનું ધાર્યું ઘડતર નિપજાવી શકે છે. શાળાના શિક્ષકો કુંભારની જેમ નિરંકુશપણે શાળાના બાળકો જોડે ન વર્તી શકે તેમ જ પોતાની ઇચ્છા મુજબનું ઘડતર કરવાનો આગ્રહ પણ ન રાખી શકે. આજનો શિક્ષક બાળકના વિકાસગામી આત્માને ન ઉવેખી શકે. આ પરિસ્થિતિમાં શિક્ષકની જવાબદારી અનેકગણી વધી જાય છે. ને એ જવાબદારી પ્રમાણિકપણે, સહૃદયતાથી અદા કરવા માટે શાળાના આંતરિક વ્યવહારમાં શાળાના સંચાલકો-આચાર્ય અને શિક્ષકો-પૂર્ણપણે સ્વતંત્ર હોવા જોઈએ. તેમાંય શિક્ષકો તો માત્ર તેમના આચાર્યને જ જવાબદાર હોય. આનો અર્થ એમ નથી કે કોઈ વાલી પોતાના બાળકના અભ્યાસ પરત્વે તેના શિક્ષકને ન પૂછી શકે. જરૂર પૂછી શકે ખરો, પણ તે આચાર્યની મારફતે જ. હરકોઈ વાલી પોતાના બાળકના માનસ વિષે ને અભ્યાસ વિષેની માહિતીઓ તેના શિક્ષક પાસેથી જરૂર મેળવી શકે. ઘટતાં સલાહસૂચનો પણ મેળવી શકે ને કેટલાક સંજોગોમાં સલાહસૂચનો પણ આપી શકે કેમકે બાળક વિષે વધુ જાણવાનો દાવો તો માત્ર તેનો શિક્ષક જ કરી શકે, આચાર્ય પણ નહિ પણ ઉપર્યુક્ત ભાવનાથી શિક્ષક પાસે પહોંચનાર વાલી શાળાને વાલીઓ તરફથી જોઈતો સહકાર આપે છે એમ કહેવાય. વાલીઓના પ્રમાણિક અને સહૃદયી સહકાર વિના શાળાનો વિકાસ અધૂરો જ રહે છે. પણ શિક્ષકને ઊતરતી કક્ષાનો લેખી, એક મામૂલી માણસ સમજી તેની પાસે જવાનો કોઈ પણ વાલીને અધિકાર નથી. ટૂંકમાં એવી મનોદશાવાળા વાલીને પોતાનાં બાળકોને શાળામાં મોકલવાનો પણ હક નથી એટલું જ નહિ પરંતુ એવો વાલી તો પોતાનાં બાળકોને શાળામાં મોકલી પોતાની જાતને-આત્માને છેતરે છે; ને તેટલા પ્રમાણમાં તે શાળાનો ને સમાજનો દ્રોહ કરે છે.

આમ ઊંડા ઊતરી વિચારીશું તો સમજાશે કે સાચે જ જો સમાજને શાળાની અને શિક્ષકની જરૂર જ લાગતી હોય તો તેણે શાળાના સાચા વિકાસની આડે આવતી વસ્તુઓ દૂર કરવાનો યત્ન કરવો જોઈએ, શાળાનું સંચાલન સોંપતાં પહેલાં સત્તરવાર વિચાર કરી લેવો જોઈએ; ને પછી એક વેળા સંચાલન સોંપ્યા બાદ આચાર્ય અને શિક્ષકોમાં સંપૂર્ણ વિશ્વાસ મૂકવો જોઈએ. કેમ કે અવિશ્વાસના વાતાવરણમાં કોઈ પણ સંસ્થાનો સાચો વિકાસ થવો અશક્ય છે. ઊલટું અવિશ્વાસ અને કુશંકા સામાને અપ્રમાણિક બનાવે છે સમાજની અને શિક્ષણસંસ્થાઓની સમિતિઓની આવી મનોદશાને લીધે આજની આપણી મોટા ભાગની શિક્ષણસંસ્થાઓનો સાચો વિકાસ અટક્યો છે. સાચું કહીએ તો શિક્ષણસંસ્થાઓના આંતરિક વહીવટમાં આચાર્યને અને શિક્ષકોને સાચું માર્ગદર્શન આપી શકે એવી શિક્ષણસંસ્થાઓના સમિતિઓ તો સારાય મુંબઈ ઇલાકામાં એક આંગળીને વેઢે ગણી શકાય એટલી હશે. આમ હોવાથી મોટે ભાગે પૈસાના જોર પર સત્તાનો મદ શાળાના આંતરિક વ્યવહારમાં શિક્ષણવિષયક વ્યવહારમાં પ્રવેશે છે. સત્તાનો મદ અત્યંત બૂરી ચીજ છે, ને તેને પરિણામે આચાર્ય પ્રત્યે કે શિક્ષકો પ્રત્યે અવિશ્વાસની નજરે જોવાય છે, ને આચાર્યે જ પતાવી દેવાની હોય છે તેવી ઝીણી ઝીણી વિગતોમાં પણ એ કહેવાતા કેળવણીકારો-સત્તાનાં મદપ્રતીકો-પોતાનો કક્કો ખરો કરાવવા મથે છે. એમ થતાં શિક્ષણનો

સારોય આદર્શ મારી જાય છે. આ સંજોગોમાં ભાવનાવાળો માણસ પણ લાંબો સમય પોતાની ભાવના ટકાવી રાખવા અશક્ત બને છે. પરિણામે જો શિક્ષકો પોતાની ફરજમાં મોળા પડે, પ્રમાણિકતા ભૂલે તો તેનો દોષ શાળાની સમિતિને અને સમાજને શિરે છે.

કેમકે કોઈને હલકો ગણવો, જાહેરમાં કે ખાનગીમાં ઉતારી પાડવો, તેને વિષે ગંદો પ્રચાર કરવો, ટૂંકમાં પ્રમાણિકતાથી, સહૃદયતાથી કાર્ય કરતા માણસને ઝાંખો પાડવાનું ગંદું કામ કરવું એ તો સહેલ વાત છે, કાયરનું કામ છે. કારણ કે ગંદકી ફેલાવવામાં મરદાનગી નથી જોઈતી, બુદ્ધિ, શક્તિ કે પ્રતિભા નથી જોઈતી, આત્મનિગ્રહ પણ નથી જોઈતો, ઉદારતા કે પ્રમાણિકતા પણ નથી જોઈતી. સુવાસ ફેલાવવા માટે આ સદ્ગુણો જરૂરના છે. ગંદકી ફેલાવવામાં તો માત્ર જોઈએ છે નરી નિષ્ક્રીય નફફટાઈ ને બેવકૂફી. આ ન્યાયે સમાજ ગમે ત્યારે, વિના લેવેદેવે નાની નાની બાબતોમાં પણ શાળા પર 'સવારી' લાવી પોતાની મનોદશા પ્રકટ કરે છે. શાળાના વિકાસમાં શિસ્તપાલન એક આવશ્યક અંગ છે. એ અંગેના પ્રયાસમાં શિક્ષક કે આચાર્યના કાર્ય પરત્વે કુશંકાઓ સેવવાની સમાજને જરૂર જ નથી. દાખલા તરીકે બીજો ઘંટ વાગી ગયા પછી આવનાર વિદ્યાર્થી સ્વાભાવિક રીતે વર્ગમાં દાખલ ન થઈ શકે એવો એક નિયમ હોય તો એ નિયમનો ભંગ કરનાર વિદ્યાર્થી કે વિદ્યાર્થીની ફરિયાદ કરે કે તેમને વગમાં દાખલ ન થવા દેવામાં આવ્યાં, તેટલા ઉપરથી શું માબાપે સીધા શાળામાં જઈ પહોંચી શિક્ષક પર 'સવારી' લઈ જઈ પ્રશ્નોની પરંપરા રજૂ કરવી? આ શું ન્યાય છે? પ્રમાણિકતા છે? શિક્ષણસંસ્થાને સ્વતંત્ર રીતે વિકસવા દેવાનો રસ્તો કહેવાય?

આમ આ બધાને લીધે કહો કે પછી સમાજની શિક્ષણસંસ્થાઓ પ્રત્યેની વિકૃત મનોદશાને લીધે કહો કે પછી એ બધું નભાવી લેનાર નબળા મનના આચાર્યને લીધે કહો, [ હા, આ ઉપરાંત એ પણ ખરું છે કે આચાર્યને પણ એક બાપુડી માણસ લેખી તેની સાથેના વ્યવહારમાં પણ સમિતિ અને સમાજ સુજનતા ભૂલે ત્યાં બિચારો આચાર્ય ને પરિણામે શિક્ષક કેટલું કરી શકે? એમને પણ પેટ તો પડયું જ હોય છે ને! ] પણ પરિણામ સાચે જ બૂરું આવ્યું છે. શિક્ષકને દબાવી દેવામાં આવ્યો છે, શિક્ષકના વ્યક્તિત્વને અવરોધવામાં-ક્ષીણ કરવામાં આવ્યું છે, ને આજે શિક્ષક સમાજની, આચાર્યની, સમિતિની, ને વિદ્યાર્થીઓની નજરમાંય નિરાધાર જેવો દીસે છે. આ બધા જ શિક્ષકના પર 'સવારી' લાવવામાં મરદાનગી અનુભવે છે. પોતાની ભાવિ પ્રજાનું ઘડતર કાર્ય, જે વ્યક્તિઓને સમાજ સોંપે છે તે વ્યક્તિઓની સાથેનો સમાજનો વ્યવહાર સાચે જ આત્મઘાતી છે.

શાળા સમાજવિકાસનું પ્રતીક બને, સમાજની પ્રગતિ કરનારું એક વિશિષ્ટ અંગ બને, સમાજનું સાચું સંસ્કૃતિક્ષેત્ર ગણાય તો જ સમાજ, શાળા ને શિક્ષકનો જીવંત સંબંધ સાર્થક થયો ગણાય. તે માટે સમાજે શિક્ષણ સંસ્થાઓ પ્રત્યેના પોતાના દૃષ્ટિકોણ અને વ્યવહાર બદલવા રહ્યાં ને એ સાથે આચાર્ય અને શિક્ષકના વ્યવહારની મર્યાદાઓમાં પણ પલટો થવો જોઈએ. શિસ્તના મહા પ્રશ્નનો ઊકેલ પણ શાળાએ લાવવો રહ્યો. કેમકે જ્યાં સુધી શાળા શિસ્તના પ્રશ્નનો ઊકેલ ન આણી શકે ત્યાં સુધી સમાજનો સાથ હોવા છતાંય તેના શિક્ષકોના પ્રમાણિક પ્રયાસો વેડફાઈ જાય છે. ને શિસ્તનો સારોય પ્રશ્ન તો મોટે ભાગે આચાર્યના વ્યક્તિત્વ પર આધારભૂત છે. પણ આ બધા પ્રશ્નોની ચર્ચા તો જુદા લેખો માગી લે છે.

❂

# કેળવણીના કેન્દ્રમાં

શ્રી. હરભાઇ ત્રિવેદી

કેળવણીનો અર્થ કેટલો વ્યાપક છે તે તો આજે આપણે સૌ સમજીએ છીએ. મનુષ્ય જન્મે ત્યારથી મરે ત્યાં સુધી એક યા બીજા પ્રકારે કેળવણી લેતો જ હોય છે. સમાજરચનાની અનુકૂળતા ખાતર કેળવણી આપવાનું કામ જુદી જુદી રીતે વહેંચી નાખવામાં આવ્યું છે. બુદ્ધિની કેળવણીનું કામ આપણી શાળાઓને સોંપાયેલું છે. આ કામમાં પુસ્તકોનું જ્ઞાન તેમ જ બીજું થોડુંએક વ્યવહારુ જ્ઞાન આવશ્યક છે; એટલે શાળાની કેળવણી મોટે ભાગે શિક્ષણપ્રધાન બની ગઈ છે શિક્ષણને કેળવણીનું મહત્ત્વનું અંગ બનાવવું હોય તો વૈજ્ઞાનિક દૃષ્ટિએ જે સાચી દિશા હાથ લાગે તે દિશામાં તેને વાળવું જોઈએ. આજે આવું અલ્પાંશે જ બને છે શિક્ષણનું કાર્ય હકીકતોનો પોટલો બંધાવવા જેવું થઈ પડ્યું છે, અને તેથી એવા શિક્ષણમાંથી નથી ભણનારને કેળવણી મળતી કે નથી જ્ઞાન સાંપડતું. શિક્ષણસંસ્થાઓદ્વારા તૈયાર થયેલો આજનો વિદ્યાર્થી સર્વસામાન્ય જીવન-વ્યવહારમાં દેવાળું કાઢતો હોય છે અને જ્ઞાનભારનો પોટલો માથે લઈને મિથ્યાભિમાનમાં ફર્યા કરતો હોય છે. બુદ્ધિના વિષયોના શિક્ષણ માટે જે પરિણામ શિક્ષણસંસ્થાઓમાં આવ્યું તે જ પરિણામ મનની, હૃદયની, તેમ જ નીતિની અને સદાચારની કેળવણી માટે તે તે વિષયો પૂરતી જે જે શિક્ષણસંસ્થાઓએ કામ કર્યું તેમાં પણ આવ્યું. બુદ્ધિના શિક્ષણ પૂરતા આપણે વેદીયા બન્યા. તેનો વ્યવહારુ અમલ કરીને જીવન જીવવાની દિશામાં આપણે નિષ્ફળ ગયા. હૃદયની કેળવણીની આપણે વાતો જ કર્યા કરી અને મનુષ્ય તરીકે આપણે લાગણીહીન જડ બન્યા મનને પારખવાની કશી જ શક્તિ આપણે કેળવી નહિ અને એને પરિણામે ન તો પોતાના મનને સાચી રીતે ઓળખી શક્યા કે ન તો પારકાના મનને પારખવા શક્તિમાન થઈ શક્યા ગેરસમજૂતીઓની પરંપરા ચાલી. વેરઝેર વધ્યાં અને દુનિયામાંથી સંપ અને સુખ જાણે કે ચાલ્યાં ગયાં. આપણું નૈતિકજીવન દરિદ્ર બન્યું. આપણી પોતાની નબળાઈઓને પરિણામે નીતિ–અનીતિની બૂમો પાડવામાં જ જાણે કે આપણે ઇતિકર્તવ્ય માન્યું. આપણી એવી બૂમોમાંથી નથી નીતિનું રક્ષણ કરી શકાયું કે નથી નવી નીતિ જન્મી. અનીતિના ધોધથી આપણે મૂંઝાઈ ગયા છીએ. તેનો પ્રવાહ ખાળી રાખવા માટે અસમર્થ બન્યા છીએ. સદાચાર એ તો મનુષ્યજીવનનો એક મોટો આધાર છે. કોઈ પણ શિક્ષણસંસ્થામાંથી એ આપણને નથી મળ્યો. એ આધારસ્તંભ વિના મનુષ્યજીવન પડું પડું થઈ રહેલું આપણને દેખાય છે. યુગે યુગે તે સંબંધમાં પ્રયત્નો તો ઘણા થયા છે. પરંતુ તેમાંયે કેળવણીની દૃષ્ટિ નહિ હોવાથી બહુ સફળ થઈ શકાયું નહોતું. સમાજનો સદાચાર ઊભો કરવા માટે ઉપદેશનું સાધન સૌથી વધારે વપરાયેલું એ ઉપદેશ કોના ઉપર, ક્યારે અને કેવી રીતે કરવામાં આવતો હતો તે તરફ ઘણું દુર્લક્ષ રહેતું. આજે પણ સદાચાર ઊભો કરવા માટે શું કરવું તે આપણને સૂઝતું નથી. મનુષ્યના સદાચારને અને એની સુષુપ્ત તેમ જ જાગ્રત વૃત્તિઓને ઘણી લેવાદેવા હોય છે. એ વૃત્તિઓના વ્યાપારને સમજ્યા ન હોઈએ તો સદાચાર ઊભો કરાવવામાં આપણે સફળ થઈએ નહિ. મનુષ્યબાળને કેળવણી આપવા માટે આ રીતે જે જે શિક્ષણસંસ્થાઓએ કામ કર્યા કર્યું તેનાં આવાં પરિણામો આપણને વિચાર કરતા કરી મૂક્યા વિના રહે નહિ, અને તેટલા માટે જ કેળવણીના કેન્દ્રમાં શું એ પ્રશ્નના ઊકેલ માટે આપણે વિચાર કરતા થઈ જવું જ જોઈએ. શિક્ષણ માટે જે જે સંસ્થાઓ કામ કરી રહી છે અને જેમનો શિક્ષણના કાર્ય

દ્વારા કેળવણીનું કામ કરવાનો દાવો છે તેઓ કેળવણીના કેન્દ્રમાં શાને રાખે છે અને શાને રાખવું જોઈએ તેનો વિચાર આવશ્યક બને છે.

કેળવણીની સૌથી મોટી સંસ્થા માબાપ અને ઘર છે. આ સંસ્થા કેળવણીનું કામ કેવું કરી રહી છે તે આપણાથી બહુ અજાણ્યું નથી. માબાપ પોતાનાં બાળકોની કેળવણી માટે કેન્દ્રમાં બે વસ્તુ રાખે છે. એક પ્રતિષ્ઠા અને બીજી પૈસો. બાળકની કેળવણીનો પ્રબંધ આ બે વસ્તુના વધારા માટે જ ઘરમાં ચાલી રહ્યો હોય છે. બાળકના તમામ વ્યવહારને માતાપિતાને મળનાર પ્રતિષ્ઠા અપ્રતિષ્ઠાના ગજથી માપવામાં આવે છે. બાળકનો વ્યવહાર માબાપની આબરુ વધારનારો માબાપની દૃષ્ટિએ દેખાય તો તેમને એ બાળક કેળવાયેલો લાગે છે. પોતે કલ્પી લીધેલી પ્રતિષ્ઠામાં બાળકના વ્યવહારથી ખામી આવતી જણાય કે તુરત જ માબાપને મન બાળક અણકેળવાએલું લાગે. જ્યારે પોતે આપી રહેલ કેળવણીના પૂરક અંગ તરીકે માબાપ શાળા–મહાશાળા તરફ નજર નાખે છે ત્યારે ત્યારે કેળવણીના કેન્દ્રમાં પૈસાને મૂકે છે. જે સંસ્થાની કેળવણી પોતાના બાળકને ભવિષ્યમાં વધારેમાં વધારે પૈસા કમાનાર બનાવી શકે તે સંસ્થા માબાપને મન ઉત્તમ શિક્ષણસંસ્થા ગણાય છે. શાળા–મહાશાળાઓની કિંમત આજે આ દૃષ્ટિએ અંકાય છે એ તો આપણે સૌ કોઈ જાણીએ છીએ. આ રીતે ઘર અને માબાપની કેળવણીના કેન્દ્રમાં પૈસા અને પ્રતિષ્ઠાને રાખવાથી બાળકની સંપૂર્ણ અવગણના થઈ રહી છે. બાળકની સાહજિક વૃત્તિઓનું તેમ જ એના સમગ્ર જીવનનું ગમે તે થાઓ માબાપને તો બાળક દ્વારા આ બેજ વસ્તુ સાધવી છે. એ વસ્તુ સાધવા માટે જેટલા જેટલા પ્રયત્નો કરવામાં આવે છે તે પ્રયત્નોમાં બાળકનો આત્મા ક્યાં હિજરાય છે કે હણાય છે એની તેઓ કાળજી રાખતા નથી. કેળવણીના કેન્દ્રમાં રહેલી આ બે વસ્તુઓએ એટલું બધું મહત્ત્વ મેળવ્યું છે કે આખી માનવ સમાજમાં પૈસા અને પ્રતિષ્ઠાને જે ગૌરવ મળ્યું છે તે બીજી કોઈ પણ વસ્તુને મળ્યું નથી.

શિક્ષણસંસ્થા તરીકેનું બીજું જબરું અંગ તે સમાજ છે સમાજ પોતાના સરળ વ્યવહાર માટે જે નિયમો ઘડે છે અને નિગમનો ઊભા કરે છે તેમાંથી જ રૂઢિગ્રસ્ત વ્યવહારો તથા જડ ચીલાઓ જન્મ પામે છે. સમાજનું આ કાર્ય તો અવ્યાહત ચાલ્યા જ કરે છે. એ કાર્યને પક્ષકારો મળો કે વિરોધીઓ મળો એમાં બહુ જ ક્ષોભ હજી સુધી કરી શકાયો છે. સમગ્ર સમાજે પોતાના વિરાટ અંગને જોઈએ તેટલું મહત્ત્વ આપવા માટે પોતાની આ કાર્યપદ્ધતિનો હંમેશા આશરો લીધો છે. સમાજરૂપી એ વિરાટ અંગમાં સમાજને જ રચનારી વ્યક્તિ ક્યાં ગૂમ થઈ જાય છે એની દરકાર સમાજને નથી. વ્યક્તિસ્વાતંત્ર્ય કે વ્યક્તિવૈશિષ્ટ્યની બૂમો સાંભળવા માટે સમાજ પાસે કાન નથી. એને તો પોતાના વિરાટ દેહમાં બધુ સ્વાતંત્ર્ય સમાવી દેવું છે, અને બધી વિશિષ્ટતાનો લોપ કરવો છે. એને જરૂર છે માત્ર પોતાના દેહને જાડો કરવાની. સમાજનો દેહ આજે એટલો બધો સ્થૂળ અને કઢંગો બની ગયો છે કે એને રચનારી દરેક વ્યક્તિ એનાથી શરમાયા વિના રહે નહિ જડ સમાજ આજે હવે મશ્કરીઓથી પણ ડરતો નથી. એના શરીરનું ચામડું તમામ વસ્તુઓની સામે ટક્કર લઈ શકે તેટલું કઠણ બની ગયું છે. એના દુંદુભિઅવાજમાં વ્યક્તિની તતૂડીએ નથી સાંભળતો. આપણે સમજી શકીએ કે સમાજ જે કેળવણીનું કામ કરે છે તેના કેન્દ્રમાં સમષ્ટિનું મહત્ત્વ અને વ્યક્તિની અવગણના રહેલાં છે. સમાજ વિધાયકો દાવો તો એવો કરે છે કે પોતાના પોષણમાં જ વ્યક્તિનું પોષણ રહેલું છે. હકીકત અન્યથા છે. સમાજમાં નજર નાખતાં તો દેખાય છે કે ત્યાં વ્યક્તિ શોષાઈ રહી છે. શોષણનું આ કાર્ય

ગમે તેટલી ઉગ્રતાથી ચાલતું હોય તો પણ સમાજની આંખમાં એ જોવાની હવે તાકાત રહી નથી. સાચી કેળવણી ભણનાર વ્યક્તિમાં સુષુપ્ત પડેલી શક્તિઓના સર્વાંગી વિકાસમાં સમાયેલી છે. આ દૃષ્ટિએ નિહાળીએ તો સમાજરૂપી શિક્ષણસંસ્થા કેળવણીનું કંઈએ કામ કરે છે કે કેમ એ એક મોટો પ્રશ્ન થઈ પડે.

ત્રીજી મોટી શિક્ષણસંસ્થા તે આજની શાળા–મહાશાળાઓ છે. એના તરફ નજર નાખીએ તો એમના કેળવણીના કેન્દ્રમાં શું છે એ જલ્દી સમજાય જ નહિ. જે પ્રકારનું શિક્ષણ આ શિક્ષણસંસ્થાઓમાં આપવામાં આવે છે તે જોતાં તો એના શિક્ષણના કેન્દ્રમાં વિવિધ પ્રકારની બદલાતી વસ્તુઓ જોવામાં આવે છે. શિક્ષકની દૃષ્ટિ છોકરાઓને પાસ કરાવવામાં અને પોતાના પગારમાં વધારો કરાવવામાં રહેલી હોય છે. પરીક્ષા અને પ્રમોશન એ શિક્ષક માટે શિક્ષણનું કેન્દ્ર દેખાય છે. શાળાના આચાર્યની દૃષ્ટિ અભ્યાસક્રમને પહોંચી વળવામાં અને શાળાને અનુપમ શિસ્ત આપવામાં રહેલી દેખાય છે. પરીક્ષાનો કાળ આવે તે પહેલાં ચોક્કસ વખતે શિક્ષકોએ અભ્યાસક્રમ પૂરો કરાવી દેવો જ જોઈએ એ આચાર્યનો આગ્રહ હોય છે. ગમે તે ભોગે પણ વર્ગની અને સમગ્ર શાળાની શિસ્ત પોતે માને તે પ્રકારે ઉત્તમ રહેવી જ જોઈએ એ એનું લક્ષ હોય છે. આચાર્ય પોતાનો ઘણોખરો કાળ અને ઘણી શક્તિઓ આ વસ્તુઓ સિદ્ધ કરવા પાછળ ગાળે છે. ત્યારે આપણે જરૂર કહી શકીએ કે આચાર્યની દૃષ્ટિએ શિક્ષણના કેન્દ્રમાં અભ્યાસક્રમ અને શિસ્ત છે. પરીક્ષા, પ્રમોશન, અભ્યાસક્રમ અને શિસ્ત સફળતાપૂર્વક પાર ઉતારવા માટે એ બધું જેને માટે થાય છે તે બાળક ક્યાં છે, તેનો વિચાર નથી શિક્ષકને આવતો કે નથી આચાર્યને આવતો. બાળકની બુદ્ધિ આ બધી અટપટી વસ્તુઓમાં ક્યાં અટવાઈ જાય છે, બાળકની લાગણીઓ વજનદાર દેખાતી આવી વસ્તુઓ નીચે ક્યાં કચરાઈ જાય છે, અને બાળકનું મન જાણે અજાણ્યે ચાલી રહેલા દમનને કયા પ્રકારની ક્રિયાપ્રતિક્રિયાઓમાંથી પસાર થાય છે એની તો કોઈને કશી ખબર જ પડતી નથી. શિક્ષણસંસ્થાઓ છવે છે વિદ્યાર્થીઓ માટે અને તેમ છતાંયે એમની જીવતર જીવવાની ક્રિયા ભણનારને દાબી દેવાની હોય છે. શિક્ષણના કેન્દ્રમાં ખરી રીતે શું હોવું જોઈએ એનો વિચાર સરખો પણ શાળાઓ કરી શકતી નથી. એમને ફુરસદ પણ નથી અને ગરજ પણ નથી. શાળાઓ ચલાવવા માટે જે તંત્રો ઊભા કરવામાં આવ્યા હોય છે તે તંત્રો પણ નિરીક્ષણ વારે સામુદાયિક પરીક્ષાઓદ્વારા, ઇનામ અને હરિફાઈની લાંચરૂશ્વત પોષતી પદ્ધતિઓ દ્વારા કેળવણીના કેન્દ્રમાં બાળક હોય છે તે હકીકતને વિસરાવી દેવા માટે ઓછા જવાબદાર નથી.

આપણે જોઈ શકયા હોઈશું કે કેળવણીના કેન્દ્રમાં જુદી જુદી દૃષ્ટિએ જુદી જુદી વસ્તુ રહેલી છે. જ્યાં સુધી કેળવણીનું ધ્યેય સ્પષ્ટ થાય નહિ અને કેળવણી લેનાર બાળકના મનનો વૈજ્ઞાનિક અભ્યાસ થાય નહિ ત્યાં સુધી આ બધી પરિસ્થિતિનો અંત આવવાનો નથી. કેળવણીના કેન્દ્રમાં બાળક જ રહેવું જોઈએ એ સનાતન સત્ય છે. બાળકની વિવિધ શકિતઓના વિકાસ માટે જે જે પ્રકારના પ્રબંધો કરવામાં આવે તે બધાં માત્ર સાધનો જ સમજવાં. કેન્દ્રમાં બાળક છે એ ભૂલાઈ ગયું એટલે સાધ્ય પણ ભૂલાઈ ગયું છે. એ ભૂલ એટલી બધી હદે પહોંચી છે કે આ બધાં સાધનોને સાધ્ય સમજતા પણ આપણે થઈ ગયા છીએ. મનુષ્ય માત્રની કેળવણી માટે તેના તમામ વ્યાપારોનો સૂક્ષ્મ અભ્યાસ અત્યંત આભારી છે. એ તરફ આપણું લક્ષ જશે ત્યારે જ કેળવણીના કેન્દ્રમાં પડેલી ખોટી વસ્તુઓ ત્યાંથી દૂર થશે અને તે સ્થાને બાળક બેસશે.

❁

# શાળા અને રમતો

રા. સતીશચન્દ્ર જોશી

આધુનિક શિક્ષણ રમતના સિદ્ધાંત [ play-way ] ઉપર અવલંબેલું છે, એમ કહીએ તો ખોટું નથી. રમતગમત બાળક તેમ જ મોટાંને એટલી સહજ છે, કે તે જીવનમાં ખૂબ અગત્યનો ભાગ ભજવે છે. કામ અને રમત બન્ને વચ્ચેનો તફાવત શિક્ષણવિધાયકો સૌ કોઈ જાણે છે જ. બાળકો પાસે શાળામાં જેટલું કામ ગમ્મતથી કરાવવામાં આવે છે તે તેના પર ખૂબ સુંદર અસર કરે છે. ઉપરાંત શારીરિક કેળવણી પાછળ આજકાલ આપણે ત્યાં જે જે પ્રયાસો થઈ રહ્યા છે–તે ઉપરથી સૌ કોઈનું લક્ષ આ દિશામાં વધુને વધુ રસ લેતુ થયું છે એટલે શાળાની અંદર રમત ગમતનું સ્થાન બહુ અગત્યની મીમાંસા માગી લે છે. બાળકનો માનસિક તેમ જ શારીરિક વિકાસ સાધવાની જવાબદારી શાળાઓ રમતગમતોના સુંદર કાર્યક્રમથી જરૂર વધારે અને યોગ્ય રીતે અદા કરી શકે.

રમતગમતો ધીમાં, પછાત, કમઅક્કલ, આળસુ, ચીડિયાં, વગેરે બાળકોને માટે તો એક અદ્‌ભુત રસાયણ છે. બાળકો જે ફક્ત બેસી જ રહે, બહારથી આવેલો ઉત્સાહ જેના ઉપર અસર ન કરે, જેઓ અલ્પ સાંભળે, જુએ, વિચારે અને આચરણ કરે, તેવા જણાતા બાળકોનું રમત-ગમતથી એકદમ પરિવર્તન થઈ જાય છે. મૉન્ટેસોરીની Sense Perception મારેની રમતોથી માંડીને મોટી હાઇસ્કૂલમાં રમાતી રમતો, સૌ આ દિશામાં સરસ કાર્ય કરે છે. રમતમાં ઊતરેલું બાળક આત્મવિશ્વાસ કેળવે છે, શારીરિક સૌષ્ઠવ પ્રાપ્ત કરે છે, અને જીવનમાં આનંદ માણી શકે છે. કેટલીએ દવાઓ અને માબાપોની ચિંતા આમ આપોઆપ દૂર થઈ જાય છે.

આપણે ત્યાં રમતગમતો તથા શારીરિક વિકાસનું શિક્ષણ લગભગ દરેક શાળામાં અપાય જ છે. દરેક શાળાને પોતાનું મેદાન હોય છે. પોતાના વ્યાયામશિક્ષક કે ડ્રિલશિક્ષક હોય છે જ. છતાં ય આજે આપણે ત્યાં આ દિશામાં જોઈએ તેવો વિકાસ સાધી શકાયો નથી. રમતગમતોમાં બાળકો મસ્ત બનીને તેમાંથી ખૂબ સુંદર વૃત્ત્વ અપનાવી લે એ ભૂખ આપણે ત્યાં હજુ અતૃપ્ત જ રહી છે. એનાં કારણો ઘણાં છે. ઘણી શાળાઓમાં જોઈએ તેવાં ક્રીડાંગણો નથી હોતાં. ખાસ કરીને શહેરોમાં તો મોટી મુશ્કેલી પડે છે. ઉપરાંત રમતગમતોમાં ખૂબ સચોટ અને તીવ્ર અભ્યાસથી રચેલાં સમયપત્રોની પણ આપણે ત્યાં ઊણપ છે. બાળકોની વય પ્રમાણે, તેમની માનસિક શક્તિઓના વિકાસક્રમ પ્રમાણે, સમયની અનુકૂળતા પ્રમાણે રમતોનાં સમયપત્રો થવાં જોઈએ એ સ્પષ્ટ છે. ઘણી શાળાઓમાં રમતગમતોનાં સાધનો તથા તેવા કુશળ શિક્ષકોનો અભાવ હોય છે. કોઈ કોઈ વખત ઘણી સંસ્થાઓ જૂની ઉક્તિ પ્રમાણે 'દાઢીની દાઢી અને સાવરણીની સાવરણી' ની જૂઠી કરકસરીઆ મનોદશા સેવી વ્યાયામશિક્ષક પર બીજી બે ત્રણ જાતની જવાબદારીઓ લાદી દે છે. તેમાં કોઈ કામ બરાબર થઈ શકતું જ નથી. આજે હું માનું છું કે વ્યાયામના ખડતલ શિક્ષણ તથા અખાડાઓની કુસ્તી કરતાં બાળકોને રમતોની ખાસ જરૂર છે. યોગ્ય અંગવિન્યાસની [ Posture ] ની આપણે ત્યાં ખૂબ જ જરૂર છે. અહીં એક પ્રસંગ યાદ આવે છે. આપણી વિદ્યાપીઠના શારીરિક કેળવણી ખાતાના ડૉ. ગાડગીલ એક વખત બોલેલા "આપણે ત્યાં કેમ ચાલવું અને કેમ બેસવું તે જ આપણને નથી આવડતું. એક અંગ્રેજને કોઈ બીજા મિત્રે પૂછ્યુંઃ "તમે હિંદમાં રાજ્ય કેમ કરો છો?' તેણે જવાબ આપ્યો કે 'હિંદમાં

લોકોને ટટ્ટાર ચાલવું કે બેસવું તે નથી આવડતું એટલે.' આ કટાક્ષોક્તિમાં ઘણું સત્ય રહેલું છે. શાળામાં ત્રીસથી ચાલીસ મિનિટ સુધી બેસી રહેતાં બાળકોને જો જોયાં હોય તો એ બહુ સ્પષ્ટ રીતે સમજાય છે. ઘણાએ શારીરિક અને માનસિક રોગો જેવાં કે ટૂંકી દૃષ્ટિ, બેસી ગયેલી છાતીઓ, ડોક આગળ પડતા ખભા અને અજીર્ણથી ઉત્પન્ન થયેલી ફિક્કાશ, માથું દુઃખવું, વગેરે ખોટી રીતે બેસવાની આ ઢબથી થાય છે દરેક સમય પૂરો થયા પછી પાંચ મિનિટની રજા મળવી જ જોઈએ. કે જેમાં બાળકો ખુલ્લી હવામાં જરા કૂદી રમી પાછાં તાજાં થઈ શકે. જેટલી રમતગમત વધારે આકર્ષક ને રસદાયી તેટલી જ વર્ગમાં વધુ એકાગ્રતા અને શાંતિ. આ બન્નેને ખૂબ સંબંધ છે. આપણી વિશ્રાંતિઓમાં બાળકો રમતગમતના અભાવે બહુ ખોટી રીતે નિવૃત્તિમાં પડ્યા રહે છે. ઘણાં તો વર્ગ જ છોડતાં નથી. બાકીનામાં કોઈ બજારુ ભેળ, ચેવડો, વગેરેનું સેવન કરવામાં વખત ગાળે છે. વિશ્રાંતિનો સમય પણ યોગ્ય રીતે પ્રવૃત્તિમય બનાવવો જોઈએ; જેથી બાળકો બરાબર રીતે વર્ગનો માનસિક અને શારીરિક થાક ભૂલી જઈને, પ્રફુલ્લ બની, ફરી વર્ગમાં આવે. પછી જ્યારે આવી રીતે નથી થતું ત્યારે બાળકો વર્ગમાં કંઈકને કંઈક રમત કરે, અસ્વસ્થ બને અને શાંત ન રહે એ તદ્દન સ્વાભાવિક છે.

વર્ગના શિક્ષણક્રમમાં પણ વર્ગરમતો થઈ શકે. થોડી મિનિટ સુધીનું મુક્ત હાસ્ય, રસપૂર્ણ વાતો કે હલનચલન અથવા રમત સાથેનાં તાલબદ્ધ કાવ્ય, જોડકણાં, વગેરેથી પણ આ હેતુ સાધી શકાય છે.

રમતગમતો બીજી ઘણી રીતે આપણાં સમસ્ત જીવનમાં અગ્રસ્થાન ભોગવી રહી છે. બાળકોના વિકાસક્રમમાં જોઈતી ઘણી અમુલ્ય વસ્તુઓ રમતગમતો પૂરી પાડે છે. માનસશાસ્ત્રનો અભ્યાસ દરેક રમતગમતના કાર્યક્રમ તથા સમયપત્ર રચવામાં જરૂરનો છે જ. જુદી જુદી વયનાં બાળકો, તેમની માનસિક વૃદ્ધિ, પ્રેરણાશક્તિઓ, વિકાસક્રમમાં તેમનું સ્થાન, અને શારીરિક માનસિક એકતા જાળવવાનો પ્રયાસ વગેરે પ્રશ્નોનો વિચાર કરીને જ રમતગમતો બાળકો માટે યોજવી જોઈએ. રમતગમતના પીરિયડો ગમે ત્યારે વચ્ચે આવે તો બાળક કદી તેમાં રસ લઈ શકે જ નહિ. ઉપરાંત રમતગમતો, વ્યાયામ વગેરેમાં સાહજિક આનંદ અને રસ ઉત્પન્ન કરાવવાં જોઈએ, તો જ તેનું સાફલ્ય છે.

આજકાલ ઇતર પ્રવૃત્તિઓ શાળામાં વધારે અગ્રસ્થાન પામતી જાય છે. આ પ્રવૃત્તિઓ જેમ સાધન તરીકે ઉત્તમ છે તેમ જો બરાબર યોગ્ય રીતે અને કુશળ કાર્યક્રમ વગર યોજવામાં આવે તો તે સાધન જેટલું ઉત્કૃષ્ટ બની શકે તેવું છે, તેટલું જ નુકસાનકારક બની જાય છે. રમતોનું પણ તેવું જ છે. રમતોની યોજનાનું સમયપત્ર પણ ખૂબ વિચાર અને દીર્ઘદૃષ્ટિ માગે છે. 'શાળામાં અમુક રમતો રમાય છે' તેમાં ફક્ત બાહ્ય દેખાવ માટે જો એવી યોજના થાય તો તેના જેવું ઘૃણાસ્પદ બીજું કંઈ નથી.

'ઇટન અને હેરોના ક્રીડાંગણ ઉપર જ વોટર્લુનું યુદ્ધ જિતાયું હતું' એ ઉક્તિ કેટલી સત્ય છે એ દરેક યોજક મનમાં સમજી જ લે જીવનભરમાં ન શીખી શકાય, શાળાઓના ગમે તેટલા નીતિશિક્ષણ કે વડીલોના ઉપદેશો છતાંય જે જીવનમાં ન ઊતરે એવા કેટલાયે અગત્યના ગુણો રમતો કેળવી શકે છે. આજે આપણે ત્યાં શાળામાં બાળકને સાચો નાગરિક, પોતાના જીવનમાં સ્થિર બની સમાજને ઉપયોગી બને તેવો મનુષ્ય બનાવવાની હોંશ છે. જૂની પુસ્તકીયા મનોદશા આજે ઊડી જવા માંડી છે. સમાજજીવનમાં ઉપયોગી ગુણો જેવા કે નિયમબદ્ધ વર્તણૂક, વ્યવસ્થા, વગેરે

બાળકો રમતગમતથી ખૂબ સારી રીતે તેમનાં જીવનમાં ઉતારી શકે છે. રમતો કેટલાયે બીકણ, ચંચળ, માયકાંગલાં બાળકોને નવું જીવન આપે છે. 'ઇચ્છાશક્તિનો મહાન ગુણ તો રમતો જ ખૂબ સારી રીતે વિકસાવી શકે. બાળકોમાં જોવામાં આવતું જીદ્દીપણું [ Wilfulness ], ઇચ્છાશક્તિની સાથે જે સંયમ પણ હોવો જોઈએ તેનો અભાવ હોવાથી ઉદ્ભવે છે. ૧૩ વર્ષ સુધીનાં બાળકોમાં આ ખાસ આવશ્યક છે. તથા ઇચ્છાશક્તિનું તેની સાથે સુમેળ સંમિશ્રણ થતાં બાળકનું ચારિત્ર્ય પ્રકાશી ઊઠે છે. મેથ્યૂ આર્નોલ્ડ ચારિત્ર્યની વ્યાખ્યા– 'A completely fashioned will' સંપૂર્ણપણે કેળવાએલી ઇચ્છાશક્તિ ત્યારે જ સાધી શકાય છે.

રમતો તરફ બાળકોમાં રસ ઉત્પન્ન કરવો એ મૂળભૂત પ્રશ્ન છે. નાનાં બાળકો જન્મથી જ રમતપ્રિય હોય છે. પ્રથમનાં છ વર્ષમાં તેનું સર્વકાર્ય રમતો જ છે. તે જ તેના વિકાસનું ક્ષેત્ર છે. નાના બાળકોની રમતોમાં ફરી ફરી તેનું તે જ બોલવાનું, કરવાનું આવતું જોઈએ. તે મોટું થતાં તેને પછી સામુદાયિક 'રમતો' તરફ દોરવું જોઈએ. કારણ કે તેની માનસિક વૃત્તિઓ તે તરફ વિકાસ પામે છે. સ્નાયુમજ્જાની વૃદ્ધિ પણ તેજ કાળે દોડવા જેવી રમતો માગી લે છે. હવે આ સામુદાયિક રમતોમાં સામસામા પક્ષ રમતા હોવાથી હરિફાઈનું તત્ત્વ અહિં શરૂ થાય છે. હરિફાઈ સામે આપણે ખૂબ ચેતીને ચાલવાનું હોય છે. કારણ કે આ ગુણ એવો છે કે તેને યોગ્ય માર્ગદર્શન ખાસ જરૂરનું છે, નહિતર આ હરિફાઈ, ઇર્ષ્યા, દ્વેષ, અપ્રમાણિકતા, વગેરે ભયકર દુર્ગુણોમાં પરિણમે છે. ચારિત્ર્ય આખું ભ્રષ્ટ કરી મૂકે છે સમાજમાં એક કુટિલ નાગરિક આમ પ્રવેશ પામે છે. આજના વ્યાપારી ક્ષેત્રમાં ખાસ કરીને હરિફાઈ જે કુટિલ અર્થમાં જોવામાં આવે છે તે મોટો દુર્ગુણ બચપણમાંથી જ ઉદ્ભવે છે જે શિક્ષકના હાથમાં આ નાજૂક પ્રશ્ન સોંપવામાં આવે છે. તેણે માનસિક તેમ જ શારીરિક શક્તિઓના વિકાસક્રમનો સપૂર્ણપણે અભ્યાસ કરવો જરૂરનો છે.*

શક્તિનો વિકાસ સાધવાનો રમત એ કુદરતનો પોતાનો રસ્તો છે. બાળક પછી જ્યારે ૧૫–૧૬ વર્ષનું થાય ત્યારે તેને વધારે કસાય તેવી પણ સંઘરમતો [ team games ] આપવી જોઈએ. સામાજિક વાતાવરણમાં તેને હવે દોરવાનો સમય ગણાય. એટલે એવી રમતોની ખાસ જરૂર પડે છે. એવું પણ ન કહી શકાય કે રમતો માટે ચોક્કસ, બદલી ન શકાય તેવું સમયપત્ર હોવું જોઈએ. રમતનો રસ એવી વસ્તુ છે કે આપણે કોઈ વાર નાનાં બાળકોની રમતમાં રસ લઈએ, અથવા કોઈ વાર મોટી રમતોને વધારે પસંદ કરીએ. એટલે રમત વસ્તુ જ ખૂબ વિશાળ છે. ગ્રૂસ કહે છે તેમ–'We do not play because we are young: we have a period of youth, so that we may play.' આબાલવૃદ્ધ સૌ જુદી જુદી રમતોમાં રસ લઈ શકે છે. આપણે બધા અંગ્રેજોની માફક ખેલાડી [ sport-minded ] ક્યારે થઈશું તે તો કહી શકાતું નથી પણ છતાંય બાળકોને તો શાળામાં ખેલાડી બનાવવા એ દરેક શિક્ષકની ફરજ છે. આજે મુંબઈ સરકારે શારીરિક શિક્ષણ માટે પ્રયાસ કરવા માંડયો છે અને તેની સમિતિએ બહાર પાડેલા અહેવાલમાં–માનસશાસ્ત્રની દૃષ્ટિ–જે રમતોની યોજનામાં લીધી છે તે ખૂબ સુંદર છે મુંબઈમાં શરૂ કરેલા શારીરિક તાલીમ વર્ગમાં બી. એ. ની ડીગ્રી મેળવેલા શિક્ષકોને પસંદગી આપવાનું જે ધોરણ સ્વીકાર્યું છે તે ખૂબ પ્રશંસનીય છે; ત્યારે જ સાચું શિક્ષણ બાળકોને મળી શકશે.

---

* કાર્લ ગ્રૂસનું પુસ્તક 'The play of animals and the play of man' અને વિલિયમ જેમ્સના પુસ્તકનું પ્રેરણાશક્તિ Instinctનું પ્રકરણ તો સૌએ ઓછામાં ઓછું અવશ્ય વાંચી જ જવું જોઇએ.

એક વસ્તુ તરફ લક્ષ દોરવાનું રહી જાય છે. રમતગમતના કાર્યક્રમો હમેશાં આહ્લાદક, આહ્લાદક હોવા જોઈએ. એટલે બાળક ખૂબ થાકી જાય ત્યાં સુધી કે તદ્દન કસરત ન મળે તેની હદ સુધી પણ ન જવા જોઈએ. બલ્કે પ્રમાણસર હોવા જોઈએ. "The day we most need a holiday is the day after the holiday."–રજાના પછીના જ દિવસની રજાની આપણને ખરી જરૂર રહે તેમ ન હોવું જોઈએ. રમતો સ્ફૂર્તિદાયક [recreative] હોવી જોઈએ.

શિક્ષણમાં રમતો જીવન રેડે છે. શાળાના અનેક જટિલ પ્રશ્નોના નિરાકરણની તક આપે છે. સામાજીક જીવનને સુદૃઢ કરવાનો સંયોગ અપાવે છે. ચારિત્ર્યની ઉજ્વળ રૂપા ત્યાંથી જ ઉગે છે. સામાજિક તંદુરસ્તી જાળવવાનું એક મોટું સાધન છે. કેટલાય દવાખાનાઓ, રોગાલયો, વગેરે મ્યુનિસિપાલિટી, વગેરે સંસ્થાઓને યોજવાં બચી જાય. જો સારાં ક્રીડાંગણો કે એવી રમતો રમવાની જગાઓ પોતાની જ બાળજનતા માટે મોટેરાઓ બધાવે તથા યોજે તો જરૂર સામાજિક સ્વાસ્થ્ય સુંદર બને. ટૂંકમાં કામ અને રમતનું ખૂબ સુંદર સંયોજન સાધી શકાય તો સત્યશિક્ષણ આપીને તેનું સાફલ્ય આપણે દેખી શકીશું.



# બે સંસ્કૃત પાઠોની નોંધ

શ્રી. ધીરજલાલ ઉપાધ્યાય

[૧]

વિષય: अभिनवा पाठावलि ( प्रथमा ) प्रथमः पाठः।
ધોરણ: સંસ્કૃતનું ૧ લું વર્ષ  સમય: ૪૦ મિનિટ
સાધનો: ગણપતિની છબી

| વિષય | પદ્ધતિ |
|---|---|
| [૧] પાઠનિરૂપણ<br>ખંડ પહેલો | |
| श्रीगणेशम् अहं नमामि। | (૧) ગણપતિની છબી શિક્ષક આંગળી વડે બતાવી તેને નમસ્કાર કરે છે અને આ વાક્ય આમ ત્રણ વાર ક્રિયા કરી ત્રણ વાર બોલે છે. |
| | (૨) પાટિયા ઉપર श्रीगणेश અને नमामि બોલતાં બોલતાં લખે છે. શબ્દ લખાયા પછી આખા વર્ગને તે શબ્દો સમૂહમાં બોલવાનું કહે છે, ત્રણ વાર. |
| | (૩) ત્રણ વાર શબ્દો સમૂહમાં બોલાયા પછી વર્ગના-ઉચ્ચારમાં નબળા-ત્રણ ચાર વિદ્યાર્થીઓને વ્યક્તિગત આ શબ્દોનું પુનરુચ્ચરણ કરાવે છે. |
| श्रीगणेशं त्वं नमसि। | (૧) વિદ્યાર્થીને વર્ગની આગળ આવવાનું કહી ગણપતિની છબીને નમસ્કાર કરવાનું કહેવામાં આવે છે. |
| | (૨) વિદ્યાર્થી નમસ્કાર કરતો હોય તે વખતે શિક્ષક આ વાક્ય તેને કહે છે. |
| | (૩) બીજા બે વિદ્યાર્થીઓને બોલાવી તેઓ છબીને નમસ્કાર કરે તે વખતે આ વાક્ય શિક્ષક બોલે છે. |
| | (૪) પાટિયા ઉપર नमसि। લખાયા પછી એ શબ્દનું સમૂહમાં ત્રણવાર ઉચ્ચરણ કરવામાં આવે છે અને ઉચ્ચારમાં નબળા બે ત્રણ વિદ્યાર્થીઓ પાસે વ્યકિતગત પુનરુચ્ચરણ કરાવવામાં આવે છે. त्वं બોલતાં શિક્ષક વિદ્યાર્થી તરફ આંગળી ધરે છે. |
| अयं बालः श्रीगणेशं नमति। | (૧) વર્ગની સમક્ષ આવેલો વિદ્યાર્થી જ્યારે ગણપતિને નમસ્કાર કરતો હોય ત્યારે શિક્ષક તે વિદ્યાર્થીને ( अयं बालः ) આંગળી વડે બતાવી આ વાક્ય વર્ગને ઉદ્દેશીને કહે છે. બીજા |

| વિષય | પદ્ધતિ |
|---|---|
| | બે વિદ્યાર્થીઓને એક પછી એક બોલાવી વર્ગને ઉદ્દેશીને આ વાક્ય બે વાર કહેવામાં આવે છે. |
| | (૨) પાટિયા ઉપર बालः અને नमति લખાયા પછી પહેલાંની માફક વર્ગમાં સમૂહગત તેમજ વ્યક્તિગત ત્રણ વાર પુનરુચ્ચરણ. |
| ત્રણે વાક્યો—अहं श्रीगणेशं नमामि। त्वं श्रीगणेशं नमसि। अयं बालः श्रीगणेशं नमति।—નું પુનરાવર્તન | હવે શિક્ષક આ ત્રણે વાક્યોનું યોગ્ય ક્રિયાપૂર્વક પુનરાવર્તન કરશે. ત્રણેય વાક્યો ધીમે ધીમે બોલી જશે. પછી ગણપતિને નમસ્કાર કરતા વિદ્યાર્થીને किं करोषि त्वम्। પૂછશે. બે ચાર વિદ્યાર્થીઓને આવી રીતે બહાર આવવાનું કહી પ્રશ્નના જવાબ તરીકે श्रीगणेशम् अहं नमामि। એ વાક્ય બરાબર બોલાવડાવશે. किं करोमि अहम्। અને किं करोति अयं बालः। એ પ્રશ્નો પૂછીને જવાબ તરીકે त्वं श्रीगणेशं नमसि। અને अयं बालः श्रीगणेशं नमति। એ બરાબર વિદ્યાર્થી પાસે બોલાવડાવવાં જોઈએ. अहं—नमामि। त्वं—नमसि। અને अयं बालः—नमति। એ વાક્યોમાં ક્રિયાપદ અને કર્તાનાં રૂપો વાક્યપુનરુચ્ચરણથી અભ્યસ્ત થવાં જોઈએ. |
| आचार्यान् अहं नमामि। आचार्यान् त्वं नमसि। आचार्यान् अयं नमति। | કોઈ વિદ્યાર્થી આચાર્યને નમસ્કાર કરે છે અને શિક્ષક आचार्यान् त्वं नमसि એમ તેને કહે છે. આખો વર્ગ આચાર્યને નમસ્કાર કરતા વિદ્યાર્થી તરફ આંગળી બતાવી आचार्यान् अयं नमति। એમ કહે છે. આચાર્યને નમસ્કાર કરતા વિદ્યાર્થીને किं त्वं करोषि એમ પૂછતાં आचार्यान् अहं नमामि એમ કહેશે. ત્રણે વાક્યોને સમૂહગત તેમજ વ્યક્તિગત બોલાવવામાં આવશે. પાટિયા ઉપર आचार्य શબ્દ શિક્ષક લખશે. |
| **ખંડ બીજો** | |
| एतद् मम आसनम्। | શિક્ષક ખુરશી આંગળીથી બતાવી एतद् मम आसनम् એ વાક્ય બોલશે. आसन શબ્દ પાટિયા ઉપર લખશે અને એ શબ્દ પહેલાંની માફક સમૂહગત તેમજ વ્યક્તિગત બોલાવવામાં આવશે. |
| अहम् अत्र उपविशामि। | આ વાક્ય બોલી શિક્ષક ખુરશી પર બેસશે. उपविशामि પાટીયા ઉપર લખશે. પહેલાંની માફક સમૂહગત તેમજ વ્યક્તિગત પુનરુચ્ચરણ. |
| एतद् तव आसनम्। | આ વાક્ય બોલી શિક્ષક વિદ્યાર્થીનું બેસવાનું સ્થાન બતાવશે. |

| વિષય | પદ્ધતિ |
|---|---|
| त्वम् अत्र उपविशसि | વિદ્યાર્થીને એના સ્થાનપરથી ઊભો કર્યા પછી એ બેસે ત્યારે તેને આ વાક્ય શિક્ષક કહેશે. |
| इदम् अस्य आसनम् ।<br>अयं बालः अत्र उपविशति । | બીજા કોઈ વિદ્યાર્થીનું આસન શિક્ષક વર્ગને બતાવશે. અને એને ઊભો કરી બેસવાનું કહી આ વાક્ય શિક્ષક બોલશે. પહેલાંની માફક દરેક વાક્યનું સમૂહગત તેમજ વ્યક્તિગત પુનરુચ્ચરણ. |
| આ વાક્યોનું પુનરાવર્તન | આ વાક્યોનું પુનરાવર્તન किम् इदम्, कुत्र किं-क्व-मम-तव-अस्य आसनम्, किं करोमि-षि-ति-अहं-त्वं-अयं बालः પ્રશ્નો પૂછવાથી કરવું. |
| आसनात् अहम् उत्तिष्ठामि । | ( ૧ ) ખુરશી પર બેઠેલો શિક્ષક હાથના અભિનય સહિત આ વાક્ય બોલતાં ખુરશી પરથી ઊઠી ઊભો થશે. વાક્યનું ત્રણવાર આવર્તન.<br>( ૨ ) उत्तिष्ठामि પાટિયા પર લખાશે.<br>( ૩ ) વ્યક્તિગત તેમજ સમૂહગત આવર્તન. |
| आसनात् त्वम् उत्तिष्ठसि । | 'બેન્ચ' પર બેઠેલા વિદ્યાર્થીને ઊઠી જવાનું કહી તે ઊઠે ત્યારે આ વાક્ય શિક્ષક બોલે છે. |
| आसनात् अयं बालः उत्तिष्ठति ।<br>આ વાક્યોનું પુનરાવર્તન | આખો વર્ગ આસનપરથી ઊઠતા વિદ્યાર્થીને આંગળી વડે બતાવી વાક્ય બોલે છે. उद्+स्था ( तिष्ठ् ) અને उपविश્નાં ત્રણેય પુરુષનાં રૂપો વારંવાર किं करोमि अहम् । किं करोषि त्वम् । અને किं करोति अयं बालः । એ પ્રશ્નો પૂછી अहं, त्वम्, અને अयम् સાથે સાંકળી વર્ગમાં બોલાવવાં. |
| **ખંડ ત્રીજો** | |
| भूमौ अहं तिष्ठामि ।<br>भूमौ त्वं तिष्ठसि ।<br>भूमौ अयं तिष्ठति । | ભૂમિ ઉપર ઊભા રહેવાની ક્રિયા બતાવવી–બતાવડાવવી. |
| अहं द्वारं प्रति गच्छामि ।<br>त्वं द्वारं प्रति गच्छसि ।<br>अयं द्वारं प्रति गच्छति । | દ્વાર તરફ જવાની ક્રિયા બતાવવી, બતાવડાવવી. વાક્ય બોલતાં 'દ્વાર' પાટિયા પર લખવું. |
| अहं द्वारं प्रति धावामि ।<br>त्वं द्वारं प्रति धावसि ।<br>अयं बालः द्वारं प्रति धावति । | વાક્ય બોલતાં દ્વાર તરફ દોડાવવાની ક્રિયા વિદ્યાર્થી પાસે કરાવવી અને વાક્યો બોલાવવાં.<br>तिष्ठामि, गच्छामि, धावामि પાટિયા ઉપર લખવાં. પહેલાંની માફક અભ્યાસ. |

| વિષય | પદ્ધતિ |
|---|---|
| [૨] પુનરાવર્તન<br>नमति થી धावति સુધીના બધા શબ્દોનું પુનરાવર્તન | किम्, एतद् અને करोमि-वि-ति પ્રશ્નો પૂછી આખુંય પુનરાવર્તન કરાવવું. |
| [૩] પાઠનું વાચન | (૧) શિક્ષક એક પછી એક વાક્ય ચોપડીમાંથી વાંચશે અને આખો વર્ગ એકે એક વાક્ય એની પાછળ વાંચશે.<br>(૨) શિક્ષક આખો પાઠ બે વાર વાંચશે. |
| [૪] મનોયત્ન<br>૧ आचार्यान् अहं— ।<br>૨ त्वं श्रीगणेशं— ।<br>૩ —आचार्यान् नमति ।<br>૪ —आसने उपविशामि ।<br>૫ —आसनात् उत्तिष्ठसि ।<br>૬ अयं बालः — प्रति— । | (૧) શિક્ષક 'રોલ-અપ' પાટિયા પર લખેલાં વાક્યો—ખાલી જગો પૂરવાનાં—વિદ્યાર્થી આગળ ધરશે.<br>(૨) વર્ગને વાક્યો ધ્યાનપૂર્વક મનમાં વાંચવા માટે અને ખાલી જગો પૂરવા માટે ત્રણચાર મિનિટ આપવામાં આવશે.<br>(૩) વિદ્યાર્થીઓની મદદથી ખાલી જગાઓ પૂરો.<br>(૪) વિદ્યાર્થીઓની શબ્દાર્થની સમજની કસોટી માટે ખાલી શબ્દ પુરાયા પછી દરેક વાક્યનું ભાષાંતર ગૂજરાતીમાં કરવાનું કહેવું. |

## —પાટિયા પર લખેલા શબ્દો—

| | | | |
|---|---|---|---|
| श्रीगणेश । | उपविशामि । | नमति । | द्वार । |
| नमामि । | उत्तिष्ठामि । | बाल: । | गच्छामि । |
| नमसि । | तिष्ठामि । | आचार्य । | धावामि । |
| आसन । | | | |

## [૨]

## એક 'કથા–પાઠ'

**વિષય :** सारमेयः । ( अभिनवा पाठावलिः-प्रथमा । १४ मो पाठ )

**ધોરણ :** સંસ્કૃતના બીજા વર્ષની શરૂઆત

**સમય :** ૪૦ મિનિટ

**સાધનો:** પાણીમાં પડતી રોટલી તરફ દૃષ્ટિ રાખી પાટિયાના પૂલ ઉપર ઊભા રહેલા કૂતરાનું મોટું ચિત્ર.

| વિષય | પદ્ધતિ |
|---|---|
| [૧] પૂર્વતૈયારી<br>નવા શબ્દોનો પરિચય | શરુઆતમાં વિદ્યાર્થીઓને ઉત્તિષ્ઠત, ઉપવિશત વ. આદેશો આપી પાઠ માટે એકચિત્ત કરવામાં આવે છે. |
| (૧) कुक्कुरः । | (૧) શિક્ષક પાટિયા ઉપર ચિત્ર ટાંગે છે અને પૂછે છે: कस्य वर्तते इदं चित्रम् ।<br>(૨) શિક્ષક सारमेयः । अर्थात् कुक्कुरः । એમ કહી, अनुवदत यूयं सर्वे એમ સંસ્કૃતમાં બોલી कुक्कुर શબ્દ ત્રણ વાર વર્ગમાં સમૂહમાં બોલાવે છે.<br>(૩) त्वम् अनुवद, એમ આંગળી વડે બે ચાર ઉચ્ચારમાં નબળા એવા વિદ્યાર્થીઓને ઉદ્દેશી વર્ગમાં વ્યક્તિગત પુનરુચ્ચાર કરાવે છે.<br>(આ પ્રમાણે દરેક નવા શબ્દને ત્રણ વાર સમૂહમાં તેમજ વ્યષ્ટિમાં પુનરુચ્ચાર કરાવવાનો છે.)<br>હવે શિક્ષક सारमेय વિષે થોડી ઔપચારિક ચર્ચા વિદ્યાર્થીઓ સાથે પ્રશ્નોદ્વારા કરે છે. દા. ત. कुक्कुरस्य मुखं दर्शय, लाङ्गूलं दर्शय। कति पादाः कुक्कुरस्य। कुक्कुरस्य शृङ्गं दर्शय। नास्ति। कस्य अन्यस्य प्राणिनः शृङ्गम् नास्ति। अश्वस्य। વ० |
| (૨) अपूपः । | (१) શિક્ષક બોલે છે: कुक्कुरः अपूपं भक्षयति मांसं च भक्षयति। ગુજરાતીમાં अपूप નો શો અર્થ થાય તે વર્ગના કોઈ હોશિયાર વિદ્યાર્થીને પૂછતાં જવાબ મળી જશે. |
| (૩) सेतुः । | શિક્ષક ચિત્રમાંના પાટિયાનો પૂલ બતાવી બોલશે. अयम् सेतुः। (પાટીયાં બતાવતાં) एते दारुपलकाः। પછી अयं दारुफलकस्य सेतुः એમ ફરીથી બોલશે. |
| (૪) प्रस्रवः । | શિક્ષક બોલે છે: अत्र सेतोः अधः जलस्य प्रवाहः वर्तते। एषः जलस्य प्रस्रवः। |
| (૫) भषणम् | શિક્ષક બોલે છે: जनाः सारमेयं गृहे पालयन्ति। स रात्रौ गृहं रक्षति। यदा चौरः आगच्छति तदा स भषति। कुक्कुरस्य शब्दः 'भषणम्' इति उच्यते।<br>શિક્ષક ગુજરાતીમાં भषति નો અર્થ (વિદ્યાર્થી સમજ્યા છે તેની ખાતરી કરવા) પૂછશે. |
| [૨] ઉદ્દેશવચન | શિક્ષક પાઠશિક્ષણનું ઉદ્દેશવચન બોલશે: अधुना अहं सारमेयस एकां लघ्वीं कथां कथयामि। यूयं सर्वे मां सावधान तया शृणुत। |

| વિષય | પદ્ધતિ |
|---|---|
| [૩] પાઠનિરૂપણ | (૧) શિક્ષક આપણીય કથા યોગ્ય હાવ-ભાવપૂર્વક અને ઉચ્ચારશુદ્ધિ જાળવીને બે વાર વિદ્યાર્થીઓને કહી બતાવે છે.<br>(૨) પછીથી બોલે છે: इमाम् एव कथाम् उद्दिश्य कांश्चित्प्रश्नान्पृच्छामि । |
| कुक्कुरः गृहे वसति । | कुत्र वसति कुक्कुरः । |
| अपूपं पश्यति । | किं पश्यति कुक्कुरः एकस्मिन्दिने । |
| प्रस्रवस तटं गच्छति । | कुत्र गच्छति अपूपं धृत्वा । |
| सेतौ तिष्ठति । | कुत्र तिष्ठति स तदा । |
| आत्मनः प्रतिविम्बं पश्यति । | किं पश्यति जले स तदा । |
| स चिन्तयति । | प्रतिविम्बं दृष्ट्वा किं करोति । |
| अन्यः कुक्कुरः जले वर्तते । | किं चिन्तयति सः । |
| तस्य मुखे अपूपः वर्तते । | |
| तम् अपहरामि इति । | |
| आत्मनः मुखम् उद्घाटयति । | किं तदा स करोति । |
| अपूपः जले पतति निमज्जति च । | किं भवति तदा । |
| [૪] શિક્ષકનું વાચન | શિક્ષક બોલે છે: इमाम् एव कथाम् वाचयामि । पुस्तकानि उद्घाटयत । यूयम् सर्वे माम् अनुवाचयत । શિક્ષક બે વાર પાઠ વાંચે છે. વિદ્યાર્થીઓ શિક્ષકની પાછળ વાંચે છે. |
| [૫] મનોયત્ન | શિક્ષક વિદ્યાર્થીઓને પુસ્તક બંધ કરવાનું કહે છે. ' રોલ-અપ ' પાટિયામાં પહેલેથી લખી રાખેલ મનોયત્ન વિદ્યાર્થીઓ આગળ ખૂલ્લું મૂકે છે મનોયત્ન ખાલી જગાઓમાં યોગ્ય શબ્દો મૂકવાનું, અવ્યવસ્થિત ગોઠવેલાં વાક્યોને ક્રમ પ્રમાણે ગોઠવવાનું, વગેરે હોઈ શકે. દા. ત. |

| અવ્યવસ્થિત ગોઠવેલાં વાક્યો | આપવાનો ક્રમ |
|---|---|
| अधः पतति अपूपः । | (૬) |
| कोऽपि कुक्कुरः अपूपं धृत्वा प्रस्रवस्य तटं गच्छति । | (૧) |
| कुक्कुरः मुखम् उद्घाटयति तथा कर्तुम् । | (૫) |
| तत्र आत्मनः प्रतिविम्बं जले पश्यति । | (૩) |
| पश्चात् सेतोः मध्यभागे तिष्ठति । | (૨) |
| तदा चिन्तयति । अन्यः कुक्कुरः जले वर्तते । | (૪) |
| अस्य मुखे अपूपः वर्तते । | |
| अपहरामि एनम् अहम् । इति । | |

— પાટિયા પર લખેલા શબ્દો —

कुक्कुरः । सेतुः । प्रस्रवः ।

अपूपः । भषणम् ।

# પ્રશ્નોત્તર વિભાગ

**કોઈ એક વિદ્યાર્થીને ભણવાના કોઈ પણ વિષયમાં રસ આવતો જ ન હોય અને જ્યારે જ્યારે ભણવાનું કહેવામાં આવે ત્યારે કંટાળો ચડતો હોય તો તેવા વિદ્યાર્થી માટે શું કરવું ?**

આવો પ્રશ્ન એક અથવા બીજા સ્વરૂપમાં ઘણી યે વાર પુછાય છે એના જવાબો જુદી જુદી રીતે આપી શકાય. અહિં તો કશું જ ભણવાની જેને ઇચ્છા નથી અને ભણવાનાં જેને કંટાળો આવે છે તેવા વિદ્યાર્થી સંબંધે પૂછવામાં આવ્યું છે. આપણે તેનો સમગ્ર દૃષ્ટિએ વિચાર કરીશું.

ભણતરનો અર્થ આજે હવે વધારે સ્પષ્ટ થવાની જરૂર રહે છે. આજની નિશાળોમાં જે ભણાવવામાં આવે છે તેને જ આપણે વિષયો ભણતર તરીકે સ્વીકારીએ છીએ. નિશાળમાં ભણાવવામાં આવતા વિષયો સિવાયના બીજા કોઈ પણ વિષયના ભણતરને આપણે ભણતર કહેતા જ નથી. આજની શાળાના અભ્યાસક્રમમાં મોટે ભાગે બુદ્ધિના જ વિષયો હોય છે. એ વિષયો ભણાવવાની પદ્ધતિ પણ અવૈજ્ઞાનિક અને કંટાળા ભરેલી હોય છે. માબાપને મન શાળામાં ભણાવાય તે જ ભણતર; એટલે ઘેર પણ તે જ વિષયોને હથોડા મારીમારીને ભણાવવાના પ્રયત્નો કરવામાં આવે છે. શાળાના શિક્ષક પાસે વધારે ઊંડો વિચાર નથી અને વખત પણ નથી. સમાજનો વ્યવહાર એ વિષયોને જ પ્રતિષ્ઠા આપે તેવો ખોટી રીતે ઘડાઈ ગયો છે. શિક્ષણની પદ્ધતિની સફળતા કે નિષ્ફળતા માટે દંડ, ઇનામ કે લાલચ જેવી વસ્તુઓ ઉપર આધાર રાખવામાં આવે છે. ભણનારના મનને સમજવાનો કોઈ કશો જ પ્રયત્ન કરતું નથી. આ બધા સંયોગો ભણવાના બુદ્ધિના વિષયો તરફ ભણનારને વિમુખ કરે તેમાં શી નવાઈ!

ભણતર શાળાના જ વિષયોમાં પરિસમાપ્ત થતું નથી તે આજે હવે આપણે સમજી લેવું જોઈએ. શાળાના વિષયો ભણાવવાની પદ્ધતિમાં ધરમૂળથી ફેરફાર થઈ જવો ઘટે છે. આજની પદ્ધતિ તો વિદ્યાર્થીને વિષયનો દુશ્મન બનાવે તેવી છે. પદ્ધતિનો વિચાર એક કોરે રાખીએ તો પણ ભણનાર બાળક પોતાના જીવન ભારનો જરૂરી અભ્યાસ શાળાની ચાર દિવાલોમાં જ નહિ પરંતુ શાળા બહારની દુનિયામાંથી અનેક રીતે કરી રહ્યો હોય છે તે આપણે સમજી લેવું જોઈએ. બુદ્ધિના વિષયોમાં છેક જ ઠોઠ ગણાતો વિદ્યાર્થી હસ્તકળા કે હસ્તકારીગરીના વિષયોમાં સૌથી મોખરે આવી ઊભો રહેતો હોય છે, તેવો થોડો ઘણો અનુભવ આપણે સૌ કોઈને હોય છે. આ લેખકનો પંદર વરસનો એક વિદ્યાર્થી અંગ્રેજી બીજા ધોરણથી આગળ ચાલી શકતો જ નહિ. બધા વિષયો એને ઝેર જેવા લાગતા. એના ઉપર બુદ્ધિમંદની છાપ મારવામાં કોઈ અચકાતું નહિ. એના માનસનો યોગ્ય અભ્યાસ કર્યા પછી એક ચોક્કસ ઉદ્યોગ તરફ તેને વાળવામાં આવ્યો. પરિણામ ચમત્કારિક આવ્યું. એ એ ઉદ્યોગમાં મોખરે આવીને ઊભો રહ્યો. બુદ્ધિના વિષયોનો શત્રુ, હાથ કારીગરીના વિષયોનો મિત્ર બની ગયો. આપણે તો એજ જોવાનું રહે છે, કે ભણનાર વિદ્યાર્થીનો વિકાસ કઈ દિશામાં અને કેવી રીતે શક્ય બને.

ભણતરની સાથે કંટાળાના પ્રશ્નને જોડી દેવામાં આવે ત્યારે પણ આપણે શિક્ષકોએ પણ વધારે ઊંડા વિચાર માટે થોભી જવું ઘટે છે. દરેક માણસને પોતાની પ્રગતિ માટે દરેક બાબતમાં એક સરખો રસ હોતો નથી. શાળામાં ભણાવવામાં આવતા બુદ્ધિના દરેક વિષય તરફ એકધારો રસ અથવા તો એકધારો કંટાળો કોઈ પણ વિદ્યાર્થીને આવ્યો હોય તેવા દાખલા બહુ જૂજ હોય છે. હા, બુદ્ધિના છ સાત વિષયોમાંથી બે ત્રણ વિષયો ગમે જ નહિ તેવું બનતું હોય છે ખરું. પ્રશ્નકાર પૂછે છે તે સો ટકા હકીકત હોય તો તેમ બનવાને માટે શિક્ષક અને શાળાની પરિસ્થિતિ જ મોટે ભાગે જવાબદાર હોય છે. શાળાનું ભણાવવાનું ધોરણ જ એવું હોય છે કે બે વિષયમાં સુંદર પ્રગતિ કરનારો વિદ્યાર્થી બીજા બે ત્રણ વિષયોમાં શિથિલ હોય અને એકાદ બે વિષયો તરફ છેક જ વિમુખ હોય તો તેને માટે આગળ વધવાનો કશો જ અવકાશ હોતો નથી. નથી શાળાની પ્રણાલિકા એને આગળ જવા માટે પ્રેરણા આપતી કે નથી શાળાનો શિક્ષક એના મનગમતા વિષયોમાં એને ઉત્સાહ પ્રેરતો શાળાના કોઈ એક વિષયમાં પણ પાછળ રહી જનાર વિદ્યાર્થીને પરીક્ષાની દૃષ્ટિએ તો આખું વરસ જ બગાડવાનું હોય છે. પરીક્ષાપદ્ધતિ, શિક્ષણની રીતિ તથા માબાપ અને શિક્ષકોનો દુરાગ્રહ, નહિ રુચતા વિષયો તરફ વિદ્યાર્થીને એવી ખોટી રીતે અને પરાણે ધકેલે છે કે શાળાના સમગ્ર ભણતરમાંથી એનો રસ ઊડી ગયા વિના રહે નહિ. આજના બેહૂદા ધોરણ એ એટલા માટે જ હજારો અને લાખો વિદ્યાર્થીઓને શાળાના અને તેથી વિદ્યાના શત્રુઓ બનાવ્યા છે. એ પરિસ્થિતિ ટાળવી એકલા શિક્ષકના હાથની વાત નથી. શિક્ષણના તમામ વિધાયકોએ શિક્ષણનો આજે હવે તદ્દન નવી દૃષ્ટિથી વિચાર કરવો પડશે. શાળાનું શિક્ષણ સર્વવ્યાપી અને સમાજ ઉપયોગી બને તે માટેનાં નવાં ધોરણો ઊભાં કરવાં પડશે. ભણતરને શાળાના વિષયોમાં જ પૂરી રાખવાને બદલે એને બહાર કાઢવું પડશે.



# વ્યાખ્યાનોમાંથી કંઈક

## કેળવણી અને વિશ્વશાન્તિ*

આજ કાલ યૂરોપમાં યુદ્ધનાં વાદળ એટલાં બધાં ઘેરાં બન્યાં છે, આંતરરાષ્ટ્રીય શાન્તિ માટે ભલભલા મુત્સદ્દીઓ અને રાજકારણના અગ્રણીઓ એટલા બધા નિરાશ બન્યા છે, જેમને હૈયે માનવજાતિનું હિત સતત વસેલું છે તેવા વિચારકો-કવિઓ-ફિલસુફો અને નેતાઓ ભવિષ્યના ગર્ભમાં શું છુપાયલું છે તે વિષે અનેક પ્રકારની કલ્પનાઓ સચિન્ત નયને અને ધડકતે હૃદયે ચલાવી રહ્યા છે કે અત્યારે જો હું વિશ્વશાન્તિની વાતો કરું તો હું એક અવ્યવહારુ સ્વપ્નદ્રષ્ટામાં ખપું. પણ છતાંય મને એટલો સંતોષ છે કે જગતભરના બધાય મુખ્ય ધર્મોએ વિશ્વશાન્તિનાં સ્વપ્નાં સેવ્યાં છે. હિંદુધર્મની સત્યયુગની ભાવના, મહાન પયગંબર ઈશુખ્રિસ્તની 'પૃથ્વી પર ઊતરેલા સ્વર્ગના રાજ્યની કલ્પના,' જૈન ધર્મમાં નજરે પડતો ઉત્સર્પિણી યુગનો ઉલ્લેખ-આ સઘળા પુરાવાઓ સાક્ષી પૂરે છે એક વાતની કે જગતના મહાન પયગંબરો અને આધ્યાત્મિક વિભૂતિઓએ એક સુવર્ણમય આશા સેવેલી કે વિશ્વમાં શાંતિ સ્થપાય; માનવીઓ ભાઈ ભાઈ પેઠે આચરણ કરે, તો જગત સુખી, સંપત્તિશાળી અને વધારે રમણીય બને.

તે સ્વપ્નને પાર્થિવ ભૂમિકા પર ઉતારવા માટે માનવજાતિએ અનેક પ્રયત્નો કર્યા છે. ધર્મ, કલા, નૃત્ય, સંગીત, સ્થાપત્ય, કવિતા, સાહિત્ય, તત્ત્વચિંતન આ બધા પ્રયત્નો દ્વારા માનવ જાતિએ પોતાની બુદ્ધિ તથા લાગણીઓને વધારે શુદ્ધ, સંસ્કારી અને સૂક્ષ્મ બનાવવા પ્રયત્ન કર્યો છે. જગતમાં વ્યવસ્થા પ્રવર્તાવવા માટે રાજકારણે જે કાયદાઓ રચ્યા છે તે પણ આવો જ એક પ્રયત્ન છે. નીતિના સિદ્ધાંતોનું ધ્યેય પણ એક જ છે; અને તે લોકસંગ્રહ, સમાજની સુવ્યવસ્થા, વિશ્વમાં શાંતિના સામ્રાજ્યનું સ્થાપન. પણ અત્યાર સુધીનો ઇતિહાસ સાક્ષી પૂરે છે કે મુત્સદ્દીઓ અને રાજદ્વારી નેતાઓ વિશ્વને શાંતિને પંથે પ્રગતિ કરાવી શકયા નથી. આટઆટલા પ્રયોગો પછી પણ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે વેરઝેર, દ્વેષ, સ્વાર્થની સંકુચિત જાળો, કપટબાજી અને છળ ચાલુ જ છે. રાષ્ટ્રના કહેવાતા જોહુકમી નેતાઓ-હિટલર અને મુસોલીની જેવા-આંતરરાષ્ટ્રીય હિતના ચશ્મા પહેરી જગતને જોવા અસમર્થ નીવડયા છે; કૌટિલ્ય નીતિ અને છેતરપિંડી એ રાજકારણી પુરુષોમાં આવડત ગણાતી આવી છે. એ રીતે જોતાં, વિશ્વમાં શાન્તિ સ્થાપવાનો દિવ્ય હેતુ સફળતાથી સિદ્ધ કરી, માનવ જાતિને ઉત્ક્રાંતિને ઉપલે પગથિયે લઈ જવામાં, મુત્સદ્દીઓ અને રાજદ્વારી પુરુષો નિષ્ફળ ગયા છે એમ કહીએ તો તે કેવળ નક્કર હકીકત છે.

હું ઉપર જણાવી ગયો તે પ્રમાણે ધર્મ, કલા, નીતિ, સાહિત્ય, વગેરે કેળવણીના જ પ્રકારો છે. મનુષ્યનો શારીરિક, બૌદ્ધિક અને આધ્યાત્મિક-સર્વાંગી વિકાસ સાધવો, અને એ રીતે તેને વધારે ને વધારે સંપૂર્ણ મનુષ્ય બનાવવો એ કેળવણીનું ધ્યેય છે. આ રીતની કેળવણી આપવામાં, આપણે વિદ્યાર્થીઓને આપોઆપ સારા અને સફળ શહેરી બનાવવામાં પણ સાહાય્ય કરીએ છીએ. બીજા દેશોનું સાચું જ્ઞાન આપવાથી, તેમના ધર્મ, સાહિત્ય, કલા વગેરેનો સમજણપૂર્વક અને સહાનુભૂતિભર્યો અભ્યાસ કરવાથી, આપણને એક એવું નેત્ર મળે છે કે જેની મદદ વડે આપણે આપણા પડોશી રાષ્ટ્રને વધારે સારી અને સાચી રીતે સમજી શકીશું, અને સાચું જ્ઞાન આપણા

---

* ખેડા જિલ્લા શિક્ષકસંમેલનમાં, તા. ૧૧-૯-૩૮ ને રોજ શ્રી. શાંતિલાલ ઠાકરે આપેલા વ્યાખ્યાનનો સાર.

અંધકારનાં પડળ દૂર કરશે, એટલે આપણે તે દેશને અને તે દેશના રહેવાસીઓને ચાહી શકીશું. આનું સીધું પરિણામ એ આવવાનું કે આપણે તેમના ગુણોની કિંમત આંકીશું, તેમની ખાસિયતો માટે માન અને આશ્ચર્ય ધરાવીશું; અને તેટલા પ્રમાણમાં આપણામાંથી તેમને માટે દ્વેષ, તિરસ્કાર વગેરે ઓછાં થઈ આખરે નિર્મૂળ થશે. આ વિશ્વશાન્તિના પ્રયત્નમાં આવશ્યક પ્રથમ પગલું.

આમ કરવું એ કેળવણીકારોથી જેટલું શક્ય છે તેટલું જીવનના બીજા કોઈ પણ ક્ષેત્રમાં કામ કરતા પુરુષથી નથી. બાલમંદિરો, પ્રાથમિક કેળવણી, માધ્યમિક કેળવણી અને વિદ્યાપીઠની કેળવણી–આટલા પ્રયત્નો દરમિયાન, માનવી લગભગ અઢી વર્ષની ઉમ્મરથી તે બાવીસ વર્ષની ઉમ્મર સુધી કેળવણીકારોના હાથમાં સોંપાયલો છે. તે દરમિયાન આપણે આપણને ઇષ્ટ લાગે એવી પરિસ્થિતિ ઊભી કરી શકીએ છીયે, ઇષ્ટ લાગે તેવો જ્ઞાનભંડાર વિદ્યાર્થીઓ સમક્ષ પીરસી શકીએ છીએ, હિતાવહ અને કલ્યાણકારી ભાવો–લાગણીઓ–ઊર્મિઓ અને આવેગોનું સિંચન કરી શકીએ છીએ, જગત તરફ અને પડોશી રાષ્ટ્રો તરફ–અરે, જીવન સમગ્ર તરફ એક નવીન વલણ અને નવીન દૃષ્ટિબિંદુ સ્થાપન કરી શકીએ છીયે અને આટલું થાય, તો પછી બાકી શું રહ્યું ? એવા રંગથી રંગાયલો તે માનવી આપણે નિશ્ચિત કર્યું હોય તેવા પ્રકારનું જ જીવન મોટે ભાગે જીવે તેમાં કાંઈ નવાઈ નથી. પછી ભલેને તેના જીવનની ગતિમાં થોડીક ચિત્રવિચિત્રતાઓ અને ફેરફારો હોય ! પણ મુખ્યત્વે તો આપણો હેતુ સિદ્ધ થવાનો જો આપણે માનવસ્વભાવમાં આવા પ્રકારનું પરિવર્તન કરવાની શકયતામાં માનતા જ ન હોત, તો આપણે શિક્ષકનો ધંધો ક્યારનો યે ફગાવી દીધો હોત !

ત્યારે આ રીતે જીવનને વલણ આપવા માટે, વિશ્વશાન્તિનો ઉદ્દેશ સિદ્ધ કરવા માટે, આપણે શાળામાં કયાં વ્યવહારુ પગલાં લઈ શકીએ ? રાષ્ટ્ર પરત્વે આપણે ઇતિહાસના શિક્ષણમાંથી કોમી વિખવાદના વિષને દૂર કરી શકીએ. રાષ્ટ્ર રાષ્ટ્રના ઇતિહાસમાંથી ઉચ્ચ તત્ત્વોને આગળ કરી, તેમનું મૂલ્યાંકન કરતાં શીખી અને શીખવી શકીએ. જગતના બધા જ દેશોએ જે ધર્મોને અપનાવી લીધા છે તે બધા ધર્મોનો સમન્વય કરી, તેમનાં મૂળતત્ત્વોનો અભ્યાસ કરી, સર્વધર્મોના સાચા સ્વરૂપની સમાનતા પર ઝોક મૂકી શકીએ. કલા, સાહિત્ય, તત્ત્વચિંતન, અને વિજ્ઞાનની અનેક શોધો એ તો સમગ્ર માનવજાતિનો મહામૂલો સર્વસામાન્ય વારસો છે–તે વાત પર ભાર મૂકી, બધા જ દેશના માનવીઓ, ઉત્ક્રાન્તિની યાત્રામાં, સમાન યાત્રીઓ છે, માટે તેમણે સૌએ એકને દુઃખે દુઃખી અને બીજાને સુખે સુખી થવાના પ્રયત્નો કરી, તેવી ઐકયભાવના કેળવવી જોઈએ. તે સત્ય આપણે વિદ્યાર્થીઓની રગેરગમાં અને અણુએ અણુમાં ઠસાવી શકીયે છીએ જેમ સમૂહસંગીતમાં બધાં વાજિંત્રો એકરૂપ થઈ, પોતપોતાનો વિલક્ષણ ફાળો આપી, એકસ્વરતા સાધે છે અને તેથી સંગીતને વધારે આહ્લાદક અને સમૃદ્ધ બનાવે છે, તેવી જ રીતે દરેક પ્રજાનો પોતાનો વૈયક્તિક વિલક્ષણ ફાળો માનવજાતિની પ્રાપ્તિઓના ભંડોળને વધારે વિશાળ, સમૃદ્ધ અને વૈવિધ્યભર્યો બનાવે છે–એ સત્ય આપણે દૃઢતાપૂર્વક ધ્યાનમાં રાખી અને રખાવી શકીએ છીએ. વિજ્ઞાનનો અભ્યાસ તો તદ્દન ભિન્ન–અંગત અને અવૈયક્તિક છે. આ રીતે આપણે માનવજાતિમાં સજ્ઞાન ઉદારતા અને જ્ઞાનની નિઃસ્પૃહ ક્ષુધા જગાવી શકાયે છીએ.

હું માનું છું કે આમ કરવાથી જે મુત્સદ્દીઓ નથી કરી શકયા, તે કેળવણીકારો કરી શકશે. માત્ર તે દલિત કોમ છે, ક્ષુદ્ર ધંધાદારીઓ છે એવો તેમનો ભ્રમ તેમણે ફગાવી દેવો પડશે; અને તેને માટે સાચો પ્રયત્ન, આત્મશ્રદ્ધા, આજીવન અભ્યાસીપણું, વગેરે અનેક ગુણોની સામગ્રી તેમણે એકઠી કરવી પડશે.

[ ૨ ]

# અઢાર વર્ષ સુધીની ઉમ્મરના અંગ્રેજ છોકરાની કેળવણી*

અંગ્રેજ છોકરાને અઢાર વર્ષ સુધીની કેળવણી ઘણી ભિન્ન ભિન્ન રીતે મળી શકે છે અને તે મળવાનો આધાર તે છોકરાની હોશિયારી અને તેના સંજોગો ઉપર છે.

૨ થી ૫ વર્ષ સુધીનું બાળક ધ્યાન માગે છે; પણ તેને લાયક ધ્યાન બધી જગ્યાએ તેને નથી મળતું અને તેમાં પણ ખાસ કરીને ગરીબ માણસોનાં બાળકોની શારીરિક ખીલવણી અમુક અંશે અવરોધાય છે. આ બાબત ઉપર કુ. માર્ગારેટ મૅકમીલનનું ધ્યાન ખેંચાયું અને અડગ ધૈર્ય અને પ્રતિકૂળ સંજોગો સામે સામનો કરી તેણે નર્સરી સ્કૂલ્સની સ્થાપના લંડનમાં કરી. જે બાળક ઘરે એકલું રહી બાળસમાજના લાભો ગુમાવી એકલપેટું થવાની વૃત્તિ સેવે તે જ બાળક આ બાળમંદિરમાં બીજાં બાળકો સાથે હળીમળી આનંદદ્વારા પોતાના શરીરની સંભાળ લેતાં શીખે છે. જે પ્રેમની એને જરૂર છે તે પ્રેમ એને આ શાળામાં મળે છે. અને પ્રેમ બતાવવાની એની વૃત્તિ પણ ત્યાં પોષાય છે. આવી જાતની શાળાઓ જો કે હજી ઘણી મોટા પ્રમાણમાં ત્યાં નથી તેમ છતાં તેમની ઉપયોગિતા સિદ્ધ થઈ છે અને તેમની સંખ્યા વધતી જાય છે.

આવી શાળાનો લાભ નહિ મેળવી શકતું બાળક પ્રાથમિક શાળાના બાળવિભાગમાં ૩ થી ૫ [illegible] સુધી જઈ શકે છે. ત્યાંનું પણ વાતાવરણ બાળકોને આનંદ મળે અને રમતગમતથી પોતાની [illegible]વણી મળે એવું છે. આ શાળા બાળકેન્દ્રિત [ Child centred ] છે, પણ એમાં શિક્ષિકાઓની જરૂર છે અને શિક્ષિકાઓને કેળવણી આપવા પ્રબંધ કરવામાં આવ્યો છે.

૫ થી ૭ વર્ષ બાળક પ્રાથમિક શાળાના નીચલા ભાગમાં ગાળે છે. આ અરસામાં એને ખાસ વર્ગશિક્ષણ અપાતું નથી પણ એ થોડી ઘણી વસ્તુઓ આપ મેળે જ શીખી લે છે. ૭ વર્ષની ઉમ્મરથી એની કેળવણીનો એક નવો ભાગ શરૂ થાય છે. ૭ થી ૧૧ સુધી એ દાખલા ગણતાં, લખતાં અને વાંચતાં શીખે છે અને ૧૧ વર્ષે એના જીવનની ઘણી અગત્યની પરીક્ષા આપવા માટે તૈયાર હોય છે, આ પરીક્ષા એક જાતની ચાળણીની ગરજ સારે છે. માધ્યમિક શાળાનું શિક્ષણ દરેક બાળક ન પચાવી શકે એ વાત જાણીતી છે અને દરેક બાળક પાછળ તેની કેળવણી આપવા ખર્ચ કરવો નકામો છે એમ માની, તે કેળવણી લઈ શકવાની જેની હોશિયારી હોય તેવાં જ બાળકો તે શાળામાં જાય એ દૃષ્ટિએ આ પરીક્ષા રાખી છે. એમાં એક ઇંગ્લીશ લેખિત પેપર, એક ગણિત (થોડું બીજગણિત પણ), અને તે ઉપરાંત બુદ્ધિની કસોટી, તથા શિક્ષકોના અભિપ્રાય; આ ચાર મળી બાળકોની પસંદગી કરવામાં આવે છે. સૌથી હોશિયાર છોકરાઓ માધ્યમિક શાળાઓમાં ત્યાંની ખાલી જગ્યા પ્રમાણે જાય છે. ત્યાં તેમને ફરજિયાત ૧૧ થી ૧૬ વર્ષ સુધી રહેવું પડે છે. આ અરસાને છેડે તેમને પ્રથમ શાળાંત પરીક્ષા આથી તેમાં પસાર થઈ એક સરટીફીકેટ આપવામાં આવે છે. તેનાથી તેમને નોકરી મળવી સહેલી પડે છે. એટલે આપણા મૅટ્રીકના સરટીફીકેટ જેવી જ ગરજ તે સારે છે. ૧૬ થી ૧૮ વર્ષ સુધી પણ છોકરાઓ ત્યાં રહી શકે છે, અને દ્વિતીય શાળાંત પરીક્ષા પસાર કરી શકે છે, આ પરીક્ષાથી તેમને યુનિવર્સિટીની ઇંટરમીડીએટ પરીક્ષા આપવી પડતી નથી.

---

* સૂરતના નૂતનશિક્ષણ સંઘને આશ્રયે શ્રી. જ્યોતીન્દ્ર દેસાઈએ આપેલા વ્યાખ્યાનનો સાર

જે બાળકો આવી શાળામાં ન જાય તેમને માટે શહેરોમાં સેન્ટ્રલ સ્કૂલ નામની નવી જાતની શાળાની ગોઠવણ છે. આ શાળાઓની વલણ વ્યાપારી અથવા ઔદ્યોગિક હોઈ, પોતાની વલણ પ્રમાણે એમનો શિક્ષણક્રમ યોજાય છે. અને તેમનો મુખ્ય આશય બાળકની કેળવણીને ઉપયોગી દિશા તરફ વાળવાનો હોય એમ લાગે છે. તેમાં પરીક્ષાઓ હોતી નથી અને તેથી શિક્ષકોની સ્વતંત્રતા વધારે કહી શકાય તથા પ્રયોગ કરવાની તક વધારે મળે છે. આવી શાળાઓ શહેરોમાં જ ચાલી શકે છે.

જે બાળક ઉપરની એકે શાળામાં ન જઈ શકે તેને માટે સીનિયર સ્કૂલ નામની સંસ્થા છે. શહેરોમાં તેના વિદ્યાર્થીઓ હોશિયારીવાળા ન જ હોઈ શકે કારણ કે બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ પહેલી બે શાળામાં ચાલ્યા ગયા હોય છે. આ શાળામાં તો બાળકને સામાન્ય વિષયો જ શીખવવામાં આવે છે અને કોઈ ખાસ જાતની વલણને સ્થાન નથી. પણ ગામડાની સીનિયર સ્કૂલમાં વસ્તુસ્થિતિ જુદી છે. આજુબાજુના જીવન સાથે શાળાનું શિક્ષણ સંબંધ રાખે છે અને બાળકો ખેતીવાડી, ઇત્યાદી કામો જાતે જ કરતાં શીખે છે. શહેરની સીનિયર અને સેન્ટ્રલ શાળાઓમાં પણ છોકરાઓને હાથકામ અને હુન્નરઉદ્યોગને લગતું શિક્ષણ પણ મળે છે કોઈક પ્રગતિમાન સંચાલકોએ હવે નવી જાતની શાળાઓ ચલાવવી શરૂ કરી છે. તેમનું નામ ગ્રામવિદ્યાલય [ Village Colleges ] છે. આ શાળા દસબાર ગામડાંની શાળા છે. અને આ બધાં ગામડાઓમાંથી બાળકો ત્યાં આવે છે. તેમને માટે વાહન બંદોબસ્ત રાખવામાં આવ્યો છે. બપોરે જમવા માટે ત્યાં ગોઠવણ હોય છે. શાળાનું મકાન સુંદર હોય છે અને તેના ફરતે ખૂબ ખુલ્લી જમીન હોવાથી બાળકો ખેતીવાડીનું કામ પણ તેમાં કરી શકે છે. બાળકોના શિક્ષણ ઉપરાંત તેઓ ગામડાનાં સામાજીક જીવનનાં કેન્દ્રો બનવા પણ પ્રયત્ન કરે છે. અને આ ગામનાં મોટી ઉમરનાં સ્ત્રીપુરુષો પણ ત્યાં વારવાર સાંજે મળે છે.

આટલે સુધીની વાત સામાન્ય જનતાના બાળકની થઈ. પણ તે ઉપરાંત રાજ્યની મદદ સિવાય નભતી ત્યાંની વિશ્વવિખ્યાત શાળાઓ છે. તેમનું નામ પબ્લીક શાળાઓ છે અને તે નામ જરા ભ્રમભરેલું છે. આવી શાળાઓમાં ઇટન અને હેરોની કાળજૂની શાળાઓ આવી જાય છે. ખરી સ્વતંત્રતાનો આનંદ માણતી આ શાળાઓ, કેળવણીના ફિરસ્તાઓનાં સેવાધામો થઈ પડી છે. આરનોલ્ડ, થ્રીંગ, સેન્ડરસન, ઇત્યાદિ પ્રધાનાચાર્યોનાં નામ કેળવણીના ઇતિહાસમાં જાણીતાં છે. અને સ્વતંત્રતાના વાતાવરણમાં કેળવણીનું કામ કેવી સરસ રીતે થઈ શકે છે તેના આ જીવંત દાખલાઓ છે. જૂની પ્રણાલિકાઓને વળગી રહેવાની તેમની વૃત્તિ હોવાથી એના વિદ્યાર્થીઓનાં વર્તન અને વેશમાં આપણને વિચિત્રતાઓ માલૂમ પડશે. હેરોની ચપટી અને બેડોળ તણુસલાંની ટોપી, ઇટનની લાંબી ટોપી, ક્રાઇસ્ટ હોસ્પીટલના લાંબા ઝભ્ભા અને નારંગી મોજાં, દરેક શાળાના વ્યક્તિત્વની સાક્ષી પૂરે છે અને આ પ્રણાલિકા પ્રત્યેના પ્રેમ સાથે પ્રગતિમાન દુનિયાથી દૂર રહેવાની તેમની વૃત્તિ નથી. વિજ્ઞાન શિખવવા પ્રત્યે વિમુખ શાળાઓમાં આજે વિજ્ઞાન શિખવવા માટે સારામાં સારી સામગ્રી છે. વિદ્યાર્થીઓને રહેવા માટે ત્યાં ફરજ પાડવામાં આવે છે, અને તેમના આ શાળામાં ૧૩ થી ૧૮ વર્ષ સુધીના રહેવાસ દરમિયાન શાળાનાં જીવન સાથે પોતાનું જીવન ઓતપ્રોત કરી ઘણે ભાગે શાળાપ્રેમી થઈ તેઓ તેને છોડે છે. તેનું શિસ્ત લાક્ષણિક છે અને ભણતર ભણવા ઉપરાંત ચારિત્ર્યઘડતર અને જીવન સારી અને ઉપયોગી રીતે જીવી જાણવાની કેળવણી માટે ત્યાં અકકતરો પણ સચોટ પ્રબંધ છે. વિલાયતના પૈસાદાર કુટુંબના છોકરાની કેળવણીમાં આવી શાળાઓનો ભાગ ઘણો જ મોટો છે.

*

ગમે તેવા સંજોગ વચ્ચેના બાળકની કેળવણી સાથે તેની શારીરિક સંભાળ માટે રાજ્ય તરફથી ખાસ ગોઠવણ છે. બાળકના શાળાજીવનમાં તેની ત્રણ વખત દાક્તરી તપાસ થાય છે. એક દાખલ થતાં, બીજી આઠ વર્ષે, ત્રીજી બાર વર્ષની ઉમ્મરે. બાળકના રોગો ઇત્યાદિ માટે તેનાં માબાપને ખબર કરવામાં આવે છે. ગરીબ માબાપનાં બાળકો માટે રાજ્ય તરફથી દાક્તરી મદદનો પ્રબંધ છે કોઈક જગ્યાએ રાજ્ય તરફથી બાળકોને ખોરાક આપવાની પણ ગોઠવણ થઈ છે. તેમ જ શાળાનાં બધાં બાળકોને સારું દૂધ અડધી કિંમતે દિવસમાં બે વાર મળે એવી જોગવાઈ ત્યાં દરેક જગ્યાએ છે.

*

બાળકના શાળાજીવનમાં શિક્ષક પણ અગત્યનો ભાગ હોઈ વિલાયતના શિક્ષક વિષે પણ થોડો ઉલ્લેખ કરવો યોગ્ય છે. ઈ. સ. ૧૯૦૦ પહેલાંનું શિક્ષકજીવન દુઃખમય હતું. પગાર ખૂબ ઓછા હતા. પેન્શનની ગોઠવણ નહિ હતી. ધીમે ધીમે વસ્તુસ્થિતિ સુધરતી ગઈ અને ૧૯૨૫ માં માધ્યમિક શાળામાં કામ કરતા શિક્ષકનો સરેરાશ પગાર મહિનાના લગભગ ૪૧૫ રૂપિયા અને મુખ્ય શિક્ષકનો પગાર સરેરાશ ૮૩૨ રૂપિયા હતો. કેળવણીના ક્ષેત્રમાં ખાસ કરીને શાળાઓમાં શિક્ષકો કરતાં શિક્ષિકાઓની કુલ સંખ્યા વધારે છે અને પગાર ઓછા છે. પગાર વધવાનું મુખ્ય કારણ તેમનું સઘબળ છે. રાષ્ટ્રીય શિક્ષક સંઘ [ National Union of Teachers ] એટલે એક જબરી સંસ્થા. બધા જ શિક્ષકો લગભગ એના સભ્યો. એ સંઘ પાસે મોટું ફંડ, વીમાની સંગીન યોજનાઓ અને બીજી વ્યવસ્થાઓ છે. હાલમાં જે બર્નહામ ધોરણે પગાર અપાય છે તે બર્નહામ કમિટીમાં ૫૦ ટકા સભ્યો આ સંઘમાંથી છે આ સઘબળ સાથે તેનું સંઘશિસ્ત છે, અને પોતાના ધંધાની આબરુ વધે એવું વર્તન છે, તથા ધંધાની શકયતાની ખાતરી છે. શિક્ષકને સ્વતત્રતા જોઈએ છે તે મળે છે. બાળક અને શિક્ષક વચ્ચે અસલનું અંતર હવે દૂર થતું જાય છે. વધારે અનુભવવાળો મિત્ર ઓછા અનુભવવાળા અને જીવન શરૂ કરનાર મિત્રને જે રીતે દોરવા પ્રયત્ન કરે છે તેવી જાતનું વર્ગજીવન તરફ વૃત્તિ વધારે દોડતી જાય છે. અસલના વ્યવસ્થા જાળવવાના પ્રયત્નને શિસ્તનું ખોટું નામ આપી જે બાળક ઉપર જુલમ થતો અને તેની ઊર્મિને કચડી નાખવામાં આવતી તેનો ખ્યાલ પણ હવેના શિક્ષકમાં ન આવી શકે. આ બધાં સાથે શિક્ષક જે જાતની નિયંત્રિત સ્વતંત્રતા માગે છે તે તેને મળે છે અને કારકુની કામમાંથી તે ઘણે ભાગે મુક્ત છે. સમાજમાં તેને માનતું સ્થાન છે કારણ કે તેને સારો પગાર મળે છે અને શિક્ષકનો ધંધો એ બીજા વધારે આવકવાળા ધંધાઓ કરતાં કિંમતમાં ઊતરે એવો નથી એવી શિક્ષકમાં શ્રદ્ધા છે.






## — સપ્ટેમ્બરની રોજનીશી —

**તા. ૧**—સુરતની ગવર્નમેન્ટ હાઇસ્કૂલના નિવૃત્ત હેડમાસ્તર શ્રી. જે. પી. શ્રોફનું ૬૭ વર્ષની ઉંમરે અવસાન થયું છે.

મુંબઈ સરકાર નિશાળોમાં અને કૉલેજોમાં લશ્કરી તાલીમ આપવાની યોજના પર વિચાર ચલાવી રહી છે. હાલમાં ઇલાકામાં લશ્કરી તાલીમ આપતી સંસ્થાની સંખ્યા બે છે. એક સંસ્થા પૂનામાં અને બીજી નાશકમાં છે. પૂનાની સંસ્થામાં તાલીમ લઈ રહેલાની સંખ્યા ૬૮ છે. નાશકમાં ૧૩૩ ની સંખ્યા છે.

**તા. ૪**—પૂનાની એંજીનીઅરીંગ કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ કરતાં મુંબઈના વડા પ્રધાન શ્રી. ખેરે જણાવ્યું હતું કે વિદ્યાર્થીઓએ ગામડાઓમાં જઈ પોતાના જ્ઞાનનો ઉપયોગ ગ્રામોદ્ધાર માટે કરવો જોઈએ. જીવનનાં દરેક ક્ષેત્રમાં હિન્દની સ્ત્રીઓએ ઝૂકાવ્યું છે જ્યારે એંજીનીઅરીંગ કૉલેજમાં એક પણ સ્ત્રી વિદ્યાર્થી નથી એ તરફ પણ શ્રી. ખેરે ઇસારો કર્યો હતો.

**તા. ૬**—સિંધની સરકારે નીમેલી કમિટીએ કેળવણીમાં વધારે નાણાંનો ઉપયોગ કરવાની ભલામણ કરી છે. જ્યારે મુંબઈ અને પંજાબમાં કુલ આવકનો અનુક્રમે ૧૬.૩% અને ૧૪.૩% સરકાર કેળવણી પાછળ ખર્ચે છે, ત્યારે સિંધની સરકાર ફક્ત કુલ આવકના ૮.૫% જ કેળવણીને માટે ખર્ચે છે.

**તા. ૮**—કેળવણીને વ્યવહારુ બનાવવાના હેતુથી મુંબઈ સરકાર માધ્યમિક શાળાઓના ઉપલા વર્ગોમાં વ્યાપારી શિક્ષણ આપવા યોજના ઘડી રહી છે. આ યોજનાનો અમલ પહેલાં ૧૯ સરકારી શાળાઓમાં થશે. માધ્યમિક શાળાઓમાં હિંદીને ઐચ્છિક વિષય તરીકે દાખલ કરવા પણ સરકારની ધારણા છે.

**તા. ૯**—મુંબઈ કૉર્પોરેશનના એક ઓદ્ધેદારે જણાવ્યું છે કે મુંબઈની મ્યુનિસિપાલિટીની શાળાઓમાં ભણતા ગરીબ વિદ્યાર્થીઓને મફત દૂધ આપવાના પ્રશ્ન પર વિચારણા થઈ રહી છે. આ કાર્ય માટે દર સાલ એક લાખ સાઠ હજાર રૂપિયાનો ખર્ચ થશે.

**તા. ૧૧**—પ્રાથમિક કેળવણીની આવશ્યકતા દર્શાવતું એક ચલચિત્ર તૈયાર કરવા મુંબઈ મ્યુનિસિપલ સ્કૂલ કમીટીના સભ્ય શ્રીમતી માલિની સુકથંકરે સૂચના કરી છે.

**તા. ૧૩**—કાનપુરમાં પુખ્ત ઉંમરના માણસોને અક્ષરજ્ઞાન આપવા ત્રણ શાળાઓ ખૂલી છે. બધું મળીને ૧૫૦ માણસોને તેમાં શિક્ષણ અપાય છે.

**તા. ૧૭**—યુક્ત પ્રાંતની સરકારે કાયદાના શિક્ષણમાં ફેરફાર કરવા નીમેલી કમિટીએ પોતાની ભલામણો રજૂ કરી છે તે ભલામણો નીચે પ્રમાણે છે:

(૧) વિશ્વવિદ્યાલયમાં કાયદાના શિક્ષણ માટે બે વર્ષનો અભ્યાસક્રમ રાખવો.

(૨) એ અભ્યાસક્રમ પૂરો થયા પછી એક વર્ષ સુધી કાયદાનું વ્યવહારુ શિક્ષણ આપવું.

(૩) આ જાતની તાલીમ લીધેલાઓને જ વકીલાત કરવાની સનદ આપવી.

**તા. ૧૮**—બંગાળાના વડા પ્રધાન મિ. ફઝલુલ હકે હિંદના વાઇસરોય સાથે મધ્યસ્થ સરકારે બંગાળાની પ્રાન્તિક સરકારને પ્રાથમિક કેળવણી મફત આપવા માટે મદદ કરવી જોઈએ, એવી મંત્રણા કરી હતી.

બંગાળાના ડિરેક્ટર ઑફ પબ્લીક ઇન્સટ્રકશને દરેક કૉલેજના આચાર્ય પર એક યાદી મોકલી જણાવ્યુ છે કે કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ જાહેર પ્રવૃત્તિમાં ભાગ લે એ ઇચ્છવાયોગ્ય નથી. કલકત્તાની કૉલેજોમાં હમણાં જ પડેલી વિદ્યાર્થીઓની હડતાળ અંગે આ યાદી મોકલાઈ હોય એમ મનાય છે.

**તા. ૨૨**—કરાંચીના ૩૦૦ મ્યુનિસિપલ શિક્ષકોએ ત્યાંની સ્કૂલ બોર્ડ સામે વિરોધી દેખાવો કર્યા હતા. શિક્ષકોને અપાતાં ભથ્થાં ઓછાં કરવા માટે નિર્ણય થયો હતો તેથી આ દેખાવો થયા હતા.

મુંબઈ સરકારે ઇલાકામાં હિંદુસ્તાનીનું શિક્ષણ ફરજિયાત કરવાનો નિર્ણય કર્યો છે. પ્રાથમિક શાળાઓમાં પાંચમા, છઠ્ઠા, અને સાતમા ધોરણોમા, અને માધ્યમિક શાળાઓના પહેલા, બીજા અને ત્રીજા ધોરણોમાં હિંદીનું શિક્ષણ અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવશે. સરકાર માન્ય એવી બધી શાળાઓમાં શિક્ષણ ફરજિયાત રહેશે, પરંતુ દેવનાગરી તેમજ ઉર્દુ એ બન્ને લિપિમાં શિક્ષણ અપાશે. લિપિની પસંદગી વિદ્યાર્થી કરશે. શિક્ષણના વાહન તરીકે તો માતૃભાષા જ રહેશે. હિંદુસ્તાનીનું જ્ઞાન વધારાની લાયકાત માટે રહેશે. સરકાર આ સબંધમાં હવે પછી વિગતે હુકમો બહાર પાડશે પણ તે દરમિયાન શિક્ષકો ને પાઠયપુસ્તકો સંબંધી વિચાર ચલાવે છે. સરકારે આ અંગે શ્રી. દત્તો વામન પોદારને પ્રમુખપદે પાઠયપુસ્તક સમિતિ નીમી છે. તેમાં ગૂજરાતના શ્રી. નરહરિ પરીખ અને શ્રી. બ્રિજરત્નલાલ અકડનો પણ સમાવેશ થાય છે.

**તા. ૨૪**—સુરતમાં પી. જે. તાલિયારખાન 'સ્કાઉટ હટ'માં સ્થાનિક સ્કાઉટ એસોસીએશનની સામાન્ય સભા મળી હતી. એ સભામાં બેલાડના નવાબ સાહેબને પ્રમુખપદે સ્થાપી, હિંદુસ્તાન સ્કાઉટ એસોસીએશનમાં સ્થાનિક બોયઝ સ્કાઉટ એસોસીએશનનું રૂપાંતર સ્વીકારવામાં આવ્યું છે. શ્રી. સુતરીઆ અને શ્રી. દરૂ આ સંસ્થાના મંત્રીઓ તરીકે નિમાયા છે.

**તા. ૨૫**—સુરતના લોહાણા વિદ્યાર્થી મંડળના આશ્રય હેઠળ જાપાની પરિવ્રાજક ડૉ. મુકરજીએ 'જાપાનમાં કેળવણી' એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

## — શિક્ષક મંડળોના સમાચાર —

**મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષકસંઘ:** આ સંઘની કાર્યવાહક સમિતિની એક બેઠક તા. ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૩૮ને દિને મુંબઈમાં મળી હતી. તેમાં નીચેનાં કામો થયાં હતાં: [૧] માધ્યમિક શિક્ષક પરિષદની સુરતમાં ભરાનાર બેઠકની ઉદ્ઘાટન ક્રિયા કરવા મુંબઈ સરકારના ગૃહમંત્રી શ્રી. કનૈયાલાલ મુનશી અથવા શ્રી. ભૂલાભાઈ દેસાઈને વિનતિ કરવાનું નક્કી થયું હતું. [૨]

પરિષદના પ્રમુખ તરીકે પ્રો. ધનંજય રામચંદ્ર ગાડગીળ, ડૉ. આર પી પરાંજપે અથવા પ્રો. ખુશાલ તલકશી શાહને પસંદ કરવામાં આવ્યા હતા. [ ૩ ] સતારા જિલ્લા માધ્યમિક શિક્ષકસંઘને તથા નવસારી શિક્ષકસંઘને માન્ય કરવામાં આવ્યા હતા.

તે જ દિવસે સંઘની કાઉન્સિલની બેઠક મળી હતી. તેમાં સંઘના બંધારણમાં થોડા ફેરફારો કરવામાં આવ્યા હતા વળી સ્થાનિક મંડળોને માન્ય કરવા માટેના નિયમો ઘડવાને એક પેટાસમિતિ નીમવામાં આવી હતી.

પરિષદમાં રજૂ થનાર ઠરાવોની ચર્ચા કરી તેને છેવટનું સ્વરૂપ આપવાને કાઉન્સિલની એક સભા તા. ૧૬ મી ઑક્ટોબર ૧૯૩૮ને દિને સવારે નવ વાગે સાર્વજનિક હાઇસ્કૂલ [ નાનપરું, સુરત ] માં મળશે.

**નૂતનશિક્ષણસંઘ, સુરત:** તા ૨૩ મી સપ્ટેમ્બર ૧૯૩૮ ને દિને સંઘના આશ્રમ હેઠળ તાજેતરમાં જ લંડન યુનિવર્સિટીનો ટીચર્સ ડિપ્લોમા મેળવી પાછા ફરેલા સંઘના સભ્ય શ્રી. જ્યોતીન્દ્ર ડાહ્યાભાઈ દેસાઈએ 'અઢાર વર્ષની ઉંમર સુધીના અંગ્રેજ યુવકની કેળવણી'—એ વિષય પર શ્રી. ચન્દ્રવદન શાહને પ્રમુખપદેથી રસિક ને માહિતીપૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું. આ વ્યાખ્યાનનો ટૂંક સાર અન્યત્ર છાપ્યો છે. વ્યાખ્યાન સમાપ્ત થયા પછી હાજર રહેલા શિક્ષકભાઈઓએ ઇંગ્લંડના શિક્ષકો અને તેમની સ્થિતિ વિષે અનેક પ્રશ્નો પૂછી સરસ માહિતી મેળવી હતી.

**ખેડા જિલ્લા માધ્યમિક શિક્ષકસંઘ :** આ સંઘના આશ્રય હેઠળ ખેડા જિલ્લાની સઘળી માધ્યમિક શાળાઓમાં કામ કરતા સર્વે શિક્ષકભાઈઓનું એક સંમેલન રવિવાર તા. ૧૧મી સપ્ટેમ્બર ૧૯૩૮ ને રોજ આણંદની ચરોતર એડ્યુકેશન સોસાયેટીના મકાનમાં શ્રી. બળવંતરાય ઠાકોરના પ્રમુખપદે મળ્યું હતું. લગભગ ૧૨૫ શિક્ષકોએ હાજરી આપી હતી. આર સી. હાઇસ્કૂલ, અમદાવાદના મુખ્ય શિક્ષક શ્રી. બાપાલાલ દલાલે 'Psychology in Education' ઉપર, નડિયાદના શ્રી. વિઠ્ઠલભાઈ કન્યાવિદ્યાલયના મુખ્ય શિક્ષક શ્રી દેસાઈભાઈ નાથાભાઈ પટેલે 'રાષ્ટ્રીય કેળવણી અને વર્ધા યોજના' ઉપર અને ખેડાની એડવર્ડ મેમોરિયલ હાઇસ્કૂલના મુખ્ય શિક્ષક શ્રી. શાંતિલાલ ઠાકરે 'Education and World Peace' ઉપર વ્યાખ્યાનો આપ્યાં હતાં. નડિયાદની ન્યૂ ઇંગ્લીશ સ્કૂલના સૌજન્યથી 'લંડન' અને 'એક્યૂટ ઍપેન્ડીસાઇટીસ'નાં ચલચિત્રો બતાવવામાં આવ્યાં હતાં.

તે ઉપરાંત સંમેલને નીચેના બે ઠરાવો પસાર કર્યા હતા. રમતો તેમ જ ઉપાહારનો કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. આવો રસિક ને વૈવિધ્યવાળો કાર્યક્રમ યોજવા બદલ આ સંઘના આગેવાનોને ધન્યવાદ ઘટે છે.

**ઠરાવ ૧:**

"માધ્યમિક શાળાના શિક્ષકો સારુ પગારનું નિશ્ચિત ધોરણ અને પ્રો. ફું. ની યોજના હોવી જોઈએ એ સિદ્ધાંત મુંબઈ સરકારે સ્વીકારીને તેને અંગે જે કંઈ પ્રવૃત્તિ કરી છે તેને માટે ખે. જિ. મા શિ. સં. ની આ સામાન્ય સભા મુંબઈ સરકારનો આભાર માને છે અને આગ્રહભરી વિનંતી કરે છે કે મુંબઈ સરકાર વેતનનું નિશ્ચિત ધોરણ ઠરાવે, અને પ્રો. ફું.ની ચોક્કસ યોજના કરે અને એનો અમલ દરેક માધ્યમિક શાળા પાસે વહેલામાં વહેલી તકે ફરજિયાત કરાવે."

ઠરાવ ૨:

"જે શાળાના શિક્ષકોનાં બાળકો તે જ શાળામાં અભ્યાસ કરતાં હોય તેમને શાળાના સંચાલકોએ ફી લીધા સિવાય ભણાવવાં જોઈએ એ સિદ્ધાંતને અનુસરવા આ સભા સંચાલકોને વિનંતિ કરે છે અને તેના પ્રથમ પગથિયા તરીકે રૂ ૬૦ થી વધુ ન હોય એવા પગારવાળા શિક્ષકોનાં બાળકોને વગર ફીએ ભણાવવાનું ધોરણ તાત્કાલિક દાખલ કરવાને આ સભા આગ્રહભરી વિનંતિ કરે છે."

## — મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક પરિષદ • સૂરત —

આ પરિષદનું તેરમું અધિવેશન સુરતમાં તા. ૧૭, ૧૮, ૧૯મી ઑકટોબરે ભરાનાર છે એવી જાહેરાત અત્યાર આગમચ થઈ ચૂકી છે. પરિષદની વ્યવસ્થાનો ભાર સૂરતના આગેવાન શહેરીઓએ તેમ જ અનેક શિક્ષકોએ પોતાને શિર ઉપાડી લીધો છે. પરિષદની સ્વાગત સમિતિમાં ૧૫૦ ઉપર ભાઈબેનો જોડાયા છે. તા. ૩૧મી ઑગસ્ટે નીચેના અધિકારીઓ તથા કાર્યવાહક સમિતિની ચૂંટણી થઈ હતી:

**અધિકારીઓ**

અધ્યક્ષ: દિ. બ. ચૂનીલાલ માણેકલાલ ગાંધી બી. એ., એલએલ. બી., એડવોકેટ

ઉપાધ્યક્ષ: પ્રિન્સિપલ એન. એમ. શાહ, એમ. એ.

પ્રમુખ–કાર્યવાહક સમિતિ: શ્રી. બ્રિજરત્નલાલ અક્કડ, બી. એ., એસ ટી. સી.

ઉપપ્રમુખો: શ્રી. દિનકરરાય જાદવરાય વૈષ્ણવ, બી. એ.
મિ. એમ. સી. બેન્સન બી. એ.

ખજાનચી: શ્રી. નટવરલાલ સુતરિયા બી. એ.

સામાન્યમંત્રીઓ: શ્રી. મૂળજીભાઈ અંજારિયા, બી. એ., એસ. ટી. સી. ટી.
શ્રી. ચન્દ્રવદન ચૂનીલાલ શાહ, એમ. એ., બી. ટી., એલએલ. બી.

મંત્રી, પ્રદર્શન સમિતિ: શ્રી. મગનલાલ નાયક, બી. એ., બી. ટી.

મંત્રી, મનોરંજક કાર્યક્રમ સમિતિ: શ્રી. પ્રીતમલાલ મઝુમદાર, બી. એ. એસ. ટી. સી.

મંત્રી, પ્રકાશન સમિતિ: શ્રી. હરિભાઈ દેસાઈ, બી. એ., બી. ટી.

મંત્રી, પ્રતિનિધિ સ્વાગતસમિતિ: શ્રી. છગનલાલ રણછોડજી દેસાઈ બી. એ., બી. ટી.

**અન્ય સભ્યો**

મિસ જે. ઈ પાર્ક
શ્રીમતી ચન્દ્રિકાબેન પાઠકજી
મિ. ખુરશેદ દાણ
પ્રો. કાલિદાસ દેસાઈ
શ્રી. યશવંત જોશી
રા. કૃષ્ણલાલ શેઠ
શ્રી. રતનલાલ ખાંડવાળા
શ્રી. રમણલાલ દલાલ
રા. જીવરાજ ગાંધી
રા. મોહનલાલ મોદી
રા. હાતીમ હમદાની
શ્રી. ઇશ્વરલાલ દુલાચંદજીવાળા
શ્રી. અરદેશર તલાટી
મિ. એ. એ. બપોરિયા
શ્રી. જનાર્દન રામચન્દ્ર જોગળેકર
શ્રી. અમૃત કૃષ્ણ મોહિલે

પરિષદની ઉદ્‌ઘાટન ક્રિયા કરવા માટે મુંબઈ સરકારના ગૃહમંત્રી શ્રી. કનૈયાલાલ મુનશીને વિનંતિ કરવામાં આવી છે. પરિષદનું પ્રમુખસ્થાન અર્થશાસ્ત્રના જાણીતા અધ્યાપક ને સૂરતની કૉલેજના એક વખતના આચાર્ય શ્રી. ધનંજય રામચન્દ્ર ગાડગીળ, એમ. એ., એમ. લિટ [કેન્ટબ], એ

સ્વીકારવા કૃપા કરી છે. પરિષદમાં શિક્ષકો માટેના રજીસ્ટરની સ્થપના કરવા, તેમના પગારનું ઓછામાં ઓછું ધોરણ નક્કી કરવા, વિદ્યાપીઠમાં તેમજ ધારાસભામાં તેમને અલગ પ્રતિનિધિત્વ આપવા માટેના તેમજ બીજા અગત્યના ઠરાવો રજૂ થાય એમ લાગે છે.

વળી આ વર્ષે નિબંધવાચનના શુષ્ક કાર્યક્રમનું સ્થાન ચર્ચાને આપ્યું છે. નીચેના વિષયો ચર્ચા માટે હાલ તુરત પસંદ કરવામાં આવ્યા છે.

મુખ્ય વિષય—Educational Reconstruction

પહેલી ચર્ચા:

**On Administrative Reforms:**

1. Our Educational structure-what it is and what it ought to be.
2. Place of Teachers in School Organization
3. Inspection & Supervision
4. Examinations
5. University & Schools

બીજી ચર્ચા:

**On Educational Reforms:**

1. Critical Examination of the variousschemes for Educational Reconstruction.
2. Syllabus Planning
3. Nationalizing our Educational System
4. Vocational training in Secondary Schools
5. Extra-curricular activities

આ ઉપરાંત નીચેના ઠરાવ પર એક વિવાદ યોજવાનો પણ ઇરાદો છે:

"In the opinion of this House the time is now ripe for the Government to reinstitute the School Leaving Examination."

પરિષદના કાર્યક્રમનો આછો ખ્યાલ નીચેની વિગતો પરથી આવશે:

તા. ૧૬-૧૦-૧૯૩૮ સાંજે—પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા: મનોરંજક કાર્યક્રમ

તા. ૧૭-૧૦-૧૯૩૮ સવારે—પરિષદની શરૂઆત: માંગલિક વ્યાખ્યાન:
સ્વાગતાધ્યક્ષનું વ્યાખ્યાન: પ્રમુખનું વ્યાખ્યાન
બપોરે—પ્રદર્શનની મુલાકાત
રાતે—મનોરંજક કાર્યક્રમ

તા. ૧૮-૧૦-૧૯૩૮ સવારે: રમતો; ચર્ચા
બપોરે: ઠરાવો
રાતે: મનોરંજક કાર્યક્રમ

તા. ૧૯-૧૦-૧૯૩૮ સવારે: ચર્ચા: ઠરાવો
બપોરે: વિવાદ: ઠરાવો: બેઠકની પૂર્ણાહુતિ
સાંજે: પ્રીતિભોજન
રાતે: મનોરંજક કાર્યક્રમ

પરિષદના કાર્યની આ રૂપરેખા કાચી છે. એમાં ફેરફાર થવા સંભવ છે. પરંતુ મુખ્યત્વે કરીને આ ધોરણે કામ થશે.

પરિષદના સંચાલકો ગૂજરાતની માધ્યમિક શાળાના શિક્ષકોને મોટી સંખ્યામાં પરિષદમાં હાજરી આપવા વિનંતિ કરે છે. આખા ઇલાકાની અને ખાસ કરીને બૃહદ્ ગૂજરાતની માધ્યમિક શાળાઓ રૂ. પાંચ આપીને પરિષદમાં પોતાના શિક્ષકો પૈકી એને પ્રતિનિધિ તરીકે મોકલવા પ્રબંધ કરશે એવી તેઓ ઉમેદ રાખે છે. માધ્યમિક શાળાના કોઈ પણ શિક્ષક રૂ. ૧ ભરીને પ્રતિનિધિ તરીકે પરિષદના સઘળા કાર્યક્રમમાં ભાગ લઈ શકશે પરિષદમાં આવનાર ભાઈબેનોની સવડ ખાતર પરિષદના જ કૌમ્પાઉન્ડમાં તેમના ઉતારાની યોગ્ય વ્યવસ્થા કરી છે. રોજનો એક રૂપિયો આપવાથી પહેલેથી ખબર આપનારને તેનો લાભ મળી શકશે.

છેવટે શાળાના સંચાલકોને વિનતિ છે કે પોતાની શાળાનું રૂ. ૫) નું લવાજમ ન મોકલ્યું હોય તો તેઓ સત્વર મોકલી આપે; સૌ શિક્ષકભાઈઓને વિનતિ છે કે તેઓ પ્રતિનિધિ તરીકે અને ઉતારાની વ્યવસ્થાનો લાભ લેવા ઇચ્છા હોય તો તે માટે પણ સત્વર પોતાનું નામ નોંધાવે કે જેથી પાછળથી તેમને કે વ્યવસ્થાપકોને તકલીફ વેઠવી ન પડે. શિક્ષણપ્રેમી ભાઈઓ મોટી સંખ્યામાં આ પરિષદમાં અચૂક હાજરી આપે એ જ અભિલાષ! પત્રવ્યવહારનું સરનામું: સામાન્ય મંત્રીઓ, મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક પરિષદ, સાર્વજનિક હાઇસ્કૂલ, નાનપરું, સૂરત.

## – શુકલતીર્થમાં કેળવણીનું પર્વ –

**કેમ્પ સ્કૂલ:** મુંબઈની ન્યૂ ઈરા સ્કૂલના લગભગ ૧૦૦ વિદ્યાર્થીઓ (પચાસેક છોકરાઓ ને લગભગ તેટલી જ છોકરીઓ) શાળાના આચાર્ય શ્રી મગનલાલ વ્યાસ અને અન્ય શિક્ષકો સાથે તા. ૧૪મી થી ૨૧ મી ઑકટોબર સુધી શુકલતીર્થમાં પડાવ નાખનાર છે. એ શાળાના વિદ્યાર્થીઓ નૈસર્ગિક સૌન્દર્યના ધામમાં એક અઠવાડિયું કે વધારે સમય સાથે રહે અને ઘટાદાર વૃક્ષોના છાંયડામાં મળતા વર્ગોમાં વિશિષ્ટ પ્રકારની તાલીમ મેળવે એ હેતુથી આ અખતરો કરવાનું સાહસ શાળાના ઉત્સાહી આચાર્યે કર્યું છે. નર્મદા હાઇસ્કૂલના આચાર્ય શ્રી. ભીખાભાઈ પટેલના સહકાર વડે આ પ્રયોગ શકય બન્યો છે.

**ગૃહપતિતાલીમવર્ગ:** તા. ૨૯, ૩૦, ૩૧ ઑકટોબર ને તા. ૧, ૨, ૩ નવેમ્બરના દિવસો દરમિયાન ભાવનગરની દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના નિયામક શ્રી હરભાઈ ત્રિવેદીની દેખરેખ હેઠળ ગૂજરાતના ગૃહપતિઓને તાલીમ આપવાનો એક વર્ગ ખોલવામાં આવશે. આને અંગે આ વિષયના અનુભવી નિષ્ણાતોને પણ નિમંત્રણ આપવામાં આવશે. તે ઉપરાંત આ દિવસો દરમિયાન છાત્રાલયનું જીવન ગાળી આદર્શ છાત્રાલય કેમ ચલાવી શકાય તેનો વ્યવહારુ પદાર્થપાઠ આપવાનો પ્રબંધ થશે. આ વર્ગનો લાભ લેવા ઇચ્છનાર ભાઈઓએ દાખલ ફી રૂપિયો એક મોકલી છાત્રાલય સંમેલનના મંત્રી (શુકલતીર્થ) પાસે પોતાનાં નામ નોંધાવવાં.

**છાત્રાલય સંમેલન:** તા. ૪–૫ નવેમ્બરને રોજ શુકલતીર્થ નર્મદા હાઇસ્કૂલના મકાનમાં અમદાવાદના શારદામંદિરના સંચાલક શ્રીમતી સવિતાબેન ત્રિવેદીને પ્રમુખપદે છાત્રાલય સંમેલનનું છઠ્ઠું અધિવેશન મળશે. સંમેલન કે તાલીમવર્ગમાં ભાગ લેનાર ભાઈબેન માટે રોજના દશ આના લઈને ભોજનની વ્યવસ્થા કરવામાં આવશે. શુકલતીર્થ આવવા માટે ભરૂચ સ્ટેશનથી બસ સર્વીસ ચાલે છે. સંમેલનના મંત્રી શ્રી ભીખાભાઈ પટેલ ગૃહપતિઓ ઉપરાંત છાત્રાલયના કાર્યમાં રસ લેતા સઘળા ભાઈબેનોને સંમેલનમાં હાજર રહેવા વિનતિ કરે છે.

❁

# પ્રાસંગિક નોંધ

**– છઠ્ઠું છાત્રાલય સંમેલન –**

પાંચમું છાત્રાલય સંમેલન કડી મુકામે ભરાયું ત્યારે ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ તરફથી છઠ્ઠા છાત્રાલય સંમેલન માટે નિમંત્રણ મળ્યું હતું. આ વાતને બે ત્રણ વર્ષો વીતી ગયા છે. આણંદ મુકામે એ સમેલન ભરવાનો મોકો કોઈ પણ કારણસર હજીસુધી આવી શકયો નહિ. દરમિયાન રાજકોટ તરફથી આ સંમેલન પોતાને આંગણે ભરવાની માગણી કરવામાં આવી હતી રાજકોટના કાર્યવાહકો બીજા અગત્યના વ્યવસાયમાં રોકાયેલા હતા અને એટલામાં નર્મદા કેળવણી મંડળ, શુકલતીર્થના શ્રી. ભીખાભાઈ પટેલે એ સંમેલન ચાલુ વર્ષે જ પોતાને ત્યાં ભરવાની ઇચ્છા પ્રદર્શિત કરી. રાજકોટના ભાઈએએ તેમ કરવાની ખુશીથી સંમતિ આપી. એટલે હવે પછીનું આ છઠ્ઠું સંમેલન ઑકટોબરની આખરમાં તેમ જ નવેમ્બરની શરુઆતમાં શુકલતીર્થ મુકામે ભરવું તે પ્રમાણે નક્કી કરવામાં આવ્યું છે. ગૂજરાત કાઠિયાવાડના ઘણા ગૃહપતિ ભાઈઓ તરફથી, . થોડા વખત પહેલાં દક્ષિણામૂર્તિ. વિદ્યાર્થીભુવનમાં ચલાવવામાં આવ્યો હતો તેવો ગૃહપતિ તાલીમવર્ગ ચલાવવાની માગણી ઘણા વખતથી આવ્યા કરે છે. અમને એમ જણાયું છે કે આવો તાલીમ વર્ગ પણ છાત્રાલય સંમેલનના અનુસંધાનમાં શુકલતીર્થમાં જ રાખવો. તેમ કરવાથી ઘણા ભાઈબહેનો તેનો લાભ ઉઠાવી શકશે. આવા ઇરાદાથી ઑકટોબર નવેમ્બર મહિનામાંથી એક અઠવાડિયા માટે આ તાલીમ વર્ગ અને સંમેલન એકી સાથે ગોઠવવામાં આવ્યાં છે.

છેલ્લા દશબાર વર્ષથી છાત્રાલય સંમેલન અને છાત્રાલય માસિકની વ્યવસ્થા છાત્રાલય મંડળ દ્વારા ગૂજરાત–કાઠિયાવાડને આંગણે ચાલતી આવી છે કેટલાયે અનિવાર્ય સંજોગોને લીધે સમેલન નિયમિત દર વરસે ભરી શકાયું નથી. છાત્રાલય માસિક પણ આર્થિક સંકડામણમાં આવી પડવાથી બંધ કરવું પડયું છે આવા સંયોગોમાં શુકલતીર્થનું સમેલન નવી દિશા દોરવામાં આપણને સૌને સહાયભૂત થશે તેવી આશા જરૂર રાખી શકીએ. આવા સમેલનના ફાયદાઓ ગણાવવાની જરૂર નથી. છેલ્લાં દશબાર વર્ષનો ઇતિહાસ એમ બતાવે છે કે છાત્રાલય સંસ્થા સાચા અર્થમાં કેળવણીની સંસ્થા બનવા માટે શકય તેટલાં પ્રયત્નો જરૂર કરી શકી છે, છાત્રાલય માસિકે પણ એ દિશામાં જરૂરી ફાળો આપ્યો છે. નૂતનશિક્ષણ સાથે જોડાઈ ને એ માસિકને વધારે ઉપયોગી બનાવવાના અમારા અભિલાષો છે, છાત્રાલય સંમેલનનું કામકાજ વધારે વ્યવસ્થિત થઈ જાય, તેની કચેરી નિયમિત કામ કરતી બની જાય અને છાત્રાલય મંડળ જાગ્રત રહે તો આપણા પ્રાંતની કેળવણીમાં આપણે ઘણો કીમતી ફાળો આપી શકીશું, આવેલી શિથિલતાને ઉડાડવામાં તથા નવીન કાર્યદિશા ચોક્કસપણે આંકવા શુકલતીર્થનું સંમેલન સફળ થાઓ.

છાત્રાલય સંમેલનમાં ભાગ લેવા આવનાર માટે બે દિવસ નક્કી કરવા અને બાકીના ૭ દિવસો ગૃહપતિઓ માટેનો તાલીમવર્ગ ચલાવવો તેવો વિચાર કર્યો છે. સંમેલનમાં તો સાધારણ રીતે વ્યાખ્યાનો, નિબંધો, ચર્ચાઓ અને જરૂરી ઠરાવોનું કામકાજ ચાલશે. અનુભવી અને અભ્યાસી ગૃહપતિ ભાઈબહેનો પોતાનાં જ્ઞાન અને અનુભવના નિચોડરૂપે નિબંધો લખી મોકલે તેવી વિનતિ કરવામાં આવે છે. આ સંમેલનમાં કયા કયા ઉપયોગી વિષયો ઉપર ચર્ચા રાખવી તથા કેવી જાતનાં વ્યાખ્યાનો ગોઠવવા તે સંબંધે જરૂરી સૂચનાઓ પણ સૌ કોઈ શ્રી. ભીખાભાઈ પટેલને જરૂર લખી મોકલે.



[૧]

## ભારે મૂંઝવણ

શિક્ષણના ક્ષેત્રમાં સજા નહિ કરવાનો સિદ્ધાંત આજકાલ હવે સ્વીકારાઈ ગયો છે. સમૂહ સંસ્થાઓ ચાલતી હોય ત્યાં રહેવા જીવવા માટેના નાના મોટા નિયમોની આવશ્યકતા રહે જ છે. છાત્રાલય સંસ્થા સારા અને સંસ્કારી ઘરનું સ્થાન લેવા પ્રયત્ન કરે છે એટલે વ્યવસ્થા અને શિસ્ત માટે જરૂરી એવા બધા પ્રયત્નો તેને કરવા જ પડે છે. છાત્રાલયોમાં હવે તો વિદ્યાર્થીસ્વરાજની પ્રથા પણ ઠીક પ્રમાણમાં દાખલ થવા લાગી છે. સાધારણ રીતે કહીએ તો છાત્રાલયના ઘણા ભાગના–નિયમો ગૃહપતિની મદદથી વિદ્યાર્થીઓ જ તૈયાર કરતા હોય છે એ નિયમોનો અમલ કરાવવા માટે ગૃહપતિ વિદ્યાર્થીઓ ભેગા મળીને મહેનત કરે છે. આ જાતના નવા વાતાવરણમાં એક ભારે મૂંઝવણ ઊભી થઈ છે તેવી ફરિયાદો ઘણા ગૃહપતિ તરફથી આવ્યા કરે છે. તેઓ લખે છે કે જે વિદ્યાર્થી નિયમનું પાલન કરે નહિ તેને તેમ કરાવવા માટે તેમની પાસે કશું જ સાધન નથી. ગૃહપતિની સાથે સાથે સમજુ અને મોટી ઉંમરના વિદ્યાર્થીઓ પણ મૂંઝવતા હોય છે. અણસમજુ અને ખરાબ આદત લઈને આવેલા વિદ્યાર્થીઓ વારંવાર નિયમોનો ભંગ કરે તો શું કરવું તે સૂઝતું નથી. નિયમભંગ માટે કંઈ પણ સજા તો જોઈએ જ તેવું મનમાં ઊંડે ઊંડે લાગ્યા કરે છે. નૂતનવિચારસરણી સજા કરવાની મના કરે છે. છાત્રાલયમાં ઘણીયે વખત શિસ્ત અને વ્યવસ્થા જોખમાય છે. આનો કશો ઉપાય સૂઝતો નથી.

ગૃહપતિઓની આ મૂંઝવણ અસ્થાને નથી. નિયમોના પાલન માટે આજદિવસ સુધી કોઈ પણ એક પ્રકારની સજાનો જ આશરો લેવામાં આવ્યો છે. સજા કરવાથી નિયમપાલન તાત્કાલિક કરાવી શકાય છે. કસરત કે રમતમાં નિયમિત રીતે હાજર નહિ રહેનાર વિદ્યાર્થીને બીજે દિવસે દૂધ કે શાક આપવામાં ન આવે ત્યાં તે જલ્દી ઠેકાણે આવી જાય છે. છાત્રાલયના નિયમોનો જાણી જોઈને ભંગ કરનાર વિદ્યાર્થીને રૂપિયો રડો દંડ ચોટાડવામાં આવે અથવા તો એકાદ તમાચો મારવામાં આવે તો વખતે દિવસે તે તેમ નહિ કરે એમ માની લેવામાં આવે છે. આપણે કબૂલ પણ કરવું જોઈએ કે થોડા વખત માટે આમ દેખાય છે પણ ખરું. પરંતુ એ સમજી લેવાની

જરૂર છે કે આ પરિણામ ભયમાંથી ઊપજેલું હોવાથી કોઈ એક સત્તાવાળાની હાજરીની અપેક્ષા રાખે છે. વળી કોઈ ન દેખી શકે તેવા નિયમોના છૂપા ભંગની સંખ્યા વધતી ચાલે છે. ગમે તેમ હો કોઈપણ એકાદ પ્રકારની સજાથી કાર્યવાહકોને થોડી ઘણી રાહત મળે છે. એ રાહતને કારણે જ તેમના મનમાં સજા સંબંધે ઊંડી ઊંડી શ્રદ્ધા રહે છે. સજાને સદંતર કાઢી નાખવી જ હોય તો આ મૂંઝવણુ માટેનો કોઈપણ ઉપાય વિચારવો જ જોઈએ.

સૌથી ઉત્તમ ઉપાય તો વિદ્યાર્થીઓનો વિશ્વાસ અને પ્રેમ સંપાદન કરવો તે છે આ પ્રેમ અને વિશ્વાસની વાતો આપણે ઘણા દિવસોથી કરીએ છીએ. આપણે એ પણ કબૂલ કરવું જોઈએ કે તેવી પોકળ વાતોથી આપણો કશો અર્થ સર્યો નથી. ગૃહપતિ અને વિદ્યાર્થી વચ્ચે એટલા બધા પ્રેમ અને વિશ્વાસ ઊભા થઈ જાય કે વિદ્યાર્થી નિયમનું પાલન કર્યા વિના રહી શકે જ નહિ. એટલી બધી આશા સૌ કોઈ ગૃહપતિ પાસેથી રાખવી તે ઘણી વધારે પડતી વાત છે.

બીજો ઉપાય આપણા ગૃહપતિઓના હાથમાં જ છે. જે નિયમો સંસ્થા માટે નક્કી કરવામાં આવ્યા હોય તે નિયમોનો સોએ સો ટકા અમલ આપણા જીવનમાં હોવો જોઈએ. આમ કહીને વર્તણૂક કે ચારિત્રના અંધ-અનુકરણની વાત કહેવા હું નથી માગતો. વિદ્યાર્થીઓના જીવતરના ઘડતર માટે ગૃહપતિએ પોતાના જીવનને દૃષ્ટાંતરૂપ બનાવવું જોઈએ એવી માન્યતાનું પ્રતિપાદન પણ આમ કહીને હું નથી કરતો. મારું કહેવાનું એમ છે કે કોઈ પણ સંસ્થાના નિયમો વાતાવરણમાં સળંગ-સૂત્રતા અને એકતા લાવે એવા હોવા જોઈએ. નિયમો ઓછા હોય તેની ચિંતા નહિ. નિયમો વધારે વિશાળ હોય તેની પણ ફિકર નહિ. ઘડતર માટે આવશ્યક એવા નિયમો થોડા વખત માટે છોડી દેવા પડે તો પણ વાંધો નહિ. પરંતુ જે નિયમો રચાય તેનો સંપૂર્ણ અમલ થાય તે પ્રમાણેનું અનુકૂળ વાતાવરણ ભાવિ પ્રગતિ માટે ઘણું જ જરૂરનું છે ઉપયોગી અને ઉપકારક એવા એક જ નિયમના અણીશુદ્ધ પાલનમાંની બીજા અનેક ઉપકારક નિયમોનો જન્મ થશે. પ્રગતિના પગથિયાંનો એ જ ક્રમ હોય છે. આ હકીકત આપણે ધ્યાનમાં રાખીએ તો પણ ઘણું સાધી શકીએ.

ત્રીજો વિચાર પણ રોજના વ્યવહાર માટે ઉપયોગી અને અનુકૂળ થઈ પડે તેવો છે. દરેક છાત્રાલય પોતા પૂરતા નિયમો રચવા માટે અને તેનો અમલ કરાવવા માટે વિદ્યાર્થી પંચાયતની પ્રથા ઊભી કરી શકે છે. પંચાયત તો જીવનની તાલીમ પામતા વિદ્યાર્થીઓની બનેલી હોય છે એટલે તેમાં નાની મોટી ભૂલો થવાનો સંભવ છે. નિયમપાલન માટેના આગ્રહમાંથી શારીરિક સજા નહિ તો બીજી પણ નાની મોટી સજા તરફ પંચાયતનું વલણ થઈ જાય તેવો પણ સંભવ છે. આવા બનાવથી આપણે ડરવાની જરૂર નથી. જે નાની મોટી સજાઓ વડીલ વર્ગ તરફથી વડીલોએ માનેલા ગુના બદલ કરવામાં આવે છે તેની સામે જ વિદ્યાર્થીઓનો વિરોધ હોય છે. નિયમભંગને કોઈ પણ પ્રકારનો ગંભીર ગુનો ગણ્યા વિના માત્ર વ્યવસ્થા ખાતર ઊભી કરવામાં આવેલી અનુકૂળતામાં જાણ્યે અજાણ્યે નાનો શો અંતરાય ઊભો કરવાની ક્રિયા તરીકે એવા નિયમભંગને લેખવામાં આવે છે ત્યારે તે બદલ થતી સજા વિદ્યાર્થીઓને ખૂંચતી નથી. પણ એ તો ત્યારે જ બને કે જ્યારે તેવો અધિકાર પોતાના સમવયસ્ક મિત્રને મળ્યો હોય અને તેનો અમલ પણ તેમના દ્વારા જ થતો હોય. પંચાયત પ્રથાની પદ્ધતિ છાત્રાલયમાં અજમાવવા જેવી છે. આપણી ભારે મૂંઝવણનો થોડો ઘણો ઊકેલ પણ વ્યાજબી રીતે તેમાંથી મળી રહેશે.

• હરભાઈ •

# રેખાચિત્રો

## [૨]

## ફોજદાર

કાંતિ શહેરમાંથી પાછો ફરતો હતો ત્યારે રસ્તામાં...છાત્રાલયના વિદ્યાર્થીઓ મોઈ દંડા રમતા હતા તેમની સાથે એ ઘર્ષણમાં આવ્યો; એને પગમાં મોઈ લાગી અને ખિજાઈને એ મોઈ કાંતિએ પાસેના ઘરના છાપરા ઊપર ફેંકી દીધી. રમતનો નેતા ખિજાયો. કાંતિને ગાળ દીધી. કાંતિ સામો ખિજાયો; અને રસ્તા ઉપરથી પત્થર ઊંચકી ફેંક્યો. પત્થર એક વિદ્યાર્થીને પગમાં લાગ્યો અને તેને લોહી નીકળ્યું. બધા ખિજાયા, ને કાંતિ દોડયો. ત્રણચાર વિદ્યાર્થીઓ તેની પાછળ દોડયા. પોતાનું છાત્રાલય બહુ દૂર ન હતું તેથી ખૂબ જોસભેર દોડી કાંતિ પોતાના છાત્રાલયના દરવાજે પહોંચતાં જ તેણે ચીસ પાડી "ફોજદાર, આ લોકો અને મારવા આવ્યા છે."

રસિકને છાત્રાલયમાં બધા 'ફોજદાર' કહેતા. એની ઉમર બહુ ન હતી પરંતુ શરીરે એ ખૂબ જ મજબૂત હતો. દેખાવે ભરાવદાર, કપાળ મોટું, મૂછો થોડી થોડી ઊગેલી, છાતી આગળ પડતી, નાક મોટું અને અવાજે થોડો ઘોઘરો. એ હિંમતબાજ પણ બહુ હતો. છાત્રાલયમાં સાપ કે વીંછી નીકળે તો ગૃહપતિ સુદ્ધાં રસિકને બોલાવે. વીંછીઓને તો એ દોરી ઉપર લટકાવતો. પોતાની પાસેની એક મોટી લાકડીને દોરડું બાંધી સાપને પકડવા માટેનો 'સાણસો' તૈયાર કર્યો હતો. સાપને પકડવો એને મન રમત વાત હતી. રમતની ટોળીનો એ નાયક હતો. મુસાફરીની ટોળીઓનો એ સરદાર બનતો. નાનામોટા છોકરાઓ એનાથી ડરતા. એ કોઈને મારતો નહિ પણ ડરાવતો ખરો. સ્વભાવે એ પ્રેમાળ પણ ખરો. 'ફોજદાર' ગરીબનો બેલી હતો, નિર્બળનો સાથી હતો. અને મુશ્કેલીનો તોડનાર હતો. સૌ એને 'ફોજદાર' જ કહેતા.

ઇસારાથી એણે કાંતિને છાત્રાલયમાં ચાલ્યા જવા કહ્યું, કાંતિનો ભય હવે કંઈક હેઠો બેઠો. ગતિ ધીમી કરી એ ચાલ્યો ગયો અને પોતાના નિવાસગૃહની બહારની જાળીમાંથી શું થાય છે તે જોતો ઊભો રહ્યો, રસિક બે હાથ અને બે પગ પહોળા કરી દરવાજામાં ઊભો રહ્યો, આવનાર વિદ્યાર્થીઓ પણ તેને ઓળખતા હતા. તેમાંના મોટા દેખાતા વિદ્યાર્થીએ કહ્યું.

"ફોજદાર, આજે ખોટું રક્ષણ કરશો તે નહીં ચાલે, આજે તમારે ન્યાય તોળવો જ પડશે."

"જરૂર" રસિકે ગૌરવથી કહ્યું. "પણ મને એ તો કહો કે આટલા નાનકડા વિદ્યાર્થી પાછળ આવડા મોટા ચાર જણા દોડો છો તે શરમાતા પણ નથી? કાંતિને મારવો હોત તો પણ તમારા પૈકી એક બસ થાત; અને મારી પાસે ફરિયાદ કરી હોત તો આમ પાછળ દોડવાની જરૂર નથી."

"કાંતિએ અમારા એક વિદ્યાર્થીને માથામાં પત્થર માર્યો છે અને લોહી કાઢ્યું છે."

આવેલ વિદ્યાર્થીઓ જરા ડઘાયા. તેમના અવાજમાં ફેર પડયો.

"હા પણ તેથી કંઈ પત્થર મરાય ?"

"એ જુદી વાત છે. ખિજાય ત્યારે વિદ્યાર્થી શું કરે તે કહી શકાય નહીં, તમે તેને વધુ ખીજવ્યો હશે."

"ના, ના, અમારામાંના એક જણે ઉતાવળમાં એક ગાળ દઈ દીધેલી."

"હં, હવે સમજ્યો. વાતો વધારે ઊંડી છે. આજે સાંજે રમત વખતે તમે આવજો. કાંતિ સાથે હું વાત કરી રાખીશ અને પછી આપણે સમાધાન કરીશું."

ફોજદારના અવાજમાં નમ્રતા સાથે કડકાઈ હતી. તે બોલતો હતો તે જાણે કે હુકમ કરતો હતો. પેલા વિદ્યાર્થીઓ વિશેષ ન કહી શકયા. ચૂપચાપ ચાલ્યા ગયા.

બારીની જાળીમાંથી કાંતિનો ખડખડાટ હસવાનો અવાજ સંભળાયો.

*

છેલ્લા પંદરેક દિવસથી છાત્રાલયમાં નાની નાની ચોરીઓ થવા લાગી છે. ઘણું કર્યા છતાં ચોર પકડાતો નથી. વિદ્યાર્થીમંડળના મંત્રી મુંઝાયા છે. ગૃહપતિ પણ વિચારે ચડયા છે, સાંજે સવારે પ્રાર્થના પછી ઘણા ઘણા પ્રવચનો કરે છે પણ કંઈ અસર થતી દેખાતી નથી. જે દિવસે ગૃહપતિ વધારે દુઃખી દેખાયા હોય તેના પછીના દિવસે એકને બદલે ત્રણચાર ચોરીઓ થઈ હોય ! હવે શું કરવું તેનો વિચાર કરવા ગૃહપતિએ મંત્રી તથા 'ફોજદાર' ને પોતાના કાર્યાલયમાં બોલાવ્યા છે. ઠીક પ્રમાણમાં ગંભીરતાનું વાતાવરણ જામ્યું છે.

"જરાક કડક થવું જ પડશે એવો મારો મત છે સાહેબ" મંત્રી જરા ગુસ્સામાં બોલ્યા.

"તમારી કડકાઈ એટલે સજા, ખરું ને ? મારાથી એ નહીં બને. ચોરને ખામુખા પકડીને તમે હાજર કરશો તો પણ હું તેને મારવાનો તો નહિ જ. ચોર પકડવા માટે તમે જે યુક્તિઓ કરો તેમાં હું સામેલ છું. આજને તબક્કે એ નીતિ હું સ્વીકારીશ, પણ સજા તો નહિ જ."

"કંઈક ધાક બતાવ્યા સિવાય ચોરને પકડવો જરા મુશ્કેલ પડશે, ચોર જરા વધારે પડતો ચાલાક જણાય છે." ફોજદારે પોતાનો અભિપ્રાય કહ્યો.

"તમે પણ આમ બોલશો કે રસિકલાલ ? તમારી તો નૈતિક અસર જ ચોરને પકડી પાડવા બસ ગણાય. તેનો ઉપયોગ કેમ નથી કરતા ?" ગૃહપતિ ફોજદારની કિંમત સમજતા હતા. એમનામાં રહેલ શક્તિઓને સાચે માર્ગે વાળવામાં મહેનત લેતા અને ફોજદારના મનને પારખી રસ્તો બતાવતા. ફોજદાર પણ સારી પ્રગતિ કરી રહ્યો હતો.

"તમારી વાત મને પણ કબૂલ છે. પણ કશો રસ્તો સૂઝતો નથી ત્યારે આવા નિર્બળ વિચારો આવી જાય છે."

"મને લાગે છે કે આપણે 'છૂપી પોલીસ'ની પ્રથા શરૂ કરીએ," મંત્રીએ બીજો જ માર્ગ બતાવ્યો. આ છાત્રાલયમાં આજના ગૃહપતિ આવ્યા તે પહેલાં આવી પ્રથા ચાલુ હતી.

"ના, આપણે તે માર્ગ નહીં લઈએ, એ ભારે જોખમી રસ્તો છે. જેને તમે છૂપી પોલીસ બનાવો એને એનાથી ભારે નુકસાન થાય." ગૃહપતિએ વિરોધ કર્યો.

"ચાલો, મને એક કામ કરવા દો." જાણે કે કંઈક નવું જ સૂઝયું હોય તેનો આનંદ ફોજદારના મોં ઉપર તરવર્યો એની આંખમાં અંતરમાંથી નીકળેલ કોઈ એક પ્રકારના વિશ્વાસનું તેજ દેખાયું, ખુરશી ઉપર એ અડધો બેઠો થયો.

"શું કામ કરવું છે ?" ગૃહપતિએ પણ ઉત્સાહમાં આવી જઈ પૂછ્યું.

" મને એમ લાગે છે કે જે વિદ્યાર્થીઓને બજારુ રેંકડીઓએ ગમે તે ખાવાની ટેવ પડેલી છે તેઓજ આવી નાની ચોરીઓ કરતા હોવા જોઈએ. વામનને તો આવી એકાદ રેંકડીવાળા પાસે દેણું પણ થઈ ગયું છે એમ તે મને કહે છે. મને એ રસ્તો તપાસવા દો."

" ભલે તેમ કરો." ગૃહપતિ પણ ફોજદારમાં વિશ્વાસ રાખતા. તેના મનમાં કંઈક એવું જ સૂઝયું હતું તેમ તેમના બોલવા ઉપરથી સમજાતું. મંત્રીએ પણ સંમતિ આપી અને શક્ય હશે તટલી બધી મદદ કરવા વચન આપ્યું.

સમિતિ વિખરાઈ. કહેવાની જરૂર નથી કે 'ફોજદાર' પોતાના કામમાં સફળ થયા હતા. રેંકડી ઉપર ગમે તેવી ચીજો પેટમાં નાખતા બે વિદ્યાર્થીઓ જ આવી ચોરીઓ કરતા હતા તે તેમણે પકડી પાડયું. પેલા વિદ્યાર્થીઓએ પણ એકરાર કર્યો હતો. પોતાનું કામ પતાવી તેના ઉપાય માટે હવે તેણે ગૃહપતિ ઉપર બધું છોડયું હતું. રોગી હાથ લાગ્યો એટલે રોગનિવારણ હવે તેને મન મુશ્કેલ ન હતું.

રસિક જેવા 'ફોજદારો' ઘણાં છાત્રાલયોમાં જરૂર જોવા મળશે.

હરભાઈ



મુદ્રક • ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ 'લોકવાણી' મુદ્રણમંદિર • ચૌટાપૂલ સુરત
પ્રકાશક • ચન્દ્રવદન ચૂનીલાલ શાહ • દેસાઈપોળ • સુરત



વર્ષ ૪ થું · નવેમ્બર ૧૯૩૮ · અંક ૪ થો

વસ્તુ માત્રનું દર્શન મનુષ્યના મન ઉપર એક પ્રકારની ચોક્કસ છાપ પાડે છે. આ છાપ ઇંદ્રિયગમ્ય હોઈ મન માટે સહજ હોય છે. મનુષ્યની વિકસતી જતી બુદ્ધિ આવી છાપ ઉપર પોતાની તર્કશક્તિનો રંગ ચડાવે છે ત્યારે એ છાપમાંથી એક પ્રકારનો મત જન્મે છે. માણસની સુખ-દુઃખદાયી નાનીમોટી લાગણીઓ આ તર્કમાં ભળે છે ત્યારે તેમાંથી લાગણીજન્ય આગ્રહ પેદા થાય છે. હજારો વર્ષોનું જૂનું સમૂહ-માનસ રૂઢ ચીલાઓમાં ચાલવાને ટેવાયેલું હોવાથી મતાગ્રહનું પડ વધારે જડ સ્વરૂપ ધારણ કરે છે. આવો મતાગ્રહ વિષમય બન્યા વિના રહી શકતો નથી.

બાળકની સાથેના પોતાના વર્તાવમાં માબાપ તેમ જ શિક્ષક આ મતાગ્રહોનો ડંખ માર્યા જ કરે છે અને બાળકની રગેરગમાં તેનું ઝેર પ્રવેશાવે છે. બાળક તેના પ્રતિકારમાં દુરાગ્રહી બને છે. દુરાગ્રહીને કોઈ ચોક્કસ મતનું અવલંબન નથી હોતું. એને તો મતાગ્રહનો સામનો કોઈ પણ પ્રકારે કરવો છે તેથી ગમે તે એક મતનું શરણ લઈ લે છે અને મતાગ્રહની સામેની પોતાની લડાઈમાં એનો ઉપયોગ કરે છે. મતાગ્રહ દુરાગ્રહ વચ્ચેનો આ ભેદ છે વડીલ મતાગ્રહી બને ત્યારે જ બાળક દુરાગ્રહી બનવાનું જ. વડીલ માત્ર ચેતશે ?

# જાપાનમાંના હિન્દી વિદ્યાર્થીઓને*

શ્રી. હરભાઈ ત્રિવેદી

આજે તમારી સાથે મળવાનો શુભ પ્રસંગ ભાઈશ્રી સહાયે મને આપ્યો તેથી મને ઘણો આનંદ થાય છે. એમણે આપણા દેશના વિદ્યાર્થીઓ માટે આ દેશમાં ભારે જહેમત ઉઠાવી છે. અહિં રહેવા ખાવાની આવી વ્યવસ્થા આટલી સસ્તી રીતે અને સરળતાથી આપણને કોઈને મળી ન શકે. મને લાગે છે કે તમારો સૌ કોઈનો એ ધર્મ થઈ ગયો છે કે મળેલી અનુકૂળતા બદલ આવી વ્યવસ્થાનો ઉપકાર માનીને કંઈને કંઈ કરી છૂટવું જોઈએ.

જાપાન જેવા દેશમાં હિંદુસ્તાનના વિદ્યાર્થીઓના પ્રતિનિધિ જેવા તમે તો ગણાવ. હિંદુસ્તાનનો વિદ્યાર્થી કેવો હશે તેની કલ્પના તમારા સૌના અહિંના જીવન ઉપરથી જાપાનીઝ લોકો તેમજ અન્ય દેશના લોકો કરી શકવાના છે. તમારી રહેણીકરણી, તમારો અભ્યાસ, તમારું વર્તન અને બીજાઓની સાથેનો તમારો વ્યવહાર આપણા દેશના સંબંધમાં સાચી ખોટી પણ ઊંડી છાપ પાડવાનાં છે. મને સાંભળવા મળ્યું છે કે આપણા દેશમાંથી કેટલાયે એવા વિદ્યાર્થીઓ અહિં આવે છે કે જેમને શું ભણવું તેની પણ ખબર નથી હોતી. થોડા દિવસો પહેલાં કિર્યુની ઔદ્યોગિક સંસ્થા જોવા જવાની મેં તક લીધી હતી. એ સંસ્થાના આચાર્ય ડૉ. નીશીદા સ્વભાવે ઘણા જ ભલા અને પ્રખર વિદ્વાન છે. પોતાની સંસ્થામાં ભણવા આવતા પરદેશના વિદ્યાર્થીઓ માટે તેઓ ભારે કાળજી રાખે છે. હિંદુસ્તાન તરફ તો તેમને એક પ્રકારનો મોહ છે. આપણા દેશના જે વિદ્યાર્થીઓ તેમની સસ્થામાં અભ્યાસ કરે છે તેમને માટે તેમણે ખાસ સગવડો ઊભી કરવા ભારે જહેમત ઉઠાવી છે. જાપાનીઝ ભાષા નહિ જાણનારા વિદ્યાર્થીઓ માટે અંગ્રેજી ભાષા દ્વારા શિક્ષણ આપવાનો પ્રબંધ તેમણે કર્યો છે. પોતે મોટા વિજ્ઞાનશાસ્ત્રી છે. આપણા દેશના જુવાનો એમની પાસે રહીને વિજ્ઞાનની વિધવિધ શાખાઓનો અભ્યાસ કરે એમ તેઓ ઇચ્છે છે. આ ડૉ. નીશીદા પણ ફરિયાદ કરતા હતા કે હિંદુસ્તાનના જે વિદ્યાર્થીઓના પત્રો આવે છે તેમાં શો અભ્યાસ કરવો છે તે સંબંધે કશી ચોખવટ હોતી નથી. વિનોદમાં તેમણે તો મને એમ પણ કહ્યું કે હિંદુસ્તાનના એક વિદ્યાર્થીએ પત્રમાં એવું પણ લખ્યું કે શું ભણવું તેની પોતાને ખબર નથી એટલે આચાર્ય કહેશે તે ભણીશ ! બીજી મોટી મોટી શિક્ષણ સંસ્થાઓમાંથી પણ એવી હકીકત સાંભળવા મળી છે કે આપણા દેશના વિદ્યાર્થીઓ અચોક્કસ મનના અને અભ્યાસ તરફ બેદરકાર હોય છે. હું માનું છું કે આ પ્રકારના વિદ્યાર્થીઓ આ દેશમાં ઝાઝા નહિ હોય. તમારા જ અહીંના કામ માટે ભાઈશ્રી સહાયે સંતોષ વ્યક્ત કર્યો છે. પરંતુ મારું કહેવું એમ છે કે આટલા દૂરના આ દેશમાં આપણા મુઠ્ઠીભર વિદ્યાર્થીઓ પણ આ જાતની છાપ ઊભી કરે તે આપણા માટે યોગ્ય નથી. હું ઇચ્છું છું કે આપણા દેશમાંથી ભણવા આવવા ઇચ્છતા તમામ વિદ્યાર્થીઓ માટે સાચી સલાહ આપનારી એક સંસ્થા અહીં ઊભી થાય. આ સંસ્થાની એક સહાયક શાખા હિંદુસ્તાનમાં પણ હોય. અહીં ભણવા આવતા પહેલાં જરૂરી તૈયારીઓ માટે આ સંસ્થા યોગ્ય સૂચનો કરે, અને જરૂરી તેટલું માર્ગદર્શન દરેક વિદ્યાર્થીને તથા વિદ્યાર્થીના વાલીને આ સંસ્થાદ્વારા મળતું રહે. ભાઈશ્રી સહાય સાથે આ વિષયમાં મેં ચર્ચા કરી છે; તેઓ પોતે પણ એમાં સંમત છે. મારી તો એવી પણ કલ્પના ખરી કે

* ટોકિઓમાં હિંદી વિદ્યાર્થીઓ સાથે કરેલી વાતચીત

આ દેશમાં આવનાર કોઈ પણ વિદ્યાર્થી એવી સંસ્થાની છેવટની મંજૂરી વિના આવી ન શકે. પરદેશોમાં આપણે આપણાં માન અને પ્રતિષ્ઠા જાળવવાનાં હોય છે. પરદેશોમાં જઈને આટલુ બધું નાણું ખરચનારા આપણે લોકોએ એ ખર્ચનું યોગ્ય વળતર મળવાનું જ છે તેની ખાતરી કરી લેવી જોઈએ. આપણા જેવા ગરીબ દેશને પૈસા વેડરી નાખવા પોસાય નહિ. તપાસ કરીએ તો આજે જ માલૂમ પડશે કે આપણું અઢળક નાણું આપણા વિદ્યાર્થીઓ દ્વારા પરદેશમાં ખેંચાઈ જાય છે. એના બદલામાં આપણને નહિ જેવું જ વળતર મળે છે. આ દેશમાં આપણા વિદ્યાર્થીઓની સંખ્યા ઝાઝી નથી. પરંતુ હવે આ દેશ તરફ પણ આપણા વિદ્યાર્થીઓનું આકર્ષણ વધ્યું છે. અલ્પ સમયમાં જ આપણા વિદ્યાર્થીઓની સંખ્યા અહીં અનેક ગણી થઈ જાય તો નવાઈ નહિ. આટલા માટે જ આપણે અગાઉથી સાવધાન થઈ જઈએ. તમે વિદ્યાર્થીઓ જ આ દિશામાં જે પ્રયત્નો કરશો તે ઊગી નીકળશે. અહિંના તમારા શુભેચ્છકો તમને જરૂરી મદદ કરવાના જ છે તેમ હું સમજી શક્યો છું. જાપાનમાં આપણા જેટલા હિંદી વિદ્યાર્થીઓ વસે છે તેનું જરૂરી સંગઠન જલ્દી કરવું ઘટે છે. એ સંગઠનદ્વારા તમે આ કામ સાધી શકશો.

એક અગત્યના મુદ્દા તરફ હવે તમારું ધ્યાન ખેંચું છું. આ મુદ્દો પરસ્પરની સાચી સમજણનો છે. તમે જોઈ શકશો કે પરસ્પરની આવી સાચી સમજણના અભાવે દરેક સમાજમાં નાના મોટા ભારે અનિષ્ટો ઘર કરી બેસે છે તમે આવા છાત્રાલયમાં એક સાથે રહેતા હો ત્યાં પણ તમારો ય આવો અનુભવ અવશ્ય હશે. આજના મનુષ્યને એક જાતની એવી ટેવ પડી ગઈ છે કે સામી વસ્તુ જોવા માટે એ રાહ નહિ જુએ. પોતાની સમજણ સાથે બીજાની સમજણને પણ સરખાવવાની અત્યંત આવશ્યકતા રહે છે. કોઈ પણ હકીકતને આપણે જે રીતે સમજીએ તે રીતે જ બીજાએ સમજવી ઘટે એમ માનવું ભૂલ ભરેલું છે. તે પ્રમાણે માનવું હોય તો પણ આપણી સમજણ બીજાની સમજણ બને તેટલા સારું અખંડ ધીરજ અને શાંતિની જરૂર રહે છે. એક પ્રખ્યાત માનસશાસ્ત્રીએ તો એટલે સુધી કહ્યું છે કે મનુષ્ય એક બીજાને સાચી રીતે સમજવા માટે જે દિવસે પ્રમાણિક પ્રયત્નો કરશે અને આવશ્યક ધીરજથી સાચી સમજણ ઊભી ન થાય ત્યાં સુધી અટકશે તે દિવસે જ સમાજમાં સંપ અને શાંતિ ઊભાં થશે. આ કથનમાં ઘણું રહસ્ય રહેલું છે. સમાજમાં જે વેર ઝેર અને કુસંપ દેખાય છે તેના મૂળમાં ઘણે મોટે ભાગે કાં તો અધૂરી સમજણ અથવા તો ખોટી સમજણ રહેલાં હોય છે. પરસ્પરની સમજણ ઊભી કરવા માટે આપણે સૌએ ઘણી વખત થોડો ઘણો ત્યાગ પણ કરવો પડે છે. આપણને જ્યારે સમજાશે કે એ ત્યાગ બદલ આપણને જે કંઈ મળ્યું છે એ તો મહા મૂલ્યવાન વસ્તુ છે ત્યારે એવા ત્યાગ બદલ આપણે જરા પણ પસ્તાવાનું નહિ રહે. આ વાત તમારી પાસે હું એટલા માટે મૂકું છું કે આપણા અંદર અંદરના વ્યવહારમાં તેમજ બીજાની સાથેના આપણા વ્યવહારમાં આ પ્રકારની સાચી સમજણને આપણે ધ્રુવ તારાની માફક વળગી રહીએ. આપણા દેશમાં તેમજ અન્ય સર્વ સ્થળે સાચી સમજણના અભાવે જે ગેરસમજૂતીઓ પેદા થતી આપણે જોઈએ છે એના ઉપરથી આપણે યોગ્ય ધડો લઈએ અને આપણો પરદેશનો વ્યવહાર એ તત્ત્વ ઉપર રચીએ.

આવી જ બીજી વાત ઝટપટ અભિપ્રાયો બાંધવા સંબંધે તમારી પાસે રજૂ કરવા માગું છું. આપણો એ જાતનો પણ સ્વભાવ ઘડાઈ ગયો હોય છે કે વાતવાતમાં કોઈ પણ વ્યક્તિ સંબંધે અથવા કોઈ પણ પ્રસંગ સંબંધે આપણે આપણો અભિપ્રાય બાંધી લઈએ અને પ્રગટ પણ કરીએ. ઘણીયે વખત

એવું પણ બને છે કે જે ઠેકાણે અભિપ્રાય બાંધવાની જરૂર ન હોય અથવા તો જે ઠેકાણે અભિપ્રાય બાંધવા માટેનાં સાચાં સાધનો ન હોય તેવે ઠેકાણે પણ આપણે તો આપણો અભિપ્રાય બાંધતા અચકાતા નથી. પ્રસંગની સાથે કશો જ સંબંધ ન હોય, વ્યક્તિ સાથે જરા જેટલો પણ પરિચય ન હોય, સમૂહગત હિલચાલોથી છેક જ અનભિજ્ઞ હોઈએ ત્યારે પણ આપણે તો આપણો અભિપ્રાય બાંધી લેવામાં અને ગમે તે વખતે તે સ્થળે તેને પ્રગટ કરવામાં જરા પણ અડચણ જોતા નથી. આ ટેવ બહુ જ બૂરી છે. આ ટેવની પાછળ આપણામાં રહેલું મિથ્યાભિમાન હોય છે. કોઈ પણ હકીકતના સંબંધમાં હું મારો અભિપ્રાય બાંધી લઉં ત્યારે જ મારું અભિમાન પોષાયલું મને દેખાય છે એવા અભિપ્રાયથી બીજાને શું નુકશાન થાય છે તેની તો હું દરકાર કરતો નથી. પરંતુ મને પોતાને કેટલું નુકસાન થાય છે એ પણ હું સમજતો નથી. આવી રીતે અભિપ્રાયો બાંધવા અને તેને પ્રગટ કરવા એ વ્યક્તિ તેમજ સમાજના ઉત્કર્ષ માટે ભારે અંતરાય રૂપ વસ્તુ છે. આટલું કહ્યા પછી તમે પોતે તમારા અંતરમાં ઊતરીને વિચાર કરશો તો તમને પણ જણાશે કે તમે સૌ હું કહું છું તે પ્રમાણે ઝટપટ અભિપ્રાય બાંધવાની ટેવવાળા પણ હશો. એકાદ માણસ સાથે એકાદ કલાકનો પરિચય પણ અભિપ્રાય બાંધવા માટે તમને જાણે કે બસ થઈ પડતો હશે. એકાદ સ્થળનું અવલોકન અથવા તો એકાદ પ્રસંગનું નિરીક્ષણ ચોક્કસ મત બાંધવા માટે ઘણી યે વખત આપણા માટે આપણે બસ ગણતા હોઈએ છીએ વ્યક્તિઓ માટે તેમજ જુદા જુદા રાષ્ટ્રો માટે પણ બને છે. અભિપ્રાયો બાંધવાની ઉતાવળના કારણે જ ચિત્રવિચિત્ર મતો જુદા જુદા દેશોના સંબંધમાં પ્રચલિત થયા કરે છે. છેક જ મામૂલી પ્રસંગમાંથી પોતાની જ દૃષ્ટિએ સામા માટેના અભિપ્રાયો બાંધી લઈને રાષ્ટ્રો એક બીજાની વચ્ચે લડયા કરે છે. સ્વાર્થ માટેની કે અધિકાર માટેની મોટી મોટી લડાઈઓને બાદ કરીએ તો નાના મોટા કેટલાયે કલહો આવા ઉતાવળીઆ અભિપ્રાયો બાંધવાના કારણે ચાલ્યા જ કરે છે. તમે આપણા દેશથી આટલે દૂર આવીને બેઠા છો ત્યારે તમારા માથે આ વસ્તુ ઉપર વિચાર કરવાનો સવિશેષ ધર્મ આવી પડેલો છે. આપણા દેશની પ્રવૃત્તિઓ સંબંધમાં ઉતાવળાં અનુમાનો બાંધતાં પહેલાં અટકજો. આપણી પોતાની સરખામણીએ અહીંના દેશના માણસો માટે અને પ્રવૃત્તિઓ માટે અભિપ્રાયો બાંધતા પહેલાં ખૂબ વિચાર કરજો. તમારા અભિપ્રાયની અસર અહીં અને ત્યાં તમે ધારો તેના કરતાં ઘણી વધારે થઈ શકે છે એ હકીકત તરફ પણ તમારું ધ્યાન ખેંચું છું.

છેલ્લી અને મહત્ત્વની વાત અત્યંત ગંભીરતાથી આજે તમારી પાસે મૂકવા માગું છું. તમે દોસ્તો હજારો માઈલ દૂર વહાલા વતનને છોડીને તથા ભાઈભાંડુ, સગાંવહાલાં અને મિત્રોને વેગળા મૂકીને અહિં અભ્યાસ કરવા માટે આવ્યા છો. તમારાથી મેળવી શકાય તેટલું મેળવવા પાછળ તમારી તમામ શક્તિઓને તમે ખર્ચો છો. જ્ઞાનપ્રાપ્તિ અને વિદ્યાઉપાર્જન તમારાં આજનાં ધ્યેયો છે. અને એ યથાર્થ જ છે કે તમારે તમારો તમામ વખત અને શક્તિ વિદ્યાઉપાર્જન પાછળ ગાળવાં પરંતુ એ ન ભૂલજો કે તમે હિંદુસ્તાનના મહામૂલાં બાળકો છો. જન્મભૂમિ તમારી સૌની પાસેથી ઘણી મોટી આશા રાખી બેઠેલી છે. તમને અહિં મોકલ્યા છે જ્ઞાન અને અનુભવ લેવા માટે. એ જ્ઞાન અને અનુભવથી સમૃદ્ધ બનીને તમે પાછા ફરજો અને આજે હીન દરિદ્ર બનેલી માતૃભૂમિને નવું સંજીવન આપજો. આપણી અજ્ઞાનતાના કારણે આપણા કેટલાયે ભાઈઓ અહીંયા આવીને આ દેશના લોકોને જૂદી જૂદી રીતે લૂંટવાની વૃત્તિ ધરાવે છે. હું તમને એ કહેવા માગું છું કે તમે અહિં આવીને જ્ઞાનની લૂંટ ભલે ચલાવો પરંતુ બીજી બધી બાબતોથી અળગા રહેજો.

[ અનુસંધાન માટે જુઓ પા. ૧૩૬ ]

# સૂરત પરિષદના પ્રમુખ



**પ્રોફેસર ધનંજય રામચન્દ્ર ગાડગીળ**

એમ. એ. [કેન્ટબ], એમ. લિટ્. [કેન્ટબ]

ડિરેક્ટર, ગોખલે ઇન્સ્ટીટ્યૂટ ઑફ પોલીટીક્સ ઍન્ડ ઇકોનોમીક્સ, પૂના

[ જેમણે મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક સંઘનું પ્રમુખપદ સ્વીકારવાની કૃપા કરી છે. ]

# નવી યોજનાઓની સમીક્ષા

[ મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક સંઘને આશ્રયે સૂરતમાં તા. ૧૭-૧૮-૧૯ મી ઑક્ટોબર ૧૯૩૮ ને દિને મળેલી માધ્યમિક શિક્ષક પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રી. ધનંજય રામચન્દ્ર ગાડગીળે આપેલા મનનીય વ્યાખ્યાનના મુખ્ય મુદ્દાઓનું ભાષાંતર આપણા માસિક માટે શ્રી. રમણિકલાલ વેપારીએ તૈયાર કર્યું છે તે નીચે ઉતાર્યું છે. ]

આપણા ઇલાકાના માધ્યમિક શિક્ષકોની તેરમી પરિષદનું પ્રમુખસ્થાન મને આપીને આપે મને ઘણો જ ઉપકૃત કર્યો છે. હજુ સુધી મેં કોઈ માધ્યમિક શાળામાં શિક્ષણ આપ્યું નથી અને માધ્યમિક શિક્ષણ વિષેનો મારો અનુભવ તદ્દન બાહ્ય છે. મને વધારે મૂંઝવણ થવાનું કારણ તો એ છે કે આ વખતની પરિષદને ઘણા અગત્યના મુદ્દાઓ ચર્ચવાના રહેશે. જો કે થોડા વર્ષો થયાં હું સૂરત છોડીને ચાલ્યો ગયો છું તો પણ મને તો એમ જ લાગ્યા કરે છે કે હું સ્વાગત સમિતિનો સભ્ય છું.

છેલ્લા બાર માસ દરમિયાન સારા હિંદમાં કેળવણીને લગતી ઘણી પ્રવૃત્તિઓ હાથ ધરાઈ છે. સમિતિઓ, પરિષદો અને તેની સાથે ચર્ચાઓ અને બીજી જાહેરાતોથી વાતાવરણ તેજ થયું છે. આપણા ઇલાકામાં કેળવણીની ચાર સમિતિઓ નિમાઈ છે અને તેમણે તેમના અહેવાલ તૈયાર કર્યા છે. વહીવટી વિભાગોમાં કેટલાક ફેરફારો થયા છે અને હજુ વધારે મૂળભૂત ફેરફારોની આશા રાખી શકાય. આ બધી વાતોની સમાલોચના આવશ્યક છે અને સરકારની નીતિનાં આધુનિક અંગો તેમજ સમિતિઓના અહેવાલો ઉપરથી તમારે તમારાં મંતવ્યો ઘડવાં જોઈએ. આ બાબતમાં હું મારી અયોગ્યતા સારી પેઠે સમજું છું. તેમ હોવા છતાં પણ મારે કેટલાક અગત્યના વિષયો પર મારા વિચારો આપને જણાવવા જોઈએ. હું મારા ભાષણ દરમિયાન પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓમાં ઔદ્યોગિક શિક્ષણના સ્થાન વિષે કાંઈક કહીશ.

જોષી કમિટીના અહેવાલમાં પ્રાથમિક તેમ જ માધ્યમિક શિક્ષણના ઘણા પ્રશ્નોના ઉકેલનો સમાવેશ થઈ જાય છે. કેળવણીની પુનર્રચના વિષેની એની સૂચનાઓ ઘણા ઉદ્દામ પ્રકારની છે. હેડો રિપોર્ટ પર અંગ્રેજી કેળવણીની પુનર્રચના થઈ છે. જોષી કમિટી પણ હેડો રિપોર્ટે ચર્ચેલા વિષયોની જ ચર્ચા કરે છે. પણ એ એની સરખામણી અહીં અસ્થાને છે; અને જોષી કમિટીને તો બે જ માસમાં એનો રિપોર્ટ તૈયાર કરવાનો હતો. જોષી સમિતિ જેવી મિશ્ર પ્રકારની સમિતિ પાસે કેળવણી જેવા બહોળા વિષય પર તુરતાતુરત રિપોર્ટની આશા રાખવી એ જરા વધારે પડતું કહેવાય.

હેડો રિપોર્ટની સૂચનાઓ જે કેળવણીવિષયક અનુભવ મેળવી શકાયો છે તેના પર અવલંબે છે જ્યારે જોષી સમિતિના રિપોર્ટમાં એવી જાતના અનુભવ વિષે કોઈ પણ પ્રકારનો ઉલ્લેખ નથી. આ બે રિપોર્ટોમાં જે તફાવત આપણે ઉપર જોયો તેના પર આપણે ખાસ ધ્યાન આપવું જોઈશે. ગઈ સાલ દરમિયાન કેટલીયે જાતના નવા વિચારો અસ્તિત્વમાં આવ્યા છે અને એને અમલમાં મૂકવાના પ્રયાસો થઈ રહ્યા છે. એ વિચારો હજુ પ્રયોગસિદ્ધ ન કહેવાય અને આપણા લોકો તો એ વિચારોને એના કાચા અને મૂળ સ્વરૂપમાં જ અમલમાં મૂકવા માગે છે. કેળવણીનો ઇતિહાસ તો એમ કહે છે કે પ્રયોગ વગર પ્રગતિ સંભવી જ ન શકે. કેટલાક જુદી જુદી જાતના

સાધનસંપન્ન માણસો તો પોતાની મેળે પ્રયોગો કર્યા જ જાય છે. એ પ્રયોગનિષ્પન્ન વિચારોથી આપણા જ્ઞાનપુંજમાં વધારો થાય છે અને કેળવણીવિષયક આયોજન પ્રગતિ પામે છે. જોપી સમિતિનો પહેલો મુદ્દો એ છે કે કાર્યસાધક સર્જનાત્મક ક્રિયાઓ વડે બાળકને ઉત્પાદક ઔદ્યોગિક ક્રિયાઓ તરફ વાળવું જોઈએ. કઈ જાતના પાયા પર જોપી કમિટી આ મુદ્દો રજૂ કરે છે એ સમજાતું નથી. જોપી સમિતિ તો એમ પણ કહે છે કે આપણી નૂતન કેળવણીની રચનામાં આ સિદ્ધાંત મોખરે રહેશે. પણ આમ શા માટે હોવું જોઈએ તે પુરવાર કરવાને કમિટિ કોઈ પણ પ્રકારના સબળ કારણો આપી શકતી નથી.

એનો અર્થ એમ લઈ શકાય કે એ સિદ્ધાંતમાં કેળવણીની એક આદર્શ પદ્ધતિનો સમાવેશ થાય છે. પણ જોપી સમિતિ તો એમ જ કહે છે કે એ સિદ્ધાંત આપણા શિક્ષણશાસ્ત્રનો પાયો બનાવવો જોઈએ. મને જે ખબર મળે છે તે મુજબ કોઈ એક પણ કેળવણીની સંસ્થાએ જોપી કમિટીની ભલામણોને અમલમાં મૂકી નથી. હું આ વસ્તુ પર તમારું ખાસ ધ્યાન ખેંચવા માગું છું. તમે જાણતા હશો કે કેટલા યે કેળવણીવિષયક વિચારોને પ્રકાશમાં લાવવાને કેટલી હાડમારીઓ વેઠવી પડે છે અને છેવટે જ્યારે તે વિચાર કાર્યમાં પરિણમે છે ત્યારે તે કેટલો બદલાઈ ગયેલો લાગે છે!

હું નવા વિચારોની વિરુદ્ધ નથી. હું એમ તો જરૂર માનું છું કે સતત બુદ્ધિપુરઃસર પ્રયોગથી જ પ્રગતિ સંભવિત થશે, અને નવા વિચારોને જો પૂરેપૂરા છણ્યા વગર અમલમાં મૂકવામાં આવે તો તેથી ઘણી હાનિ થશે.

હિંદુસ્તાનમાં કેળવણી-વિષયક પ્રયોગ પદ્ધતિને બહુ મુશ્કેલી વેઠવી પડે છે અને તેથી તેનું ક્ષેત્ર ઘણું નાનું રહ્યું છે. આનો જવાબ બે રીતે આપી શકાય. પ્રાયોગિક ઘટનાઓના અભાવમાં નવા વિચારને તરત અપનાવી ન લેવો જોઈએ પણ જુદી જુદી દિશાઓમાં પ્રયોગ શરૂ કરી દેવા જોઈએ બીજી અગત્યની વસ્તુ એ છે કે આપણે મેળવેલા અનુભવનો પાયો આપણે બરાબર તપાસવો જોઈએ અને એની નિષ્ફળતામાંથી પણ કાંઈક પાઠ શીખવો જોઈએ. આપણે ત્યાંની ગ્રાંટ-ઇન-એઇડ પદ્ધતિને લીધે કેળવણીના ક્ષેત્રમાં જોઈએ તેવા પ્રયોગો થઈ શક્યા નથી. પણ આ પદ્ધતિની બહારના ક્ષેત્રમાં કેટલીક પદ્ધતિઓ હાથ ધરાઈ છે. વળી છેલ્લા ત્રીસ વર્ષથી આપણે ત્યાં "રાષ્ટ્રીય કેળવણી"નું નવીન તત્વ અસ્તિત્વમાં આવ્યું છે. આ સિવાય પ્રચાર મંડળો [ Missionary Institutions ] અને ગુરુકુળ અને શાંતિનિકેતન જેવી સંસ્થાઓ પણ ચાલે છે. આ બધાનો હેતુ કાંઈક શીખવવાનો છે. "રાષ્ટ્રીય" સંસ્થાઓના અનુભવ ઉપર ખાસ ભાર મુકાવો જોઈએ. આજે જે સિદ્ધાંતો સ્વીકારાય છે તે જ સિદ્ધાંતો "રાષ્ટ્રીય" સંસ્થાઓએ પોતાના ધ્યેય તરીકે માની લીધા હતા. આ સંસ્થાઓને નાણાંની ભીડ હતી અને ડિપ્લોમાઓ જાહેરજનતામાં માન્ય નહોતાં અને આ કારણને લઈને ત્યાંના વિદ્યાર્થીઓને સામાન્ય નોકરી પણ મળવી મુશ્કેલ હતી. આવા સંજોગોમાં આ શિક્ષણ સંસ્થાઓને પોતાના અભ્યાસક્રમોને ખાસ વ્યવહારુ બનાવવા પડયા હતા. "રાષ્ટ્રીય" સંસ્થાઓને જે જે મુશ્કેલીઓ વેઠવી પડી તે બધી કેળવણીવિષયક ન્હોતી. તેમને માણસ અને પૈસાની જરૂર હતી. શાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા તે સમયની રાજકીય ભાવના ઉપર આધાર રાખતી. આ બધી મુશ્કેલીઓ [illegible] એમ કહી શકાય કે આ સંસ્થાઓને કેળવણીની પદ્ધતિમાં

સફળતા મળી છે અને તે શાખા તે આયુર્વેદ શાખા. ગૂજરાતમાં જ્યાં કાર્યકરો, પૈસા અને વિદ્યાર્થીઓની એટલી બધી તંગી નથી ત્યાં બીજી દિશાઓમાં પ્રગતિ સાધી શકાઈ છે. ભાવનગરમાં જે કાર્ય થઈ રહ્યું છે તે તરફ આપનું ધ્યાન ખેંચું છું. ત્યાં આગળ તો પશ્ચિમની પ્રખ્યાત બનેલી કેળવણીની પ્રથાઓને દાખલ કરવામાં આવી છે. પ્રચારક મંડળો [ Missionary Institutions ] નો મુખ્ય વિજય ગામડાઓમાં અને પ્રાથમિક સંસ્થાઓમાં થયો છે અને જંગલી પ્રજાઓમાં પણ એમણે સફળતા સાધી છે.

×

હવે આપણે ફરી પાછા જોષી કમિટીની સૂચનાઓ વિચારીશું. પ્રાથમિક અને માધ્યમિક વિભાગોને છૂટી પાડતી વિચ્છેદક રેખા ઘણી અગત્યની છે. સમિતિ એમ કહે છે કે હાલની માફક પ્રાથમિક વિભાગમાં ૧ થી ૪ વર્ગો ન રાખતાં ૧ થી ૭ વર્ગો રખાવા જોઈએ. આમ કરવાનું શું કારણ હશે તે સમજાતું નથી. મૂળભૂત કેળવણી [ Basic Education ] ને સારુ જે સાત વર્ષની યોજના નક્કી કરવામાં આવી છે તેને ગળતી જ ઉપરની સૂચના લાગે છે. હેડો રિપોર્ટ પ્રમાણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણની સીમા–રેખાઓ ૧૧ વર્ષની ઉમરે આવવી જ જોઈએ. હાલના અભ્યાસક્રમનો સમૂય માનસશાસ્ત્રીય શોધખોળ તેમજ ધારાશાસ્ત્રીઓ અને વહીવટી અમલદારોની કાર્યપ્રણાલિના પરિણામ રૂપે અસ્તિત્વમાં આવ્યો છે. બાળકો અને નાના છોકરાઓના વિકાસ પર જો કેળવણીની રચના આધાર રાખતી હોય તો માનસશાસ્ત્રીય દલીલને ખરેખર અગત્યની ગણવી પડશે. ગામડાની ઘણી પ્રાથમિક શાળાઓ ચોથા ધોરણ સુધી જ શીખવે છે અને જોષી કમિટી પણ ૧૧ વર્ષ પછી ફરજિયાત શિક્ષણ દાખલ ન કરવાની વાત સ્વીકારે છે. જ્યાં સુધી આપણે ચાર વર્ષની ફરજિયાત કેળવણી દાખલ ન કરી શકીએ ત્યાં સુધી સાત વર્ષની વાત કરવી નકામી છે. જ્યાં સુધી વિદ્યાર્થીઓ જાતે જ ચોથા ધોરણ પછી શિક્ષણ છોડી દેવાનું સ્વીકારે છે ત્યાં સુધી આધુનિક પદ્ધતિમાં ફેરફાર કરવો આવશ્યક નથી. જ્યાં સુધી વિભાગીય દૃષ્ટિબિંદુ રહેશે ત્યાં સુધી ચોથા ધોરણ આગળ જ વિચ્છેદક રેખા દોરાવી જોઈએ. આજ પદ્ધતિ આપણી શાળાઓને સારુ માન્ય રહેવી જોઈએ.

જોષી સમિતિ આગળ મુખ્ય પ્રશ્ન ઔદ્યોગિક કેળવણી અને ઔદ્યોગિક સંસ્થાઓનો હતો. એ સમિતિ ભલામણ કરે છે કે ધંધાધારી, ઔદ્યોગિક અને વેપારી સંસ્થાઓ જોઈતા પ્રમાણમાં સ્થપાવી જોઈએ. આ સંસ્થાઓ પ્રાથમિક શિક્ષણ સંબંધી હોઈ માધ્યમિક કેળવણીને સારુ સમિતિ કોઈ પણ પ્રકારની ઔદ્યોગિક યોજના રજૂ કરતી નથી. પણ માધ્યમિક શાળાના અભ્યાસક્રમોમાં વેપારી, ઔદ્યોગિક અને ખેતીવાડીનું શિક્ષણ રાખવાનું સૂચવવામાં આવ્યું છે. અભ્યાસક્રમોને બે વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છે: [ ૧ ] સામાન્ય અને [ ૨ ] વૈજ્ઞાનિક. આ અભ્યાસક્રમો મારફત વિદ્યાર્થીઓ ઊંચી કક્ષાના વિદ્યાપીઠના અભ્યાસો, ધંધાધારી સંસ્થાઓ અને જીવનના વ્યવહારુ ક્ષેત્રો તરફ જઈ શકશે.

જોષી સમિતિનું મંતવ્ય એવું છે કે દરેક વિષયને એક વ્યવહારુ દિશા હોય છે અને આ વ્યવહારુ તત્વ જ સૌથી અગત્યનું મનાવું જોઈએ.

ઔદ્યોગિક કેળવણી અને અભ્યાસક્રમોની ચર્ચા કરતાં જોષી સમિતિ આપણા આર્થિક અથવા સામાજિક ચણતરનો કાંઈ જ નિર્દેશ કરતી નથી એ ખરેખર વિચિત્ર લાગે છે. ડૉ. કોટરિંગ કહે છે કે કેળવણીવિષયક અને સામાજિક યોજના વચ્ચે ઘણો ગાઢો સંબંધ છે વિદ્યાર્થીઓ ક્યારે

શક્તિ એકત્રિત કરીએ તો જ એ કામ થઈ શકે એવું છે. આવી જાતના કાર્યમાં તમારું ફેડરેશન ઘણાં અગત્યનાં પગલાં લઈ શકે. નવી યોજનાઓ ઘડવાનું જો એ બીડું ઝડપે તો તે યોગ્ય જ લેખાશે. પણ એમ થવાને સારુ કેટલીક વસ્તુઓ આવશ્યક છે. સરકારની નીતિ વધારે ઉદારમતવાદી થવી જોઈએ અને ઇન્સ્પેક્ટરોનું કાર્ય વધારે સ્થિતિસ્થાપક થવું જોઈએ. આને સારુ સરકારે થોડા પૈસા પણ ખર્ચવા પડશે. શાળાઓના અધિકારીઓએ પણ આમાં સક્રિય રસ લેવો જોઈએ. તેમણે શિક્ષકોમાં પણ એવી લાગણીનું સિંચન કરવું જોઈએ. નોકરશાહીની રીતો છોડીને હવે આપણે લોકશાસનની રીતોને અપનાવવાની છે.

વળી મહકારથી નકામા ખર્ચ દૂર કરવા જોઈએ. વિચારની આપલેમાં ફેડરેશન અને તેની બીજી સંસ્થાઓ ઘણો અગત્યનો ભાગ ભજવી શકે છે. મને એમ લાગે છે કે આપણે ઘણું ખરું વ્યવહારુ કાર્ય કરવાને બદલે મીમાંસક પ્રશ્નો ચર્ચવાને જ તૈયાર હોઈએ છીએ. આ પરિષદની હવે પછીની બેઠકોમાં ઇલાકામાં ચાલતા પ્રાયોગિક કાર્યોની છણાવટને સારુ જો થોડો સમય રખાયો હોય તો તે ઘણું ખપનું થઈ પડશે.

હવે મારું ભાષણ પૂરું થાય છે. પહેલા જેવા અવ્યવહારુ અને પ્રાચીનજીવી શિક્ષકો હવે હોતા નથી. તેમને નૂતન યુગના વિચારો પ્રમાણે ચાલવું છે એટલે વધુ જવાબદારીઓ માથે લેવી પડશે આપણે વધારે જ્ઞાન સંપાદન કરવું પડશે અને સહાનુભુતિવાળો સ્વભાવ જોઈશે. આપણા સમાજ અને ધધાને લગતા જે પ્રશ્નો આપણી આગળ ખડા છે તેનો ઉકેલ આપણે આપણી બુદ્ધિ–શક્તિથી લાવવો પડશે. આપણી જરૂરિયાતો બહુ ક્યારી છે. પણ આપણે જેટલે અંશે તે પૂરી કરી શકીશું તેટલે અંશે જે નૂતન યુગ આપણા દેશમાં પ્રસરવાનો છે તે જલદી મેળવવાને ભાગ્યશાળી થઈ શકીશું.



જાપાનમાંના હિન્દી વિદ્યાર્થીઓને ] [ પા. ૧૩૦ થી ચાલુ ]

આપણી માતૃભૂમિ અનેક પરદેશીઓથી આજે લૂંટાઈ અને ચૂસાઈ રહી છે. એ ચૂસણ અને એ લૂંટ બંધ કરવાના ભગીરથ કાર્યમાં આપણે સૌ આજે પ્રવૃત્ત થયા છીએ આપણા દેશની રાજકિય કે સામાજિક હિલચાલોના પૂરેપુરા સંપર્કમાં તમે રહેજો. દરિદ્ર અને ભૂખે મરતી માતૃભૂમિની એક એક પાઈનો તમારે હિસાબ આપવાનો છે તે ભૂલશો નહિ. કંગાલ બનેલી જન્મભૂમિના તમે તેજસ્વી હીરાઓ છે. તમારા વડે જ એ જન્મભૂમિ શોભવાની છે. તમારી તમામશક્તિઓનો ઉપયોગ માતાને અજવાળવા પાછળ તમારે કરવો પડશે એ હકીકત તમે ભૂલશો નહિ. દોસ્તો ખૂબ ભણો. અહીંથી જેટલું લઈ શકાય તેટલું લ્યો. અહિંના જુવાનોનાં ખંત અને ઉત્સાહમાંથી નવી નવી પ્રેરણા મેળવો અહીંની ઉદ્યોગપ્રિયતા તમારા જીવનમાં વણી લ્યો અને પછી સ્વદેશે પાછા આવીને એ બધાયનો લાભ માતૃભૂમિને આપો.



# સૂરતની શિક્ષકપરિષદ

શ્રી. રમણિકલાલ દેસાઈ

[ ઊડતું વિહંગાવલોકન ]

જીવનના કોઈ પણ ક્ષેત્રમાં કામ કરતા માણસોનું સંગઠન એ આ જમાનાની એક અનિવાર્ય આવશ્યકતા છે. દરેક ક્ષેત્રની કાર્યપદ્ધતિ હવે પરાપૂર્વથી ચાલી આવેલી રૂઢિ પ્રમાણે ચાલતી નથી. વિજ્ઞાનની અને એની બીજી અનેક શોધખોળોને પરિણામે દરેક ક્ષેત્રમાં કાર્યપદ્ધતિ અને તે પદ્ધતિને નક્કી કરતા સિદ્ધાંતો બદલાયા કરે છે. અને તેથી તેમાં કામ કરતાં માણસોને જો જમાનાની સાથે રહેવું હોય તો એકત્ર થઈ વિચારની આપ-લે કરી પોતાની કાર્યપદ્ધતિ નક્કી કર્યા કરવી પડે છે. ઉપરાંત પોતાના હકો અને પોતાની જરૂરિયાત જાળવવા માટે પણ આવાં સંગઠનની ખાસ જરૂર રહે છે. આવાં કારણોને લીધે આપણા ઇલાકાના માધ્યમિક શિક્ષકોએ પણ ૧૯૨૪માં પોતાની પહેલી પરિષદ વડોદરા મુકામે ભરી હતી. બીજે વર્ષે બીજી પરિષદ સૂરતમાં પ્રોફેસર વાડિયાના પ્રમુખપદે મળી ત્યાર પછીનાં બીજાં દશ અધિવેશનોમાં પરિષદ મુંબાઈ, પૂના, રત્નાગિરિ, જળગામ, હૈદ્રાબાદ, બોરડી, સોલાપુર વગેરે સ્થળોએ ફરીને પાછી પોતાના તેરમા અધિવેશન અંગે આ વર્ષે સૂરતમાં ભરાઈ હતી.

આ અધિવેશન ૧૭મી ઑક્ટોબરે શરૂ થયું, પરન્તુ એનો કાર્યક્રમ તો ૧૬મીને રવિવારથી જ શરૂ થઈ ગએલો ગણાય. આ પરિષદની સાથે શિક્ષકોને ખૂબ ઉપયોગી થઈ પડે એવું પ્રદર્શન પણ યોજવામાં આવ્યું હતું. વિદ્યાર્થીઓની લલિતકળાના, બોરડીની શાળાના વિદ્યાર્થીઓના વણાટકામના, અને સૂરતના વિદ્યાર્થીઓના હસ્તઉદ્યોગ તથા ચામડાંના કામના નમૂનાઓ ખૂબ આકર્ષક હતા. વિદ્યાર્થીઓ આગળ જુદા જુદા વિષયો સ્પષ્ટ અને સુરેખ રીતે રજૂ કરવા માટે શિક્ષકોને અનેક પ્રકારનાં સાધનોની [ Teaching Aids ]ની જરૂર હમેશાં રહે છે. આવાં સાધનોનો એક વિપુલ ભંડાર આ પ્રદર્શનમાં શિક્ષકો તથા પરિષદમાં રસ લેનાર બીજાં સજ્જનો સમક્ષ રજૂ કરવામાં આવ્યો હતો. ઇતિહાસ ભૂગોળ અને વિજ્ઞાન શીખવવામાં મદદરૂપ થઈ પડે એવાં અનેક સાધનો ખરેખર સુંદર અને ઉપયોગી હતાં. હિન્દુસ્તાનનું રાજ્યબંધારણ બતાવતી આકૃતિ, સર ફ્રાન્સીસ ડ્રેઇક કે માર્કોપોલોની મુસાફરીનાં રેખાચિત્રો, અસલનાં આર્યસામ્રાજ્યોના વિસ્તાર ને અત્યારે હિન્દની આયાતનિકાશનું પ્રમાણ દર્શાવતા નકશાઓ બધાનું ધ્યાન ખેંચતા હતા માત્ર શબ્દદ્વારા સહેલઈથી ન સમજાવી શકાય એવા વ્યાકરણના નિયમોને સ્પષ્ટ સમજાવી દે એવાં ચિત્રો પણ ખૂબ સરસ હતાં.

રવિવારે સાંજે શ્રી અફ્રે 'જેમણે શિક્ષણ કાર્યમાં જ પોતાનું આખું જીવન સમર્પણ કર્યું છે એવા અને સૂરતના જ વતની' પ્રિન્સિપાલ કે. એસ. વકીલને પ્રદર્શનની ઉદ્ઘાટનક્રિયા કરવાની વિનતિ કરી. શ્રી. વકીલ એક જાણીતા કેળવણીકાર અને હાલમાં કોલ્હાપૂરની સેકન્ડરી ટ્રેઇનિંગ કૉલેજના આચાર્ય છે. કેળવણીકારનું દૃષ્ટિબિન્દુ પોતાની સમક્ષ રાખીને એમણે યુરોપના

દેશોમાં તથા અમેરિકા અને જાપાનમાં પ્રવાસ કર્યો છે. આ પર્યટનો કરતાં એમણે જુદા જુદા દેશોનાં ઇતિહાસ, ભૂગોળ, પ્રકૃતિસૌન્દર્ય, સમાજજીવન અને ઔદ્યોગિકજીવનની આપણને ઝાંખી કરાવતાં અનેક ચિત્રોનો સંગ્રહ કરેલો, તે પણ એમણે આ પ્રદર્શનમાં રજૂ કર્યો હતો. પ્રદર્શનને ખુલ્લું મૂકતી વેળાયે શ્રી. વકીલે એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. એ વ્યાખ્યાનમાં એમણે આપણી કેળવણીને ફલદાયક બનાવવા માટે "એનું બેડદ પુસ્તકીયું અને ચોમેર પરીક્ષાથી ભરેલું કલેવર" બદલવાની આવશ્યકતા સમજાવી હતી. આ ભાષણનો વિગતવાર હેવાલ આ અંકમાં અન્યત્ર છાપ્યો છે.

આમ સર્વ રીતે ઉપયોગી અને કળામય એવા આ પ્રદર્શનની ઉપયોગિતા મુંબાઈની જુદી જુદી પુસ્તક પ્રકાશન સંસ્થાઓના સુન્દર સહકારથી ખૂબ વધી જતી હતી. આ પ્રદર્શનની તૈયારી પાછળ શહેરની બધી શાળાઓના શિક્ષકોનો તેમ જ બહારની શાળાઓના શિક્ષકોનો સુન્દર સહકાર મળ્યો હતો. પરિષદના એક જવલંત અંગ સમા એ પ્રદર્શનની સફળતા માટે મહેનત કરનાર દરેક ભાઈ બેનને ધન્યવાદ ઘટે છે.

×

પરિષદનું અધિવેશન તા. ૧૭–૧૦–૩૮ને સોમવારે સવારે આઠ વાગે શરૂ થયું. પ્રારમ્ભિક મંગલવચન પછી સ્વાગતપ્રમુખ દિ. બ. ચૂનીલાલ માણેકલાલ ગાંધીએ સભ્યો અને પ્રેક્ષકોને આવકાર આપતાં શહેરનો અને સાર્વજનિક એડ્યુકેશન સોસાયટીનો ઇતિહાસ ટૂંકમાં રજૂ કર્યો હતો. પરિષદમાં ભાગ લેવા પધારનાર પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોની સુખસગવડને માટે જહેમત ઉઠાવી રહેલા શહેરની બધી શાળાઓના શિક્ષકોનો તેમના સહકાર અને સેવાભાવ માટે ઉલ્લેખ કરી દિ. બ. ગાંધીએ માધ્યમિક શિક્ષણ અને શિક્ષકો વિષે બે વાત કરી હતી. ૧૯૨૫ની સુરતની પરિષદના પ્રમુખ પ્રો. વાડિયાના વ્યાખ્યાનમાંથી થોડાંક વાક્યો ટાંકીને એમણે શિક્ષકોનાં સંગઠનની આવશ્યકતા અને એવું સંગઠન Trade–Unionismના સિદ્ધાંત પર રચાયલું ન હોવું જોઈએ એવી માન્યતા રજૂ કર્યાં હતાં. શિક્ષકોની સામાજિક પ્રતિષ્ઠા તથા આર્થિક દશા સુધરે એવા પ્રયત્નો તરફ પોતાની હાર્દિક સહાનુભૂતિ જાહેર કરી હતી; પરન્તુ તે સાથે જ Law of Supply and Demandની યાદ આપી, વધારે સારી નોકરી મળતાં શાળા છોડી જનાર તથા ટ્યૂશનો પાછળ પોતાનો ઘણો સમય અને ઘણી શક્તિ વાપરી નાખનાર શિક્ષકોનાં દૃષ્ટાંતો રજૂ કરી, શ્રી. ગાંધીએ પરિષદના શિક્ષકોને "Deserve and Desire"ના સુન્દર મુદ્રાલેખની ભેટ ધરી હતી. વકીલ, દાક્તર અને એવા બીજા ભણેલાના ધંધાઓ કરતાં શિક્ષકની આવક આખી દુનિયામાં જ ઓછી રહે છે, માટે શિક્ષકોએ તો સંતોષપૂર્વક આવતી કાલનાં બાળકોના ઘડતર માટે જ પ્રયત્નશીલ રહેવું જોઈએ. છેલ્લે બાળકોની ઉપર હાલની શિક્ષણપદ્ધતિમાં ખૂબ બોજો પડે છે અને એ રીતે હાલનું શિક્ષણ ખૂબ ખર્ચાળ બની ગયું છે, તો તે બાબતમાં પરિષદને ઘટતું કરવાની સૂચના કરી દિ. બ. ગાંધીએ પોતાનું વક્તવ્ય સમાપ્ત કર્યું.

શ્રી. ગાંધીના વ્યાખ્યાન પછી ગયા વર્ષના અધિવેશનના તથા આખા વર્ષ દરમિયાન ફેડરેશનના પ્રમુખ પ્રિન્સિપલ એચ. વી. હેમ્પટને એક નાનકડા પણ સુન્દર વ્યાખ્યાનમાં ફેડરેશને ગયા વર્ષમાં કરેલા કાર્યનો ખ્યાલ આપ્યો હતો. ફેડરેશનનું કામ ગયા વર્ષથી ખૂબ વધી ગયું હતું; જવાબદારી પણ તેટલા પ્રમાણમાં વધી હતી. કોંગ્રેસે પ્રધાનપદનો સ્વીકાર કર્યા પછી બધાં ખાતાંઓની માફક કેળવણીખાતામાં પણ અવનવું ચેતન જણાવા લાગ્યું હતું. આખી શિક્ષણપદ્ધતિને

# મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક પરિષદ • સૂરત

કેટલાંક દશ્યો : [૧] કેળવણીવિષયક પ્રદર્શન ખુલ્લું મૂકતાં પ્રિ. કે. એસ. વકીલ વ્યાખ્યાન આપે છે. [૨] પ્રદર્શન ખુલ્લું મૂકવાને પ્રિ. વકીલ પ્રો. ગાડગીલ, પ્રિ. હૅમ્પટન અને શ્રી. ચક્રદ સાથે પ્રદર્શનના મકાન તરફ જતા માલમ પડે છે. [૩] પરિષદની પહેલી બેઠકમાં સ્વાગતસમિતિના અધ્યક્ષ દિ. બ. ચુનીલાલ માણેકલાલ ગાંધી પોતાનું વ્યાખ્યાન વાંચે છે.



ફેરવી નાખનાર યોજનાઓ અને સિદ્ધાંતો પ્રસિદ્ધ થયાં હતાં. એ બધાંનો અભ્યાસ કરી શિક્ષકોનું આ ફેડરેશન પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે એ ખાસ જરૂરનું હતું. આ પછી પ્રિ. હેમ્પટને પ્રોફેસર કે. ટી. શાહની ઓળખાણ કરાવી તેમને પરિષદનું માંગલિક પ્રવચન કરવાની વિનતિ કરી હતી.

×

પ્રોફેસર શાહે એમની વકતૃત્વકળાનો સરસ ખ્યાલ આપતી શૈલીમાં પોતાનું પ્રવચન શરૂ કર્યું. કેળવણીનો અર્થ અને ઉદ્દેશ નક્કી કરવાની આવશ્યકતા પર એમણે ખૂબ ભાર મૂક્યો. કેળવણીનો મુખ્ય ઉદ્દેશ બાળકનાં વ્યક્તિત્વને નિર્વ્યાજ ખીલવા દેવાનો હોવો જોઈએ. કેળવણી લેવાથી બાળકનું વ્યક્તિત્વ કોઈ વડીલ વ્યક્તિએ, સંસ્થાએ, સમાજે કે રાષ્ટ્રે નિર્માણ કરેલી મર્યાદા કે આકાર પ્રમાણે જ વિકાસ પામે ને સ્વરૂપ પકડે એ યોગ્ય નથી. અને આપણે ત્યાં તો એમ જ થાય છે એટલું જ નહિ પણ એ મર્યાદા, એ આકાર પણ અતિ સંકુચિત છે. આપણી અત્યારની કેળવણી બાળકોને પરદેશી સત્તાના નિમંત્રણને અનુકૂળ રહેતાં શીખવે છે એટલે સ્વતંત્ર માનસ તેમનામાં ખીલતું જ નથી. આ એક દુર્દશા ગણાય; અને એનો ઉપાય સ્વરાજપ્રાપ્તિ સિવાય બીજો નથી.

એ પછી પ્રોફેસર શાહે શિક્ષકોને ઉદ્દેશીને બે બોલ કહ્યા હતા. ખાસ કરીને શિક્ષકોએ પોતાનું ચારિત્ર્ય નિષ્કલંક અને નિંદાના સંભવથી પર રાખવું જોઈએ. શિક્ષકોની મનોદશા પર સ્વાગતપ્રમુખે કરેલી ટીકાઓ ખરી હોય તો દુઃખદ છે એમ જાહેર કર્યું હતું. સાથે અત્યારની શિક્ષકોની આર્થિક અવદશાને પરિણામે તેમની આવી મનોદશા માટે સમાજ પણ ઘણે અંશે જવાબદાર છે એ વાત એમણે સ્વીકારી હતી. બાળકોની સમક્ષ પોતાનું જીવન આદર્શ તરીકે રહે છે; આદર્શ સુયોગ્ય અને સુન્દર હોય એ જોવાનું કામ શિક્ષકનું છે; પણ શિક્ષકને તેમ કરવાનું શક્ય બને એ જોવાનું કામ સમાજનું છે. બાળકોમાં ગુલામીની ભાવના નહિ પણ સ્વાતંત્ર્યની ધગશ પ્રગટે એ શિક્ષકોએ જોવાનું છે. શિસ્તને નામે બાળકોને ભયથી ત્રાસેલાં રાખવાં એ એક અગમ્ય અપરાધ છે.

પ્રોફેસર શાહના લંબાણ પ્રવચન પછી નિવૃત્ત થતા પ્રમુખ પ્રિ. હેમ્પટનનો આભાર મનાયો. અને તે બાદ પ્રિ. એન. એમ. શાહની પ્રિ. ગાડગીળના પ્રમુખપદે નીમવાની દરખાસ્તનો સર્વાનુમતે સ્વીકાર થતાં તેઓ તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખપદે બિરાજ્યા.

×

પરિષદના પ્રમુખપદનો પ્રો. ગાડગીળે સ્વીકાર કર્યો એ પરિષદનું પરમ ભાગ્ય હતું. ઇંગ્લંડમાં પાંચ વર્ષ અભ્યાસ કરી હિન્દ પાછા ફર્યા પછી તેઓ મુંબાઈ સરકારના નાણાખાતામાં ઊંચા હોદ્દા પર નિમાયા હતા. પરંતુ એ આજન્મ અભ્યાસી અને કેળવણીકારને ત્યાં ચેન ન પડ્યું અને પરિણામે સૂરતની કૉલેજના આચાર્યનું પદ સ્વીકારી તેઓ સૂરત આવ્યા.એમના પ્રભાવશાળી વ્યક્તિત્વથી તરત જ એમણે પ્રોફેસરો, વિદ્યાર્થીઓ અને સૂરતની જાહેર જનતા પર ઊંડી છાપ પાડી. શહેરના સાંસ્કારિક જીવનમાં પણ એમનો ફાળો ઘણો આગળ પડતો રહેતો. તેઓ પાંચ વર્ષ અહીં રહ્યા; પણ કૉલેજના તથા સોસાયટીની બીજી સંસ્થાઓના વહીવટના કાર્યમાં એમને અભ્યાસ અને સંશોધન માટે સમય મળતો નહિ. એટલે આ પદવી પણ ફગાવી દઈને પૂનાના 'હિન્દ સેવા સમાજ'ના આશ્રય નીચે શરૂ થયેલ 'ગોખલે ઇન્સ્ટીટ્યૂટ ઑફ પૉલિટીકસ ઍન્ડ ઇકૉનોમીકસ'ના વડા તરીકે ગયા. અંગ્રેજી ભાષા પર એમનું પ્રભુત્વ અદ્ભુત છે. એમની વકતૃત્વકળા મુગ્ધ કરી મૂકે એવી છે, ગમે એવા વિષયો ચર્ચતાં પણ એમની વિચારસરણી ખૂબ સરળ અને સ્પષ્ટ રીતે વહી જાય

બાળાઓએ ગરબાની રમઝટ મચાવી હતી. બીજી શાળાના વિદ્યાર્થીઓએ તથા બાલિકા સમાજે પણ આ કાર્યક્રમમાં સુંદર સાથ આપ્યો હતો. કાર્યક્રમ ખૂબ લાંબો હતો પણ પ્રેક્ષકોનો ઘણો મોટો ભાગ છેવટ સુધી શાંતિથી બેસી રહ્યો હતો તેજ એની સફળતા બતાવે છે. મંગળવારે રાત્રે સૂરતના 'હિન્દુ સ્ત્રી મંડળ'નો કાર્યક્રમ રખાયો હતો. એ બહેનોએ થોડા સુન્દર ગરબાઓ લીધા હતા. એ ઉપરાંત બહેન કુસુમ દેસાઈનું મયૂરનૃત્ય, ખાસ કરીને નૃત્યકળાની બાબતમાં સમજપૂર્વક સૂચના અને દોરવણી સૂરતમાં પૂરતા પ્રમાણમાં મળી શકે એમ નથી એ વાત ધ્યાનમાં રાખતાં ઘણું સફળ થયું ગણાય. બહેન નલિની જોગળેકરનાં બન્ને ગીતો પણ ખૂબ સુન્દર રીતે ગવાયાં હતાં. એ ગીતોની સુન્દર હલક અને એ નાનકડી બાળાની નિર્ભય તરલતા ખૂબ આકર્ષક અને આશાસ્પદ કહેવાય. બુધવારે રાત્રે શિક્ષકોનો પોતાનો કાર્યક્રમ હતો. આ પરિષદની એ પણ એક વિશિષ્ટતા ગણી શકાય. સમાજમાં પોતાની ગમે તેવી ગણના થતી હોય તો પણ સામાન્ય રીતે શિક્ષકો પોતાને માથે *ભદ્રતા ( respectability )નો આડંબરી ભાર રાખીને હમેશાં ફરે છે. આ ભાર માત્ર દૂર કરીને સ્ટેજ* પર પોતાનો જ કાર્યક્રમ શિક્ષકો યોજે એ અનુભવમાં એક પ્રકારની તાઝગી રહેલી છે.

આવી પરિષદોની ઉપયોગિતા વિષે બે મત હોઈ શકે નહિ. ૧૯૨૪માં પહેલી પરિષદ ભરાઈ ત્યારથી માધ્યમિક શિક્ષકોના હક અને તેમની ફરિયાદો સરકાર, યુનિવર્સિટી તેમ જ જાહેર પ્રજા સમક્ષ રજૂ થતાં રહે છે પ્રૉવિડન્ટ ફન્ડની ફરજિયાત યોજનાનો સરકારે કરેલો સ્વીકાર, મુખ્ય શિક્ષકોને યુનિવર્સિટીએ આપેલું સેનેટમાં પ્રતિનિધિત્વ, એ પરિષદની સફળતાનાં દૃષ્ટાંતો છે, અને એ પરથી હવે સેનેટમાં શિક્ષકોને પણ સ્થાન મળશે એમ આશા રાખવી વધારે પડતી નથી.

પરન્તુ આ ઉપયોગિતાના સ્વીકારની સાથે પરિષદની આખી કાર્યવાહીમાં રહેલો અવાસ્તવિકતાનો અંશ પણ સ્વીકારી લેવો જોઈએ. શ્રી. ભીસે અને શ્રી. હરભાઈ ત્રિવેદીનાં ટૂંકાં પ્રવચનોને બાદ કરતાં પરિષદમાં ચાલેલી બધી ચર્ચામાં સામાન્ય પ્રકારનું પુસ્તકિયાપણું સ્પષ્ટ જણાઈ આવતું હતું. આટલા બધા વિદ્વાન કેળવણીકારો અને અનુભવી મુખ્ય શિક્ષકો તરફથી પરિષદને જે મળ્યું તે જેમને માધ્યમિક શિક્ષણ સાથે સીધો સંબંધ છે જ નહિ અને જેમનું બધું ધ્યાન Post-graduate અભ્યાસક્રમ પાછળ રહેલું છે એવા શ્રી. ગાડગીળના વિચારપ્રેરક વ્યાખ્યાનો *આગળ નજીવું લાગે છે. શ્રી. ગાડગીળનો* આભાર માનતાં શ્રી બળવંતરાય ઠાકોરને પણ શિક્ષકોએ બતાવેલી અસ્પષ્ટ વિચારસરણી, એમના શબ્દોમાં કહીએ તો muddle headedness, અને પ્રમુખ સાહેબના સ્પષ્ટ અને સુરેખ મંતવ્યો વચ્ચેનો તીવ્રપણે જણાઈ આવતો તફાવત સ્વીકારવો પડયો હતો. દરેક શિક્ષક સારી કેળવણી પામેલો હોઈ એને પૂરતી તક મળે તો રાષ્ટ્રના કેળવણીવિષયક જ્ઞાન–Educational thought–માં ફાળો આપી શકે; પણ જીવનનિર્વાહની જટિલ ગૂંચમાંથી તે પરવારતો નથી ને પરિણામે આપણને તેની પાસેથી વર્ગના કાર્ય સિવાય કાંઈ જ મળતું નથી.

છેવટે એક સૂચના અસ્થાને નહિ ગણાય. અખિલ હિન્દના શિક્ષકોના મહામંડળ (ફેડરેશન)માં કાયમી પ્રમુખની યોજના છે. પ્રોફેસર શેશાદ્રી એ પદ પર હાલમાં બિરાજે છે. અધિવેશનના પ્રમુખ પ્રતિવર્ષે બદલાય પણ વર્ષ દરમિયાન ફેડરેશનનો વહીવટ કરનાર પ્રમુખ તો કાયમી પ્રમુખ જ હોય એવી યોજના આપણા ઇલાકાના ફેડરેશનમાં પણ થવાની જરૂર છે. અને જો એ પદ સ્વીકારવાને માટે આપણે પ્રિન્સિપલ ગાડગીળને સમજાવી શકીએ તો આપણી સંસ્થાનું ભવિષ્ય ઊજળું છે એમ કહી શકાય

❁

## મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષકપરિષદ · સૂરત

શિક્ષકો અને વિદ્યાર્થીઓનું સ્વયંસેવક દળ

[ જેમણે રાતદિન ભારે જહેમત ઉઠાવી પરિષદની અમૂલ્ય સેવા બજાવી હતી. ]



# માંગલિક પ્રવચન

[ સૂરતની પરિષદની ઉદ્ઘાટન ક્રિયા કરતી વેળાએ પ્રો. ખુશાલ તલકશી શાહે આપેલા વ્યાખ્યાનનું ભાષાંતર શ્રી. રણછોડદાસ મહેતાએ આપણા સામયિક માટે કર્યું છે તે નીચે ઉતાર્યું છે. ]

મારા ભાષણ માટે યોગ્ય વિષયનો વિચાર કરતાં આજની ઊગતી પ્રજા તેમ જ શિક્ષક વર્ગ માટે બે મહત્ત્વના પ્રશ્નો ઉપસ્થિત થયા. લોકકેળવણી શા માટે ? અને કેવી રીતે ? એ બે પ્રશ્નોનો જવાબ મેળવવામાં તમારી સૌની સમયબુદ્ધિ મારા કરતાં વધારે ઉત્તમતર નીવડે એ હું જાણું છું. તમારી ચર્ચાઓ દરમિયાન એ મૂળભૂત પ્રશ્નોની તમે ખૂબ છણાવટ કરવાના છો એવો મને વહેમ જાય છે; છતાં એક બહારના માણસની દૃષ્ટિએ એ બે પ્રશ્નોનો સાધારણ ખ્યાલ મને તમારી સમક્ષ રજૂ કરવા દો. આપણી કેળવણીના રાષ્ટ્રીય સૂત્ર [ National Code of Education ] માં ચોક્કસ રીતે સમાવી શકાય તે માટે લોક-કેળવણીનો પ્રકાર, એના હેતુ અને ધ્યેય દર્શાવતી ચોક્કસ વિચારેલી અને ઘડી કાઢેલી પ્રભાવશીલ રૂપરેખાની ખાસ અગત્ય છે. લોકોમાં જેમનું ચલણ છે તેમના તરંગો અને મતાગ્રહો સંતોષવા માટે થતા પ્રયોગોથી ઊગતી પ્રજાને તેમ જ દેશને બચાવવા એવા ચોક્કસ સૂત્રની ખાસ આવશ્યકતા છે એમ મારું માનવું છે. લોકકેળવણી એ સામાજિક પ્રશ્ન છે; એ ફક્ત આજની ઊગતી પ્રજા પર અસર નથી કરતી; ભાવિ પ્રજા પર પણ એનો પ્રભાવ પડે છે; એથી જ આપણી રાષ્ટ્રીય કેળવણીની પદ્ધતિના હેતુઓ દર્શાવવા આપણે ખૂબ ચીવટાઈ રાખવી જોઈએ. એ વિષય અંગે દેશને સંતોષકારક રીતે દોરવણી આપવા આ પરિષદ સિવાય કોઈ વ્યક્તિ કે મંડળ યોગ્ય હોય એમ હું જાણતો નથી. એ વિષય અંગે હું કોઈ પણ વિચારો રજૂ કરું તે ફક્ત સૂચના રૂપે છે તે યાદ રાખશો.

વ્યક્તિની આંતરિક શક્તિઓની ખીલવણી થાય, પોતાની શક્તિઓનું એને દર્શન થાય, યોગ્ય પદ્ધતિઓથી એ શક્તિ કેળવાય અને પ્રગટ થએલી શક્તિને વેગ મળે એ જ ખરી કેળવણીનો હેતુ હોવો જોઈએ એમ મારું ધારવું છે. વ્યક્તિની આજન્મ શક્તિઓનો સર્વાંગી વિકાસ એ જ કેળવણી, બીજું કાંઈ નહિ.

પ્લેટોના સમયથી કેળવણીનું ધ્યેય સ્વીકારાયું છે કે "જેને માટે તેઓ યોગ્ય છે તેવાં સૌંદર્ય અને સંપૂર્ણતા તેમનાં શરીર તેમ જ આત્માગાં ખીલવવાં." કેળવાયેલો પુરુષ સમાજમાં પોતાને યોગ્ય સ્થાન ખોળી કાઢવા શક્તિમાન થાય, પોતાગાં જે સર્વોત્તમ છે તેનો આવિર્ભાવ કરવાની દરેક તક મેળવે, અને જે સમાજમાં એ રહે છે ને ફરે છે તેની પ્રગતિ સાધવામાં મદદરૂપ થાય, એ જ કેળવણીના હેતુઓ હોઈ શકે.

આજની કેળવણી પદ્ધતિ સામેની મુખ્ય ફરિયાદથી તમે વાકેફ છો; જીવનક્રમમાં પોતાનું યોગ્ય સ્થાન મેળવવા આજના કેળવાયલા સ્ત્રીપુરુષો નિષ્ફળ નીવડયા છે; આજની કેળવણીએ આપણી સમાજરચનામાં જેનો જરા પણ મેળ ન ખાય એવા માણસો ઉત્પન્ન કર્યા છે. પોતાને શ્રાપરૂપ, પાડોશીને ભારરૂપ, બેકાર, નકામા, અયોગ્ય અને અસંતોષી જનોથી આજનું હિંદ સમૃદ્ધ

છે! પરદેશી પદ્ધતિના એ મૂળ દુષણને ભસ્મીભૂત કરે એવી રીતે આપણી લોકકેળવણીમાં ફેરફાર થવાની અનિવાર્ય જરૂર છે.

×

કેળવણી કેવી રીતે? એ પ્રશ્નનો ઉકેલ નિષ્ણાતો કરી શકે એ હું જાણું છું. મારાં કરતા તમારી સમગ્ર બુદ્ધિ એના ઉકેલ માટે વધારે લાયક છે એ હું નિર્દંભપણે સ્વીકારી લઉં છું છતાં એ અંગે પણ બેત્રણ સૂચના તમારી વિચારણા માટે હું રજૂ કરીશ. લોકકેળવણી માટે મુખ્ય સાધન શિક્ષક છે; મુખ્ય સંસ્થા શાળા છે; ને તેનો તાત્કાલિક લાભ ઉઠાવનાર ઊગતી પ્રજા છે. એક સામાજિક ફરજ તરીકે લોકકેળવણી આપવી હોય તો શિક્ષક પોતાના કાર્ય માટે યોગ્ય રીતે લાયક બનવો જોઈએ; અને પોતાની ફરજ બજાવતાં એને અંતરાયો ન નડતાં યોગ્ય રક્ષણ મળવું જોઈએ. લોકકેળવણીનું મુખ્ય ધ્યેય પાર પાડવું હોય તો શાળાને કેન્દ્રરૂપે રાખવી જોઈએ; ને સમાજ શાળામાં કેન્દ્રિત થવો જોઈએ આ કેળવણીની પદ્ધતિમાંથી હિંદની નવી પ્રજાએ પૂરેપૂરો લાભ લેવો હોય તો, સ્વાનુભવથી પોતાનો આવિષ્કાર મેળવવા, સ્વદર્શન કરવા અને પોતાના જીવન કાર્યદ્વારા પોતાની જાતને વ્યકત કરવાની એને દરેકે દરેક તક આપવી જોઈએ.

એ માટે શિક્ષકનો મોભ્ભો, સ્થાન, એના હકો, એની ફરજો અને જવાબદારીઓ ચોક્કસ ધોરણ પર મૂકવા હું ઇચ્છું છું; અને એ અંગે જરૂર જણાય તો દેશની મોટામાં મોટી સત્તાને હાથે ઘડાયલો એક રાષ્ટ્રીય હકપત્રક [ National Charter ] પણ માગું. હિંદમાં પ્રાચીન કાળમાં શિક્ષક "ગુરુ" તરીકે પુજાતો હતો, એ ફક્ત મોટો, વડીલ કે વધારે અનુભવી નહોતો ગણાતો; એ હતો ભોમિયો, મિત્ર અને ફિલસૂફ. એનું કાર્ય વ્યક્તિને મુક્તિને માર્ગે સ્વદર્શનને રસ્તે અને આત્મજ્ઞાનના પ્રદેશમાં દોરવવાનું હતું. એક જૂની કડી યાદ આવે છે:

ગુરુ, ગોવિંદ, દોનો ખડે, કીસકો લાગું પાય,
બલિહારી ગુરુદેવકી, જિને ગોવિંદ દિયો બતાય.

આજે તો વ્યવહારમાં શિક્ષક એક હલકી કોટિની વ્યક્તિ [ Pariah ] છે; અથવા વધારેમાં વધારે એ એક ભાડૂતી જીવ છે; એ પોતાના શિષ્યોનો કે તેમના માબાપોનો ભોમિયો કે મિત્ર નથી રહ્યો; તે સર્વાંશે પરાવલંબી બન્યો છે; પોતાની જાતને આગળ લાવવાને તે પોતાનાં શક્તિ, સમય અને અનુભવ યુક્તિપ્રયુક્તિ રચવામાં ખર્ચી કાઢે છે. હું એમ ઇચ્છું છું કે શિક્ષક આવી ગુલામી મનોદશામાંથી મુક્ત થાય, ને નવી પ્રજાના ઘડતરમાં પોતાનો ફાળો આપે. પરદેશી નોકરશાહીના માત્ર ભાડૂતી નોકર ન રહેતાં, જેણે આપણી આખી પ્રજાને ગુલામી દશામાં સબડાવી છે, જેણે આપણી ઇચ્છાઓ કુંઠિત કરી છે અને મહત્ત્વાકાંક્ષાઓને ગુંગળાવી મારી છે તે શાસનપદ્ધતિના માત્ર હથિયારરૂપ ન બનતાં, શિક્ષક એક જ્ઞાની ભોમિયો, અનુભવી મિત્ર અને સહાનુભૂતિ ધરાવતો સમજુ નેતા બને એમ હું ઇચ્છુ છું. દુ:ખ, ભૂખમરાથી તે સંરક્ષિત રહે અને નીચ કાવાદાવાથી તે પર રહે એવી મારી માગણી છે.

એ સ્થિતિ એ પ્રાપ્ત કરી શકે તે માટે એને નીચેની બાંહેધરીઓ આપવાની હું ભલામણ કરું:

[ ૧ ] જે સમાજમાં એને રહેવાનું છે તેના ધોરણ પ્રમાણે વાજબી સુખસગવડમાં પોતાનું જીવન ટકાવવા તેને યોગ્ય વેતન મળવું જોઈએ. [ ૨ ] પોતાના ધંધામાં જગ્યા મળ્યા પછી જો તેનું કામ સંતોષકારક લાગે તો પોતાની નોકરીના સ્થાયીપણા વિષે તેને ખાતરી મળવી જોઈએ. કોઈ પણ

રાજદ્વારી પક્ષની ધૂનનો એ ભોગ ન બનવો જોઈએ. [ ૩ ] અભ્યાસ, પ્રયોગ અને આત્મવિકાસ કરવાની એને તક સાંપડવી જોઈએ. [ ૪ ] વિચાર, વાણી અને વર્તનનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય એને મળવું જોઈએ. [ ૫ ] જે લોકોમાં એ કાર્ય કરે તેમાં એને પ્રતિષ્ઠિત સ્થાન મળવું જોઈએ.

તમે સમજી શકશો કે શિક્ષકો માટે આને મેં મૂળભૂત હકો ગણ્યા છે. શિક્ષકોના રાષ્ટ્રીય હકપત્રકમાં એને કાયદારૂપે દાખલ કરવાની હું માગણી કરું અને દેશની મોટામાં મોટી ધારાસભા પાસે એનો વિધિપુરઃસર સ્વીકાર કરાવું. આમાંના એકેએક હકો પર વિગતવાર વિચારણા થઈ શકે છે ને ઘણી બાબતો ઊમેરી શકાય એમ છે–મારી રજૂ કરેલી યોજના તો ફક્ત સારરૂપે છે. આ પ્રસંગે મારે વિગતોમાં ઉતરવાનું ન હોય; પણ તમારી પરિષદ મારી આ સૂચના ઉપાડી લેવાનું ચૂકશે નહિ એવી હું આશા રાખું છું. જે હકપત્રકની વાત મેં રજૂ કરી છે તે મેળવવા તમારા હકો, જવાબદારીઓ અને ફરજોનો તમે વિગતે વિચાર કરશો જેથી એનો પાયો કાળજીપૂર્વક રચી શકાય. ભાડૂતી માણસ મટીને તમે નૂતનજીવનના માન્ય પયગંબર, ભોમિયા અને નેતા બનો એવી રીતે એ પ્રશ્નનો તમે ઊકેલ લાવો એવી મારી શિક્ષકો પાસે માગણી છે.

રાષ્ટ્રીય હકપત્રકમાં દાખલ કરવાના હકોના નમૂના જે મેં દર્શાવ્યા તે બિનશરતી અને જડ ન હોવા જોઈએ. એ હકોની સાથે સાથે એજ ખરડામાં શિક્ષકોની ફરજો અને જવાબદારીઓનો પણ સમાવેશ થવો જોઈએ. મને ભય છે કે મોટે ભાગે આ બાબત પર દુર્લક્ષ અપાયું છે. શિક્ષકનો ધંધો કરનારાઓએ પોતાનું કાર્ય બજાવવા શિક્ષકની દૃષ્ટિએ હકોને કાયદારૂપે ફેરવવા યત્નો કર્યા છે એમ મેં સાંભળ્યું છે, પણ એની સાથે પોતાની જવાબદારીઓ રહેલી છે એવું અસ્પષ્ટ સૂચન થતું પણ સાંભળ્યું નથી. એ જવાબદારીઓના દાખલા તરીકે હું યાદ દેવડાવું છું કે પોતાને શોભા આપે ને સમાજને લાભદાયી થઈ પડે એવી રીતે પોતાનું કામ કરવાની લાયકાત મેળવ્યા વગર કોઈ પણ વ્યક્તિને શિક્ષકના ધંધામાં દાખલ થવા દેવી ન જોઈએ. એ લાયકાતનું પ્રમાણ શું હોવું જોઈએ તે હું રજૂ નહિ કરું, ખરડાના એ ભાગની સવિસ્તર વિચારણા સમગ્ર દૃષ્ટિએ તમારે કરવાની રહી અને મને ખાતરી છે કે તમે એ થોડા સમયમાં કરશો જ.

શિક્ષકના ધંધામાં પ્રવેશ મેળવવા માટેની લાયકાતો પર અતિશય ભાર મૂકવામાં આવે તો કદાચ એ 'ધંધામંડળ' [Trade Union] નું સ્વરૂપ પકડે; પણ હું કોઈ શબ્દથી ગભરાઉં એવો નથી. કોઈ પણ ધંધાની માફક શિક્ષકનો ધંધો પોતાના હકોનું રક્ષણ કરવાને તથા અદા કરવાને વ્યવસ્થિત મંડળ રચે તેમાં નાનમ છે એમ હું માનતો નથી. શિક્ષકના ધંધામાં દાખલ થવાની પ્રાથમિક જરૂરિયાત તરીકે અમુક લાયકાત પર ભાર મૂકવાથી આજના સાહસ ખેડનારાઓ કે ઊંટવૈદ્યોને બદલે દેશને તાલીમ પામેલા અને પ્રમાણપત્ર ધરાવનાર યોગ્ય શિક્ષકો મળશે; અને એથી શિક્ષકોને જે હકો, મોભ્ભો અને માન માટે બાંહેધરી આપવા વિષે મેં સૂચના કરી છે તે આપવાથી સમાજ પર વધારે બોજો નહિ આવી પડે.

શિક્ષકજગતમાં પૂરતી લાયકાત પર ભાર મૂકવા સાથે ધંધામાં અમુક વિભાગો પણ દાખલ થશે. જુદી જુદી લાયકાતો પ્રમાણે વિભાગ પડશે, વળી શિક્ષણના વ્યવસાય અંગે જુદા જુદા ખાતાઓ માટેની જોઈતી લાયકાત અને શક્તિ પ્રમાણે વિભાગો પડશે, પણ તેથી ધંધાના સંગઠનમાં તેની યોગ્ય વ્યવસ્થામાં અને તેના સભ્યોની મૂળ સામ્યતામાં વિક્ષેપ નહિ

પડે. અંતર્ગત વૃત્તિ અને શક્તિ અનુસાર શિક્ષકોમાં કામની વહેંચણી, ખાસ કરીને આ દેશમાં, સ્ત્રી અને પુરુષ શિક્ષકોનો એક વધુ વિભાગ સૂચવે છે. પશ્ચિમના દેશોમાં બાલમંદિરો અને પ્રાથમિક શાળાના પ્રારંભિક વિભાગો ખાસ તાલીમ પામેલી લાયકાતવાળી શિક્ષિકાઓનો ઈજારો થઈ પડયા છે એ જાણકારોને કહેવાનું ન હોય. કુદરતી રીતે બાલમાનસની સમજણ સ્ત્રીને મન સહજ છે; બાળકો તરફ સ્ત્રીને કુદરતી લાગણી રહે છે, એથી બાળકમાંથી ઉત્તમોત્તમ તત્ત્વ બહાર કાઢવા પુરુષ કરતાં સ્ત્રી વધારે લાયક છે. હિંદમાં પણ એજ પ્રમાણે વિશેષતા સ્ત્રી પરત્વે રહે એમ હું તો ઇચ્છું, પણ એ કાર્ય માટે આપણી પાસે તાલીમ પામેલી લાયકાત ધરાવતી સ્ત્રીશિક્ષિકાઓ ઘણી ઓછી છે એનું મને ભાન છે; એ ખોટ પૂરી પાડવા આપણે વર્ષો સુધી રાહ જોવી પડશે

આ વિગતોનો વિષય છે એમ તમે ગણો છતાં એક પણ અપવાદ વગર મારે આગ્રહપૂર્વક કહેવું જોઈએ કે શિક્ષકોએ અ–સામાજિક ચળવળોમાં ભાગ ન લેવો જોઈએ. અથવા તો સ્થાપિત ક્રમને ઊથલાવી નાખનારી ચળવળોમાં તેણે પડવું ન જોઈએ. હું સ્થાપિત સંસ્થાઓનો ચેલો નથી, આજની અન્યાયી ચૂસણનીતિવાળી વૈયક્તિક સંસ્કૃતિને હું ટેકો આપું એમ નથી. ખુલ્લા દરિયા પર આપણું નાવ હંકારવા શિક્ષકની લાયકાત ઓછી અગત્ય ધરાવે છે એવું વલણ બતાવવા હું માંગતો નથી ક્રાંતિકારી કે અ–સામાજિક ચળવળોમાં ભાગ ન લેવાનું હું જ્યારે શિક્ષકો માટે ઇચ્છું છું, ત્યારે હું જાણે નૂતન વિચારોના મૂળ ઝરાને જ રોકી દેતો હોઉં એમ જણાય છે. પણ હું એ જોખમ જરૂર ખેડું છું. સમજનો શિક્ષક ક્રાંતિના વમળમાં ગૂંચવાય તેના કરતાં હું એ જોખમ ખેડવું હું વધારે બહેતર ગણું છું. જરૂરી અને ઇચ્છવાયોગ્ય ક્રાંતિની ચળવળમાં સક્રિય ભાગ લેવા કરતાં શાંત વાતાવરણમાં પોતાના શિષ્યોને નવી દૃષ્ટિ તરફ કેળવવાનો માનવજગતની પ્રગતિમાં ફાળો આપવાનો, નવા વિચારોને આગળ ધપાવવાનો, નવા મંતવ્યોના આગમનને ઉત્તેજન આપવાનો અને નવી જીવનપ્રણાલિકાઓને રજૂ કરવાનો શિક્ષકનો પ્રયત્ન વધારે શુભ છે

જે જુસ્સાથી ઉપરની જવાબદારી રજૂ કરવામાં આવી છે તે સ્વીકારાય તો શિક્ષક પર વ્યક્તિ તરીકે તેમજ ધંધાર્થી તરીકે એક બીજી જવાબદારી હું મૂકવા માંગું છું. તે ફક્ત ઉપરની જવાબદારીના પરિણામ રૂપે જ છે. નિર્દોષ જીવન ગાળવાની શિક્ષકની ફરજ છે; એણે તો સમાજમાં જીવન આદર્શ રજૂ કરવાનો છે; એના તરફ કોઈ પણ ફરિયાદ, વહેમ, કે અવિશ્વાસની લાગણી ન હોવી જોઈએ. પોતાના ધંધાને લીધે શિક્ષક અચૂક એક કાચગૃહમાં રહે છે. બધા નિરીક્ષકો એના તરફ લક્ષ રાખે છે અને દરેક જણ એના તરફ ટીકાની દૃષ્ટિએ નિહાળે છે. એણે યાદ રાખવું જોઈએ કે એનો દરેક શિષ્ય, તેના માબાપો ને તેમના મિત્રો, બલ્કે સારા સમાજનું જેના તરફ લક્ષ છે એવી એક વ્યક્તિ પરત્વે સૌ કોઈ જાણ્યે અજાણ્યે ટીકાદૃષ્ટિ રાખે છે. જ્યાં સુધી વ્યક્તિ પોતાની જાહેર ફરજો સંતોષકારક રીતે અદા કરે છે ત્યાં સુધી એના ખાનગી જીવન સાથે જાહેર જનતાને કંઈ નિસબત નથી એ સૂત્ર શિક્ષકના વ્યવસાયમાં રોકાએલા માટે વાજબી નથી. તમને યાદ હશે કે મેં શિક્ષક માટે વિચારસ્વાતંત્ર્ય, મતસ્વાતંત્ર્ય અને સંઘસ્વાતંત્ર્યની હિમાયત કરી છે. કાયદારૂપે હકની વાત રહે છે ત્યાં સુધી શિક્ષકનું સ્થાન સુરક્ષિત છે એવી ખાતરી આપવામાં આવી છે. પરંતુ સાથે સાથે એની એટલી જવાબદારી રહે છે કે એનું વર્તન એવું હોવું જોઈએ કે જેથી જે લોકોમાં એ કાર્ય કરે છે તે એની સહૃદયતા માટે શક રાખે નહિ, એના જીવનની પવિત્રતા માટે આશંકા ન ઊઠાવે કે એના વ્યવહારમાં એની અંગત પ્રમાણિકતા માટે વહેમાય નહિ. એક અચોક્કસ જવાબદારીનું હું

સૂચન કરી રહ્યો છું એમ મને લાગે છે; પણ જે મુદ્દાની વાત રજૂ કરું છું એ તમને માન્ય હોય તો એને વધારે ચોક્કસ અને સચોટ કરવાનું કામ તમને સોંપું છું.

પોતાના દૈનિક જીવનક્રમમાં શિક્ષકે ગંભીર, સત્યભાષી, સહૃદયી, મહેનતુ, વ્યવસ્થિત અને નિયમિત બનવાનું છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. છતાં જ્યારે એ શિક્ષક ચોક્કસ સ્થાન ભોગવી શકશે ત્યારે પોતાના શિષ્યો સાથે, તેમના માબાપો સાથે અને તેમના મિત્રો સાથે કેવો સંબંધ રાખશે એનો પૂરતો ખ્યાલ પ્રકાશમાં આવતો નથી. શિષ્યો અને તેમના માબાપોના શા હકો શિક્ષક પરત્વે છે કે શિક્ષકોની શી ફરજો તેમના તરફ છે એનું વર્ણન કરી તમારો સમય નહિ લઉં; જેમ શિક્ષકોને ખાસ હકો આપવાની અગત્ય જણાય છે તેજ મુજબ શિક્ષક સંબંધે શિષ્યોના તેમ જ સમાજના ખાસ હકો બાળકોના રાષ્ટ્રીય હકપત્રકમાં દાખલ કરવાની જરૂર છે. ઊગતી પ્રજાને ઉછેરવાના કાર્ય માટે શિક્ષક રોકાએલો છે તે શિક્ષકે હંમેશ સ્મરણમાં રાખવાનું છે. શિક્ષકે યાદ રાખવાનું છે કે હિંદ જે ઊગતી પ્રજાની આશા રાખે છે તે પ્રજા ગુલામોની પ્રજા નહિ હશે કે તે નરમ આજ્ઞાંકિત સેવકો નહિ હશે; પરંતુ તે સ્વતંત્ર, સ્વમાની, સ્વરોજવાદી શહેરીઓ હશે, જેમનું વ્યક્તિત્વ, વલણ અને સાહસ શિક્ષકે જોઈતા દરેક સાધનોથી ખીલવવાનું છે. આરંભના વર્ષોથી જ બાળકો હિંદમાં જીવનની નવી પરિસ્થિતિથી વાકેફ રહે, નવી સંસ્થાઓ જે થોડા વખતમાં સ્થપાશે ને કાર્ય કરશે તેને બાળકો સમજે, જે નવી સ્વતંત્રતા આપણને વારસામાં મળશે તેને પૂરેપૂરી રીતે ને સફળ રીતે બાળકો ભોગવે, તે માટે આજસુધી કારખાનારૂપે રહેલી શાળાઓ બદલાવી જોઈશે. જ્યાં આજસુધી નમ્ર, આજ્ઞાંકિત, ગુલામ પ્રજા, અને પરદેશી સત્તાના દલાલો ઉત્પન્ન થતા હતા, તે શાળાઓ સ્વમાની, સ્વતંત્ર, સ્વરાજવાદી શહેરીઓની ઉત્પાદક બનશે. વિચાર, વાણી કે વર્તન અંગેની વિદ્યાર્થીની સ્વતંત્ર લાગણીઓ શિક્ષકે દાબી નહિ દેવી જોઈએ; પરંતુ કોઈ પણ વખતે મળતી તકનો લાભ લઈ શાળા-જીવનમાં એવી વૃત્તિઓને ખીલવવી જોઈએ; અને આવતી કાલના ઊગતા શહેરીઓમાં સ્વાતંત્ર્ય-પ્રેમ અને સ્વ-દર્શનની લાગણીઓને ઉત્તેજવી જોઈએ. એવી સંસ્થાઓની વ્યવસ્થિત ક્રિયા માટે તેમ જ નવા આદર્શો સમજાય એ ખાતર શિક્ષકે શિષ્યને દોરવા પોતાનો ફાળો આપવો જોઈએ. મારી નજરે શિક્ષકોના હકો માફક વિદ્યાર્થીના હકો પણ સંભાળપૂર્વક એક કાયદારૂપે સ્વીકારાવા જોઈએ. દાખલા તરીકે શાળાજીવનમાં શિક્ષા (દંડ)ને કયું સ્થાન હોવું જોઈએ તેની ફરી વિચારણા થવાની જરૂર છે. જે શિક્ષક જૂની ઢબનો છે અને માને છે કે "સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ધમધમ" તેણે પોતાની દૃષ્ટિ બદલવાની જરૂર છે-મસ્તીખોર, પછાત કે ખોડખાંપણવાળા બાળક તરફનું શિક્ષકનું વર્તન પણ બદલાવું જોઈશે.

આ રીતે રૂપાંતર થતાં, શિક્ષણનો વ્યવસાય ને તેનો લાભ ઉઠાવનારા શિષ્યો સામાજિક જીવનક્રમમાં આપોઆપ નૂતન સ્થાન લેશે. સતત વૃદ્ધિ પામતા વર્તુલમાં વિચારો તેમ જ શક્તિનો પ્રવાહ રેલાવતી શાળાઓ સામાજિક જીવનમાં નવું કેન્દ્રસ્થાન બનશે; ખબરો, મતો અને વાતોનો વિનિમય કરવા ગામવાસીઓ માટે એ નવી શાળાઓ સભાગૃહો બનશે. આપણી આશાઓ, આદર્શો, ઇચ્છાઓ અને મહત્વાકાંક્ષાઓનું સ્મશાન-ગૃહ બનવાને બદલે આપણી શાળાઓ ચાડી-ચુગલીનું સ્થાન બને તો તે મને પસંદ આવશે. ગમે તેમ પણ એને નવી જોરદાર શક્તિ

[ અનુસંધાન માટે જુઓ પાનું ૧૫૩ ]

# પ્રદર્શનની ઉપયોગિતા

[ તા. ૧૬ મી ઑક્ટોબર ૧૯૩૮ને દિને માધ્યમિક શિક્ષક પરિષદને અંગે યોજાએલા કેળવણી વિષયક પ્રદર્શનની ઉદ્‌ઘાટનક્રિયા કરતાં કોલ્હાપુરની ટીચર્સ કૉલેજના આચાર્ય શ્રી. કૃષ્ણલાલ સુરજરામ વકીલે આપેલા વ્યાખ્યાનનું શ્રી. હરિભાઈ દેસાઈએ કરેલું ભાષાંતર નીચે ઉતાર્યું છે. ]

આજનું કાર્ય આનંદજનક છે, અને એ કાર્યની વિધિ માટે આમંત્રણ આપવા બદલ પરિષદના સંયોજકોનો હું આભાર માનું છું. કેળવણીપ્રદર્શનનું કામ ભારે જહેમતદારીનું છે, અને એ કાર્ય હાથ ધરવા બદલ હું તેમને મારાં અભિનંદન આપું છું. પ્રદર્શન ભરવા માટે-પછી તે કેળવણીવિષયક પ્રદર્શન હોય, ઔદ્યોગિક પ્રદર્શન હોય કે ખેતીવાડી કે ઇતર વિષયને લગતું હોય-ભારે પૂર્વશ્રમની જરૂર રહે છે અને તે માટે દૂર આવેલી તેમ જ નજીકની કેટલીયે વ્યક્તિ અને …સ્થાને એકત્રિતપણે કામ કરવું પડે છે. આને લીધે જ પરિષદ યોજવા કરતાં પ્રદર્શન યોજવાનું …ભારે કપરું મનાય છે. પરિષદ અંગે વિચારકો અને વક્તાઓની જરૂર રહે છે; પણ પ્રદર્શન …વિચારકો ઉપરાંત વક્તાઓ કરતાં મળવી મુશ્કેલ એવી કાર્યપરાયણ વ્યક્તિઓ જોઈએ છે.

…જેઓનું કાર્ય ઊગતી પ્રજાને રોજ રોજ કેળવણી આપવાનું છે એવા શિક્ષકો માટે તો …વણીવિષયક પ્રદર્શનો ભારે લાભની વસ્તુ ગણાય. પોતાના જ ક્ષેત્રમાં કામ કરતા અન્યોની કૃતિ તેમ જ કાર્ય સાથે પોતાની કૃતિ અને કાર્યની સરખામણી કરી, એ સરખામણીમાંથી પોતાની ખામી તારવી તેને સુધારવાના ઉપાય શોધવાની એમાંથી તેઓને તક મળે છે. પ્રત્યક્ષ તે પ્રમાણ. શિક્ષકોને જે જ્ઞાન વડા શિક્ષકો કે નિરીક્ષકો તરફથી સૂચનાદ્વારા મળે યા તો કેળવણીને લગતાં લખાએલાં પુસ્તકોમાંથી તેને કાંઈ ઉપલબ્ધ થાય, તે કરતાં આવા પ્રદર્શનમાં મુકાએલા શાળામાં થએલા કામના પ્રત્યક્ષ નમૂના જોવાથી તેને વધારે ચિરસ્થાયી જ્ઞાન મળે છે. અને મારા મત પ્રમાણે તો શિક્ષકો માટે કેળવણીપરિષદો કરતાં કેળવણીપ્રદર્શન જ વધારે લાભજનક છે.

વર્ધા યોજનાએ હમણાં હમણાં લોકોનું પુષ્કળ ધ્યાન ખેંચ્યું છે, અને તે આધુનિક પુસ્તકિયા પ્રથાને બદલે કાર્યદ્વારા શિક્ષણની હિમાયત કરે છે. જૂની પરંપરાગત પ્રથા અને ક્રિયાભિમુખ પ્રથા વચ્ચે જે ફેર હતો તે જ ફેર ઉપલી બે પ્રથામાં છે. ડૉ. કિલ્પેટ્રિકના શબ્દોમાં કહીએ તો પરંપરાગત પ્રથા શિક્ષણ માટે નિયત થએલા વિષયની મર્યાદામાં જ પર્યાપ્ત છે. તે વિષયનો અભ્યાસ એ એનું પ્રધાન અંગ. ભણવું એટલે પોતાનું કરવું કે જેથી જ્યારે પાછી તેની માંગ થાય ત્યારે અસલ સ્વરૂપમાં તે આપી શકાય. આ જાતની કેળવણી તે બહારથી લાદેલી કેળવણી છે. તેમાં સ્વયંવિકાસ કે સ્વયંનિયંત્રણ જેવું કશું નથી જ્યારે ક્રિયાભિમુખ પ્રથામાં બાળકનો અંદરથી આપમેળે વધુ અને વધુ વિકાસ થતો રહે છે, અને પોતાની શક્તિઓનું સર્વ નિયંત્રણ તે જાતે કરે છે. પરંપરાગત પ્રથામાં બાળકે શું શીખવું તે શિક્ષક આગળથી નક્કી કરતો, અને તે એક પેઢીથી બીજી પેઢી ચાલી જતું. એ કેવળ નિષ્ક્રિય પ્રથા હતી; અને રિવાજ કે સત્તાના મૂળ પર રચાએલી હતી. જ્યારે એથી ઊલટું ક્રિયાભિમુખ પ્રથાનું મૂળ લોકજાગૃતિ કે વધતી જતી સંસ્કૃતિમાં છે. અને તેનો હેતુ વિચારપૂર્વકના અભ્યાસથી ઉત્તરોત્તર ઉન્નતિ સાધવાનો છે. વર્ધા યોજના પ્રમાણે જો તેનો બરાબર અમલ કરવામાં આવે તો વર્ગમાં બાળકો નિષ્ક્રિય નહિ પણ પ્રવૃત્ત જોવામાં આવે અને એક સામટા બેસી લાગલાગટ શિક્ષકોના પાઠ કે ભાષણ સાંભળતાં તેમને જોવાને બદલે તેઓ છૂટાંછૂટાં કે નાનાનાના સમૂહમાં કંઈ કંઈ કાર્યમાં રોકાઈ આપમેળે જ્ઞાન લેતાં જોવામાં આવે અને જ્યારે એ જાતની પ્રથાનો તમામ શાળાઓમાં સાર્વત્રિક સ્વીકાર થાય ત્યારે આજના જેવા પ્રસંગે વિદ્યાર્થીઓના કામના નમૂનાઓથી પ્રદર્શન ઊભરાઈ રહે. હાલ તો શાળાઓમાં વ્યવહારોપયોગી કામનો અભાવ હોવાથી બહુ જ જૂજ શાળાઓમાં તેવું કામ થતું જોવામાં આવે છે, અને તેથી જૂજ શાળાઓ પોતાના કામના નમૂના પ્રદર્શનો માટે મોકલી શકે છે. આપણે આશા રાખીએ કે આ સ્થિતિ જલદી ટળે, અને કેળવણીની સંતોષકારક પ્રથા અસ્તિત્વમાં આવે. આ ઉપરથી એમ માનવાનું નથી કે આજના પ્રદર્શનમાં જોવા જેવું કાંઈ નથી. પ્રદર્શનના જુદા જુદા વિભાગોમાં તમને વિવિધ વસ્તુઓ ભેગી કરેલી જોવામાં આવશે. જુદી જુદી નિશાળોના જુદા જુદા નમૂનાઓ જોવામાં આવશે અને તમારું શિક્ષણ પ્રાણવાન તેમ જ અસરકારક થાય તે માટેની તરકીબો અને પદ્ધતિઓ એ ઉપરથી તમને જાણવાની અને જોવાની મળશે. જે શિક્ષક બંધુઓ અત્રે પધાર્યા છે તેમને, મારી ખાતરી છે કે, અહીં નવું ભાન થશે અને તેમનું શિક્ષણ તાત્વિક અને ફળદાયી બને તે માટેના પ્રયત્નો કરવાની તેમને અહીંથી પ્રેરણા મળશે. હું તેથી તેમને અરજ ગુજારું છું કે પ્રદર્શનના નમૂનાઓ જોવામાં તેઓ અત્રે પોતાનો ઘણોખરો વખત ગાળે આટલું બોલી હું પ્રદર્શન ખુલ્લું મુકાએલું જાહેર કરું છું.



# કેળવણીવિષયક પ્રદર્શન

શ્રી. મગનલાલ નાયક

[ મું. ઇ. મા. શિક્ષકપરિષદનું એક અંગ ]

સુરતને આંગણે મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષકપરિષદ આવી ને ગઈ; પરંતુ તે નિમિત્તે ઉપસ્થિત થયેલાં આંદોલનો તો હંમેશ કાયમ રહેશે અને વૃદ્ધિ પામશે જ. એ આંદોલનો પૈકી ખાસ નોંધવાલાયક તો શિક્ષકોનો સહચાર ને સમાગમ હતો. આખા ઇલાકામાંથી શિક્ષકો ભેગા મળે ને વિચારની આપલે કરી પોતાના ધંધાને દિપાવવા પ્રયત્ન કરે એ કાંઈ જેવો તેવો ફાયદો નથી. સુરતને તો એ પરિષદ હંમેશ માટે યાદ રહેવાની. સ્થાનિક માધ્યમિક શાળાના શિક્ષકો ઘણાં વર્ષ પછી પ્રથમ વાર એકમેકના નિકટ સહવાસમાં આવ્યા અને હાથોહાથ મેળવી, સાથે બેસી વિચાર ચલાવીને તેઓએ પરિષદના કાર્યક્રમનાં વિવિધ અંગોને સુંદર રીતે ફતેહમંદ બનાવ્યાં. આવાં અંગો પૈકી કેળવણીવિષયક પ્રદર્શનને સૌથી વધુ મહત્ત્વનું ને ઉપયોગી અંગ ગણવામાં આવે તો તે સર્વાંશે વાજબી જ લેખાય. સુરતનો શિક્ષકગણ અનેક દિવસ સુધી એ કાર્ય પાછળ મંડયો અને ખરેખર અંતે તેને સફળ બનાવ્યું. દરેક શિક્ષક પોતપોતાની રીતે કંઈ નવું સર્જન કરવાની તમન્ના લઈ બેઠો. કોઈ પુસ્તકમાં અગર અન્ય સ્થળે જોએલી બાબત ફક્ત મોટા કદમાં રજૂ કરવા કરતાં પોતે મેળવેલા જ્ઞાન ને પોતાની બુદ્ધિ અનુસાર મૂર્તિમંત સ્વરૂપ આપી શિક્ષણના કાર્યમાં પોતાનો ફાળો નોંધાવવાની વલણ સહુએ અખત્યાર કરી. પરિણામે કેટલીક બાબત તદ્દન પહેલવહેલી જ વાર ચિત્રો ને આકૃતિના રૂપમાં પ્રદર્શન વખતે રજૂ થઈ. એમ તો ન જ કહેવાય કે પ્રદર્શનમાં જોયું તે બધું જ નવું હતું છતાં એટલું તો નક્કી છે કે મોટા ભાગના કામમાં શિક્ષકોએ પોતાની મૌલિક શક્તિ બતાવી છે. સાથે એ પણ ધ્યાન બહાર ન રહેવું જોઈએ કે પુસ્તકમાંથી કરેલા ઉતારા અગર બીજી કોઈ જગ્યાએ જોએલી વસ્તુ રજૂ કરવામાં પણ ઉપયોગિતા તો રહેલી જ છે. દરેક શિક્ષક દરેક પુસ્તક કે સ્થળ વાંચે કે જુએ એ તો ન જ બને. ત્યારે કોઈ શિક્ષકે અન્ય સ્થળે કે પુસ્તકમાં સારી વસ્તુ જોઈ હોય અને તેને આવે પ્રસંગે રજૂ કરે તો તે પણ કેળવણીના ક્ષેત્રમાં એક સારી સેવા જ લેખાય. નૂતન સર્જન એ તો ઉમદા વસ્તુ છે; પણ તેની આશા બધા પાસે ન જ રખાય. નહીં કે દરેક શિક્ષક એ ન કરી શકે પરંતુ દરેક તેની પાછળ જરૂરી વખતનો વ્યય અમુક સંજોગમાં તે સપડાયલો હોવાથી કરી શકતો નથી. મારી તો ખાતરી છે કે શિક્ષકોને પોતાનો નવરાસનો સમય આવા કામમાં ગાળવાની તક મળે તો જે શિક્ષક ધારે તે મૌલિક કૃતિ અવશ્ય રજૂ કરી શકે. પરંતુ આપણો સમાજ, કેળવણીની સંસ્થાઓ અને સરકાર શિક્ષકો તરફ એ પ્રકારની સહાનુભૂતિ દાખવવા જેટલી ઉદારતા કેળવવા હજી સુધી તો તૈયાર નથી થયાં. શિક્ષકોની ખામી શોધવી એ સહુ કોઈને આવડે છે. પરંતુ તે ખામી શાથી દાખલ થવા પામી ? કયા કારણોને લીધે શિક્ષક પોતાના કામ ઉપરાંત બીજે ફાંફાં મારે છે તેનો વિચાર કરી તે કારણો દૂર કરવા કોઈ પણ તૈયાર નથી. 'Demand and Supply'નું સૂત્ર કેળવણીના ક્ષેત્રમાં દાખલ કરનારને શિક્ષકના ચારિત્ર્ય પર ટીકા કરવાનો હક નથી. જે સમય દરમિયાન અને જે સંજોગો વચ્ચે સુરતના શિક્ષકોએ પ્રદર્શન માટે સામગ્રીઓ એકઠી કરી અને તે સઘળીને વ્યવસ્થિત ને આકર્ષક રીતે ગોઠવી એ સઘળાનો ખ્યાલ કરનારની ખાતરી થશે કે શિક્ષકો પોતાની જવાબદારી સમજે છે એટલું જ નહીં પરંતુ તેને ફતેહમંદ રીતે પાર પણ પાડી શકે છે. વળી જે પ્રદર્શન ગોઠવાયું હતું તે તો મૂળ યોજનાનો અડધો ભાગ પણ ન કહેવાય. સંજોગો પ્રતિકૂળ નીવડતાં મોટાભાગનું કામ તો લગભગ તૈયાર હોવા છતાં પડતું મુકાયું હતું એ વાત ભૂલાવી ન જોઈએ.

# Educational Exhibition
## SURAT
### 1938




2 Two views of the Geographical Section · 3 A glympse at the Science and Scouting Section

5 The Language Section: Gujarati and English · 6 Some exhibits in the History room

આટલી સામાન્ય વાત પછી આપણે એ પ્રદર્શનનું વર્ણન હાથ ધરીએ. મુખ્યત્વે માધ્યમિક શિક્ષણમાં ઉપયોગી થઈ પડે એવી વસ્તુઓ રજૂ થાય તે આ પ્રદર્શનનો મુખ્ય આશય હતો. તે પ્રમાણે વિજ્ઞાન, ગણિતશાસ્ત્ર, સ્કાઉટીંગ, સાહિત્ય, ઇતિહાસ, ભૂગોળ, લલિતકળા, હુન્નરઉદ્યોગ, વગેરે વિભાગમાં આ પ્રદર્શન વહેંચાયલું હતું. સુરતની સાર્વજનિક હાઇ ને મિડલ સ્કૂલ, જૈન સ્કૂલ, સાર્વજનિક હુન્નરઉદ્યોગ શાળા, પ્રોપ્રાયેટરી સ્કૂલ, યુન્યન સ્કૂલ, મહિલા વિદ્યાલય, સાર્વજનિક હાઇસ્કૂલ ફોર ગર્લ્સ, મિશન ગર્લ્સસ્કૂલ તથા મિશન હાઇસ્કૂલ અને સુરત બહાર પૈકી કડોર, બોરડી, કોલ્હાપુર, ધોંડ, દાદર, વગેરે સ્થળોની શાળાઓ તરફથી પ્રદર્શન માટેની સુંદર સામગ્રી રજૂ થઈ હતી.

વિજ્ઞાનખંડમાં હંમેશ પ્રેક્ષકોની ભારે ભીડ રહેતી. અહીં આગળ સૌ સ્ત્રી, પુરુષ તથા બાળકોને મઝા પડે એવી સામગ્રી હતી. વિજ્ઞાનના કેટલાક પ્રયોગો જેવા કે બરફથી સિગારેટ સળગાવવી, ડુબકી મારતી માછલી, વગેરેમાં સૌ કોઈ તલ્લીન થઈ રહેતું. કેળવણીમાં રસ લેનાર માટે ચિત્રો, આકૃતિઓ અને બીજી સામગ્રીઓ ભરચક હતી. કોલ્હાપુરની વિદ્યાપીઠ હાઇસ્કૂલ તરફથી રજૂ થયલાં કેટલાંક સાધનો કરકસર ને સાદાઈનો પાઠ શીખવે તેમ હતું. જેને આપણે નકામી વસ્તુ ગણી ફેંકી દઈએ તેમાંથી વિજ્ઞાન શીખવવા માટે જરૂરી સાધનો બનાવવામાં આવ્યાં હતાં. ગણિત, અક્ષરગણિત, ભૂમિતિ, વગેરેના જુદા જુદા સિદ્ધાંતો વિવિધ પ્રકારે કેટલીક આકૃતિઓ દ્વારા સચોટપણે રજૂ થયા હતા.

સ્કાઉટીંગ અને ભૌતિકશાસ્ત્ર માટેના ખંડમાં પણ પ્રેક્ષકો માટે ઘણું સમજવા તથા જોવા જેવું હતું. રાવટી, તંબુ, પુલ, ભવ્ય ઇમારત અને ઝૂંપડાં, વગેરેના નમૂના, સીસોટી, વાવટા, વગેરેની સંજ્ઞાના નકશા, સ્કાઉટને નિરીક્ષણ કરવાની જુદી જુદી વસ્તુઓ, વગેરે લગભગ બધી જ ચીજ વિદ્યાર્થીઓ તરફથી રજૂ થઈ હતી. શરીરશાસ્ત્ર અંગે રજૂ થયલા આંકડાના કોઠા ને આકૃતિઓ ખાસ ઉપયોગી લેખાય.

સાહિત્યખંડમાંની સામગ્રીઓ વિપુલ પ્રમાણમાં હતી. ગુજરાતી, સંસ્કૃત, અંગ્રેજી ને ફ્રેંચ સાહિત્યના શિક્ષણમાં ઉપયોગી નીવડે તેવી તરેહવાર વાનગીઓ અહીં નજરે પડતી હતી. ચિત્રોદ્વારા વાર્તા ને કાવ્યો, વ્યાકરણના સિદ્ધાંત સ્પષ્ટ કરી બતાવતાં આકૃતિચિત્રો, પીંગળના છંદ ને સરસ રીતે રજૂ કરતી આકૃતિઓ, પદચ્છેદ, સમાસ, સમયરેખા, 'વ્યાકરણનાં પદો' અને સાહિત્યના ઇતિહાસનાં ચિત્રો, વૃક્ષો, ને આકૃતિઓ મોહક ને ઉપયોગી હતાં ઉપરાંત જુદા જુદા શિક્ષકોએ શોખથી સાહિત્યનો કરેલો સંચય હસ્તલિખિત પુસ્તકદ્વારા રજૂ કરવામાં આવ્યો હતો.

ઇતિહાસખંડમાં દાખલ થતાં જ પ્રેક્ષક વર્ગની આંખ હિંદની મધ્યવર્તી સરકાર [Federal Government] અને પ્રાંતિક સરકારનો વહીવટ તથા ધારાસભાની ચૂંટણી ને બંધારણ સમજાવતી અતિ સંભાળપૂર્વક અને આકર્ષકપણે રજૂ કરેલી કૃતિઓ પર ઠરી જતી. કઈ સ્કૂલમાંથી તે રજૂ થાય છે તે જાણવાની સહુ કોઈને સામાન્ય જિજ્ઞાસા થતી. આખાએ પ્રદર્શનમાં પ્રથમ સ્થાન આ કૃતિઓનું હતું એ વિષે બે મત હોઈ શકે જ નહીં, અને તે માટેનું માન સાર્વજનિક હુન્નરઉદ્યોગ શાળાના ચિત્રશિક્ષક શ્રીયુત એચ. એમ. શાસ્ત્રીને ઘટે છે. તેમની આવડત, ધીરજ ને કાળજીને લીધે રાજ્યબંધારણ જેવા જટિલ વિષયને આકર્ષક રીતે રજૂ કરી શકાયો. ઉપરાંત ઇતિહાસના અભ્યાસીઓ માટે ઇંગ્લંડના રાજ્યબંધારણ,

# મુંબઈ ઈલાકા માધ્યમિક શિક્ષકસંઘ

[ સંઘની સામાન્ય સભા સમક્ષ તા. ૧૭-૧૦-૧૯૩૮ ને દિને સંઘના સામાન્ય મંત્રી મિ. સી. એ. ક્રિસ્ટીએ રજૂ કરેલો ત્રીજા વર્ષનો એટલે સને ૧૯૩૮નો હેવાલ ]

મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક સંઘની કાર્યવાહક સમિતિ તરફથી સંઘના ત્રીજા વર્ષનો હેવાલ આપ સમક્ષ રજૂ કરતાં મને પરમ આનંદ ઊપજે છે. નવેંબર ૧૯૩૭માં સોલાપૂર મુકામે માધ્યમિક શિક્ષકપરિષદ ભરવામાં આવી અને ત્યાર પછી ટૂંક સમયમાં જ પરિષદમાં પસાર થયેલા ઠરાવો અમલમાં શી રીતે લાવવા એ બાબતની વિચારણા ચલાવવા કાર્યવાહક સમિતિની બેઠક બોલાવવામાં આવી હતી. અને તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે સરકારને ઉદ્દેશી થયેલા તમામ ઠરાવોની કેળવણી ખાતાના પ્રધાન સાહેબને અંગત માહિતી આપવા તેમ જ તે ઠરાવોની અગત્ય સમજાવવા, પ્રિ. એચ. વી. હેમ્પટન, શ્રી. એસ યુ. શુકલ, શ્રી. આર. કે મર્ઝબાન, શ્રી. સી. એ. ક્રીસ્ટી અને શ્રીમતી યમુનાબાઈ હીર્લેકરે કારોબારી સમિતિ તરફથી શ્રી. ખેરની મુલાકાત લેવી. તે પ્રમાણે આ પ્રતિનિધિમંડળે માધ્યમિક શિક્ષકો માટે પ્રૉવિડંટ ફંડ યોજનાની જરૂરિયાત, શિક્ષકોના રજીસ્ટરની આવશ્યકતા, સરકાર તરફથી મંજૂર થએલી દરેક શાળામાં શિક્ષકોના ઓછામાં ઓછા પગારનું નક્કી ધોરણ, ખાનગી સંસ્થાઓના શિક્ષકો માટે રજા, વગેરેના નિયમોમાં સુધારો, સરકાર તરફથી કેળવણીની પુનર્રચના અંગે જે સમિતિ નીમવામાં આવે તેમાં સંઘના શિક્ષકોનું પ્રતિનિધિત્વ, કેળવણીને લગતી માહિતી આપનારા ખાતાની સ્થાપના, ગ્રાન્ટ-ઇન-એઇડ કોડમાં સુધારો અને વિભાગવાર વિદ્યાપીઠોની સ્થાપના,—આ અને આવા મહત્વના પ્રશ્નો કેળવણીખાતાના પ્રધાન આગળ રજૂ કર્યા હતા. જે માંગણીઓ રજૂ થઈ તે પર ચર્ચા કર્યા બાદ શ્રી. ખેરે જણાવ્યું કે, પ્રોવિડંટ ફંડ યોજનાના પ્રશ્ન પર સરકાર વિચાર ચલાવી રહી છે અને શિક્ષકોના રજીસ્ટરની બાબતમાં પ્રતિનિધિમંડળે પોતાની ચોક્કસ યોજના રજૂ કરવી એમ તેમણે માગણી કરી. તેમણે વધુમાં જણાવ્યું કે ખાનગી સંસ્થાઓમાં અપાતા પગારના ધોરણની બાબતમાં તેઓ કાંઈ દબાણ કરી શકે એમ નથી. પણ એવી સંસ્થાઓને કેળવણી ખાતા તરફથી મંજૂરી ન મળે એ બાબતની મંડળની સૂચના પર તેઓ વિચાર કરશે. સરકાર તરફથી કેળવણીના પ્રશ્નને અંગે નિમાતી સમિતિઓમાં સંઘના પ્રતિનિધિત્વની માંગણી વિષે તેમણે ચોક્કસ બાંહેધરી આપવા ના પાડી, છતાં એ વિષે તેઓ ઘટતું ધ્યાન આપશે એમ કહ્યું હતું. વિભાગવાર વિદ્યાપીઠોની સ્થાપનાની બાબતમાં તેઓ મંડળ સાથે સંમત થયા હતા, તેમ જ ગ્રાન્ટ-ઇન-એઇડ કોડની બાબતમાં સંઘને પોતાના સુધારાઓ સૂચવવાની તેમણે માગણી કરી હતી.

મુંબઈ વિદ્યાપીઠને લગતા ઠરાવો અંગે આ પ્રતિનિધિમંડળ વાઇસચેન્સેલરને મળ્યું હતું. આ ઠરાવો સિન્ડિકેટમાં રજૂ કરવાનું તેમણે સ્વીકાર્યું હતું.

### શિક્ષકોનું રજીસ્ટર

કાર્યવાહક સમિતિએ આ વર્ષ દરમિયાન શિક્ષકોના રજીસ્ટરની સ્થાપનાનો ખરડો તૈયાર કર્યો છે, અને તે સંઘની સામાન્ય સભા [ Council ] આગળ તે હવે પછી રજૂ કરવામાં આવશે. તેની મંજૂરી મળતાં સરકાર તરફ રવાના કરવામાં આવશે.

# મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષકસંઘ

[ સંઘની સામાન્ય સભા સમક્ષ તા. ૧૭-૧૦-૧૯૩૮ ને દિને સંઘના સામાન્ય મંત્રી મિ. સી. એ. ક્રિસ્ટીએ રજૂ કરેલો ત્રીજા વર્ષનો એટલે સને '૧૯૩૮નો હેવાલ ]

મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક સંઘની કાર્યવાહક સમિતિ તરફથી સંઘના ત્રીજા વર્ષનો હેવાલ આપ સમક્ષ રજૂ કરતાં મને પરમ આનંદ ઊપજે છે. નવેંબર ૧૯૩૭માં સોલાપૂર મુકામે માધ્યમિક શિક્ષકપરિષદ ભરવામાં આવી અને ત્યાર પછી ટૂંક સમયમાં જ પરિષદમાં પસાર થયેલા ઠરાવો અમલમાં શી રીતે લાવવા એ બાબતની વિચારણા ચલાવવા કાર્યવાહક સમિતિની બેઠક બોલાવવામાં આવી હતી. અને તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે સરકારને ઉદ્દેશી થયેલા તમામ ઠરાવોની કેળવણી ખાતાના પ્રધાન સાહેબને અંગત માહિતી આપવા તેમ જ તે ઠરાવોની અગત્ય સમજાવવા, પ્રિ. એચ. વી. હેમ્પટન, શ્રી. એસ યુ. શુકલ, શ્રી. આર. કે મર્ઝબાન, શ્રી. સી. એ. ક્રીસ્ટી અને શ્રીમતી યમુનાબાઈ હીર્લેકરે કારોબારી સમિતિ તરફથી શ્રી. ખેરની મુલાકાત લેવી. તે પ્રમાણે આ પ્રતિનિધિમંડળે માધ્યમિક શિક્ષકો માટે પ્રૉવિડંટ ફંડ યોજનાની જરૂરિયાત, શિક્ષકોના રજીસ્ટરની આવશ્યકતા, સરકાર તરફથી મંજૂર થએલી દરેક શાળામાં શિક્ષકોના ઓછામાં ઓછા પગારનું નક્કી ધોરણ, ખાનગી સસ્થાઓના શિક્ષકો માટે રજા, વગેરેના નિયમોમાં સુધારો, સરકાર તરફથી કેળવણીની પુનર્રચના અંગે જે સમિતિ નીમવામાં આવે તેમાં સંઘના શિક્ષકોનું પ્રતિનિધિત્વ, કેળવણીને લગતી માહિતી આપનારા ખાતાની સ્થાપના, ગ્રાન્ટ-ઇન-એઇડ કોડમાં સુધારો અને વિભાગવાર વિદ્યાપીઠોની સ્થાપના,—આ અને આવા મહત્વના પ્રશ્નો કેળવણીખાતાના પ્રધાન આગળ રજૂ કર્યા હતા. જે માંગણીઓ રજૂ થઈ તે પર ચર્ચા કર્યા બાદ શ્રી. ખેરે જણાવ્યું કે, પ્રોવિડંટ ફંડ યોજનાના પ્રશ્ન પર સરકાર વિચાર ચલાવી રહી છે અને શિક્ષકોના રજીસ્ટરની બાબતમાં પ્રતિનિધિમંડળે પોતાની ચોક્કસ યોજના રજૂ કરવી એમ તેમણે માગણી કરી. તેમણે વધુમાં જણાવ્યું કે ખાનગી સંસ્થાઓમાં અપાતા પગારના ધોરણની બાબતમાં તેઓ કાંઈ દબાણ કરી શકે એમ નથી. પણ એવી સંસ્થાઓને કેળવણી ખાતા તરફથી મંજૂરી ન મળે એ બાબતની મંડળની સૂચના પર તેઓ વિચાર કરશે. સરકાર તરફથી કેળવણીના પ્રશ્નને અંગે નિમાતી સમિતિઓમાં સંઘના પ્રતિનિધિત્વની માંગણી વિષે તેમણે ચોક્કસ બાંહેધરી આપવા ના પાડી, છતાં એ વિષે તેઓ ઘટતું ધ્યાન આપશે એમ કહ્યું હતું. વિભાગવાર વિદ્યાપીઠોની સ્થાપનાની બાબતમાં તેઓ મંડળ સાથે સંમત થયા હતા, તેમ જ ગ્રાન્ટ-ઇન-એઇડ કોડની બાબતમાં સંઘને પોતાના સુધારાઓ સૂચવવાની તેમણે માગણી કરી હતી.

મુંબઈ વિદ્યાપીઠને લગતા ઠરાવો અંગે આ પ્રતિનિધિમંડળ વાઇસચેન્સેલરને મળ્યું હતું. આ ઠરાવો સિન્ડિકેટમાં રજૂ કરવાનું તેમણે સ્વીકાર્યું હતું.

### શિક્ષકોનું રજીસ્ટર

કાર્યવાહક સમિતિએ આ વર્ષ દરમિયાન શિક્ષકોના રજીસ્ટરની સ્થાપનાનો ખરડો તૈયાર કર્યો છે, અને તે સંઘની સામાન્ય સભા [ Council ] આગળ તે હવે પછી રજૂ કરવામાં આવશે. તેની મંજૂરી મળતાં સરકાર તરફ રવાના કરવામાં આવશે.

# વિદ્યાર્થીસ્વરાજની પ્રથા* શ્રી. હરભાઈ ત્રિવેદી

વિદ્યાર્થીસ્વરાજની પ્રથા સંબંધમાં દરેક પ્રકારની શિક્ષણસંસ્થા આજે હવે જાગૃત થઈ ગઈ છે. જેમ કોઈ જબરજસ્ત તત્ત્વનો પ્રવાહ દરેક માણસોને વગર વિચાર્યે પણ પોતાનામાં ખેંચે જાય છે તેવી જ રીતે શિક્ષણના નવીન વિચારોના આ જમાનામાં વિદ્યાર્થીસ્વરાજની પ્રથાએ શિક્ષણમાં પડેલા તમામ લોકોનું ધ્યાન ખેંચ્યું છે. એક યા બીજા સ્વરૂપમાં વિદ્યાર્થીસ્વરાજની પ્રથા શરૂ થઈ ચૂકી છે. લોકો તેનો આગ્રહ સેવે છે અને તેનો પક્ષ પણ કરે છે.

પરંતુ આ આગ્રહની પાછળ શાસ્ત્રીય દૃષ્ટિ અને શાસ્ત્રીય સમજણ નહિ હોય તો આપણને તેનાં પરિણામો મળી શકવાનાં નથી. આજનો યુગ વૈજ્ઞાનિક છે. દરેકે દરેક વસ્તુ તરફ વૈજ્ઞાનિક દૃષ્ટિથી જોનાર માણસ પોતાના કામમાં સહેલાઈથી સફળતા મેળવી શકે છે. આપણે શિક્ષકોએ અને ગૃહપતિઓએ એવી શાસ્ત્રીય દૃષ્ટિ જલદીથી કેળવી લેવી ઘટે છે. જીવનના દરેક ક્ષેત્રમાં શાસ્ત્રીયતા પ્રવેશી છે કેળવણીનું કામ એ જો જીવનનું કામ હોય તો તેમાં શાસ્ત્રીયતા વિના ચાલી શકે નહિ. આ શાસ્ત્રીય દૃષ્ટિએ વિદ્યાર્થીસ્વરાજની પ્રથાને આપણે અવલોકવી પડશે. ત્યાર પછી જ તેનો વ્યવહાર આપણે માટે ઉપકારક બનશે.

મનુષ્યબાળ જાણે અજાણે જે કાંઈ ક્રિયા કરે છે તેવી ક્રિયા કરવાની પાછળ પોતાનો વિકાસ સાધવાની ઝંખના રહેલી હોય છે. બાળકને તમે ધૂળમાં રમતું દેખો, માટીનાં રમકડાં બનાવતું દેખો, વિવિધ સાધનોથી નાની મોટી વસ્તુઓ તૈયાર કરતાં દેખો, ખાતાં દેખો, પીતાં દેખો કે ન્હાતાં દેખો. એની તમામ ક્રિયાઓ પાછળ કોઈ પણ એક પ્રકારના વિકાસની અણજાણ વૃત્તિ રહેલી હોય છે. બાળક એવી ક્રિયાઓ કરતું હોય છે ત્યારે વડીલો એનું રહસ્ય નહિ સમજતા હોવાથી એની ક્રિયામાં અંતરાય નાખે છે એવો અંતરાય ઘણી વખત દેખીતી રીતે મદદનું સ્વરૂપ ધારણ કરતો હોય છે. ઘણી વખત સીધી કે આડકતરી રીતે એવો અંતરાય ઊભો કરીને બાળકને તેની ક્રિયામાંથી અટકાવી દેવાના પ્રયત્નો પણ કરવામાં આવે છે. ક્રિયાદ્વારા આત્મવિકાસ સાધી રહેલા બાળકને એની ક્રિયા જો ઝૂંટવી લેવામાં આવે અથવા તો પોતાને બદલે તેવી ક્રિયા બીજા કોઈથી કરી આપવામાં આવે તો બાળકનો વિકાસશીલ આત્મા દુભાય છે. આત્મવિકાસમાં આત્મસંતોષ મેળવવાની એની વૃત્તિની આડે જે કોઈ આવે તે એને ગમતું નથી. વિરોધ કરવાની શક્તિ એનામાં નહિ હોવાથી બાળક બિચારું રડીને કે નાનાં નાનાં તોફાનો કરીને પોતાનો વિરોધ વ્યક્ત કરવાના પ્રયત્નો કરે છે. વડીલો આમાંનું કશું સમજતાં નથી અને તેથી મદદ કરવાને બદલે બાળકને હાનિ કરવા તરફ પ્રેરાય છે.

બાળક બાળક મટીને તરુણાવસ્થામાં આવે છે ત્યારે પણ એની મોટા ભાગની ક્રિયાઓ તો આત્મવિકાસ દ્વારા આત્મસંતોષ મેળવવાની વૃત્તિથી પ્રેરાઈને ચાલ્યા કરે છે. મોટેરાંઓ અહિં પણ ગેરસમજૂત કરે છે. વડીલોની દૃષ્ટિએ જે ક્રિયાઓની સામાજિક કિંમત બિલકુલ નથી હોતી તેવી ક્રિયાઓ તરુણો હાથ ધરે છે ત્યારે તેઓ સમાજવિરોધી તત્વો કેળવશે તેવા ભયથી વડીલો તેનો પણ વિરોધ કરે છે. આવા વિરોધોમાંથી વડીલો અને તરુણો વચ્ચે એક પ્રકારનું ભારે ઘર્ષણ પેદા

* શુક્લતીર્થના છાત્રાલય સંમેલનમાં આપેલું વ્યાખ્યાન

થાય છે. તરુણોની નિર્દોષ ક્રિયાઓ ઉપર અનેક પ્રકારના ઇરાદાઓનું આરોપણું કરવામાં આવે છે અને એને પરિણામે તરુણ ઉપર પછી તો ક્રિયાઓની નિર્દોષતાને છોડીને જાણી બૂઝીને મોટેરાંઓને જાણે કે ખીજવવા માટે ક્રિયા કરતો હોય તેવું વર્તન રાખવા માંડે છે. સમાજે જીવન વ્યવહારની સરળતા ખાતર નક્કી કરેલા નિયમો સામે બંડ ચાલી રહ્યું હોય તેવો ભાસ વડીલોને થાય છે. અને જાણીબૂઝીને જુવાનો પ્રચલિત ધોરણનો ભંગ કરતા હોય તેવી જાતનો ભય તેમના મનમાં પેસે છે. વડીલોની આ દૃષ્ટિ તરુણોના આત્મવિકાસના પ્રયાસોને જોઈ શકતી નથી. તરુણોના આત્મસંતોષને તેઓ મિથ્યાભિમાન માને છે અને આ બધાયનું આજે તો એવું પરિણામ આવ્યું છે કે જુવાન અને વડીલો વચ્ચે ક્યાંયે મેળ મળતો નથી. આપણાં છાત્રાલયોમાં તેમજ અન્ય શિક્ષણસંસ્થાઓમાં આજે આ પ્રકારની સ્થિતિ પ્રવર્તે છે.

પોતાનો દીકરો રખેને અસામાજિક કે સ્વચ્છંદી બની જશે તેવા ખોટા ભયથી અથવા તો પોતાનો વિદ્યાર્થી સમાજમાં બંધ બેસતા થવાની ટેવ નહિ કેળવે એટલે વારે વારે અતંત્ર અને તંત્રવિનાનું જીવન જીવ્યા કરશે તેવા ભયથી માબાપ અને શિક્ષક જુવાનની દરેક ક્રિયાઓ તરફ નિહાળવા લાગે છે. એમને કાર્યપણુ રસ્તો સૂઝતો નથી એટલે એ જાતની ક્રિયાઓ ઉપર અંકુશ મૂકવાના વિચાર તરફ તેઓ ધસડાય છે. યુવાવસ્થામાં જે પ્રકારના સંયમની અપેક્ષા રાખી ન શકાય તે પ્રકારનો સંયમ ઊભો કરવા સારુ બહારથી નાના મોટા અંકુશો મુકાવા લાગે છે. આશ્ચર્યની વાત તો એ છે કે એવા અંકુશોને સહિષ્ણુતા અને ઉદારતાના નામોથી સંબોધવામાં આવે છે. તરુણને મન એની કશી જ કિંમત નહિ હોવાથી એ એનો આચાર તો નથી કરતો પરંતુ એની હાંસિ કરવા સુધી પણ જાય છે. માબાપ, ગૃહપતિ કે શિક્ષકને તુરત જ એવો ભય લાગવા માંડે છે કે હવે તો પરાણે પણ એવી મનોદશા અને એવી ક્રિયાઓ ઉપર અંકુશ મૂકવામાં નહિ આવે તો જુવાન આડે માર્ગે ચાલ્યો જશે અને તેનો સાચો વિકાસ અટકી પડશે. આપણા આજના છાત્રાલયોમાં મોટે ભાગે આ ફિલસૂફીથી કામ લેવામાં આવે છે. નિયમો રચાય છે, નિયમનો લગાવાય છે એને વિદ્યાર્થીને આડે માર્ગે જતો અટકાવવા માટે નાના મોટા અનેક પ્રકારના અંકુશો ઊભાં કરવામાં આવે છે. જુવાનનું કાર્યક્ષેત્ર ઉંમર અને બુદ્ધિની દૃષ્ટિએ વિસ્તાર પામ્યું હોય છે. જુવાનની મનોસૃષ્ટિ વધારે વ્યાપક અને કલ્પનાના ઉડ્ડયનો સેવનારી બની હોય છે. અંકુશ જેવી વસ્તુથી એ ભડકે છે. એને પોતાનું વ્યક્તિત્વ હણાતું દેખાય છે. એ બૂમ મારે છે અને ફરિયાદો કરે છે એની બૂમો વધારે ઉગ્ર બની હોય છે અને ફરિયાદોની પાછળ પણ શક્તિ રહેલી હોય છે. એ બધું સહન કરવા તૈયાર હશે પરંતુ પોતાના વ્યક્તિત્વ ઉપર પડતા હથોડાને સહન કરવા તૈયાર નથી. એની અને ગૃહપતિ વચ્ચે એક પ્રકારનું યુદ્ધ ચાલે છે વિચારોનો ભેદ, મતોનો ભેદ અને વ્યવહારોનો પણ ભેદ. આપણા છાત્રાલયોની આજની આ સ્થિતિ ગૃહપતિઓ માટે ભારે વિકટ બની છે. તેમાંથી બહાર નીકળવા માટે સૌ ફાંફાં મારે છે. જે અનેક ઉપાયો શોધવામાં આવ્યા છે તેમાંનો એક તે આ વિદ્યાર્થીસ્વરાજની પ્રથા છે.

વડીલોની સામાન્ય પ્રથા બાળક કે જુવાનને નાની મોટી સજા કરવાની હોય છે. ઘરોમાંથી આ પ્રકારની સજા ખમતો આવેલો વિદ્યાર્થી છાત્રાલયમાં પ્રવેશ કરે છે ત્યારે ગૃહપતિની સામે એક નવો જ કોયડો આવીને ઊભો રહે છે. સમજાવટ કે પ્રેમની એ વિદ્યાર્થીને કદર નથી. બીજા કોઈ ઉપાયો વડે તંત્રની સાથે ચાલવાની એની ટેવ નથી. આજના આપણા ઘરોમાંથી બીકની અને

સજા ખાવાની બૂરી આદત લઈને આવેલો વિદ્યાર્થી પોતાની નાનીમોટી ક્રિયાઓ દ્વારા જાણે કે સજા નોતરતો હોય તેવું વર્તન ચલાવ્યા કરે છે. છાત્રાલયનો ગૃહપતિ કે શાળાનો શિક્ષક પ્રેમરૂપી કે સહાનુભૂતિરૂપી શુદ્ધ સાધનનો ઉપયોગ કરવા જેટલી ધીરજ દેખાડે તે પહેલાં તો એ વિદ્યાર્થી વાતાવરણમાં ભારે મોટો ખળભળાટ મચાવી મૂકે છે. પોતાના સિદ્ધાંતોમાં સો ટકા અડગ ન હોય તેવો ગૃહપતિ કે શિક્ષક વિદ્યાર્થીને જાણે કે ઠેકાણે લાવવા માટે માબાપની માફક જ અશુદ્ધ અને ખોટાં સાધનોનો ઉપયોગ કરવા લાગે છે. ભય અને સજાની બૂરી આદતથી ટેવામેલો વિદ્યાર્થી ભય અને સજા મેળવે છે ત્યારે દેખીતી રીતે થોડો જંપે છે. આપણે ગૃહપતિઓ તેવે વખતે ભ્રમમાં પડીએ છીએ કે ભય અને સજારૂપી સાધનોએ આપણને ધાર્યું પરિણામ આપ્યું. એક ભૂલ બીજી ભૂલની જનની બને છે અને ભૂલપરંપરાના વંટોળમાં ગૃહપતિ અને વિદ્યાર્થી બંને અટવાયા કરે છે. આવા ભયના વાતાવરણમાં વિદ્યાર્થી ઉપર ઉપરથી સમજી ગયેલો અને સભ્ય વર્તન રાખનારો દેખાય છે. ગૃહપતિ પણ તાત્કાલિક પરિણામો આપનારા અશુદ્ધ સાધનોનો ઉપકાર માને છે અને એમ આત્મવંચના અને પરવંચનાનું કુંડાળું છાત્રાલયોમાં ચાલ્યા કરે છે. વિદ્યાર્થીની સભ્યતા અંતરમાંથી ઊભી થયેલ નહિ હોવાથી ઢોંગનું સ્વરૂપ ધારણ કરે છે અને ગૃહપતિનું હથિયાર અશુદ્ધ હોવાથી પરિણામો શુદ્ધિથી દૂરને દૂર ભાગ્યા કરે છે. આવા વાતાવરણમાં ચારિત્ર્ય હણાય છે અને સાત્વિક વ્યક્તિત્વ કચરાઈ જાય છે.

છાત્રાલયમાં રહીને પોતાના ચારિત્ર્યઘડતરનું અને અભ્યાસનું કામ કરવા આવેલ વિદ્યાર્થી શાસ્ત્રીય દૃષ્ટિવાળા ગૃહપતિના સંસર્ગમાં આવે તો તેને સાચી દોરવણી મળી શકે છે. આપણા છાત્રાલયોમાં ગૃહપતિઓના સ્વભાવમાં ઉદારતા આવી ગઈ છે એમ કહ્યા વિના તો ચાલશે નહિ. પરંતુ સાથે સાથે ખેદપૂર્વક એ પણ કહેવું પડશે કે એ ઉદારતાનો પાયો શાસ્ત્રીયતા ઉપર હજી સુધી નથી રચાયો. ઉદાર ગૃહપતિ નવા આવેલા વિદ્યાર્થીને સ્વતંત્રતા આપવાની શરૂઆત કરે છે. ઘર અને સમાજમાં દબાતો આવેલો એવો વિદ્યાર્થી આવી સ્વતંત્રતા મેળવે છે એટલે તુરત જ પોતાના મનની કમાનને છટકાવે છે. ગૃહપતિ ઉદાર સ્વભાવનો હોય તો પણ વિદ્યાર્થીના માનસથી પરિચિત ન હોય અને શાસ્ત્રીય દૃષ્ટિ કેળવ્યા વિનાનો હોય તો આવે વખતે ગભરાઈ જાય છે. એ જુએ છે કે મળેલી સ્વતંત્રતાનો વિદ્યાર્થીએ દુરુપયોગ કર્યો છે અને પોતાના વર્તનને સામાજિક બનાવવાને બદલે સ્વચ્છંદદ્વારા અસામાજિક બનાવી રહ્યો છે. પોતાના ઘરમાં વિદ્યાર્થીને જે સ્વતંત્રતા આજ દિવસ સુધી નથી મળી તે અહિં મળે ત્યારે સ્વાભાવિક રીતે એવું પરિણામ આવે. એની વૈજ્ઞાનિક સમજણ ગૃહપતિ પાસે ન મળે તો સ્વતંત્રતાનો દુરુપયોગ થતો અટકાવવા માટે જવાબદારીનું ભાન ધીમે ધીમે થાય તેવા કામો સોંપવાનો માર્ગ લેવાને બદલે ગૃહપતિ અંતરની મૂંઝવણનો માર્યો વળી પાછો અંકુશની ફિલસૂફી તરફ ઢળવા લાગે છે આનું પરિણામ તો અતિ વિષમ આવે છે. વિદ્યાર્થી સ્વચ્છંદી મટતો નથી અને ગૃહપતિ તરફ પ્રેમ રાખવાને બદલે તિરસ્કાર સેવતો બનવા લાગે છે. ગૃહપતિની મૂંઝવણ બેવડી વધે છે અને કોયડાનો ઉકેલ કશો જ ન મળવાથી ફરીથી એજ જમાનાજૂના ચક્રાવામાં પડે છે.

આટલી સમાલોચના ઉપરથી જણાશે કે આવી મૂંઝવણનો સાચો ઉકેલ હજી સુધી આપણને હાથ લાગ્યો નથી. પરંતુ આજે હવે મારે તમને જણાવવું જોઈએ કે વિદ્યાર્થીસ્વરાજની પ્રથા એ એકજ એ કોયડાનો સાચો અને સંગીન ઉપાય છે. આ પ્રથાનું ખરું રહસ્ય એમાં રહેલું છે કે

[ અનુસંધાન માટે જુઓ પાનું ૨૨૪ ]

# કાવ્યશિક્ષણ*

શ્રી. માણેકલાલ રાવળ

'જે વાક્યનો આત્મા રસ છે તે કાવ્ય' એ કવિતા માટે સામાન્ય સુત્ર ગણાય છે. એ રીતે જોતાં રસમય ગુંથાયેલાં વાક્યોની કાવ્યમાં ગણનરી થાય છે, અને એ રીતે અગદ્યપદ્યમાં લખાયેલાં વાક્યોવાળા પુસ્તકોને આપણે કાવ્ય-વિભાગમાં મૂકી શકીએ; પણ અપવાગવ કરતાં કેવળ પદ્યમાં રસ કરતાં પણ કંઈક વિશેષ હોય છે, એટલે પદ્યમાં રસ ઉપરાંત ગેયતા, તાલબદ્ધતા, વિશેષ હોય છે, અને આ તાલ અને સંગીત, પદ્ય સાંભળનાર અને શીખનાર બન્નેના હૃદય ઉપર જુદીજ છાપ પાડે છે એટલે જેમાં તાલ, ગેયતા, માધુર્ય, ઉલ્લાસ, ભાવના, વગેરે તત્ત્વો હોય તેને કાવ્યવિભાગમાં ગણી શકાય અને આ રીતે જોતાં સારાં કાવ્યો ઉપરાંત, રસિક ભાવવાળાં લોકગીતો, બાળગીતો ને પણ કાવ્યવિભાગમાં મૂકી શકાય.

કાવ્યશિક્ષણ શા માટે ?

કોઈ પણ વિષયને આપણે શિક્ષણમાં સ્થાન આપીએ તે સમયે આપણા હૃદયમાં એ વિચાર ઉદ્ભવે છે કે, આ વિષયને શિક્ષણમાં સ્થાન શા માટે આપવામાં આવ્યું છે ! એ રીતે જોતાં, કાવ્યશિક્ષણ ને શાળાના વિષયોમાં શા માટે સ્થાન આપવામાં આવ્યું છે તે વિશે વિચાર કરીએ; દરેક શિક્ષકે પોતાને શીખવવાના વિષયો શા હેતુ માટે શીખવાય છે તે જાણવું ખાસ અગત્યનું છે. જે શિક્ષક અમુક વિષય અમુક હેતુ માટે શીખવાય છે તે બરાબર જાણતો નથી, તે શિક્ષકને હેતુ ખ્યાલમાં નહીં હોતાં શિક્ષણ આપતાં તે વિષય શીખવવાનો હેતુ બરાબર બર લાવી શકતો નથી, એટલે શાળામાં અમુક અમુક વિષયો શા હેતુ માટે શીખવાય છે તે દરેક શિક્ષકે જાણવું ખાસ અગત્યનું છે. એ દૃષ્ટિએ જોતાં કવિતા શિક્ષણ આપવાનો શો હેતુ છે તે વિષે વિચાર કરવો જરૂરી છે. કાવ્યશિક્ષણને શાળામાં સામાન્ય રીતે નીચે દર્શાવેલા હેતુ માટે સ્થાન આપવામાં આવ્યું છે:

(૧) સારી કલ્પનાવાળાં કાવ્યો શીખવાથી વિદ્યાર્થીની કલ્પનાશક્તિ ખીલે અને રસવૃત્તિ કેળવાય.

(૨) સદ્ગાન, સ્પષ્ટ ઉચ્ચારણ, પ્રેરણા, ભાવના, ભાષા, તાલબદ્ધતા, ગેયતા, શબ્દભંડોળ, સદ્બોધ, રસિકતા, અને સાહિત્ય તરફ તેની રસવૃત્તિ ખીલે.

સદ્ભાગ્યે હાલ કેટલાક શિક્ષકો કાવ્યશિક્ષણનો આ હેતુ જાણી તે પ્રમાણે શિક્ષણ આપતાં કાવ્ય શિક્ષણનો હેતુ સફળ કરવા પ્રયત્નો કરી રહ્યા છે. પણ પહેલાના વખતમાં અને આજે પણ ઘણે સ્થળે શિક્ષકો (૧) કાવ્યનો અન્વય કરવો, (૨) શબ્દાર્થ કરાવવા, (૩) કાવ્યને ગદ્યની શૈલીમાં લખી લાવવી અગર બોલવી અને (૪) કવિતાની કડીઓનો મુખપાઠ કરાવવો, એજ જાણે કાવ્યશિક્ષણનો હેતુ હોય એમ સમજીને તે પ્રમાણે શિક્ષણ આપતા અને આપે છે. તેથી જ આપણે જોઈએ છીએ કે, આટલાં વર્ષોથી કાવ્યશિક્ષણને શાળાના વિષયોમાં સ્થાન આપવા છતાં મોટા ભાગના કેળવાયેલા વિદ્યાર્થીઓ કવિતામાં ખરો રસ લેનારા જોવામાં આવતા નથી, અને કાવ્યની ખરી કિંમત કરવાની શક્તિ પણ ઘણા થોડામાં જોવામાં આવે છે.

---

* કડીના સર્વ વિદ્યાલયના હસ્તલિખિત માસિકમાંથી

### પ્રાચીન કાળથી કવિતાશિક્ષણ

કાવ્યશિક્ષણની આ પ્રચલિત પદ્ધતિનું મૂળ શોધવું પણ મુશ્કેલ નથી. શિક્ષણનો ઇતિહાસ વાંચતા આપણે જાણી શકીએ છીએ કે કવિતાશિક્ષણને શિક્ષણમાં અમરસ્થાન આપવામાં આવ્યું છે, કેમકે બધા દેશના સાહિત્યની શરૂઆત કવિતા દ્વારા જ થઈ છે. કેટલાક દેશોમાં તો આગળ પણ નીતિ, સમભાવ, વગેરે આવશ્યક ગુણો કાવ્યો દ્વારાજ શીખવવામાં આવતાં. રોમન કેળવણીકાર પ્લુટાર્ક ઈ. સ. પૂર્વના યુગમાં પણ કહી ગયો છે કે 'કાવ્યને શિક્ષણમાં ખાસ સ્થાન મળવું જોઈએ' એટલુંજ નહીં પણ જે કાવ્યમાં–કવિત્વ અને નીતિનો આવેશ હોય, તેવી કવિતા શીખવવાની તે ખાસ ભલામણ કરે છે. તે ઉપરાંત આપણા વેદના કાળમાં જોઈએ તો પણ, નીતિ, ભાષા, સદ્બોધ, ધર્મ વગેરેનું શિક્ષણ કાવ્ય દ્વારાજ આપવામાં આવતું. તે સમયના પવિત્ર ઋષિઓ પ્રકૃતિસૌંદર્ય જોતા, અને તેમના હૃદયમાં ઉત્તમ પ્રકારની કલ્પનાશક્તિ ખીલી નીકળતી, અને ઉત્તમ કાવ્યો–મંત્રો રચતા અને આ બધું સાહિત્ય પદ્યમાંજ રચાતું. આ મંત્રો, સૂત્રો બીજા મોઢે કરતા અને આ રીતે વેદયુગથી એટલે ઈ. સ. પૂર્વે પણ સેંકડો વર્ષ પહેલાં આપણા દેશમાં કાવ્યશિક્ષણની શરૂઆત થયેલી આપણે જોઈએ છીએ. આપણાં મહાભારત, રામાયણ, ગીતા, વગેરે ગ્રંથો કાવ્યોમાંજ લખેલાં માલૂમ પડે છે, અને આ રીતે ધર્મ, નીતિ, ઉલ્લાસ, બોધ, અને ધર્મનું શિક્ષણ કાવ્યોદ્વારાજ રસમય રીતે આપણને આપવામાં આવતું હતું.

### કાવ્યની પસંદગી

કાવ્યશિક્ષણનું નવીન ધ્યેય ધ્યાનમાં રાખીને કેવાં કાવ્યોને શિક્ષણ આપવામાં પસંદગી આપવી તે જાણવું ખાસ અગત્યનું છે; નાનાં બાળકો અને મોટા વિદ્યાર્થીઓ માટે ઉત્તમ પ્રકારનાં કાવ્યોની પસંદગી થવી જોઈએ; આપણા કેટલાક કવિતાસંગ્રહો અધૂરા અને ખામીવાળા માલૂમ પડે છે. વિદ્યાર્થીઓને શિક્ષણ આપવામાં અનુકૂળ કાવ્યો આપવા તે ઘણું જ અગત્યનું છે. અર્થહીન કે ભાવહીન જોડકણાં–કે શબ્દની અટુલી રચનાવાળા, જરૂર કરતાં ઓછી અથવા વધારે અધરી કલ્પનાવાળાં, ઠેકાણા વગરનાં કાવ્યોને શિક્ષણમાં સ્થાન આપવાથી બાળકોનો કવિતા પ્રત્યે અણગમો ઉત્પન્ન થાય છે, અને કવિતા પ્રત્યેનો રસ હણાઈ જાય છે. એ બાળકો માટે કવિતાની પસંદગી કરવામાં (૧) શ્રેણી, (૨) બાળસ્વભાવ, (૩) સમય, (૪) વાતાવરણ, વગેરે બાબતોનો વિચાર કરવો અતિ આવશ્યક છે.

સામાન્ય રીતે નીચે મુજબનાં ગુણોવાળાં કાવ્યોને શિક્ષણમાં સ્થાન મળવું આવશ્યક છેઃ

(૧) જે કાવ્ય બાળકો માટે પસંદ કરવામાં આવે તેમાં ગેયતા હોવી જોઈએ, એટલે બાળકો સારી રીતે ગાઈ શકે તેવા રાગવાળું, તાલબદ્ધ, હલકવાળું હોવું જોઈએ;

(૨) બાળકો પાસે ખરાબ ભાવવાળી કવિતા કદી મૂકી શકાય નહીં. સારા ભાવાર્થ અને સદ્બોધવાળી કવિતાની પસંદગી આવશ્યક ગણાવી જોઈએ;

(૩) કાવ્યો વાંચવાથી બાળકની ઉંમરના પ્રમાણમાં કલ્પનાને કસોટી મળે, અને તેમની કલ્પના ખીલે એવાં કાવ્યો પસંદ થવા જોઈએ;

(૪) કાવ્યો શબ્દલાલિત્યવાળાં હોવાં જોઈએ;

(૫) નાનાં બાળકોની તેમજ મોટાઓને પણ વાર્તાઓ બહુ ગમે છે. એટલે જે કાવ્યોમાં વાર્તા ગુંથાએલી હોય તેવાં વાર્તાગીતોને પણ યોગ્ય સ્થાન મળવું જોઈએ.

(૬) વર્ણનાત્મક, હલકવાળાં, તાલબદ્ધ, સાદા રાગવાળાં કાવ્યો અને ઐતિહાસિક, કે કુટુંબ ભાવને પોષતાં લોકગીતોને પણ શિક્ષણમાં ખાસ સ્થાન મળવું જોઈએ. ટૂંકમાં, બાળકોમાં ચેતના જગાવે, તેમના જ્ઞાનમાં વધારો કરે, બાળકોને કાવ્યમાં રસ ઉત્પન્ન થાય તેની રસિક કવિતાને અભ્યાસક્રમમાં સ્થાન મળવું જોઈએ.

## શિક્ષણપદ્ધતિ

કવિતાની પસંદગી વિષે આટલું કહ્યા પછી કવિતા કેમ શીખવવી તે જાણવું ખાસ અગત્યનું છે. ગદ્ય અને પદ્ય વચ્ચે જેટલો આભજમીનનો તફાવત છે, તેટલો જ તફાવત તેમની શિક્ષણપદ્ધતિ વિષે છે. ગદ્યમાં છટાદાર વાચનને જેમ અગત્યનું સ્થાન આપવામાં આવે છે તેમ કવિતાશિક્ષણમાં ગેયતાને પ્રથમ સ્થાન આપવું જોઈએ ગેયતા એ કાવ્યશિક્ષણનો આત્મા છે. ગેયતા વગર કાવ્ય શીખવવામાં આવે તો કવિતાશિક્ષણનો આત્મા હણાઈ જાય છે. એટલે કાવ્યની યોગ્ય પ્રસ્તાવના કર્યા બાદ શિક્ષકે પ્રસ્તુત કાવ્ય વિદ્યાર્થીઓ સમક્ષ ગાઈ બતાવવું જોઈએ. કવિતા ગાવામાં શિક્ષકે બને ત્યાં સુધી સરળ રાગને પસંદગી આપવી જોઈએ. વિદ્યાર્થીઓ સહેલાઈથી ગાઈ ન શકે તેવા અઘરા અને અજાણ્યા રાગને પસંદ કરવા યોગ્ય નથી. મધુર કંઠે ગાવું એ અલબત કુદરતી બક્ષિસ છે, પણ છેવટે શિક્ષકને કવિતા હલકથી તો ગાતાં આવડવી જ જોઈએ, અને તેમ પણ ન ફાવે તો છેવટ સારા વિદ્યાર્થીને વર્ગ સમક્ષ બોલાવી તેની પાસે તે ગવરાવવી જોઈએ. કવિતા ગાતાં તાલ તરફ વિદ્યાર્થીઓનું સહેજ લક્ષ ખેંચતાં તેઓ તાલ બદ્ધ રીતે ગાતા થઈ જાય છે અને સંગીતના વાતાવરણમાં એકતાન થઈ જતાં રસપૂર્વક કાવ્યનો અર્થ સમજવા પ્રયત્ન કરે છે. અને કાવ્યનો ભાવાર્થ પણ સમજી શકે છે; એટલે વર્ગને કાવ્યમાં રસ લેતો કરવાં માટે હલકથી એક બે વખત શિક્ષકે શરૂઆતમાં કાવ્ય ગાવું-વાંચવું જોઈએ.

શબ્દાર્થ એ કાવ્ય શિક્ષણનું એવું એક અંગ છે કે જેને જૂની પદ્ધતિ પ્રમાણે કાવ્ય શિક્ષણમાં ભલે અગ્રસ્થાન ન આપીએ છતાં તેના વિના આપણે ચલાવી શકીએ તો નહીં જ. પ્રથમ કહ્યું તેમ કવિતા મધુર રાગથી ગવાતાં બાળક એમાં તલ્લીન થઈ જતાં કાવ્યનો હેતુ તો આપોઆપ સમજી જાય છે. કેટલાક શબ્દો સ્પષ્ટ ઉચ્ચારણથી, ઓછાવત્તા ભારથી, સંબંધથી વિદ્યાર્થીઓ સમજી લે છે. છતાં પણ કેટલાક શબ્દો સમજાવવાની ખાસ અગત્ય રહે એવા હોય તો નીચલાં ધોરણોમાં યોગ્ય વાક્યોમાં વપરાશ દ્વારા શીખવી શકાય; ઉપલાં ધોરણોમાં પણ આ રીતે અથવા શબ્દકોષનો ઉપયોગ કરવાની વિદ્યાર્થીઓને ટેવ પાડીને શીખવી શકાય. ગેંડા, જળઘોડા, જેવા પ્રાણીનો ખ્યાલ આપવા માટે, ચિત્રો, મૉડેલોનો યોગ્ય ઉપયોગ નીચલાં ધોરણોમાં જરૂર કરી શકાય. પણ એટલું લક્ષમાં રાખવું જોઈએ કે કેટલા શબ્દો વધુ શીખ્યા ને કાવ્યશિક્ષણનો હેતુ નથી. પણ શબ્દાર્થ એ કાવ્યશિક્ષણનું એક અંગ છે. કાવ્યનો આનંદ માણવા સારૂ એનો અર્થ સમજવાની પણ જરૂર છે એમ સમજી તેને ખપ પૂરતું સ્થાન મળવું જોઈએ.

## કાવ્યનો રસાસ્વાદ

કાવ્યશિક્ષણની જૂની પદ્ધતિમાં કાવ્યના શબ્દાર્થ અને અન્વયને સ્થાન આપવામાં આવતું. તેને તિલાંજલિ આપવા વિષેનો ઉલ્લેખ આગળ કર્યો છે. અન્વય કરવાની યંત્રવત ગડમથલ કરવામાં વિદ્યાર્થીઓની કાવ્ય પ્રત્યેની રૂચિ વિકૃત થઈ જાય છે. અને સાહિત્ય અને કવિતામાં રસ લેવાની શક્તિ મંદ થઈ જાય છે. પરિણામે કાવ્યનો ખરો રસ તેઓ માણી શકતાં નથી જેમ ફૂલને

પીંખવાથી તેનો રસાસ્વાદ માણી શકાતો નથી તેમ કાવ્યની લીટીએ લીટીનો અન્વય કરવાથી એનો રસાસ્વાદ હણાઈ જાય છે. એને બદલે [૧] વિદ્યાર્થીઓ કાવ્યનો આત્મા સમજી શકે, [૨] કાવ્યમાં રસ લઈ શકે, [૩] ભાવાર્થ સમજી શકે, [૪] પદ લાલિત્યનો પરિચય મેળવી શકે તેવા પ્રયત્નો પ્રશ્નોત્તર પદ્ધતિદ્વારા કે ચર્ચાદ્વારા કરવામાં અને વિદ્યાર્થીઓની કાવ્ય પ્રત્યેની અભિરુચિ વિકસાવવામાં કાવ્ય શિક્ષણનો હેતુ યથાર્થપણે સચવાયો લેખાશે.

ટૂંકમાં નીચેના ક્રમ પ્રમાણે કાવ્યશિક્ષણ થવું જોઈએ:

[ ૧ ] કાવ્ય વાંચવાની જિજ્ઞાસાવૃત્તિ ખીલે તેવી અત્યંત સંક્ષિપ્ત પ્રસ્તાવના કરવી.

[ ૨ ] શિક્ષકે કાવ્ય સારા રાગથી ગાઈ બતાવવું, જરૂર પડે તો ફરીથી પણ ગાઈ બતાવવું.

[ ૩ ] નવા શબ્દો યોગ્ય વાક્યોમાં વાપરી બતાવવા અગર શબ્દાર્થ કાઢવા શબ્દકોશનો ઉપયોગ કરવા વિદ્યાર્થીઓને કહેવું.

[ ૪ ] વિદ્યાર્થીઓ પાસે કાવ્યનું શાંત વાચન કરાવવું અને કાવ્યનો આછો ભાવાર્થ જાણી શકાય તેવા બે ત્રણ પ્રશ્નોના જવાબ આપવા સૂચવવું.

[ ૫ ] કાવ્યના આત્મા રસ, ભાવાર્થ, પદલાલિત્ય, પદ્યગદ્યનો તફાવત નીકળી શકે તેવી શ્રેણીયોગ્ય ચર્ચા ' પ્રશ્નોતર ' પદ્ધતિથી કરવી.

[ ૬ ] વિદ્યાર્થીઓનું સહગાન કરાવવું, અગર એક બે સારા વિદ્યાર્થીઓ પાસે પ્રસ્તુત કાવ્ય ગવરાવવું.



## વિદ્યાર્થીસ્વરાજની પ્રથા

[ પા. ૨૨૦ થી ચાલુ ]

એ પ્રથા વિદ્યાર્થીને સ્વતંત્રતા આપે છે તેની સાથે સાથે જ છાત્રાલયનાં જવાબદારી ભરેલાં કામોની સોંપણી પણ વિદ્યાર્થીને જ કરે છે. શાસ્ત્રીય દૃષ્ટિ વિનાનો ગૃહપતિ માત્ર સ્વતંત્રતા આપીને બેસી રહેશે. શાસ્ત્રીય દૃષ્ટિવાળો ગૃહપતિ સ્વતંત્રતાની સાથે જવાબદારી પણ સોંપશે. એકલી સ્વતંત્રતા આપવાનો ઇરાદો સેવનાર ગૃહપતિ વિદ્યાર્થીમંડળ માટે નિમણૂંકની પ્રથા સ્વીકારશે. સ્વતંત્રતા અને જવાબદારી સાથે સાથે જ હોઈ શકે એવી માન્યતાવાળો ગૃહપતિ વિદ્યાર્થી મંડળ માટે ચૂંટણીની પ્રથા સ્વીકારશે. છાત્રાલયનાં નાનાં મોટાં તમામ કામોને જુદા જુદા વિભાગોમાં પ્રથમ તો વહેંચી નાખવામાં આવે છે વિભાગોની જવાબદારી માટે આખુંયે વિદ્યાર્થીમંડળ જેનામાં પોતાનો વિશ્વાસ હોય તેવા એક એક વિદ્યાર્થીને તે તે વિભાગના નેતાઓ તરીકે ચૂંટી કાઢે. કામની જવાબદારી સોંપ્યા પછી નેતાઓને કામ કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા રહે. જવાબદારીના ભાનવાળો વિદ્યાર્થી સ્વતંત્રતાનો કદી પણ દુરુપયોગ કરતો નથી એવો એનો પ્રયોગ કરનારાઓનો અનુભવ છે. સ્વતંત્ર થયેલો વિદ્યાર્થી માથે આવી પડેલી જવાબદારી આનંદ અને ઉત્સાહથી અદા કરે છે તેવો પણ એના પ્રયોગ કરનારાનો અનુભવ છે. આ પ્રકારની પ્રથાને આપણે વિદ્યાર્થી સ્વરાજની પ્રથા કહીશું. એ પ્રથાનું તંત્ર છાત્રાલયના સ્થિતિ સંયોગો અનુસાર જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરે તેમાં વાંધો નથી પરંતુ એનું તત્ત્વ અણીશુદ્ધ સચવાઈ રહેવું જોઈએ. આવા વિદ્યાર્થીગંડળો જે જે છાત્રાલયમાં શરૂ કરવામાં આવશે તે તે છાત્રાલય પોતાના વિદ્યાર્થીઓને ભવિષ્યની સાચા જીવનની પૂર્વ તૈયારીઓ કરાવે છે તેમ સમજવું.



# મૂંઝવતું બાળક

શ્રી. હરભાઈ ત્રિવેદી

[ Problem Child ]

આજકાલ માબાપો અને શિક્ષકોને જે મોટો પ્રશ્ન મૂંઝી રહ્યો છે તે આ કહેવાતા મૂંઝવના બાળકનો હોય છે. ઘરમાં કે શાળામાં માબાપ અને શિક્ષકને જે બાળક મૂંઝવતું હોય છે તેની સાચી જવાબદારી તો માબાપ અને શિક્ષકને શિરે જ હોય છે. ઘરમાં અને શાળામાં આજદિન સુધી આવાં જેટલાં બાળકો આ લેખકના જોવામાં આવ્યા છે તે બધાંયના ઉપરથી દૃઢતાથી કહી શકાય કે તેવાં બાળકોની સાથે નાનપણથી જ શુદ્ધ અને શાસ્ત્રીય વ્યવહાર રાખવામાં આવ્યો હોત તો તેઓ મૂંઝવનારાં ન નીવડયાં હોત. દુઃખની વાત તો એ છે કે આપણાં માબાપો અને શિક્ષકો પાસે બાળકો સાથે કેવી રીતે વર્તવું તે સંબંધેનો સાચો માર્ગ જ નથી. બાળકો સાથેના વ્યવહારની જે રૂઢિઓ આપણને પરંપરાગત મળતી આવી છે તેને અનુલક્ષીને આપણે આપણો વ્યવહાર રચ્યો હોય છે. ભૂતકાળની વિચારસરણીએ આજે પલટો ખાધો છે. નવાં નવાં વિજ્ઞાનોએ આપણા આજદિન સુધીના વ્યવહારોની ભૂલ આપણને સમજાવી છે. દુનિયામાં અવતરેલું બાળક કોઈ એવી પાટી નથી કે જેના ઉપર આપણી મરજીમાં આવે તેવા અક્ષરો આપણે પાડી શકીએ. બાળક સંબંધેની આપણી ખોટી સમજણને લીધે તથા અવૈજ્ઞાનિક દૃષ્ટિને લીધે આપણે તેની સાથે જે પ્રકારનો વ્યવહાર કર્યો તેના જ પરિણામે આપણી સમક્ષ મૂંઝવતું બાળક ખડું થયું છે.

ઘરમાં માબાપો પાસે ઊભા થતા પ્રશ્નો વર્તણુંકના હોય છે. બાળક માબાપનું કહ્યું માને નહિ અથવા તો એનો વિરોધ કરે ત્યારે એને અનાજ્ઞાંકિત ગણીને માબાપ મૂંઝવણમાં પડી જાય. બાળક વાતવાતમાં લડી-પડે અને ઉશ્કેરાઈ જઈને બીજાને મારી બેસે ત્યારે તેને તોફાની ગણીને માબાપ દુઃખી થાય. જાણે અજાણે કોઈ કોઈ વખત ઘરમાંથી કે પડોશમાંથી નાની મોટી વસ્તુ બાળક ઉપાડી લે એટલે ભવિષ્યમાં તે ચોર બનશે તેવા ભયથી માબાપને ઊંઘ પણ ન આવે! ઘરમાં કોઈ મહેમાન કે મિત્ર આવ્યું હોય ત્યારે જે પ્રકારની સભ્યતાની અપેક્ષા માબાપ બાળક પાસેથી રાખે એ સભ્યતા ન જુએ ત્યારે પોતાનું બાળક સંસ્કાર વિહોણું બનશે તેવી ચિંતાઓથી માબાપનું મન ઘેરાઈ જાય. શાળાના અધ્યાપકોનો અભિપ્રાય બાળક મંદબુદ્ધિ છે કે બેધ્યાન છે તેવો પડે ત્યારે પોતાનું બાળક રખેને અભણ રહી જશે અને શિક્ષિત દુનિયાથી દૂર પડશે એ જાતનું મંતવ્ય ઊભું કરીને માબાપ મનમાં ને મનમાં મુંઝાયા કરે. ઘરમાં બાળકની સંખ્યા એકથી વધારે થાય ત્યારે માબાપની ચિંતાઓ અનેકગણી વધતી રહે અને કશો જ માર્ગ ન સૂઝે ત્યારે પોતાના નસીબનો વાંક કાઢીને ખોટું ખોટું આશ્વાસન મેળવવા પ્રયત્ન કરે.

ઘરમાં કહેવાતા મૂંઝવતા બાળક સંબંધની આ સ્થિતિ છે ત્યારે શાળામાં વળી બીજા જ પ્રકારની સ્થિતિ હોય છે. શિસ્તના ખોટા અને ભ્રામક ખ્યાલોથી પોતાની વિચારસરણીને બાંધીઆર રાખી મૂકનાર શિક્ષક અવારનવાર બાળકને શિસ્તભંગ કરતો દેખ્યા કરે છે. શિસ્તભંગથી બાળકનો સ્વભાવ સમાજવિરોધી બનશે તેવો ભય શિક્ષકના મનમાં પેદા થયેલો હોવાથી બાળકને સુધારવાના પ્રયત્નોમાં એ હમેશા મશગૂલ હોય છે. બાળક વિદ્યાર્થી પોતે કયાં બગડેલો છે એની પોતાને સમજ નહિ હોવાથી શિક્ષકના સુધારવાના બધા જ પ્રયત્નો તરફ કંટાળાની દૃષ્ટિથી અને ઘણી વખતે તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે. સ્વાતંત્ર્ય સંબંધે શિક્ષકની ફિલસૂફી પ્રગતિશીલ જમાનાને બંધબેસતી

નહિ હોવાથી વિદ્યાર્થીના સ્વાતંત્ર્યમાં એને સ્વચ્છંદની ગંધ આવે છે. વ્યક્તિગત વિદ્યાર્થીને તેમજ સમૂહને સાચે માર્ગે કેમ વાળવો એની ચિંતાઓથી શિક્ષક હંમેશાં વ્યગ્ર હોય છે. વિદ્યાર્થી શા માટે ધ્યાન દઈને ભણતો નથી અથવા તો એના રસના વિષયો ક્યા ક્યા છે, તેનો વિચાર કર્યા વિના શિક્ષક પરીક્ષાની દૃષ્ટિએ વિદ્યાર્થીને તૈયાર કરવા માંડે છે અને વિદ્યાર્થીને પાછળ પડતો જુએ છે ત્યારે એને ઠોકો બિલ્લો મારીને નહિ ઇચ્છવા જેવાં સાધનોનો ઉપયોગ કરે છે. શિક્ષકને વિદ્યાર્થીની બુદ્ધિ કે તેના મનની પરવા નથી પરંતુ એને તો પોતાના વર્ગના પરિણામની અને પોતાના પગારના વધારાની ચિંતા હોય છે. એવો ચિંતાગ્રસ્ત શિક્ષક પોતાના માર્ગમાં આડે આવનાર વિદ્યાર્થીને મુશ્કેલ બાળક તરીકે ગણે છે અને તેને ભણતો કરવાની ચિંતામાં વિદ્યાર્થી જીવનની બીજી કોઈ બાજુની દરકાર રાખતો નથી. હોશિયારીનું ધોરણ વધારેમાં વધારે ટકા માર્ક મેળવવા ઉપર નક્કી કરવામાં આવ્યું હોય છે. તેથી બુદ્ધિશાળી ગણાતો વિદ્યાર્થી અભ્યાસમાં બેદરકાર રહે ત્યારે શિક્ષકને મન એ એક કોયડો થઈ રહે છે. શાળામાં કે વર્ગમાં લડાલડીના, ગાળાગાળીના, તેમજ મારામારીના પ્રસંગો જરૂર બનતા હોય છે. એવા પ્રસંગોની પાછળ વિદ્યાર્થીના સ્વભાવનું કયું દર્શન રહેલું છે તેનો વિચાર કરવાને બદલે શિક્ષકને તો શાળા અને વર્ગના નિયમનનું ઉલ્લંઘન થતું દેખાય છે અને તેથી અગ્રણી ગણાતા વિદ્યાર્થીઓ એને મન મૂંઝવનારાં બાળકો તરીકે બની રહે છે.

ઘર અને શાળામાં આ રીતે મૂંઝવનારાં બાળકોનું પ્રમાણ ધીમે ધીમે વધતું જાય છે. આખો સમાજ આજે એક પ્રકારનું પરિવર્તન લઈ રહ્યો છે. શિક્ષણનું તત્ત્વજ્ઞાન અને સંચાલન કોઈ એક નવી દિશા તરફ ધપી રહ્યાં છે. ઘર કે શાળામાં મૂંઝવતાં બાળકોનો પ્રશ્ન કેળવણીની દૃષ્ટિએ જલદી ઉકેલવામાં ન આવે તો સામાજિક પરિવર્તન શક્ય ન બને અને શિક્ષણની નવી દિશા સૂઝે નહિ. મૂંઝવતા બાળકનો પ્રશ્ન માબાપ માટે અને શિક્ષક માટે હોય છે એનો અર્થ જ એ કે એ પ્રશ્ન આખા સમાજ માટે હોય છે. સમાજની પુનર્ઘટના આ પ્રશ્નના ઉકેલ વિના શક્ય નથી. આ દૃષ્ટિએ વિચારીએ તો દરેક માબાપ અને દરેક શિક્ષકનું કામ વધારે જવાબદારીભર્યું બને. ખુશ થવાની વાત જરૂર છે કે આજકાલ મૂંઝવતા બાળકના પ્રશ્નનો વિચાર શિક્ષિત કુટુંબોમાં અને પ્રગતિશીલ ગણાતી શાળાઓમાં થવા લાગ્યો છે. પરંતુ સાથે સાથે મુશ્કેલીની વાત એ છે કે એ પ્રશ્નનો નિકાલ લાવવા માટે બીજા દેશોમાં તૈયાર થયેલું વિજ્ઞાન વાપરવામાં આવતું નથી તેમજ સંયોગો અનુસાર નવું વિજ્ઞાન નિર્માણ કરવાના પ્રયત્નો થતા નથી. એવા પ્રયત્નો માટે થોડીએક વિચારણા અહીં કરીએ.

દરેક બાળકને ચોક્કસ પ્રકારનું મન છે અને એ મનની સાથે સંકળાયેલ વિવિધ પ્રકારની વૃત્તિઓ છે. આ વૃત્તિઓનું પ્રાથમિક સ્વરૂપ જડ અને પાશવી હોય છે. બાળક શરીરમાં વિકસતું જાય છે તેમ તેમ એની વૃત્તિઓના વિકાસનો માર્ગ પણ મુક્ત થતો જાય છે. શરીરવિકાસ આપણે નરી આંખે દેખી શકીએ છીએ જ્યારે વૃત્તિઓનો વિકાસ એ રીતે જોઈ શકતા નથી. શરીરનો વિકાસ રૂંધાઈ જાય અથવા તો વિકૃત થઈ જાય ત્યારે તુરત જ આપણે ચેતી જઈએ છીએ કારણ કે આપણે ઉઘાડી આંખે જોઈ શકીએ એવી એ વસ્તુ છે. મન સાથે સંકળાયેલી વૃત્તિઓનો વિકાસ અટકી પડે અથવા તો વિકૃત સ્વરૂપ પકડવા માંડે તે જોવાની આંખ આપણે હજુ સુધી ખીલવી નથી. અટકાયત કે વિકૃતિ નથી જોઈ શકતા એટલે વૃત્તિઓ ગમે તેવું સ્વરૂપ પકડે છે અને ઇચ્છામાં આવે તે માર્ગે વહે છે. મૂંઝવતા બાળકનાં તમામ પ્રકારનાં વર્તનો એ આ વૃત્તિઓના હલનચલનનાં પરિણામો હોય છે. મૂંઝવતા બાળકનો કોયડો ઉકેલવો હોય તો વૃત્તિઓના

હલનચલનનો સાચો પરિચય સાધી લેવો જોઈએ અને તેને યોગ્ય માર્ગે વાળવાના સાચા માર્ગો નિર્માણ કરવા જોઈએ. આ પ્રકારનો અભ્યાસ જે શાસ્ત્ર કરે છે તેને માનસવિજ્ઞાન કહેવામાં આવે છે. માનસવિજ્ઞાનનો અભ્યાસ શા માટે આટલો બધો આવશ્યક મનાયો છે તે આ ઉપરથી સમજી શકાશે.

બાળક શારીરિક અને માનસિક વિકાસ કરતું જાય છે તેમ તેમ તેના શરીર અને મનનાં વલણો વિવિધ રીતે બદલાતા રહેતાં હોય છે. માબાપ અને શિક્ષકનો ધર્મ એ વલણનો બારીકીથી અભ્યાસ કરવાનો છે. કોઈએ એમ માનવાનું કારણ નથી કે તમામ બાળકો એક જ પ્રકારના માનસિક દર્શનો કરાવે છે. દરેક બાળકનો વ્યવહાર ભિન્ન ભિન્ન હોવાથી માબાપ અને શિક્ષકનું કામ સતત વહેતું રહે છે. બાળકનો જે કોઈ વ્યવહાર આપણને મૂંઝવનારો લાગે ત્યારે સમજવું કે એની કોઈ પણ એક વૃત્તિનો પ્રવાહ ક્યાંક રૂંધાયો છે. એ કોયડાનો ઉકેલ લાવવા માટે તાત્કાલિક કે ઉપરછલ્લા ઉપાયો હાથ ન ધરવા. એની વૃત્તિઓના વલણનો અભ્યાસ જ આપણને સાચી દિશા બતાવી શકશે. ઘરમાં કે શાળામાં બાળક તોફાન કરે, આડું ચાલે, જૂઠું બોલે કે એવો જે કોઈ પ્રકારનો વર્તાવ કરે તે વર્તાવ પાછળ ચોક્કસ પ્રકારની વૃત્તિઓનો ધક્કો રહેલો હોય છે. એનાથી મૂંઝાઈ જવાને બદલે બાળકનો માર્ગ વધારે સરલ બને તેવા રસ્તાઓ આપણે યોજવા જોઈએ.

બીજો મહત્ત્વનો વિચાર આપણી પોતાની માનસિક વૃત્તિઓના વલણનો કરવાનો રહે છે. આપણે એ ન ભૂલવું જોઈએ કે આપણે પણ સમાજે નક્કી કરેલા સાચા ખોટા અનેક પ્રવાહોમાંથી પસાર થઈને જેવા છઈએ તેવા બનેલા છીએ. બાળક તો અનભિજ્ઞ અને સમાજના રંગોથી નહિ રંગાએલું હોય છે. એની વૃત્તિઓની સાચી પિછાન કર્યા પછી પણ એની સાથેનો આપણો વર્તાવ કોઈપણ પ્રકારના પૂર્વગ્રહથી રંગાયેલો હશે તોયે આપણો કોયડો ઉકેલાવાનો નથી. આપણી વૃત્તિઓએ તો નાની મોટી અનેક પ્રકારની ગ્રંથિઓ સ્વીકારી લીધી હોય છે. એ ગ્રંથિઓ બાળકની પ્રાથમિક વૃત્તિઓ સાથે અથવા તો નવી બંધાતી મુલાયમ ગ્રંથિઓ સાથે સંઘર્ષણમાં આવ્યા જ કરે તો આજે મૂંઝવતું બાળક આવતી કાલે સમધારણ મટીને વિષમધારણ સ્વરૂપ પકડે. આ કાર્ય કુશળ વૈદ્યનું છે તેટલું જ હુશિયાર સર્જનનું પણ કહેવાય. જરા જેટલી ભૂલથી આખો મામલો વિફરી જાય અને આપણું કામ વધારે વિકટ બને.

આટલો વિચાર કર્યા પછી માબાપ કે શિક્ષકે જે વ્યવહાર અખત્યાર કરવાનો રહે તે પણ વિચારીએ.

પહેલી વાત બાળકના સારા માઠા કોઈ પણ વ્યવહાર ઉપર કોઈ પણ પ્રકારનું આરોપણ નહિ કરવાની છે. મનનું વૈજ્ઞાનિક વલણ ધરાવનારા માબાપ કે શિક્ષક પણ ઘણીયે વખત બાળકના વર્તન ઉપર એક યા બીજી વસ્તુનું આરોપણ કરતા અચકાતા નથી. આનું પરિણામ એ આવે છે કે બાળકના મન ઉપર એક જાતની વિપરીત અસર થાય છે અને પોતા માટે સરલ બનના માર્ગને ખોટી નજરે જોઈને પોતાના સ્વભાવમાં દુરાગ્રહને પ્રવેશવા દે છે. આપણો સૌ કોઈનો અનુભવ છે કે નાની ઉંમરનાં બાળકોનો આપણને સૌને મૂંઝવતો પ્રશ્ન વધારે મોટા પ્રમાણમાં હઠીલાઈનો હોય છે. આ હઠીલાઈનું કારણ આપણે ઉપર ગણાવ્યું તે મિથ્યા આરોપણ છે. આપણે બહુ જ સાવધાનીપૂર્વક એ દોષમાંથી મુક્ત રહેવું જોઈશે.

બીજો મહત્ત્વનો વિચાર બાળકના મનનો બંધાતો જતો ઇતિહાસ છે. એ ઇતિહાસની બાંધણી ઘરના અને કુટુંબના વાતાવરણ ઉપર તથા બાળકના સંયોગો અને મિત્રો ઉપર થતી હોય છે. આપણે જવાબદાર માબાપ અને શિક્ષક તરીકે એના આ માનસિક ઇતિહાસને બારીકાઈથી

નિહાળવો પડે. ઘરમાં કે શેરીમાં બાળક કઈ કઈ રમતો રમે છે, શાળામાં કે શાળા બહાર કેવા પ્રકારના તેના મિત્રો છે અને રોજ રોજ કઈ કઈ પ્રવૃત્તિઓમાં એ વધારે ને વધારે રસ લઈ રહ્યું છે તે આપણા ધ્યાન બહાર ન રહેવું જોઈએ. ઘણી વખત એવું બને છે કે બાળકના એવા માનસિક ઇતિહાસના જ્ઞાનના અભાવે આપણે મૂંઝવતા કોયડાનો ઉકેલ કરવાનું કામ વધારે તકલીફ આપે છે જ્યારે ઇતિહાસનો સાચો પરિચય આપણા કાર્યને સરલ બનાવે છે. બાળકના જીવનમાં દેખાતા ઘણાય મૂંઝવતા પ્રશ્નોને મોટું સ્વરૂપ ન આપવા દેવું હોય તો આ વસ્તુ આપણા માટે અત્યંત જરૂરી છે.

એવી જ બીજી મહત્ત્વની હકીકત બાળકના બુદ્ધિના શિક્ષણને આજે આપણે જે અગત્યનું સ્થાન આપી રહ્યા છીએ તેમાંથી જલદી પાછા વળવાની છે. બુદ્ધિ તો મનુષ્યના મનની અને અનેક મહત્ત્વની વસ્તુઓમાંની એક અને તે ય પ્રમાણમાં નજીવી છે. બાળકની નાની મોટી વૃત્તિઓનો યોગ્ય વિકાસ થતો રહે તો તો બુદ્ધિની તેજસ્વીતા આપણે હરકોઈ બાળકમાં દેખી શકશું. બુદ્ધિ ઉપર નાના મોટા બનતા બનાવોની ભારે સબળ અસર થતી હોય છે. એવા બનાવો બુદ્ધિના રોધક હોય છે અને પોષક પણ હોય છે. બાળકના જીવનમાં જેટલા વધારે પ્રમાણમાં પોષક બનાવો અનુભવવાના મળે તેટલા પ્રમાણમાં એની બુદ્ધિ વધારે તેજસ્વી બને. આ હકીકત આપણને સમજાઈ જાય તો તો અનેક મહત્ત્વની વસ્તુઓના ભોગે બુદ્ધિના શિક્ષણ ઉપર આજે જે ભાર મૂકવામાં આવે છે તે આપોઆપ જ ઓછો થઈ જશે. કહેવાની વાત એ છે કે મૂંઝવતા બાળકનો પ્રશ્ન હાથ ધરનાર માબાપ કે શિક્ષકે બુદ્ધિના શિક્ષણના પ્રશ્નને ગૌણ ગણીને એની વૃત્તિઓના વિકાસના પ્રશ્નને આગળ કરવાનો રહેશે. એવો કોયડો હાથ ધર્યો હોય ત્યારે બાળક બુદ્ધિના વિષયો ન ભણે તો તેની જરા પણ ચિંતા કરવી નહિ. એક વખત એના મનની સપાટી વિશુદ્ધ અને સરલ બની જશે તો પછી બુદ્ધિને વિકસાવવા માટેના ઉપાયો હાથ ધરતાં વાર નહિ લાગે.

મૂંઝવતા બાળકને હાથ ધરવા માટે શિક્ષક ને માબાપ માટેની પહેલી યુક્તિ તે એની સાથેનો અંગત પરિચય હોવો જોઈએ. દુનિયાભરના શ્રેષ્ઠ ગણાતા શિક્ષકોએ આ અંગત ગણાતા પરિચયના સાધનનો ઉપયોગ કરી જોયો છે અને તેમાં તેમને સફળતા સાંપડી છે. વૈજ્ઞાનિક દૃષ્ટિ ધરાવનાર શિક્ષક કે માબાપે એ કાળજી અવશ્ય રાખવી પડશે કે આ અંગત પરિચય માત્ર કુતુહલનું સ્વરૂપ ન પકડે અથવા તો નિષ્ક્રિય હકીકતોનો ઢગલો એકઠો કરવાનું સાધન ન બની રહે, અંગત પરિચય દુણાવવાનો બહુ ભય રહે છે કુશળ શિક્ષકના હાથમાં એ અમોઘ સાધન બની શકે છે જ્યારે બેદરકાર શિક્ષકના હાથમાં પોતાની જ જાતને હણનારું શસ્ત્ર બની જાય છે. આવા અંગત પરિચયવાળી વાતચીતોમાં બાળક પોતાના મનની બધી હકીકતો નિર્ભયતાથી પ્રગટ કરી શકે તેવું વાતાવરણ ઊભું કરવાની જરૂર રહે. નિર્ભયતા અને વિશ્વાસ અંગત પરિચયના મોટા થાંભલા ગણાવા જોઈએ. તે દ્વારા બાળક પોતાના મનને તદ્દન મોકળું મૂકી શકશે અને શિક્ષક માટે કોયડાનો ઉકેલ સહેલો બનશે.

મૂંઝવતા બાળકનો પ્રશ્ન ઉકેલવાની હીલચાલ એક સ્વતંત્ર અને વૈજ્ઞાનિક વ્યવહારનું સ્વરૂપ પકડતી જાય છે. વ્યક્તિગત તેમજ સમાજના કોઈ પણ પૂર્વગ્રહથી અલિપ્ત એવા વૈજ્ઞાનિકના હાથમાં એ હીલચાલ વધારે ને વધારે વ્યાપક અને ઉપકારક સ્વરૂપ પકડતી જાય છે. જે માબાપ કે શિક્ષકે એ પ્રશ્નને હાથ ધરવો હોય તેણે આ પ્રકારની નિષ્ણાતની હરોળમાં બેસવા કટિબદ્ધ બનવું પડશે. સામાન્ય પ્રસંગોમાંથી બહાર આવવા માટેનો સર્વ કોઈ માબાપો અને શિક્ષકોનો અધિકાર રહેશે, પરંતુ એ રીતે બહાર આવવા માટેના માર્ગોનું નિર્માણ નિષ્ણાતોને હાથે કરવું પડશે તેમજ વિષમ બનતા જતા કોયડાઓ માટે નિષ્ણાતોની પ્રયોગશાળાઓ શોધવાની રહેશે.

# વાર્ષિક સમારંભ

## [ શ્રી. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન - ભાવનગર ]

### [ ૧ ]

### નિયામકના નિવેદનમાંથી

દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીગૃહ એ અમારું છેક જ જૂનું અંગ છે. સમસ્ત ગુજરાત છાત્રાલય સંમેલનની પ્રેરણા એ અંગની કાર્યવાહીમાંથી અમને મળેલી હતી. વિદ્યાર્થીસ્વરાજની પ્રથા ગૃહના સંચાલનમાં ખૂબ ઉપકારક માલૂમ પડી છે અને જેમ જેમ વર્ષો વીતતાં જાય છે તેમ તેમ અમારો અનુભવ અમને કહે છે કે છાત્રાલયનું તંત્ર એવી પ્રથા ઉપર ચલાવવાથી જ એના અનેકવિધ પ્રશ્નોનો નિકાલ આવી શકવાનો છે. ગૃહની નાની મોટી વિગતોમાં ઊતર્યા વિના એક બે ખાસ મુદ્દાઓ ઉપર સૌનું લક્ષ ખેંચીશ.

પહેલી વાત વાતાવરણની છે. છાત્રાલયમાં જે પ્રકારનું કામ કરવાની મુરાદ હોય તેને પોષક એવું વાતાવરણ ઊભું થઈ જવું જોઈએ. જોવા આવનારને તુરત જ હાથમાં પકડી લેવાય તેવું કશુંયે સીધું મળતું ન હોય તેવે ઠેકાણે પણ સંસ્થાની કાર્યવાહીમાં એક પ્રકારનું ચોક્કસ વાતાવરણ ઘૂમી રહ્યું હોય છે. આ વાતાવરણ જ સંસ્થાનું સાચું હીર છે. એને સર્જવામાં મોટો ફાળો વિદ્યાર્થીઓનો હોય, ગૃહપતિઓ તો તેને માર્ગદર્શક થયા કરે. વાતાવરણનું જોર કેટલું ઉગ્ર હોય છે તેનું એક દૃષ્ટાંત આપું. અમારા ગૃહમાં વસતા વિદ્યાર્થીઓએ ખાદી પહેરવાના નિયમને ઘણાં વર્ષો પહેલાં પોતાના મંડળ દ્વારા સ્વીકાર્યો છે. એ નિયમ સંસ્થાના કાર્યવાહકોએ ઉપરથી લાદેલો નથી. ખાદી સંબંધે સમાજમાં શિથિલતા દેખાતાં ગયા વર્ષ દરમિયાન થોડા નવા આવેલા વિદ્યાર્થીઓએ ફરજિયાત ખાદી પહેરવાના નિયમને બંધ કરવાનો પ્રયત્ન કર્યો હતો. સંસ્થાના લોહીમાં વાતાવરણે તો ખાદી પહેરવાની વાત દૃઢ કરી નાખેલી છે તેથી એ વાત વિદ્યાર્થીમંડળમાં ઊડી ગઈ અને બેત્રણ ખાદી ભક્ત વિદ્યાર્થીઓએ ખાદીની તરફેણમાં જે ઉગ્ર વ્યાખ્યાનો કર્યાં તેની અસર વધારે ઊંડી ઊતરી. આને હું વાતાવરણ કહીશ. છાત્રાલયનાં તમામ નિયમો અને નિયમનો વાતાવરણ દ્વારા અંતરમાંથી પેદા થવાં જોઈએ. છાત્રાલયની ફતેહનો આધાર વાતાવરણની શુદ્ધિ અને ઉગ્રતા ઉપર છે.

બીજી વાત અમારે ત્યાં નવા પ્રવેશ પામતા વિદ્યાર્થીઓના જીવનની નાની મોટી નિર્બળતાઓ વિષે છે. એની નિર્બળતાઓ બદલ નવા આગંતુકોને સતાવવાને બદલે તેમને જૂના અને મોટા વિદ્યાર્થીઓ તરફથી માર્ગદર્શન કરાવવામાં આવે છે. આ તત્ત્વને હું સહકારનું તત્ત્વ કહીશ. સમાજમાંથી નાની મોટી કુટેવો લઈને આવેલા કેટલાયે વિદ્યાર્થીઓ આ જાતના સહકારના તત્ત્વથી વહેલામાં વહેલી તકે ફાયદો મેળવી શકે છે. સામાન્ય છાત્રાલયોમાં એવા વિદ્યાર્થીઓનો બચાવ ગૃહપતિઓ તરફથી કરવામાં આવે છે. બચાવ કરવા જતાં બીજા વિદ્યાર્થીઓનો સામનો કરવો અનિવાર્ય થઈ પડે છે. પરિણામે ગૃહપતિ અને વિદ્યાર્થી વચ્ચેનું ઘર્ષણ ઘટવાને બદલે વધ્યા કરે છે. આ સ્થિતિ ટાળવા માટે સહકારના તત્ત્વને ધીરજ અને ખંતથી પ્રયોગ ઉપર ચઢાવવું જોઈએ. આને હું અમારા વિદ્યાર્થી ગૃહની બીજી વિશિષ્ટતા ગણાવું છું.

×

અમારા વિનયમંદિર તરફ આપ સૌનું લક્ષ ખેંચતી વખતે ત્યાં પણ બે વસ્તુથી વિશેષ વાત આપની સમક્ષ નહિ મૂકું. આમાંની એક તે અમારી સ્વાધ્યાય પદ્ધતિ છે. વર્ષો થયાં શિક્ષણનું કામ આ પદ્ધતિ ઉપર ચાલે છે. એના ઉપરનો અમારો વિશ્વાસ દૃઢ બનતો જાય છે. સ્વાતંત્ર્ય સ્વચ્છંદમાં પરિણામ પામે એવી આજની શાળાઓની ક્રિયાદોને નાબૂદ કરવી હોય તો આ પદ્ધતિ ઉપર કામ ચલાવવું જોઈએ. અહિં જવાબદારીના સંપૂર્ણ ભાન સાથે સ્વાતંત્ર્યનો પ્રયોગ કરવામાં આવે છે. દરેક વિદ્યાર્થી પોતાની ઝડપે પોતાના વિકાસમાં આગળ વધી શકે છે. એને પરીક્ષા કે એવું કશું બંધન નથી. ઠીક પડે તેમ ચાલવા માટે સ્વતંત્ર હોવાથી એના વિકાસનો ઝરો અવિરત વહ્યા કરે છે. એનું સાપ્તાહિક કામ પૂરું કરવાની જવાબદારી એને માથે હોવાથી સ્વાતંત્ર્યનો દુરુપયોગ અશક્ય બને છે. આમ સ્વયશિક્ષણનું ચાલી રહેલું કામ વિનયમંદિરની મુખ્ય વિશિષ્ટતા છે.

બીજી વસ્તુ તે અમારે ત્યાં અભ્યાસ માટે આવતા કહેવાતા વિષમધારણ વિદ્યાર્થીઓની છે. મારે કહેવું જોઈએ કે આપણા આજના માબાપોને તેમ જ શાળાના શિક્ષકોને બાળમાનસ અને તરુણમાનસનો ખ્યાલ નહિ હોવાથી સમધારણ હોય તેવા બાળકના મનને પણ વિષમધારણ પરિસ્થિતિમાં બદલી નાખવા જેવું સામાન્ય રીતે બન્યા જ કરે છે. આ અમારી ભારે મુશ્કેલી છે. કોઈ વિદ્યાર્થી એવો આવે છે કે જેને એક બે વિષય ભણવા ગમતા જ ન હોય. કોઈ વિદ્યાર્થી એવો આવે કે જેને શાળામાંથી નાસી જવાની ટેવ હોય; કોઈ વળી એવા હોય કે જે પોતાના સાથીઓને સતાવ્યા કરે; જ્યારે કોઈ વળી એવો પણ હોય છે કે જે નાની મોટી ચીજો ચોર્યા કરે. આ બધા અમારા મૂંઝવતા કોયડાઓ છે. એ કોયડાઓ ઉકેલવાનું કામ પ્રાયોગિક માનસશાસ્ત્રની પદ્ધતિ પર કરવાના અમે પ્રયત્નો કરીએ છીએ. અમારો અનુભવ અમને કહે છે કે રખડુ વિદ્યાર્થી રખડુ નથી. ચોર વિદ્યાર્થી ચોર નથી અને ઠોઠ વિદ્યાર્થી ઠોઠ નથી. માબાપોએ અને શિક્ષકોએ ખોટી સમજણને લીધે આ જાતની છાપ એમના ઉપર મારી દીધી હોય છે. અમારા પ્રયોગોના પરિણામે છ બાર મહિને પરિસ્થિતિ સુધરી જાય છે અને સામાન્ય રીતે વિદ્યાર્થી સમધારણતાની સપાટી ઉપર ચડી જાય છે.

×

અમારું બાલમંદિર અનુક્રમમાં પાછળથી આવતું છતાં ગુણમાં અને કામમાં પહેલું રહેતું અંગ છે. મૉન્ટેસોરી સિદ્ધાંતોને નજર સમક્ષ રાખીને શિક્ષણના કામને જારી રાખવાના અમારા પ્રયોગો ચાલુ જ છે. મને એમ કહેતાં આનંદ થાય છે કે ભાવનગરનાં સુશિક્ષિત માબાપો બાલમંદિરના શિક્ષણની કિંમત સમજતાં થયાં છે. હમણાં જ એક પ્રસંગ એવો બન્યો કે સંસ્થાની આર્થિક મુશ્કેલીઓના કારણે બાળકો માટેની એક ગાડી અમારે બંધ કરવી પડી. કોઈ રસ્તો ન રહ્યો ત્યારે એક બે માતપિતાઓએ નવું વર્ષ શરૂ થાય ત્યાંસુધી પોતાને ખર્ચે એ ગાડી દોડાવવાની પોતાની મરજી અમને બતાવી છે. પંદર સત્તર બાળકોની કેળવણીના પ્રશ્ને એમના હૃદય ઉપર આવી અસર કરી એને હું શુભ ચિહ્ન ગણું છું અને તે બદલ તેમને હું ધન્યવાદ આપું છું.

બાલમંદિરના શિક્ષણકાર્યની અસર બાળકના ઘરમાંની રહેણીકરણી ઉપર થાય છે. અને ઘરની અસર બાળકના બાલમંદિરના કામ ઉપર થાય છે. બાલમંદિરના અમારા કામને વધારે વેગ મળે અને ઝાઝી અડચણ વિના એકધારું ચાલ્યા કરે માટે ઘરમાંનો પોતાનો વ્યવહાર વધારે શાસ્ત્રીય બનાવવા માટે માતપિતાઓ તત્પર બનવા લાગ્યા છે એ પણ અમારા કામની ફતેહનું ચિહ્ન ગણાય.

×

અમારા પ્રકાશન મંદિર સંબંધે ગતવર્ષ પૂરતો કશો જ સંતોષકારક અહેવાલ મારે મૂકવાનો નથી. આર્થિક વિટંબણાઓએ અમારા કામને રોકી રાખ્યું છે. શિક્ષણના સામયિકને કે કિશોર કુમારોના માસિકને શરૂ કરવાના અમારા મનોરથો હજી સુધી મૂર્ત સ્વરૂપ પકડી શકયા નથી. બાલ સાહિત્યવાટિકા બંધ કરવી પડી છે. આર્થિક મુસ્કેલીઓનો અંત આવે આ બધાં કામો ઝડપબંધ આગળ વધવાની રાહ જોઈ રહ્યા છે. આજે તો પ્રકાશન મંદિરના ખુદ સંચાલક અને એક આજીવન સભ્ય શ્રી. ગોપાળરાવ વિદ્વાંસને સંસ્થાના ફંડ માટે આફ્રિકા મોકલવા પડયા છે!

×

અમારું નવું શરૂ કરેલું અને છતાં સૌથી વધારે મહત્ત્વનું અંગ તે અમારો ગ્રામદક્ષિણામૂર્તિ વિભાગ છે આંબલા નામના ગામડામાં વર્ધા યોજનાની અમારી સમજણ પ્રમાણે અમે આ શિક્ષણ વિભાગ શરૂ કર્યો છે. એની વિશિષ્ટતા એ છે કે ત્યાંના શિક્ષણના કેન્દ્રગત ઉદ્યોગ તરીકે અમે ખેતીવાડીને સ્થાન આપેલું છે. ગામડાંની આમ જનતા સાથે વધારે નિકટના સંપર્કમાં આવીને તેમના જીવનમાં શિક્ષણની ભૂખ જગાડવી અને તે દ્વારા નિરક્ષરતા ટાળી ગામડાંની આવતી કાલની પ્રજાને સંસ્કારી બનાવવી એવા અમારા મનોરથો છે. એ પ્રયોગ શરૂ થયાને હજી તો માત્ર ૭ જ મહિના થયા છે તેથી તે સબંધમાં વિશેષ કશું કહી શકાય તેમ નથી. કેળવણીના ઊભા થતા નૂતન આદર્શોમાંથી ગામડાંઓ તેમજ શહેરોમાં શિક્ષણનું એક નવુંજ દૃષ્ટિબિંદુ રજૂ થશે અને તે દ્વારા શિક્ષણની પૂનર્ઘટના શક્ય બનશે એવો અમારો વિશ્વાસ છે. અમારો ગ્રામવિભાગ એ દિશામાં પ્રયત્નશીલ રહેશે.

## [ ૨ ]

## કાર્યવાહકોને*

આપણી સંસ્થા અનેક વિભાગોમાં વહેંચાઈ ગયેલી છે. વ્યવસ્થાના વિભાગોને બાદ કરીએ તો શિક્ષણના વિભાગો પરત્વેની થોડીએક વિચારણા આપણે કરી લેવી ઘટે છે. આપણું બાલશિક્ષણ આપણું તરુણશિક્ષણ અને આપણું શિક્ષકોનું શિક્ષણ જેટલા પ્રમાણમાં એકીકરણ માગી લે તેટલા પ્રમાણમાં તે સાધવા માટેના પ્રયત્નો આપણે ગયા વર્ષમાં ઠીકઠીક કર્યા છે. આપણું બાલમંદિર બાલશિક્ષણના ડૉ. મૉન્ટીસોરીએ પ્રસ્થાપિત કરેલા તેમ જ બાલમાનસ વિજ્ઞાનના અદ્યતન ગણાતા સિદ્ધાંતો ઉપર ચાલે છે. બાલસન્માન અને બાળકના માનસનો પરિચય આપણા ધ્રુવ તારા સમાન છે. આપણું તરુણશિક્ષણ વ્યક્તિ અને સમૂહના સમન્વય ઉપર રચાયેલ ડૉલ્ટન યોજના તેમ જ માધ્યમિક શિક્ષણ માટે અખતરાઓથી નક્કી થયેલા સિદ્ધાંતો ઉપર ચાલે છે. સ્વાતંત્ર્ય અને જવાબદારી એ આપણાં પ્રેરક તત્ત્વો છે. શિક્ષણના અંગોના એકીકરણ માટે ગયા વર્ષ દરમિયાન આપણા ત્રણે વિભાગોને એક જ નિયંત્રણ નીચે મૂકીને મેં એનું આચાર્યપદ સ્વીકાર્યું છે. તેવા સ્વીકારની પાછળના મારા ઉદ્દેશો મેં સૌની સમક્ષ રજૂ કર્યા જ હતા. મને લાગે છે કે એની યથાર્થતા આજે હવે આપણને સૌ કોઈને બરાબર સમજાઈ ગઈ જ હશે. કેળવણીના સિદ્ધાંતોને અને વ્યવહારને વધારે સ્પષ્ટતા ખાતર અને વધારે સુમેળ ખાતર કેન્દ્રિત કરીને થોડા સમય સુધીનો આપણે પ્રયોગ કર્યો. એ પ્રયોગનાં મીઠાં ફળો આપણે ચાખી શકીએ છીએ. શિક્ષણના આપણા

* દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના વાર્ષિકોત્સવ વખતે સંસ્થાના શિક્ષકસમુદાય પાસે કરેલા વ્યાખ્યાનમાંથી.

બધા જ વિભાગો આજે હવે એક એક સ્વતંત્ર અને જવાબદાર ઉપાચાર્ય નીચે ચાલી રહ્યા છે. સિદ્ધાંતોની સ્પષ્ટતા હતી તેથી વધારે થઈ છે અને આપણો વ્યવહાર વધારે ચોક્કસ અને શાસ્ત્રીય દિશા તરફ ચાલવા લાગ્યો છે. હું આશા રાખું છું કે આપણો આ પ્રયોગ કેળવણીની દિશામાં આપણને નવો પ્રકાશ અને નવું જોમ આપશે.

×

ગત વર્ષ ઉપર નજર નાખું છું ત્યારે બીજો મહત્ત્વનો મુદ્દો તે મુંબઈ વિદ્યાપીઠ સાથે આપણા વિનયમંદિરને જોડવાના વિચારનો છે. તેવા જોડાણ માટે આપણે અરજી તો કરી દીધેલી છે. મુંબઈ વિદ્યાપીઠના પ્રમુખ નિયામકોને રૂબરૂ મળી લેવાની તક પણ લીધી છે. પરંતુ આજે હજી યે એક ખૂણામાંથી આપણા જૂના વિદ્યાર્થીઓનો ધીમો છતાં મજબૂત અવાજ ઊઠી રહ્યો છે કે મુંબઈ વિદ્યાપીઠ સાથે આપણા વિનયમંદિરને જોડવાથી રખેને આપણે આપણા આદર્શોમાંથી નીચે ઊતરીએ ! જોડાણના વિચારને જેટલું મહત્ત્વ હું આપું છું તેથી તો ઘણું વધારે મહત્ત્વ આ નાનકડા અવાજને હું આપું છું. સંભવ છે કે મુંબઈ વિદ્યાપીઠની આજની ધારેડ આપણા આદર્શને નીચે ખેંચવાના પ્રયત્નો કરે. સંભવ છે કે માબાપોનું આજનું માનસ આપણા કેળવણીના કાર્યને ગૌણ ગણીને કેવળ બુદ્ધિના ગોખણીઆ શિક્ષણ તરફ ઉપાડી જવાની આપણને ફરજ પડાવે. સંભવ છે કે આપણે ખુદ શિક્ષકો પરિણામના મોહમાં પડી જઈને આજે છીએ ત્યાંથી એક ડગલું પાછળ હઠીએ. આ વિચારો ફેંકી દેવા જેવા નથી, મારા મનમાં ચાલી રહેલા મંથનને એ વધારે ઉગ્ર બનાવે છે પરંતુ બે વાત મુંબઈ વિદ્યાપીઠ સાથેના જોડાણના વિચારને ટકાવી રાખવા માટે મને અંતરમાંથી બળવાન હાકલ કરી રહી છે. એક છે છેલ્લાં અઠ્ઠાવીસ વર્ષોથી આપણે સેવેલા અને જીવેલા આદર્શોએ દક્ષિણામૂર્તિ સંસ્થાના લોહીમાં ઓતપ્રોત કરી દીધેલો પ્રાણ. આપણા આદર્શો જો સાચા છે, આપણો વ્યવહાર જો સત્યને માર્ગે છે તો કોઈ પણ નિર્બળ વસ્તુ આપણને ડગાવી શકશે નહિ. મારી શ્રદ્ધા તો એવી છે કે આપણા આદર્શોનું બળ અને આપણા વ્યવહારની સચ્ચાઈ શિક્ષણની ખોટી અને ભ્રામક પદ્ધતિઓ ઉપર પ્રહાર કરશે અને માધ્યમિક શિક્ષણનું જે કામ આપણે છેલ્લાં વીસ વર્ષોથી કરી રહ્યા છીએ તેજ કામ સાચું અને અને કરવા જેવું છે તેની ખાતરી માધ્યમિક શિક્ષણ-સંસ્થાઓને કરાવશે. અંતરબળ કહે છે કે બીજા ઉપર આપણા આદર્શોની અસર થશે કારણકે તે જીવંત છે અને સાચા છે.

બીજી વસ્તુ તે આપણને જે કંઈ સત્ય લાગે છે તેને વળગી રહેવાની આજદિન સુધીની આપણી ઉગ્ર ટેવ છે. તમને સૌ કોઈને યાદ આપવાની જરૂર નથી કે ખુદ ગૂજરાત વિદ્યાપીઠ સાથે પણ થયેલા આપણા જોડાણને છોડી નાખતાં આપણને આચકો લાગ્યો ન હતો. મુંબઈ વિદ્યાપીઠ પાસેથી માન્યતા મેળવ્યા પછી આપણો અનુભવ જો આપણને એમ કહેશે કે તેવું જોડાણ આપણા કાર્યને વિઘ્નકર્તા થઈ શકે છે તો ગૂજરાતની શિક્ષણપ્રેમી જનતા પાસે નીડરતાથી એની જાહેરાત કરીને એ જોડાણને કાપી નાખતાં આપણને જરા પણ વાર લાગવાની નથી. આવી આશાઓ સાથે મુંબઈ વિદ્યાપીઠ સાથેનું જોડાણ સ્વીકારવાનો આપણે નિર્ણય કર્યો છે.

×

ત્રીજી મહત્ત્વની ઘટના તરફ તમારું સૌ કોઈનું ધ્યાન ખેંચ્યા વિના રહી શકું નહિ. આ ઘટના તે આપણા ગ્રામદક્ષિણામૂર્તિ વિભાગની શરૂઆત કહી શકાય. આ વિભાગને શરૂ થયાને હજી

તો માત્ર ૭ મહિના જ થયા છે. આપણી પોતાની શિક્ષણની સમજણ પ્રમાણે વર્ધાયોજનાનો પ્રયોગ કરવાનું આપણે બીડું ઝડપ્યું છે. આપણા એ ગામડામાં આપણને વિઘ્ન કરનારી બીજી બધી વસ્તુઓને કોરે મૂકીએ તો પણ આપણી શિક્ષણની બાબતો ભારે મોટી વિચારણા માગી લે છે. પ્રજાએ વર્ધા યોજનાને આવકારી છે; પરંતુ એના વ્યવહાર તરફ આશંકાની નજરથી જુએ છે. આંબલામાં ચાલી રહેલો આપણો એ પ્રયોગ આપણને અને શિક્ષણની જનતાને બે રીતે ઉપકારક બની શકે એવા આપણા મનોરથો છે. આપણા દેશના ગામડાનું શિક્ષણ પરિસ્થિતિ અને સંયોગો પ્રમાણે ઉદ્યોગકેન્દ્રિત બની રહે અને આપણાં ગામડાંઓની નિરક્ષર જનતા સંસ્કાર અને જીવનનું શિક્ષણ મેળવે તે આપણા પ્રયોગોનું મુખ્ય પરિણામ હશે વર્ધા યોજનાના કેન્દ્રમાં વણાટનો જ ઉદ્યોગ હોઈ શકે તેવી ઘણા શિક્ષણકારોની ભ્રામક માન્યતાને ખેતીવાડીને કેન્દ્રમાં રાખીને ટાળવાનો પ્રયોગ આપણે કરવાના છીએ. વર્ધા યોજના ગ્રામજનતાના શિક્ષણને માટે પ્રધાનતઃ રચાઈ છે; અને તેમ છતાંયે ક્રિયાવાન બાળકને કેન્દ્રમાં રાખીને શિક્ષણના જે પ્રયોગો આપણે હાથે કરવામાં આવશે તે પ્રયોગોમાંથી શહેરની શિક્ષણસંસ્થાઓને પણ ઘણું મહત્ત્વનું જાણવાનું અને આચરવાનું મળી રહેશે. આપણા ભાવનગરના વિભાગો આ દૃષ્ટિએ આપણા ગ્રામવિભાગ તરફ આજે જોઈ રહ્યા છે.



# વ્યાખ્યાનોમાંથી કંઈક

## [૧]

## શિક્ષણસંસ્થાઓમાં વિદ્યાર્થીઓનું સ્થાન

વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ અને હાડમારી ઘણી છે. તેમની પ્રગતિ કુંઠિત થાય છે. આ વિશાળ દુનિયામાં તેઓ લઘુમતિમાં પડ્યા છે અને જેમ આખો દેશ ગરીબી અને ગુલામીમાં સબડી રહ્યો છે, તેમ તેઓ પણ તેનાં સ્વાભાવિક પરિણામો ભોગવી રહ્યાં છેઃ દેશની પરતંત્રતા ને અવદશાના પ્રતિઘોષ તમારા જીવનમાં પડે છે આજે જો તમારું દમન થતું હોય ને શિસ્ત કે નિયમને નામે તમારી હેરાનગતિ થતી હોય તો તેનાં મૂળ દેશની રાજકીય પરાધીનતામાં પડેલાં છે એ ચોક્કસ માનજો એ પરાધીનતા આપણને સાલી રહી છે. આપણે આપણી દૃષ્ટિ બદલી છે, એમ છતાં મુક્ત હિંદનું ભવ્ય મંદિર રચવા માટે જે શક્તિ જોઈએ, જે તાલીમ જોઈએ, વિચારવંત નાગરિક બનવા માટે જે ગુણો જોઈએ તે આપણે મેળવ્યા નથી. આપણે બધા હજી ગુલામોનાં મહા ટોળાં જેવાં જ છીએ. જ્યારે દેશની આ દશા હોય ત્યારે શાળા કૉલેજો એ શાપમાંથી મુક્ત શી રીતે રહી શકે? જે સંસ્થાઓમાં જ્ઞાનની પાવક દીપિકાઓ ઝગઝગી રહેવી જોઈએ, જ્યાંથી નવી રોશની ચોમેર પથરાઈ રહેવી જોઈએ, ત્યાંથી જે ગુલામોની ઉત્પત્તિ થઈ રહી છે એ કમનસીબ પરિસ્થિતિ છે શરીરના નહિ તો મનના ગુલામો તો ખરા જ. અને મનની ગુલામી તો શારીરિક ગુલામી કરતાંયે બદતર છે, કારણ કે એ તો વ્યક્તિત્વની ઘાતક છે.

કેળવણીનો આજનો હીન આદર્શ મટી જવાને હવે ઝાઝી વાર નથી; આ નવા આદર્શોની રચના થઈ રહી છે અને તેનાં સંસ્થાપન થતાં વિદ્યાર્થી એ ચેતનહીન કોઈ પદાર્થ છે અને શિક્ષક એ પદાર્થમાંથી કોઈ મૂર્તિ કે આકાર ઘડનારો શિલ્પી છે એવી વાત નહિ રહે. ત્યારે ચોક્કસ પ્રમાણની પરીક્ષા ને પરિણામો નહીં રહે. કેળવણીનો કુદરતી આદર્શ રાષ્ટ્રના ઘડતરનો છે. પ્રજાના ઉત્થાનનો છે. એ કાજે અને જગતને કંઈ વિરલ અર્પણ કરવા કાજે જ્યારે કેળવણીની લહાણી થશે, ત્યારે વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ દૂર થશે, ત્યારે કોઈ નવલા પ્રભાતના રંગો આ ભૂમિ પર ચમકતા હશે

×

આજની કેળવણીની સંસ્થાઓમાં ભણાવવાની પદ્ધતિઓ બદલાય છે. મેળ મેળવવા વારંવાર ફેરફાર થાય છે. પણ મૂળગત ફેર થતો નથી. જરૂર પડે તેનો પલટો પણ થઈ શકે; તેવું જ આદર્શો માટે છે; સામાન્ય આદર્શો બદલાતા નથી પણ સંજોગો કોઈ પણ આદર્શોનો પલટો કરી શકે. જો જડ આદર્શોની પાછળ આપણે પડીએ અને સમયના પ્રવાહને અવગણી ઘટતા ફેરફારો ન કરીએ તો આપણી રાષ્ટ્રીય પ્રવૃત્તિનો અંત જ આવે.

આજની કેળવણીમાં વિદ્યાર્થીઓનો અવાજ નથી એ બીજી મુશ્કેલી છે અને તેના નિવારણ માટે આ વખતના ઠરાવોમાં એક ઠરાવ એવો છે કે જેમાં સંસ્થાના સંચાલનમાં વિદ્યાર્થીઓનો અમુક ક્ષેત્રમાં કાબૂ રહે ને પ્રતિનિધિત્વ રહે. આમાં હું કશું ખોટું જોતો નથી. દરેક શાળા, કૉલેજ સ્વાયત્ત શાસન ભોગવતા એકમ જેવી હોવી જોઈએ. સંસ્થાઓની સામાન્ય પ્રવૃત્તિઓની વ્યવસ્થા અંગે—જીમખાના, હૉસ્ટેલ, લાયબ્રેરી, ડિબેટીંગ સોસાયટી, ડ્રામેટીક સોસાયટી, વગેરે અંગો આજે જોઈએ છે તો તેના પર કાબૂ સંસ્થાના સંચાલકોનો હોય છે. એ બાબતમાં તો વિદ્યાર્થીઓએ

"એજન–એજન" જ કહેવાતું રહે છે. મારી જાણુના દાખલા છે કે ઘણી સંસ્થામાં છોકરા છોકરી સાથે નાટકમાં ઊતરે તે સામે વાંધો લેવાય છે. અમુક વિષયો પર બોલી શકાતું નથી, અમુક માણુસોને બોલાવી પણુ શકાતા નથી. આથી એકતાનો ભંગ થાય છે, અને નાહકનો કચવાટ અને ચળવળ જાગે છે, જે વસ્તુનો પ્રતિબંધ હોય તેની પ્રાપ્તિ માટે મંથન કરવું એ માણુસનો સ્વભાવ છે. જેની ના તે કરવાનું વિદ્યાર્થીઓને તો તેમાં ખાસ ગમે છે. કારણુકે વિદ્યાર્થીઓને પોતાના વિચારો છૂપાવતાં આવડતું નથી અને તેથી જ તેઓ પોતાની કલ્પનાઓ કે માન્યતાઓ બરછટ રીતે વ્યક્ત કરી દે છે. આવા સંજોગોમાં સંચાલકોને પક્ષે યોગ્ય કારણુ હોય અને વિદ્યાર્થીઓનું કથન ન્યાયી ન હોય એમ બને; પણુ ખરો મુદ્દો તો એ છે કે આવા નજીવા ઝગડા ઉત્પન્ન ન થાય ને થાય તો તે દૂર કરી શકાય, તે માટે જોઈતા યોગ્ય વાહનની–તંત્રની ખોટ છે–અભાવ છે. જો પરસ્પર સમજૂતી ને સહાનુભૂતિથી કામ લેવાય તો ઘણી ચકમક ઝરતી અટકે, વિદ્યાર્થીઓની શક્તિ નાહક ખર્ચાતી પણુ અટકે ને તેનો સારે માર્ગે ઉપયોગ પણુ થઈ શકે, આવા વિદ્યાર્થી તંત્રનું નામ ગમે તે રખાય, પણુ એ તંત્રને વિદ્યાર્થીઓ તરફથી બોલવાનો અધિકાર હોવો જોઈએ, તકરારી પ્રશ્નોમાં તે વચ્ચે પડી શકે ને વિદ્યાર્થીઓની પ્રવૃત્તિઓની દોરવણી પણુ કરી શકે. વિદ્યાર્થીનું હિત ને કેળવણીનું હિત એક હોવું જોઈએ, ને તેથી જ વિદ્યાર્થી સંસ્થાની જરૂર છે.

×

સંસ્થાઓના સંચાલકોએ જેમ બને તેમ જલદી વિદ્યાર્થીઓને શાળાસ્વરાજ આપવું જોઈએ. એથી સ્વાયત્ત શાસનની સાચી ભાવના વિદ્યાર્થીમાં જાગ્રત થશે. આપણે વિદ્યાર્થીઓ એવા જોઈએ છે કે જે કાર્યકરો થાય, લડવૈયા થાય, કમાન્ડર થાય ને લડતના વ્યૂહ રચનારા પણુ થાય. દમામ અને દેખાવ સૌને ગમે છે તેમાં વિદ્યાર્થીઓને તો ખાસ. જો શાળાઓમાં ને સંસ્થાઓમાં વિદ્યાર્થીઓનાં આવાં સ્વરાજતંત્રો થાય તો વિદ્યાર્થીઓમાં વ્યવસ્થાની ભાવના જાગ્રત થશે, તેમને જવાબદારીનું ભાન થશે ને તેમનામાં શિસ્ત પણુ આવશે. શિક્ષકોના ટનના ટન ઉપદેશોથી જે શક્ય નથી થતું એ આવી સંસ્થાથી તત્કાળ થશે. એટલે હું શિક્ષકસમાજને શિક્ષણુ સંસ્થાઓના સંચાલકોને વિનતિ કરું છું કે તેઓ વિદ્યાર્થીઓ પ્રત્યે તિરસ્કાર અને અવિશ્વાસની લાગણીથી ન જુએ. વિદ્યાર્થી ભૂલો કરે તો તે માટે તેમનો જરૂર જવાબ લો, પણુ તે તેમનું ભલું ઇચ્છનારા તરીકે. શિક્ષક તરીકે, નેતા તરીકે, તેમના તરફ નન્નાશાહી ન ચલાવો, તેમનો અસહકાર ન કરો, તેમના માત્ર દોષો બતાવી તેમની ટીકાઓ ન કર્યા કરો. એથી ઊલટું એમને સાચું માર્ગદર્શન કરાવી યોગ્ય સલાહસૂચના આપી એમને મદદ કરો, એમની ભૂલો સુધારો ને એમને પ્રગતિને પંથે લઈ જાવ. આમ કરશો તો તેઓ ભૂલો ઓછી કરશે, તમારી ને તેની વચ્ચે એકતા થશે ને તમારા કાર્યના તેઓ સહભાગી થશે. જીવન ને ચેતનહીન વસ્તુઓ સાથે તમારે કામ લેવાનું નથી પણુ જીવનથી તરવરતા માનવ આત્મા સાથે તમારે કામ લેવાનું છે. તેઓ તમારે ચીંધેલે માર્ગે ચાલવા, તમારાં વચનોને શિરસાવંદ્ય કરવા ઘણા ઘણા ઉત્સુક છે. પણુ એમ કરવામાં તમે માત્ર સરમુખત્યારી ચલાવો, માત્ર તમારું જ ડહાપણુ હાંકો તે ન ચાલે. જરૂરી અને યોગ્ય માર્ગે યોગ્ય દોરવણી આપવાનીજ જરૂર છે.

×

અને હવે વિદ્યાર્થીઓનું શું કામ છે તે વિષે કહું. તમારે દેશની મુક્તિની લડતમાં મદદ કરવાની છે. જાતની સેવા, નિયમન અને જાતની ફરજોનું તમારે ભાન રાખવું જોઈએ. એ બધું

તમે કોઈ કહે ને કરો એમ નહીં પણ તમારો ધર્મ સમજીને કરો તો તમે જરૂર તમારા ધ્યેયને પામશો અને સારા નાગરિક થશો. જવાબદારીના ભાન વિના કામ ચાલે નહિ. બીજા કહે તેથી કરવું એમ નહીં, પણ આ બધી વસ્તુઓ તમારી પ્રગતિ માટે અનિવાર્ય છે એ સમજીને કરવું ઘટે. જવાબદારીનું ભાન, સંઘબળ, સમૂહમાં એકતાથી કામ કરવાની ટેવ અને શિસ્ત વિના તમે નોખા પડી જશો, નિર્બળ થશો ને દબાઈ જશો, ગુલામ રહેશો ને બીજાઓ તમારા પર સત્તાના દોર ચલાવશે.

આપણી પાસે કામના ઢગલા પડેલા છે. કોમી એકતા, સ્વચ્છતા, આરોગ્ય, આર્થિક પુનર્રચના એ બધું છે. આપણો દેશ ગરીબમાં ગરીબ છે. દુકાળ ને બીજી કુદરતી આફતોથી પણ તે પછડાતો જાય છે. એટલે માત્ર વિચારતરંગોથી કામ નહિ ચાલે. આપણી આશાઓ અને કલ્પનાઓને મૂર્તિમંત કરવા આર્થિક નવઘડતરનું કામ સૌથી મોખરે રાખવું પડશે. સ્વરાજ એ તો અંતિમ ધ્યેય માટેનું સાધન માત્ર છે. આપણે તો આ દેશની કાયા પલટી નાખવી છે, અહીં નવી હવા ફેલાવવી છે, આપણે નૂતન સમાજ ને નૂતન યુગનું સર્જન કરવું છે, નવી સૃષ્ટિ લાવવી છે; ટૂંકમાં આપણે આ દેશમાં ભવ્યતા અને મહત્તા લાવવી છે. આ બધું ગુલામીમાં પડયા હોઈએ તો આપણે ન કરી શકીએ એટલે ગુલામી ફગાવીને આપણે એ નવા સર્જનને પંથે જવાનું છે.

તમારામાં દેશમુક્તિ માટે કામ કરવાની ઇચ્છા છે ને ઉત્સાહ છે અને તમારી પાસે દેશ મોટી આશા રાખે છે. મોટાઓ તો પડયા હોય ને થાકયા હોય, તેમની કાર્યશક્તિ મંદ હોય, ભયનો સામનો કરવાની તેમની શક્તિ હરાઈ ગઈ હોય. એવાઓ તો દૂર બેઠા બેઠા માર્ગદર્શન કરાવે, યોજનાઓ કરે પણ ધસવાનું ને લડવાનું તો તમારે છે. આઝાદીની લડતના તમે સેનાનીઓ છો. એ સ્થાન તમે શોભાવો તે માટે જવાબદારીનું ભાન ને શિસ્ત ખાસ જરૂરી છે. તમારી સલામતી માટે ને તમારા આદર્શોની સિદ્ધિ માટે પણ એ જરૂરી છે.

×

દેશમુક્તિની અને પ્રગતિમાન પ્રત્યેક ચળવળમાં ભાગ લેવાનો વિદ્યાર્થીઓને સંપૂર્ણ અધિકાર છે. એમાંથી વિદ્યાર્થીઓને બાકાત રાખવા કે તેમના પર કોઈ અંકુશો કે મર્યાદા લાદવાં એ વાત હું ઘડી ભરને માટે પણ સ્વીકારતો નથી. શા માટે તમને રાજકારણમાં ભાગ લેતા અટકાવવા જોઈએ? શિસ્ત ને અભ્યાસને નામે તમને અટકાવવા એ અયોગ્ય છે એમ હું માનું છું. વિચાર, વાણી ને સંઘના સ્વાતંત્ર્યનો તમારો જન્મસિદ્ધ હક છે અને દેશહિતની પ્રત્યેક પ્રવૃત્તિમાં ભાગ લેવાનો તમને અધિકાર છે.

આમ તમને બધા હક ને છૂટાપણું હોય એ ખરું, પણ તમારા જ લાભને ખાતર તમારે તમારી જાત પર શિસ્તનું બંધન રાખવું ઘટે છે; તમારી દૃષ્ટિ ઘડતરની હોવી જોઈએ. એમ હશે તો કોઈ કાળે તમે પાછા પડવાના નથી. દરેક દેશમાં વિદ્યાર્થીઓએ લડતને મોખરે રહેવું જોઈએ ને રહ્યા છે અને ખાસ કરીને હિંદ જેવા ગુલામ દેશમાં નાનપણથી જ વિદ્યાર્થીઓએ રાજકારણમાં ભાગ લેવો જોઈએ. આપણા ભાવિના સૃષ્ટા તમે છો, દેશના મુક્તિ મંદિરના રચનારા તમે છો. એટલે તમે રચના કરવાની દૃષ્ટિ રાખીને જવાબદારી સમજીને પ્રત્યેક પ્રગતિમાન લડતમાં ભાગ લેજો.

[ અધ્યાપક શ્રી. ખુશાલ તલકશી શાહે સૂરતમાં મળેલી મુંબઈ ઇલાકા વિદ્યાર્થી પરિષદમાં પ્રમુખ તરીકે આપેલા વ્યાખ્યાનમાંથી ]

## [૨]
## કેળવણીમાં રાષ્ટ્રીયતા

અત્યારે હિન્દુસ્તાનમાં રાષ્ટ્રીયતાનું મોજું એટલું બધું પ્રબળ છે કે તે સર્વવ્યાપક સ્વરૂપ ધારણ કરી દેશની દરેક હિલચાલ કે ક્રિયામાં પ્રવેશ કરે તો આશ્ચર્ય ન ઊપજે. વળી એક બીજી પણ હકીકત છે કે-જેમ વ્યક્તિનો તેમ સમષ્ટિનો વિશિષ્ટ પ્રકારનો સ્વભાવ અથવા તો આત્મા હોય છે, અને રાષ્ટ્ર એ સમષ્ટિનો એક પ્રકાર છે. ત્યારે હિંદુસ્તાનની ખાસિયત, વિશિષ્ટતા, તેમનું આત્મસ્વરૂપ શું છે ? જ્યાં સુધી દેશનો આત્મા તેની કેળવણી મારફતે પણ આવિર્ભાવ ન પામે, ત્યાં સુધી તે કેળવણી નિષ્પ્રાણ ખોખું માત્ર જ રહે છે. જગતનાં સર્વ રાષ્ટ્રોની પરિષદ ભરાય તો હિન્દુસ્તાન તેમાં કયી વિશિષ્ટતા લઈને-પોતાનો કયોં વ્યક્તિગત ફાળો આપવા ગૌરવસહિત પ્રતિનિધિ તરીકે જશે ? હું એમ માનું છું કે હિન્દુસ્તાનનો આત્મા તેની સાચી આધ્યાત્મિકતા છે, અનેક ધર્મો અને પંથોના બાહ્ય સ્વરૂપો તો ગૌણ છે, પણ સાચું આધ્યાત્મદર્શન એ હિન્દુસ્તાનની વિશિષ્ટતા છે-જગતના સર્વ સામાન્ય વારસામાં તેનો મૂળભૂત કીમતી ફાળો છે.

આપણા મહાત્મા ગાંધી અત્યારે દુનિયાના રાજકારણમાં સર્વનું ધ્યાન ખેંચી રહ્યા છે, કારણ કે તેમણે અંશરૂપે પણ રાજકારણમાં આધ્યાત્મિકતા દાખલ કરી છે. હિંદના કવિસમ્રાટ રવિન્દ્રનાથ ઠાકુર સાહિત્યસર્જક તરીકે અને શાન્તિનિકેતનના સંસ્થાપક તરીકે તેટલા પ્રમાણમાં જ પુજાય છે, જેટલા પ્રમાણમાં તેમણે તેમની સાહિત્યપ્રવૃત્તિમાં અને કેળવણીની પ્રવૃત્તિમાં આધ્યાત્મિકતા પરોવી છે, તેમની કવિતામાં પરાત્પરના ગયબી મોહક સૂર છે, માટે જ તે ક્રાન્તદર્શી ઋષિકવિ છે. શ્રી. રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનન્દ અને સ્વામી રામતીર્થ, શ્રી. અરવિન્દ ઘોષ, ઇત્યાદિ હિંદની આધુનિક મહાન વિભૂતિઓ જગતને શિરસાવંદ્ય છે, કારણ તેમનાં જીવનમાં આધ્યાત્મિકતા ઓતપ્રોત હતી.

હવે હું આપને પૂછું છું કે આપણી કેળવણીમાં આપણે આધ્યાત્મિક તત્ત્વને જરાએ સ્થાન આપ્યું છે કે તેનો સદંતર બહિષ્કાર કર્યો છે ? સર્વ ધર્મોનાં મૂળ તત્ત્વો તો એક જ છે, તેમના સર્વના નીતિનિયમોમાં અને સાધનપ્રણાલિમાં તો એકવાક્યતા છે, તો પછી આપણને આધ્યાત્મિકતાના મૂળ પાયા કેળવણીમાં દાખલ કરતાં શી હરકત નડે છે ? હિંદની વિશિષ્ટ વિભૂતિરૂપ આધ્યાત્મિકતાનાં મુખ્ય લક્ષણો ચાર-૧ આત્મભાવ, ૨ તપસ્યા, ૩ સાદાઈ, ૪ પરોપકાર. આ ચાર લક્ષણોને આપણે આજની કેળવણીમાં દાખલ ન કરી શકીએ ? તેને માટે કંઈ જુદા નીતિવર્ગો લેવાની જરૂર નથી. પણ આપણે શાળાના વાતાવરણમાં આ ચાર તત્ત્વોનાં પરમાણુઓને મોટા પ્રમાણમાં દાખલ ન કરી શકીએ ? શિક્ષકો અને વિદ્યાર્થીઓ પરસ્પર પ્રેમ સંબંધથી સંકળાય, તેઓ વિદ્યાની ઉપાસના માટે અભ્યાસી અને તપોનિષ્ઠ બને. જીવનની જરૂરિયાતોમાં સાદાઈ રાખે અને જીવનના દૃષ્ટિબિન્દુ તરીકે વ્યક્તિ કરતાં સમાજને પ્રથમ મૂકે-એ કાંઈ અશક્ય છે ?

ઉપર તો આપણે હિંદની રાષ્ટ્રીયતાના મુખ્ય રૂપ આધ્યાત્મિકતાની વાત કરી પણ આપણે ઇતિહાસ શીખતાં અને શીખવતાં રાષ્ટ્રીય-દૃષ્ટિબિન્દુ જરૂર રાખી શકીએ. દાખલા તરીકે ૧૮૫૭નો બળવો શીખવતી વખતે આપણે તેને 'રાષ્ટ્રનો સ્વાતંત્ર્ય માટેનો સંમર્થ પ્રયત્ન'-એ રીતે શીખવી શકીએ ભૂગોળ શીખવતાં પણ આપણે હિંદની ધરતીમાતાનું ગૌરવ વિદ્યાર્થીઓ સમક્ષ રજૂ કરી શકીએ. દાખલા તરીકે-હિંદની અતિ ઉત્કૃષ્ટ અને ફળદ્રુપ જમીન, ઉત્તરમાં પરમાત્માએ

મૂકેલા બળવાન રક્ષક સમાન અડવીર હિમાલય, તેના ખનિજ પદાર્થો વગેરે. સાહિત્યમાં, કવિતામાં, જીવનચરિત્રોમાં, પરાક્રમગાથાઓમાં, વગેરેમાં તો આપણે રાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુ જરૂર આગળ પડતું કરી શકીએ. જો કે એનો અર્થ એવો નથી કે પરદેશી સુંદર અને બોધપ્રદ સાહિત્ય વાનગીઓ આપણે અસ્પૃશ્ય ગણવી. વળી, હિંદ ખેતીપ્રધાન દેશ છે, અને હિંદ ગામડાંમાં વસેલું છે, એટલે આપણે ખેતીના ધંધાની મહત્તા વિદ્યાર્થીઓમાં ઠસાવવી જોઈએ. ગ્રામગીતો અને રાસો, ગ્રામ-વાર્તા અને લોકકથા, ગામના પાળિયા પાછળ અદૃશ્ય રહેલી અને કોઈક વાર ટૂંકમાં અંકાયલી વીર-કથાઓ, હિંદની જંગમ વિદ્યાપીઠ સમાન માત્ર ભિક્ષાવૃત્તિ સંન્યાસી અને મુનિ, હિંદના પ્રખર સૂર્યના મધ્યાકાશમાંથી વરસતા ત્યાગના અને તપના અંગારા, ગામડાંની બિનખર્ચાળ અને શરીરને સશક્ત બનાવતી સાદી રમતગમતો, છ ઋતુઓની ભિન્નભિન્ન ને ચિત્રવિચિત્ર વિહારલીલાઓ અને તેમાં તાદૃશ થતી કવિતા, આપણા દેશની આબોહવાને અનુકૂળ અને પોષક એવા ધંધા રોજગારો–આ બધાં તત્વોને આપણે આપણી કેળવણીમાં સ્વીકારવાં જોઈએ અને પ્રતિબિંબિત કરવાં જોઈએ, તે સિવાય આપણી કેળવણી માત્ર નકલિયા રહેશે, અને જ્યાં જ્યાં અનુકરણ માત્ર છે ત્યાં ત્યાં સાચી પ્રાણશક્તિ નથી. આ રીતે જોતા, હિંદની પ્રાચીન કેળવણીમાં રાષ્ટ્રીય તત્ત્વો વધારે હતાં–જો કે તે અત્યારના જેટલી વિવિધતાભરી અને વિપુલ ન હતી. તે સમયના ગુરુઓનું સાદું, નિર્ધન, આદર્શ જીવન, તેમની અને વિદ્યાર્થીઓની વચ્ચેનો પિતાપુત્રની વચ્ચે હોય તેવો પ્રેમ, તપોનિષ્ઠતા, બ્રહ્મચર્ય, દરરોજ ભિક્ષા માગતાં બ્રહ્મચારીને સમાજ સાથે થતો સંબંધ, ભિક્ષા આપતી માતાને મનમાં આવતો ખ્યાલ કે–'મારા પુત્રને પણ બીજે કોઈ ગામ મારા જ જેવી ગૃહિણી માતા અત્યારે ભિક્ષા આપી રહી હશે' આવી ભાવનાથી વધતું જતું સમાજના દિલનું ઐક્ય, ગુરુને ઘેર સેવાશુશ્રૂષા કરવા જતાં સહજ રીતે થઈ શકતો શારીરિક શ્રમ અને તંદુરસ્તી, કુદરતના ખોળામાં કોઈક ગામને પાધરે કરવામાં આવતો વિદ્યાભ્યાસ અને આસપાસનું મનોહારી ગ્રામવાતાવરણ–આ બધાં તત્ત્વો પ્રાચીન કેળવણીને રાષ્ટ્રીય સ્વરૂપ અર્પતાં અત્યારે આપણે પરદેશી સાથેના સંસર્ગને પરિણામે ઘણા નવા વિષયો શીખવા છે એ સાચું. વિજ્ઞાનની શોધ-ખોળો દ્વારા કુદરતી બળો ઉપર કાબૂ મેળવવાનો છે અને તેમની મારફતે સેવા લેવાની છે એ પણ સાચું. છતાંય આપણે ઉપરનાં ચાર મુખ્ય રાષ્ટ્રીય તત્ત્વોને આ રીતે કેળવણીમાં વણી લઈ શકીએ તેમ છીએ. આપણે માતપિતા અને મોટેરાં તરફ વધતી જતી બેદરકારી અને અપમાન રીતિને બદલે પૂજ્યભાવ અથવા આદરભાવ તો જરૂર સ્થાપિત કરી શકીએ અને સમાજને વધારે સુખી બનાવવામાં કંઈક ફાળો આપી શકીએ. વ્યક્તિગત અહંતાને પોષવા કરતાં સમષ્ટિની માગણી પ્રથમ સ્થાન ધરાવે છે એવી ભાવના આપણે વિદ્યાર્થીઓમાં જરૂર રોપી શકીએ.

ટૂંકમાં, આપણે કેળવણીને રાષ્ટ્રીય સ્વરૂપ આપવા માટે રાષ્ટ્રીય માનસવાળો શિક્ષક જોઈશે, રાષ્ટ્રીય તત્ત્વોથી ભરેલું વાતાવરણ જોઈશે, રાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુથી યોજાયેલ અભ્યાસક્રમ જોઈશે, રાષ્ટ્રીય રમતગમતોમાં અને રાષ્ટ્રપોષક હુન્નરઉદ્યોગોમાં તથા ધંધારોજગારોમાં રસ ઉત્પન્ન કરવો પડશે, અને આ બધામાં જેમ માળાના મણકામાં દોરો રહે–તેમ આધ્યાત્મિકતાનું સૂક્ષ્મ પણ સમર્થ તત્ત્વ ઓતપ્રોત રાખવું પડશે.

[ મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક પરિષદ વખતે સૂરતમાં તા.
૧૯–૧૦–'૩૮ના રોજ શ્રી. શાન્તિલાલ ઠાકરે આપેલા ભાષણનો સાર ]

# ખાનગી ટ્યૂશન*

શ્રી. રણછોડદાસ મહેતા

નૂતનશિક્ષણ સંઘ તરફથી આપ સમક્ષ બોલવાની મને તક મળી તે માટે સંઘનો તેમજ આપનો હું ઉપકાર માનું છું. હું અત્રે શિક્ષકસમાજ કે વ્યક્તિગત શિક્ષકને ઉતારી પાડવા માટે ઊભો નથી થયો એ મારે પહેલેથી કહી દેવું જોઈએ. બહારના માણસો આપણી સ્થિતિનો પૂરો ખ્યાલ કર્યા વગર ગમે તેમ શિક્ષકસમાજની અયોગ્ય ટીકા કરે છે તે તરફ મારો એક શિક્ષક તરીકે જબરજસ્ત વિરોધ છે. આ નિબંધ તો માત્ર કેળવણીની દૃષ્ટિએ લખાએલો છે અને એથી મારી ટીકાઓ કોઈને બંધબેસતી લાગે તો તેમાં મારો જરાયે દોષ કાઢશો નહિ. આ નિબંધ આપ સર્વ સમક્ષ સૌના મનન તથા સૂચના માટે રજૂ કરું છું; અને આ સભા તરફથી "ખાનગી ટ્યૂશન"ની પદ્ધતિ બાબત અનુભવી અને રચનાત્મક સૂચનાઓ મળશે તો એ હું હર્ષથી વધાવી લઈશ.

મારા એક સહશિક્ષક મર્હુમ શ્રી. જેઠાલાલ ચૌધરી ખાનગી ટ્યૂશનની પદ્ધતિ પર સખત પ્રહાર કરતા એ મને યાદ આવે છે; એ તેનું કથન જરા વધારે પડતું હતું છતાં તેમાં સત્ય હતું એ નિર્વિવાદ છે. એઓ કહેતા હતા કે ખાનગી ટ્યૂશન એ કેળવણીની વેશ્યાવૃત્તિ છે. આ કડવો ઘૂંટડો ગળવો કઠણ છે પણ એમનું કથન સત્યથી વેગળું નથી. હું એટલી હદ સુધી ટીકા નથી કરવા માંગતો.

હવે મારા વિષય તરફ લક્ષ આપું.

સૌ શિક્ષકોને "ટ્યૂશન" શબ્દ સુવિદિત છે. આપણે જાણીએ છીએ કે શાળાનો ચાલુ શિક્ષક અમુક પગાર શાળામાંથી નિયમિત મેળવે છે. પરંતુ પોતાની આવક ઓછી પડવાથી એ ઇતર વ્યવસાય મેળવવા ફાંફાં મારે છે અને એ રીતે કાંઇક ઓછી પડતી આવક વધારવાનો પ્રયત્ન કરે છે. એ વધારાની આવક મોટે ભાગે એને ટ્યૂશન દ્વારા મળે છે પરંતુ એ વધારાની આવક અનિશ્ચિત છે. શાળામાં શિક્ષકોને ઓછો પગાર મળે છે એ વાત જાણીતી છે.

હવે જેને ખાનગી ટ્યૂશન કરવું હોય તેની ગરૂડના જેવી આંખ હોવી જોઈએ. તેણે ટ્યૂશનો પ્રાપ્ત કરવાની કઈ સારી તકો છે તે જાણવી જોઈએ. બધા શિક્ષકો જાણે છે કે શાળાઓમાં અમુક વિષયોને (જેવાં કે અંગ્રેજી, ગણિત, વિગેરે) મોટા વિષયો તરીકે વધુ અગત્ય અપાય છે તેથી એ વિષયો શીખવનાર શિક્ષકને કુદરતી રીતે ટ્યૂશન અંગે વધુ તકો મળે છે. આજ કારણસર કદાચ ઘણી શાળાઓમાં એ કહેવાતા મોટા વિષયો હસ્તગત કરવા શિક્ષકો ગુપ્ત પ્રયત્ન કરે છે. શિક્ષકો તે માટે પોતાના વડા શિક્ષક કે સત્તાધીશોની મહેરબાની શોધે છે અથવા કેટલીક શાળાઓમાં ઉપરીઓ જાતે અમુક શિક્ષકો ઉપર રહેમ નજર રાખે છે. શાળામાં તેમનો પગાર ટૂંકો હોય પણ જો આવી મહેરબાની એમના પર ઊતરે તો તેઓ સંતોષ માને છે. વળી કેટલાક શિક્ષકોનું નીતિનું ધોરણ ઘણું ઢીલું હોય છે. ઘણા વિદ્યાર્થીઓનો એક ખાસ વર્ગ બેસાડે છે; વિદ્યાર્થીઓનો સમૂહ ભેગો કરી એકી વખતે તેમને ભણાવે છે અથવા દુકાનદાર પોતાનો અમુક માલ વેચવા દુકાન ખોલે છે તેમ શિક્ષકો દુકાનદારી જ કરી રહ્યા હોય છે. આ બધી રીતો જડમૂળથી વાંધાભરેલી છે. ઘણી

* સુરતના નૂતનશિક્ષણ સંઘના આશ્રય નીચે મળેલી સભામાં વંચાએલા મૂળ અંગ્રેજી લેખનો અનુવાદ

બાબતો એ અંગે મૂકી શકાય છતાં હું સાંભળેલી વાતો અત્રે મૂકી આપનો સમય લેવા નથી ઇચ્છતો સાથે સાથે મારે કહી દેવું જોઈએ કે મેં એવા કેટલાક શિક્ષકભાઈઓ જાણ્યા છે કે તેમનું નીતિનું ધોરણ ઘણું ઉચ્ચતર હોય છે અને ટ્યૂશનો કરવાની એમને જરૂર જણાય છે છતાં વાંધાભરેલી ચાલબાજીને વળગ્યા વિના તેઓ જરૂર ટ્યૂશનો ન છૂટકે કરે છે.

ખાનગી ટ્યૂશનો કરતો શિક્ષક વધારાની આવકથી કાંઈ સુખદ જિંદગી અનુભવતો નથી. ખુલ્લા દિલથી વાત કરનારો શિક્ષક કબૂલ કરશે કે તેનું વધારાનું કામ–ખાનગી ટ્યૂશન–લોહી ચૂસનારું છે; ત્રાસદાયક છે તો પણ તે આવકારદાયક લેખાય છે; ભલે આવી જિંદગી ગધાવૈતરાની હોય, લોહી પીનારી હોય છતાં તે મીઠી લાગે છે કેમકે સારા સમાજને એ જરૂરી લાગે છે. ઘણા શિક્ષકો તરફથી એમ કહેવામાં આવે છે કે વકીલો, ડૉક્ટરો અને બીજા ધંધાદારીઓની સમાજના બજારમાં સારી કિંમત હોય છે ત્યારે એકલા ગરીબ શિક્ષકને શા માટે પૈસા કમાતાં અટકાવવા જોઈએ? શિક્ષકો પણ મનુષ્ય છે; તેઓને સંતોષી રહેવા માટે ખોટી શિખામણ આપવામાં આવે છે; તેઓને પોતાના સમાજમાં મોભ્ભો જાળવવાનો હોય છે; બીજા ધંધાદારી લોકોની સાથે તેમનું આર્થિક સ્થાન સમાન હોવું જોઈએ; તેઓને પણ બીજાની માફક કુટુંબ–કબીલો હોય છે; તેઓને પણ સમાજનો વ્યવહાર પાળવાનો હોય છે. ખરી વાત છે; હાલની સમાજની સ્થિતિ ફરી વ્યવસ્થિત થતાં વખત જશે. છતાં ય એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શિક્ષકો ખાનગી ટ્યૂશનો સ્વીકારે છે તે શિક્ષણની દૃષ્ટિએ વાજબી છે?

જરા ઊંડાણથી આપણે વિચારી જોઈએ. કેળવણીની દૃષ્ટિએ કોઈ પણ વિચારવંત ખાનગી ટ્યૂશનનો બચાવ નહિ કરી શકે. શુદ્ધ અંતઃકરણવાળો નિયમિત શાળા–શિક્ષક ખાનગી ટ્યૂશનથી મળતી આવક જતી કરવા તૈયાર હોય છે; ભણાવી નાખવાની માથાકૂટ એ પસંદ નહિ કરે; વળી એ જાણે છે કે ખાનગી ટ્યૂશન કરવાથી એનું ધ્યાન વ્યક્તિગત અને અંગત હિતો તરફ જ વળે છે; તે સમજે છે કે શાળામાં કાર્ય કરવાની એને તક મળી છે તેનો દુરુપયોગ થાય છે. જે શાળાદ્વારા ભાવિ નાગરિકો તૈયાર કરવાની એને તક સાંપડી છે તેનો પૂરેપૂરો લાભ એ ટ્યૂશન તરફ લક્ષ આપવાથી સંસ્થાને નથી આપી શકતો. પોતાની સંસ્થાને વફાદાર રહેવામાં ટ્યૂશનથી એને અંતરાય નડે છે. જગતના અદના શિક્ષક થવાની તક એ વેડફી નાખે છે ને સાથે સાથે સંસ્થાનું હિત પણ સાચવી શકતો નથી.

જે શિક્ષક ખાનગી ટ્યૂશનની તરફેણ કરે છે તે એક મુદ્દો રજૂ કરે છે. એ કહે છે કે ૪૦ કે તેથી વધારે સંખ્યાના વર્ગોમાં શીખના છોકરાઓ સરખી કક્ષાના હોતા નથી. હાલની વર્ગપદ્ધતિને લીધે ઘણા વિદ્યાર્થીઓ વ્યક્તિગત ધ્યાનના અભાવે પાછળ રહેતા હોય છે તેઓએ ખાસ વ્યક્તિગત રીતે તૈયાર કરવા જોઈએ. એ વાત સાચી છે. હું તો એટલે સુધી કહેવા માગું છું કે દરેક બાળક માનસિક તથા શારીરિક બંધારણમાં બીજાથી જુદું પડે છે અને આદર્શ દૃષ્ટિએ કહું તો દરેક બાળક પર વ્યક્તિગત ધ્યાન જરૂરનું છે; પણ એ તો હવામાં ઊડવાની વાત છે. એક જ શિક્ષક એક જ બાળક માટે હોય એ તો ફક્ત સ્વપ્નમય જગતમાં જ હાલ તો જોવાનું.

આજના સંજોગો તરફ નજર કરવી વધુ વાજબી છે. આજ ૩૦–૪૦ વિદ્યાર્થીઓના વર્ગોમાં ઘણા વિદ્યાર્થીઓ મંદગતિએ ચાલતા માલૂમ પડે છે; વર્ગના ચાલુ કામથી ઘણા જ પાછળ રહેલા જણાય છે.

પણ એથી એમ ફલિત થાય છે ખરું કે એવા પાછળ પડેલા વિદ્યાર્થીઓ ટ્યૂશન ફી આપવા શક્તિમાન હોય છે? પોતાના ધર્મને સંતોષવા ખાતર થોડા પૈસાદાર વર્ગના લોકો જ તે હક ધરાવે છે. મધ્યમ વર્ગના મોટા ભાગના લોકો પોતાના બાળકના શિક્ષણ માટે કેળવણીસંસ્થા પર જ આધાર રાખી શકે. એમના તરફ શિક્ષક તેમજ સંસ્થાએ ધ્યાન આપવું જ જોઈએ. નિયમિત વર્ગ શિક્ષક કે વિષય-શિક્ષકની એ ખાસ ફરજ છે કે તેણે પાછળ રહેતા મંદબુદ્ધિના વિદ્યાર્થીઓને શોધી કાઢવા જોઈએ અને તેમને વર્ગના અભ્યાસકાર્ય માટે તૈયાર કરવા જોઈએ; અથવા તો શાળાના વડાને એવા વિદ્યાર્થીને તૈયાર કરવા ખાસ વર્ગો ખોલવાની વિનતિ કરવી જોઈએ. આવા ખાસ વર્ગોમાં જુદા શિક્ષકો મૂકવા જોઈએ; તેમાં શાળામાં દરરોજ પાંચ ૭ કલાક કામ આપતા ચાલુ શિક્ષકોની નિમણૂંક નથી કરવાની. એ દરરોજના કામથી થાકેલો શિક્ષક ખાસ વર્ગો માટે નકામો ગણવો જોઈએ. જુદા તાજી શક્તિવાળા શિક્ષકો જ પાછળ પડતાં વિદ્યાર્થી માટે વધુ લાયક ગણવા જોઈએ. વળી ચાલુ શિક્ષકો ખાસ વર્ગો માટે મુકાય તો એ શિક્ષકો પર જ સંસ્થા તરફથી છે તેના કરતાં વધુ દબાણ આવી પડે ને તેથી શિક્ષક ગદ્ધાવૈતરું જ કરે અને કામનો બોજો વધુ આવી પડે તો સારું પરિણામ મેળવી શકાય નહિ. ટૂંકમાં જો વ્યક્તિગત તૈયારી કે માર્ગસૂચનની આવશ્યક્તા છે તો તે પૈસાદાર કે શક્તિશાળી માણસોનો એકલાનો હક હોવો જોઈએ નહિ. ગરીબોને તેની વધારે જરૂર છે. આજના રાષ્ટ્રીય પ્રગતિના જમાનામાં કેળવણીનો પ્રચાર કરતી ઊંચી પ્રતિષ્ઠાવાળી સંસ્થાના વડા અથવા વ્યવસ્થાપકોએ જોવું જોઈએ કે મંદબુદ્ધિવાળા કે પાછળ પડતા વિદ્યાર્થીઓ ઉપર ખાસ લક્ષ દેવું જોઈએ; તેઓ તો દેશનું ભાવિ ધન છે ને તેથી તેઓને સ્વાર્થ સાધુઓના તરંગો ઉપર છોડવા ન જોઈએ...!

હવે આપણે ખાનગી ટ્યૂટરો રાખતાં છતાં નિશાળે જતા છોકરાઓનો વિચાર કરીએ.

ખાનગી ટ્યૂશન મેળવતા વિદ્યાર્થીઓ નિયમિત વર્ગના કામમાં એક દખલરૂપ છે. તેઓ નિયમિત વર્ગશિક્ષકને છેતરતા માલૂમ પડે છે. ઘેર શિક્ષકે કાંઈ લખવા વાંચવાનું કે તૈયાર કરવાનું સોંપ્યું હોય તે એના ખાનગી શિક્ષકની પૂરેપૂરી સહાયથી તૈયાર કરેલું-રાંધેલું હોય તે બતાવે છે. જાતે વિચાર કરીને કે મહેનત કરીને પોતાનું કાર્ય તૈયાર કરતો નથી. વળી ઘેર શિક્ષક આવે છે એ વાત લક્ષમાં હોવાથી ચાલુ વર્ગમાં પૂરતું ધ્યાન આપતો નથી ને મસ્તીએ વળગે છે; આમ ચાલુ વર્ગમાં એ દખલ કરે છે. ને પોતાનું ભણવાનું કામ ખાનગી શિક્ષક માટે રાખે છે. વળી પોતાના કલાક કે બે કલાકના ખાનગી શિક્ષકને બધી રીતે પારંગત માનવામાં આવે છે ને એ શિક્ષકની શક્તિની તેમ જ શ્રેષ્ઠતાની એ વિદ્યાર્થી બડાઈ હાંકતો હોય છે; કદાચ વર્ગ-શિક્ષક તેમજ ખાનગી શિક્ષક વચ્ચે અજુગતી સરખામણી કરતો પણ માલૂમ પડે છે. આમ તે ટીકાખોર બને છે. તે શીખતો નથી પરંતુ જૂઠો વર્તાવ કરે છે જો એ બાળક ખરું આજ્ઞાધીન હોય તો તેને પોતાના નિશાળના કામની ચિંતા હોય છે અને જો ખાનગી ટ્યૂટર સારો કામ લેનારો હોય તો એને ખાસ એનું પણ અભ્યાસ અંગેનું કામ કરવાનું હોય છે. આમ બાળકને નાહકનો માનસિક બોજો ઊંચકવાનો હોય છે તેનો વાલીઓ કે માબાપો વિચાર કરતા નથી. આમ બાળકની શક્તિ કુંઠિત છે; એ ધ્વંસ તરફ વળે છે. ને ટ્યૂશનની ટેવ પડી જવાથી છેક મોટી ઉંમર સુધી એને ખાનગી ટ્યૂટર રૂપી હાથલાકડીની જરૂર લાગ્યા જ કરે છે. કોલેજના વિદ્યાર્થીઓ પણ એવા ભોમિયાની તલાસમાં રહેતા જણાયા છે. આ સ્થિતિ ખરેખર દયાજનક છે.

આમ આપણે જોઈ શકયા કે ખાનગી ટયૂશન લેતું બાળક સાચી પ્રગતિ કરતું નથી તે તો ફક્ત ભગડે છે. એનું કામ—દાખલા ગણવાનું અર્થો શોધી કાઢવાનું, પાઠોનો અભ્યાસ કરવાનું, વગેરે પેલો ભાડૂતી શિક્ષક તૈયાર કરે છે. તૈયાર ગણેલા દાખલા મળે, અંગ્રેજી કે ગૂજરાતી અઘરા વાકયોની કે શબ્દોની તૈયાર–બેઠી સમજૂતી મળે ને પછી વિદ્યાર્થી ગોખી કાઢે. એ તે માનસિક વ્યક્તિગત પ્રગતિ છે? કલાક-બે કલાકનો ખાનગી ટયૂટર બાળકની સ્વતંત્ર કુદરતી માનસિક પ્રગતિ માટે નાલાયક હોઈ શકે નહિ. પરંતુ માબાપોને બહારનું દેખીતું પરિણામ જોઈએ છે. એમના બાળકો ઉપલા વર્ગમાં ચડે એટલે એમને સંતોષ થાય છે. ખાનગી ટયૂટરો રોકવામાં આ એક ખાસ ગણતરી છે; અને એથી સારા પ્રમાણિક શિક્ષકો પણ સંજોગોને વશ બની ફક્ત ધંધો જ કરે છે. શિક્ષણની કેળવણીવિષયક પદ્ધતિઓ અભરાઈ પર મુકાય છે ને તેને બદલે અર્થની ચોપડીઓ સમજૂતીઓ–કુંચીઓ–ભોમિયાની ચોપડીઓ, વગેરે પરીક્ષા માટેના સહેલા ટૂંકા સરળ માર્ગો રજૂ કરવામાં આવે છે. હાલની પરીક્ષાપદ્ધતિ એ દુર્ગુણનું મૂળ છે એ સાચી વાત. જ્યારે ધ્યેય જ પરીક્ષા ને પરિણામે ઉપલા વર્ગો રહે છે ત્યારે સાચી કેળવણીનો પોકાર કરવો એ અરણ્યમાં બૂમ પાડવા જેવું છે.

ત્યારે આનો ઉપાય શો? માબાપોને, વાલીઓને ખાનગી ટયૂશનની બાબતમાં આપણે કેળવવા પડશે અથવા માર્ગદર્શન કરાવવું પડશે. કેટલાક લોકોને કૌટુમ્બિક પ્રતિષ્ઠાનો વિચિત્ર ખ્યાલ હોય છે. પોતાના બાળકો માટે ખાનગી શિક્ષક રાખવામાં એમનું સ્વાભિમાન પોષાય છે ને એમની મોટાઈ વધતી હોય એમ લાગે છે. વળી માબાપો મોટે ભાગે જે શાળામાં એમનાં બાળકો ભણતાં હોય તેજ શાળાના ને કદાચ વર્ગના શિક્ષકો રોકવાનું પસંદ કરે છે. એમાં દેખીતું કારણ સૌને સુવિદિત છે. હું ઉપલા વર્ગના પ્રમોશનની કે પરીક્ષાની વાત રજૂ કરું તો તે પુનરુક્તિ ગણાય. આપણે થોડા સમય માટે માની લઈએ કે સમજુ માબાપો ખાનગી ટયૂટરોને રોકે છે તે પોતાના બાળકની સાચી કેળવણી અંગે જ રોકે છે. હાલના જમાનામાં દરેક વિષયના નિષ્ણાતોની જરૂર જણાય છે. જેમ ડૉક્ટરો–વૈદો કે વકીલો તેમના ખાસ કાર્ય માટે રોકવામાં આવે છે તેમ ઘણાં માબાપો પોતાનાં બાળકો માટે સાચું માર્ગદર્શન-ઇચ્છે છે. સાચી વાત છે. શિક્ષકો કેળવણીની બાબતમાં નિષ્ણાત ગણાવા જ જોઈએ અને બાળકની માનસિક પ્રગતિ માટે લાયક શિક્ષક જરૂરી છે; એજ કારણે બાળકોને સારી શાળામાં મૂકવામાં આવે છે. શાળામાં જતાં છતાં બાળક માટે ખાનગી ટયૂટરની જરૂર જણાય તો તે ચાલુ શાળામાં કાર્ય કરતા શિક્ષકો ન હોવા જોઈએ. એ શિક્ષકો તેમની સંસ્થા માટે છે ને સંસ્થાનું હિત એમને જાળવવાનું હોય છે એટલે એમનું ધ્યાન ચારે બાજુએ રહે તો ન સંસ્થાનું ભલું થાય, ન ખાનગી ટયૂશનવાળાનું ભલું થાય, ને ન વર્ગના સામાન્ય કક્ષાના વિદ્યાર્થીનું હિત જળવાય.

મારી નમ્ર માન્યતા પ્રમાણે ખાનગી ટયૂટરોનો એક ખાસ વર્ગ હોવો જોઈએ. એ ખાનગી ટયૂટરો ઊંટવૈદ્ય જેવા નહિ હોવા જોઈએ. કેળવણીની સંસ્થા કે સહકાર તરફથી એ ખાનગી શિક્ષણનું કાર્ય કરનારા પ્રમાણિક હોવા જોઈએ. એમના કાર્યમાં માબાપોએ રસ લેવો જોઈએ. વળી આવો ખાનગી ટયૂટરોનો નવો વર્ગ ઉત્પન્ન થવાથી કાંઈક અંશે ભણેલાની બેકારીનો પ્રશ્ન પણ ઉકેલી શકાશે. આ બાબતમાં કેળવણીની સંસ્થાઓ, ચાલુ શિક્ષકો, માબાપો, તેમજ સરકાર સહકાર કરે તો જ સુપરિણામ આવે. ખાસ ખાનગી ટયૂટર વર્ગની ઘણા શિક્ષકો તરફેણ ન કરે એ દેખીતું છે. પણ આમ બે જુદા અલગ વર્ગો પડે તો ઈર્ષ્યા, ધમંડ, ચાડીચુગલી, વૈમનસ્ય, હલકી હરીફાઈ

વગેરે દેખા દે છે તે આપોઆપ શમી જાય. એ વર્ગ તૈયાર કરવાને રાષ્ટ્રીય સરકાર તરફથી એક યોજના ઘડાવાની જરૂર મને જણાય છે. આથી જેને ચાલુ શાળામાં કામ કરવું હોય તે તેમ કરે અથવા ખાનગી ટ્યૂટર તરીકે પોતાનો વ્યવસાય આદરે.

આપણે બધા જાણીએ છીએ કે આપણે ધંધાદારી શિક્ષકો છીએ એટલે જ આપણને ખાનગી ટ્યૂશન સહેલાઈથી મળી શકે છે અને આપણે બધા કબૂલ કરીશું કે આપણે ફક્ત આપણા પોતાના સ્થાનનો ખોટો લાભ ઉઠાવીએ છીએ. આપણી સંસ્થાના વિદ્યાર્થીઓ તરફ આપણું ખાનગી ટ્યૂશન અંગે લક્ષ જાય છે. શાળાના શિક્ષકની છાપ ન પડી હોય તો કેટલા વિદ્યાર્થી આપણને ખાનગી ટ્યૂટર તરીકે રોકશે ?

હું કબૂલ કરું છું કે બાળકની ખાસ વૃત્તિઓને ઉચ્ચ વલણ આપવા સારા માર્ગદર્શનની જરૂર છે. કોઈક સંગીત માટે, કોઈક ગણિત માટે, કે પત્રકારિત્વ માટે કે નૃત્યકળા માટે કે ખાસ શોખના વિષય માટે ઉમેદવાર શોધે તો નિષ્ણાત શિક્ષક તેને મદદરૂપ થઈ પડે. પણ એ કાર્ય શોખનું હશે, એમાં આનંદ હશે; એ ગદ્ધાવૈતરું કે પરીક્ષા કે પ્રમોશન અંગેનું કાર્ય નહિ રહેશે. એવી ખાસ વિશિષ્ટ વૃત્તિઓને ઉચ્ચતર બનાવવાનું ધ્યેય એવા ખાનગી શિક્ષણમાં હશે. એમાં બાળકની શક્તિ ખીલવવાનો પ્રયાસ રહેશે. એની પ્રગતિ કુંઠિત ન થતાં ફૂલીફાળી જગતઉદ્ધારક બનશે.

છેવટે સારાંશરૂપે મારે કહેવું જોઈએ કે ખાનગી ટ્યૂશનની પદ્ધતિમાં ગુણ અને દુર્ગુણ બન્ને સમાયલાં છે. એ પદ્ધતિના હાનિકારક તત્ત્વોનો ટૂંકમાં આવો સરવાળો કરી શકાયઃ ખાનગી ટ્યૂશન કરતા શિક્ષકની તંદુરસ્તીને હાનિ પહોંચે છે; એને ટ્યૂશન જો ઘણાં મળે તો એને પરિણામે એનામાં શ્રેષ્ઠતા–અનુભવી ગ્રંથિ ( Superiority Complex ) પણ બંધાવા માંડે છે; અનિચ્છનીય અનીતિભરી રીતો અખત્યાર કરવા તે સામાન્યપણે લલચાય છે, જેમકે ખાનગી વર્ગ ચલાવવો, અથવા તો પરીક્ષાને સમયે પોતાના વિદ્યાર્થીઓને મદદ આપવી; જે સંસ્થા હેઠળ એ કામ કરતો હોય છે તે સંસ્થા માત્ર પગાર દેનારી સંસ્થા એને માટે બને છે, અને શાળાના વિદ્યાર્થીઓને પણ ભોગવવું જ પડે છે, કેમકે ખાનગી ટ્યૂશનોમાં જ ઘણો સમય વ્યતીત કરનાર શિક્ષક શાળાના કામકાજ માટે બરાબર કે પૂરતી તૈયારી ન જ કરી શકે; એ તો પછી માત્ર ભાડૂતી નોકર બને છે; જનસમાજની દૃષ્ટિમાં એની ગણતરી કેળવણીકારની નહિ પણ માત્ર નોકરિયાતની જ થાય છે. ઈર્ષ્યા અને અન્ય દુર્ગુણો એમાંથી જ ફૂટે છે. સ્વદેશના બાળકોની કેળવણીનો એ શિક્ષક ઘણો થોડો જ વિચાર કરે છે, પરંતુ અંગત સ્વાર્થી મતલબનો વધુ વિચાર કરે છે; પરિણામે વિદ્યાર્થીની કેળવણીનો વિકાસ અટકે છે. શિક્ષકસમાજ તરફ વિદ્યાર્થી અને લોક કંઈક ઘૃણાની દૃષ્ટિએ પણ જોવા માંડે છે.

ફાયદાકારક તત્ત્વો : સાધારણ આવકના શિક્ષકને ટ્યૂશનોદ્વારા જો ઠીક ઠીક આવક મળી રહે તો એથી એની તેમજ એના કુટુંબની પ્રાથમિક જરૂરિયાતો ઠીક પ્રમાણમાં પોષાય છે. ખરેખર ભણવા માગતા મંદ વિદ્યાર્થીઓ કે પાછળ પડી જતા બાળકોને વ્યક્તિગત રીતે એ કંઈક અંશે મદદ પણ આપી શકે છે. શક્તિશાળી ખાનગી શિક્ષકો બાળકોની વિશિષ્ટ વૃત્તિઓ–ભૂખોનું ઉર્ધ્વીગમન ( Sublimation ) પણ સાધી શકે.

અનિષ્ટ તત્ત્વોના નિવારણના ઉપચારોઃ

૧ ) આધુનિક પરીક્ષાવૃત્તિ અને વર્ગ ધોરણની રૂઢિ નાબૂદ કરવી જોઈએ.

(૨) શિક્ષકોના પગારનું ધોરણ ઠીક ઠીક ઊંચું હોવું જોઈએ.

(૩) અધિકારી વડાઓએ શિક્ષકની આર્થિક પરિસ્થિતિ જોવી જોઈએ, અને પછી અનિચ્છનીય રીતો કે પદ્ધતિઓ પર કડક નજર રાખવી જોઈએ.

(૪) ખાસ શિક્ષકોદ્વારા પાછળ પડી ગએલા વિદ્યાર્થીઓ પર લક્ષ અપાય એ દરેક સંસ્થાએ જોવું જોઈએ.

(૫) વાલીઓમાં કેળવણીની દૃષ્ટિ ખૂલે એવો પ્રચાર આદરવો જોઈએ.

મેં આપણા ધંધાની કેટલીક સાચી બાબતો પર સ્પષ્ટ બોલી નાખવાનું યોગ્ય ગણ્યું છે. આપણને હજી ભાડૂતી નોકરો જ ગણવામાં આવે છે. આપણો ધંધો નોકરી બની ગયો છે; આપણો વ્યવસાય ડોકટરો કે વકીલોના જેવો ઉચ્ચ કક્ષાએ પહોંચેલો Profession નથી ગણાતો. કેળવણીને યજ્ઞકર્મ તરીકે આપણે નથી ગણતા. હજી કેળવણીકારો, શિક્ષકો, વડા શિક્ષકો, અધિકારીઓ કે સંચાલકો આ બાબતમાં ઊંડા ઊતર્યા નથી. હાલની કેળવણી પદ્ધતિના મોટા સંચામાં એ સૌ કોઈ નાના મોટા મદદરૂપ ચક્રો છે; એમની વિચારગતિ મંદ પડી ગઈ છે. આ ગૂઢ પ્રશ્નની ગાંઠ છોડવાનો જાણે કોઈને સમય જ મળતો નથી. આપણે આગળ ને આગળ ધસડાયાં જઈએ છીએ. આપણે સાચો માર્ગ ખોયો છે અને બાજુ પર હડસેલાયા છીએ. આપણો પ્રશ્ન હજુ ફક્ત ઉદર નિર્વાહનો જ પ્રશ્ન રહ્યો છે. સમાજમાં આપણું સ્થાન ઘણું નીચું છે; આપણે રાષ્ટ્ર ઘડનારા નથી રહ્યા પરંતુ આપણે ફક્ત આપણી ઘોર તૈયાર કરી રહ્યા છીએ.

આપણે જરા વધુ જાગૃત થઈએ અને આજુબાજુ નિહાળીએ. આપણે ગમે તે કારણસર (અનાયાસે, કર્મ સંજોગોએ, મનપસંદગીથી કે જરૂરિયાતને લઈને) શિક્ષકો બન્યા હોઈએ છતાં આપણે ઉચ્ચ કક્ષાએ પહોંચવા પ્રયત્ન કરવો જોઈએ. આપણે માત્ર નોકર તરીકે ધંધો ન કરવો જોઈએ; આપણે કેળવણીને યજ્ઞધર્મ માનવો જોઈએ. આપણું રાષ્ટ્ર સાચા માનસવાળા શિક્ષકોથી વધારે ઉજ્જવલ બને એવી આશા આપણે રાખવી જોઈએ. જો આપણે આપણી ફરજો અંતઃકરણપૂર્વક બજાવીશું તો આપણને આપણા હકો અને સમાજમાં માનભર્યું સ્થાન મળશે જ.



## વિનતિ

આ લેખદ્વારા એક અતિ ઉપયોગી ચર્ચાનાં દ્વાર શ્રી. રણછોડદાસ મહેતાએ ખોલ્યાં છે. પ્રત્યેક શિક્ષકને આ વિષય પરત્વે સ્વાનુભવ થયો હશે અથવા પોતાના સાથીઓ પાસેથી સાંભળેલી હકીકત જાણી શરમ અનુભવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હશે. આવા સ્વાનુભવો જો શિક્ષક ભાઈબ્હેનો ટૂંકમાં લખી મોકલશે તો કોઈનાં પણ નામઠામ વિના તે પ્રગટ કરવામાં આવશે. શિક્ષકની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડનારી જો કોઈ બૂરામાં બૂરી વસ્તુ હોય તો તે અત્યારની હલકી કક્ષાએ ઊતરેલી ખાનગી ટ્યૂશનની પ્રથા છે. આ પદ્ધતિ ખોટી નથી, પણ ટ્યૂશનો માટે વલખાં મારીને, તેમજ અણછાજતા પ્રયત્નોદ્વારા સફળતાની છાપ મેળવવાના પ્રયાસો આદરીને આપણે જ તેને આખા શિક્ષકસમાજને હીણપત આપનારી બનાવી દીધી છે. આથી સ્વાનુભવો તેમ જ અનિષ્ટ રીતિનીતિની પ્રસિદ્ધિદ્વારા એવા માર્ગે વળવાની લાલચમાં ફસાતા આપણા ભૂલા પડેલા બાંધવોને રોકવાની ખાસ આવશ્યકતા છે. ચર્ચાવિભાગ માટે આ વિષય પર પોતાના અનુભવ–અભિપ્રાયો મોકલવા અમે સૌને આગ્રહપૂર્વક વિનતિ કરીએ છીએ. આ ચર્ચામાં લેખકોનાં નામઠામ, તેમની ઇચ્છા હશે તો, તદ્દન ગુપ્ત રાખવામાં આવશે.—**તંત્રી**



## કેટલાંક રેખાચિત્રો

[૧]

### કંચનલાલ

કંચનલાલ ઉચ્ચ મધ્યમ વર્ગના પિતાનો દીકરો છે. બુદ્ધિએ ચતુર છે. સામાન્ય બાળકમાં જે ચાલાકી દેખાય નહિ તે જાતની ચાલાકી તેનામાં દેખાય છે. એના પિતા વકીલાત કરે છે. એનાં માતુશ્રી પણ મેટ્રિક સુધી ભણેલાં છે. એને અમારે ત્યાં મૂકવામાં આવ્યો ત્યારે એની ઉંમર તેર વર્ષની હતી. એ ત્રીજા ધોરણમાં ભણતો હતો. આજે તો તેને સત્તર વર્ષ થયાં છે અને ૭ શ્રેણીઓ એણે પૂરી કરી છે. કંચનલાલના પિતા માધવલાલ એને મૂકવા માટે આવ્યા ત્યારે ખાસ કારણમાં એ જણાવેલું કે ગમે તેટલા પ્રયત્નો કરવા છતાં કંચન નિશાળમાં ભણતો જ ન હતો. કંચન ધારે તો વર્ગમાં પહેલે નંબરે ઊભો રહી શકે તેટલો બુદ્ધિશાળી હતો. એ કોઈ ધોરણમાં નપાસ નહોતો થયો; પરંતુ પરીક્ષા પાસ કરવા માટે છેલ્લા દોઢ બે મહિનામાં એ પોતાનાં લેસનો તૈયાર કરતો અને પાસ થઈ જતો. માધવલાલભાઈનું કહેવું એમ હતું કે જો એનું શાળાનું તોફાન બંધ થઈ જાય અને વધારે એક ધ્યાન થઈને ભણવા માંડે તો એની ભવિષ્યની કારકિર્દી ઊજળી બને. અમારે ત્યાં ચાલતા કેળવણીના પ્રયોગોદ્વારા આ જાતનું પરિણામ લાવી શકાશે તેવી એમને ખાતરી હતી અને એટલા માટે જ તેમણે કંચનલાલને અમારે ત્યાં મૂકેલો.

કંચનલાલ શાળામાં દાખલ થયા પછી ચાર પાંચ દિવસ તો ભણવા તરફ અભિમુખ દેખાયો. અમારી શાળામાં કેવળ સ્વતંત્રતાનું વાતાવરણ હોવાથી બહારના સમાજમાંથી આવેલા ઘણા વિદ્યાર્થીઓ સ્વતંત્રતાનીએ જલદ સ્થિતિ જલદીથી પચાવી શકતા નથી એવો અમારો અનુભવ છે. કંચનલાલના સંબંધમાં પણ એવું જ બનશે એમ મેં માન્યું હતું એકાએક સ્વાતંત્ર્ય મળી જતાં વિદ્યાર્થીઓની કમાન છટકી જાય છે અને પછી ચાર ૭ મહિના બાદ જવાબદારીની ધૂંસરી ગળા ઉપર પડવાથી ધીમેધીમે પોતાની જાતને નિયમનમાં લાવી દે છે એવો અમારો રોજનો અનુભવ છે. કંચનલાલ પણ એ જ પ્રવાહમાંથી પસાર થઈને બીજાની માફક આત્મનિયંત્રિત બની જશે તેવી

આશામાં એના ઉપર વ્યક્તિગત ધ્યાન આપવાની જરૂર મને જણાઈ નહિ. શિક્ષકોએ એના નહિ ભણવાની ફરિયાદ કરી ત્યારે શાળાના શિરસ્તા પ્રમાણે ધીરજથી કામ લેવાનું સૂચવ્યું. કંચનલાલ ભાગ્યે જ કોઈ પણ વિષયમાં રસપૂર્વક કામ કરતો હતો. અમારે ત્યાં વિશાળ વાચનાલય છે અને ઘણું મોટું પુસ્તકાલય છે તેથી કંચનલાલનો ઘણો ખરો વખત છાપાં ઉથલાવવામાં કે માસિકોમાંની રસિક વાર્તાઓ વાંચવામાં કે નવલકથાના વાચનમાં મશગુલ બનવામાં વ્યતિત થઈ જતો. મારી એના ઉપર નજર તો હતી જ.

ત્રણેક મહિના આમને આમ પસાર થઈ ગયા. અનભ્યાસની ફરિયાદ સાથે સાથે હવે તોફાનની ફરિયાદો આવવા લાગી. વર્ગમાં બેસવું હોય ત્યારે બેસવાની જગ્યા માટે બીજા વિદ્યાર્થી સાથે તોફાન કરે. શિક્ષક આવે એટલે ડાહ્યોડમરો થઈને બેસી જાય. વાચનાલયમાં ગાળાગાળી અને મારામારી કરવા સુધી જાય અને છતાં તે સંબંધે કહેવામાં આવે ત્યારે પોતાની ભૂલ કબૂલ કરીને ફરીથી તેમ નહિ કરવાનું વચન આપે. પોતાના જેવા જ મિત્રોની એક નાનકડી ટોળી બાંધીને શિક્ષકોની નિંદા અને મશ્કરી કરે. રવિવારે કે સોમવારે શહેરમાં જવાનું બન્યું હોય ત્યારે કંઈને કંઈ તોફાન કરતો જ આવે. અમારી શાળાની આસપાસ તો ખાવાપીવાની ચીજો વેચનારી કોઈ ખાસ દુકાન નથી પરંતુ દશપંદર મિનિટના રસ્તા ઉપર દૂર જઈને નાની હાટડીઓમાંથી તેમજ રેંકડીઓમાંથી ગમે તેવી વસ્તુ ખરીદીને ખાઈ આવે. જેવું તેવું ખાવાની અસર તેના શરીર ઉપર થઈ. બીજા વિદ્યાર્થીઓ સાથે બાથંબાથી કરવાની અને એક બીજાને ચીડવવાની અસર તેના મન ઉપર થઈ. કંચનલાલ વારેવારે માંદો પડવા લાગ્યો. એનો સ્વભાવ ચીડિયો, અકોણો અને તોફાની થવા માંડ્યો. એનો પ્રશ્ન સાધારણ મટી અસાધારણ બન્યો.

હવે કંચનલાલ તરફ બેદરકાર રહે પાલવે તેમ ન હતું. એ ભણે કે ન ભણે એની મને બહુ દરકાર ન હતી પરંતુ એનો રોજનો વર્તાવ બદલાઈ ન જાય તો એના જીવન ઉપરના રંગો વધારે વિકૃત બને એવો મને ભય લાગવા માંડ્યો હતો. મારા હંમેશના નિયમ પ્રમાણે મેં એના પિતાને એક પત્ર લખ્યો. અને બીજી તરફથી કંચનલાલની સાથે અંગત વાર્તાલાપ શરૂ કરી દીધો. એના પિતાના પત્રમાં પુછાયું હતું કે કંચનલાલનો વર્તાવ ઘરમાં કેવો હતો તથા બજારૂ ચીજો ખાવાની એની ટેવ હતી કે નહિ. કંચનલાલ સાથેના અંગત વાર્તાલાપમાં એકાદ સિનેમાની સમાલોચનાથી તેમ જ એની સાથે દેખીતી રીતે લડતા વિદ્યાર્થીની વાતચીતથી શરૂઆત કરી. ત્રણ ચાર દિવસમાં જ મને માલૂમ પડ્યું કે કંચનલાલના મનમાં તો અનેક વાતો ભરી હતી. એ વાતો પ્રગટ કરવા એનું મન તલસી રહ્યું હતું. એના હૃદયની લાગણીઓ ઉપર એક પ્રકારનો ચોક્કસ ભાર ભર્યો હતો. એ ભારમાંથી મુક્ત થવાના પ્રયત્નો કરતી વખતે કંચનલાલ મુલાયમ દિલનો અને લાગણીપ્રધાન દેખાતો. સામાન્ય વાતચીત કોઈ વિદ્યાર્થી આસપાસ ફરતી હોય, કોઈ શિક્ષક આસપાસ થતી હોય કે શાળાના સર્વસામાન્ય નિયમ આસપાસ થતી હોય તો પણ તેમાંથી તે એકદમ સરી પડતો અને પોતાને જે કંઈ કહેવું હોય તેની આસપાસ જ વાર્તાલાપ દેખાતો. બાળક હૃદય કેટલું ઊર્મિપ્રધાન હોય છે અને વગર માગ્યે પોતાના મનની કેટલીયે સૂક્ષ્મ અને ખાનગી વાતો આપણી પાસે રજૂ કરી દે છે તેનો અતિ ઉગ્ર દાખલો કંચનલાલનું જીવન પૂરું પાડતો હતો ઘરમાં પિતાના ડરથી એને કૃત્રિમ રીતે જીવવું પડતું હતું તેનાં હુબહુ વર્ણનો એણે આપ્યાં. પોતાના બીજા ભાંડરડાઓની અપેક્ષાએ માતા ઘણી વખત એને કેવો

અન્યાય કરતી તેની વાતો આંસુસારતી આંખોએ એણે કહી. ઘેર જે ખાનગી શિક્ષક ભણાવવા આવતો હતો તે શિક્ષક પણ પિતાની ખોટી સભ્યતાના મોહનો લાભ લઈને આ બાળક કંચનલાલને કેવી રીતે સતાવતો હતો એની પણ કરુણ કથાઓ એણે મને સંભળાવી. અમારા અંગત પરિચયને આઠ દશ દિવસ નહિ થયા હોય ત્યાં તો કંચનલાલ મારી સાથે એટલો બધો હળી ગયો કે બધી જ પ્રવૃત્તિઓ છોડીને મારી સાથે વાતો કરવા એ તલસતો. એ વાતોની સરખામણીમાં કોઈ પણ તોફાન એને મન તુચ્છ હતું. વાતોની તક મળે તો રમિકમાં રસિક કાર્યક્રમ પણ એ છોડે. હું સમજી ગયો હતો કે પ્રગટ થવા મથતી એની મનોગત વાસનાઓ આજે એનો રસિકમાં રસિક વિષય થઈ પડયો હતો.

દશેક દિવસ થયા હશે ત્યારે માધવલાલનો પત્ર મળ્યો તેમાં એમણે લખ્યું હતું કે કંચનલાલની ઘરની વર્તણૂંક બહુ જ શાંત અને સભ્યતાભરી હતી. પોતાના શહેરની નિશાળો સાચા અર્થમાં શિક્ષણસંસ્થાઓ નથી અને શિક્ષકોને શિક્ષણનું કશું ભાન હોતું નથી એટલે શાળામાં એની વર્તણૂંક બહુ જ તોફાની રહેતી તથા કોઈ પણ શિક્ષક કોઈ પણ વિષયમાં રસ ઉત્પન્ન કરી શકતો ન હતો એને બજાર ચીજ ખાવાની તો મનાઈ હતી પરંતુ શાળાના કેટલાક રેઢિયાળ છોકરાઓની સોબતને લીધે કોઈ કોઈ વખત એ રવાડે ચડી જતો પરંતુ એના ઉપર સખત દેખરેખ રાખવામાં આવતી અને તેવી સોબતમાંથી એને દૂર રાખવામાં આવતો. માધવલાલના પત્રનો સાર એ હતો કે કંચનલાલ ઘરમાં સભ્યતાથી વર્તતો અને ખાવા પીવામાં સંયમી હતો. પરંતુ શિક્ષકોની અનાવડતને લીધે અને રેઢિયાળ સોબતને લીધે એ બગડયો હતો. આ પત્ર મળ્યો કે તરત જ બધી હકીકત મારી નજર સમક્ષ સ્પષ્ટ થઈ ગઈ. પોતાની જાતને સમજુ અને શિક્ષિત ગણાવનાં માબાપો પણ બાળકની સાથે આવી જ રીતે વર્તતાં હોય છે અને બાળકની દરેક વર્તણૂંકના સંબંધમાં આ રીતે જ પોતાનું મન મનાવતાં હોય છે. માધવલાલ સર્વ સાધારણ પિતાઓમાં અપવાદરૂપે ન હતા.

કંચનલાલ સાથેનો મારો વાર્તાલાપ મેં હવે જુદી જ દિશામાં વાળ્યો. પોતાના મનમાં ભરાયેલી ઘણીખરી વાતો એણે મને કહી દીધી હતી એટલે એનું મન ઠીક ઠીક શાંત રહ્યું હતું. પોતાના પિતાની સામે ફરિયાદ કરવાની એની શક્તિ ન હતી. શિક્ષકો બેદરકાર હતા કે નહિ એ સમજવા જેટલી એનામાં તાકાત ન હતી. બીજા સારા વિદ્યાર્થીઓની અપેક્ષાએ રેઢિયાળ અને રખડુ વિદ્યાર્થીઓની સોબત શા માટે એને પસંદ પડતી હતી તેનો ખુલાસો પણ એની પાસે ન હતો. પરંતુ ઝાંખું ઝાંખું એને એમ સમજાયું હતું કે પોતામાં જે ઊણપો છે તે ટાળવા માટે પોતાના પિતાના અને શિક્ષકોના માર્ગો એને પસંદ ન હતા. પિતા, માતા કે શિક્ષકની સામે જે પ્રકારની ગાંઠો એના મનમાં પડી હતી તે ગાંઠો કાઢયા સિવાય છૂટકો ન હતો. મારો કે શિક્ષકોનો ગમે તેટલો સહાનુભૂતિભર્યો વર્તાવ હોય તો પણ તેવી ગાંઠો છૂટે નહિ ત્યાં સુધી એના મનને શાંતિ વળે નહિ અને અભ્યાસમાં એનું ચિત્ત ચોંટે નહિ. કંચનલાલ ઘરમાં શાંત અને ડાહ્યો ડમરો રહેતો હતો કારણ કે ઘરનું દબાણ ભારે હતું. શાળામાં એ દબાણ એને ઓછું લાગતું ત્યારે એ તોફાન મસ્તીએ ચડતો હતો. શિક્ષકો નિયમન ખાતર એના ઉપર દબાણ મૂકતા ત્યારે પણ એ શિક્ષકોમાં પિતાની કડકાઈને પ્રતિબિંબિત થયેલી કંચનલાલ જોતો. અને એ જ કડકાઈ એના મનને અસ્વસ્થ કરી મૂકતી અને અભ્યાસથી દૂર નસાડતી. આ કોયડો એમનાથી કળાયો નહિ. વાત વણસવા લાગી ત્યારે કંચનલાલ મારી પાસે આવ્યો.

એની સાથેની વાતોમાં હવે એના બીજા સાથીદારોના ઘરની વાતો કરવા લાગ્યો સીધી રીતે એના પિતા વિરુદ્ધ કશું જ બોલવાથી લાભ થઈ શકે તેમ ન હતો. શિક્ષકોની વિરુદ્ધ શું કહેવું એની તો મને જ ખબર ન હતી; પણ બાળકોના મનમાં જે ગ્રંથિઓ પડતી હોય છે તે ગ્રંથિઓ તેજ જાતની વ્યક્તિઓ ઉપર જુદી જુદી રીતે આરોપિત થઈ જતાં વાર લાગતી નથી. સામાન્ય રીતે પિતાઓ સઘળા એક જ પ્રકૃતિના હોય છે. સામાન્ય રીતે શિક્ષકોના વર્તાવ પણ એક જ પ્રકારનો હોય છે. કંચનલાલ સાથેની મારી વાતોમાં અનેક દૃષ્ટાંતો એની પાસે ધરીને એના મનની ગ્રંથિઓને ઢીલી કરવાના પ્રયત્નો મેં કર્યાં. આવા પ્રયત્નોનું પરિણામ આવતાં બહુ વાર ન લાગી. ઢીલી પડતી જતી ગ્રંથિઓએ છૂટી જવાની અણી વખતે એના ખુદ પિતાને ગાળો દેવડાવી અને શિક્ષકોને પણ દુભાવ્યા વાણીની વ્યગ્રતામાં અને ઉશ્કેરાટમાં એને એનું બહુ ભાન ન હતું. મેં એના પ્રવાહને રોકયો પણ ન હતો. એના મનને છેલ્લો ઉફાળો આવી ગયો અને ઢીલી પડેલી બધી ગ્રંથિઓ છૂટી ગઈ.

એના મન ઉપર એક પ્રકારની શિથિલતા વ્યાપી ગઈ. એના તમામ રસો ઊડી ગયા. હું જોઈ શકતો હતો કે એને હવે વાચનમાં રસ નથી, તોફાનમાં રસ નથી કે ખાવામાં રસ નથી. એનું મન નિષ્ક્રિયતા અનુભવતું હતું. કોઈ સખ્ત આચકામાંથી પસાર થયા પછી જે પ્રકારની મંદતા શરીર અને મનમાં વ્યાપી જાય છે એ પ્રકારની એની સ્થિતિ થઈ ગઈ. થોડાએક દિવસ એ મૂઢ જેવો દેખાયો. પછીથી એનામાં બેચેની આવી અને છેવટે છેવટે તો કયાંયે ગમતું નહિ હોવાથી રડવાની હદ સુધી અને ઘેર ચાલ્યા જવાની હદ સુધી પહોંચ્યો. ઘેર જવાની હું હા કહું તો પણ અંતરથી તો તેની એવી ઇચ્છા હતી નહિ. હું સમજતો હતો કે મનને લાગેલા પછડાટનું આ એક અનિવાર્ય પરિણામ હતું. હવે મારે એને ક્રિયા તરફ વાળવાનો હતો.

અમારા છાત્રાલયમાં તેને લાયક નાના મોટા જવાબદાર કામો ધીમે ધીમે સોંપવાની ગોઠવણ કરી. શાળાના દરેક વિષય શિક્ષકને એની સાથે સહાનુભૂતિથી વર્તવાનું સૂચવી પછાત રહી ગયેલા કામોમાં મદદ કરવાનું કહ્યું. શરીર અને મનને કામ ઉપર ચડતાં થોડી વાર લાગી પરંતુ ધીમે ધીમે ટેવ પડવા લાગી અને કંચનલાલ સમધારણ પંથે પડયો. એકાદ વેકેશનમાં ઘરે જઈને પાછા આવ્યા પછી થોડો ઘણો પલટો એના વ્યવહારમાં દેખાયો હતો પરંતુ પછી તો એના પિતાને પણ સાથમાં લીધા અને કંચનલાલની પ્રગતિને સુનિયંત્રિત બનાવી.

· હરભાઈ ·

[ ૨ ]

## અમારો વનવિહાર

દિવસો જતાં શાળામંડળ એ અમારી શાળાનું અગત્યનું અંગ થઈ ગયું છે. મંડળની ગઈ બેઠકમાં અમારા માનનીય પ્રમુખે વનવિહાર ગોઠવવાનો ઠરાવ મૂકયો. શાળામંડળના વહીવટ દરમિયાન આ પહેલો અને ઉત્સાહપ્રદ પ્રસંગ હતો. અને એની વ્યવસ્થા માટે એક કામચલાઉ મંડળ નિમાયું. તે મંડળે વનવિહાર માટેનો દિવસ નક્કી કર્યો, અને સર્વ વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ તે વધાવી લીધો. શનિવારે શાળાના ચોગાનમાં સર્વ વિદ્યાર્થીઓ અને શિક્ષકો ભેગા મળ્યા. પ્રમુખ સાહેબે ધોરણવાર દળો પાડયાં અને તેના નાયકો નીમ્યા અને કાર્યક્રમ જાહેર કર્યો.

વર્ષોથી જેની પ્રશંસાનાં ગીત ગવાયે જ જાય છે, વળી કવિવર નર્મદ પણ જેનાં ગુણગાન ગાવામાં મુગ્ધ થયા, એવા કુદરતના ખોળામાં લાડ કરતા કબીરવડમાં આ વનવિહાર યોજાયો.

ઠરાવ્યા મુજબ રવિવારના સવારમાં દળો ધીમે ધીમે ઊપડવા માંડયાં. નાયકો પોતાનાં દળોને ગતિમાન કરવા લાગ્યા. સૈનિકોની કુચ કદમ માફક દળો ઝપાટામાં આગળ ધસવા લાગ્યાં. ગામના મધ્યમાંથી પસાર થઈ દળો નદીના સુરમ્ય ભાઠા ઉપર આવ્યાં.

ઉષાએ રાતી ચુંદડી ઓઢી વિશ્વનું તિમિર ફેડયું. પક્ષીઓનો કિલકિલાટ ને સમીરની આછી ધીરી લહેર આ પર્યટનને ઘણી જ આનંદપ્રદ બનાવતાં હતાં વળી નદી સામેથી દેખાતાં જાંબુડિયા ગિરિરાજોની હારમાળાનું કુદરતી અનુપમ સૌંદર્ય અમને આનંદથી ભરી દેતું હતું. રસ્તાનાં લીલાંછમ ખેતરો નયનને અસીમ અમી આપતાં હતાં.

ધીમે ધીમે માર્ગ કાપતાં દળો મંગલેશ્વરના ભાઠામાં આવ્યાં અને ફરીથી સુવ્યવસ્થિત થઈ, કબીરવડ તરફ ઊપડયાં.

સુવ્યવસ્થિત કુચ કરતાં સર્વ દળો નદી કિનારે આવી પહોંચ્યાં. પાણીનું વહેણ જોરથી વહી રહ્યું હતું. નાવડી આણી એક નાનું દળ નદી પાર ઉતાર્યું અને પછી સર્વ દળો ધીમે ધીમે પાર ઊતર્યાં. અને કબીરવડની કુદરતી લીલા અનુભવવા સર્વે અંદર ગયા. પ્રત્યેક દળે પોતાની પસંદગીનું સ્થાન નક્કી કર્યું અને તે સ્થાનમાં સર્વ દળોએ ત્યાંની જ રાખથી અવનવી ડિઝાઇનો દોરી પોતાના ક્ષણિક નિવાસસ્થાનને શોભાવવા લાગ્યા.

દળોના પ્રવેશ બાદ કબીરવડનું વાતાવરણ જીવન્ત થઈ ગયું, અને ચારે તરફ આનંદ, મસ્તી અને મઝાના પોકાર થઈ રહ્યા. વિદ્યાર્થીઓના નિર્દોષ આનંદે અને વાર્તાલાપે કબીરવડનું વાતાવરણ મસ્ત અને સ્ફૂર્તિમાન બનાવ્યું.

કાર્યક્રમાનુસાર સર્વેએ પોતાનાં ભાથાં લઈ વડ નીચેની એક મોટી જગ્યાએ ભેગા થયા. ગોળાકારમાં વ્યવસ્થિત રીતથી સર્વે ગોઠવાયા બાદ અમારા વનભોજનની શરૂઆત થઈ. જો કે ભોજન પ્રધાનપણે પૂરી અને બટાકાનું હતું; પણ કોઇકે ઢેબરાં તથા જુદી જુદી જાતની ચટણી અને અથાણાં લાવ્યા હતા. આથી ભોજનની વિવિધતા અને મિઠાશ અપૂર્વ આવી. પીરસણમાં મળી પણ હતા. પીરસણ બાદ ભોજન શરૂ થયું, વચ્ચે વચ્ચે વિદ્યાર્થીઓએ શ્લોકો લલકાર્યા.

વનભોજન લીધા બાદ અમારા આચાર્ય તેમજ શાળામંડળના પ્રમુખ સાહેબે ફરીફરીને સર્વ દળોની વિશિષ્ટતા જોઈ. ત્યાર બાદ સંવાદનો કાર્યક્રમ હોવાથી મુખ્ય નાયકની સીટી વાગતાં સર્વ દળો જુદી જુદી ટોળીમાં ગોઠવાઈ ગયાં.

પ્રાર્થના પછી શીઘ્ર સંવાદો ગોઠવવાના હતા, છતાં સંવાદો ઘણા સારા ભજવાયા. પ્રત્યેક સંવાદમાં હાસ્યરસની છાયા તો હતી જ. સંગીત શિક્ષકે થોડાક જ પણ સુંદર અને આકર્ષક શબ્દોમાં રામાયણનો સાર ગાઈ પ્રવચનદ્વારા સમજાવ્યો હતો. તેમના કંઠની મીઠાશે સર્વનાં હૃદય હલમલાવ્યાં.

ત્યાર બાદ સૌએ અલ્પાહાર લીધો અને કેટલાક વિદ્યાર્થીઓ રમતગમતમાં ગુંથાયા, કેટલાક કબીરવડની કુદરતી વાનગીઓ જોવા ગયા.

છેવટે લગભગ પાંચ વાગે સર્વે પોતાને સ્થળે જવા ઊપડયા. નદી પાર ઊતરવાની સારી વ્યવસ્થાથી સર્વ દ્દોા આ વખતે વહેલાં નદી પાર ઊતર્યા અને ધીમે ધીમે ચાલતાં શુકલતીર્થના ભાદામાં આવ્યા.

ભાદામાં સર્વે એક જગ્યાએ ગોળાકારમાં એકત્ર થયાં. શાળામંડળના પ્રમુખશ્રીએ થોડુંક પ્રવચન કર્યા બાદ એક પ્રેરક સ્વદેશ ગીત ગવાયું અને સર્વે ત્યાંથી વિખેરાયાં.

નિશાળોની દિવાલો વચ્ચે જે જ્ઞાન, અનુભવ યા પ્રેરણા નથી મળતી તે નૈસર્ગિક સૌંદર્યમય સ્થળોમાં પર્યટનથી મળે છે. બંધુત્વ ભાવના ખીલવવાની વનવિહાર પણ સુંદર તક છે. અને આ તકથી પણ વિદ્યાર્થીઓ અને શિક્ષકો વચ્ચેનું અડતાપણું ઓછું થાય છે, અને આથી શિક્ષકો અને વિદ્યાર્થીઓ વચ્ચે સ્નેહ અને સહકાર વધે છે. આવા વનવિહારો વિદ્યાર્થીઓ માટે પ્રગતિકુચ છે.

હરિકૃષ્ણ વ્યાસ
ધોરણ છઠ્ઠું
શ્રી. નર્મદા હાઇસ્કૂલ, શુકલતીર્થ



## — ગ્રાહકોને વિનતિ —

કેટલાક ગ્રાહકોનાં લવાજમ ડિસેમ્બરમાં પૂરાં થયાં છે ને કેટલાકનાં આ માસની આખરે પૂરાં થશે. બીજું ફેબ્રુઆરી માસથી 'છાત્રાલય વિભાગ' શરૂ થતાં જે ભાઈબેનો ગ્રાહક થયાં હોય તેમનાં લવાજમ પણ આ અંક સાથે પૂરાં થાય છે.

માટે આ સૌ ભાઈબેનોને વિનતિ કરવાની કે (૧) તેમણે પોતાનું લવાજમ તા. ૧૫ મી જાન્યુઆરી સુધીમાં મોકલી આપવું; અથવા (૨) જો ગ્રાહક તરીકે ચાલુ ન રહેવું હોય તો તે મુજબની ખબર આપવી.

જેમના તરફથી લવાજમ કે પત્ર નહીં આવે તેમને તા. ૧૫ મી પછી વી. પી. કરવામાં આવશે. આશા છે કે તે સ્વીકારી લેવામાં આવશે.

• વ્યવસ્થાપક •
નૂતનશિક્ષણ કાર્યાલય
દેસાઈપોળ . સૂરત

# સામયિકોમાંથી

## વર્ધા યોજના

### [૧]

આપણાં વર્તમાનપત્રોમાં વર્ધા કેળવણીની યોજના વિશે ઘણુંઘણું લખાયું છે છતાં તેને વિષે અને આપણી શાળાઓમાં તે કેવી રીતે દાખલ કરી શકાય તે વિષે સ્પષ્ટ ખ્યાલ ઘણા થોડા માણસો ધરાવે છે.

કેટલાક એમ કહે છે કે આ યોજનામાં કંઈ નવીન નથી. એ માત્ર પ્રૉજેક્ટ પદ્ધતિનું બીજું સ્વરૂપ છે. એ ખરૂં છે કે આ યોજના પ્રૉજેક્ટ પદ્ધતિમાં થોડા ફેરફારો કરીને તૈયાર કરવામાં આવી છે; પરંતુ એ ફેરફારો એટલા બધા મહત્ત્વના છે કે આખી યોજના કેળવણીનો એક નવીન અખતરો જ બની જાય છે. પ્રૉજેક્ટ પદ્ધતિના મૂળમાં પ્રવૃત્તિ–ક્રિયા [ Activity ] નો સિદ્ધાંત સમાએલો છે, જે દ્વારા શાળામાં બાળક જે જે શીખવાની આશા રાખે છે તે બધું શીખી શકે છે. પ્રૉજેક્ટ પદ્ધતિ પ્રમાણે ચાલતી ઘણી ખરી શાળાઓમાં આ ક્રિયા–પ્રવૃત્તિ શિક્ષણનું ધ્યેય બની જાય છે અને વિદ્યાર્થીને એમાં કાયમનો રસ ઉત્પન્ન થતો નથી. વળી આને માટે પસંદ થએલી પ્રવૃત્તિઓ એકબીજા સાથે ઝાઝો સંબંધ હોતો નથી. આમ પુસ્તકીયા શિક્ષણ કરતાં જો કે પ્રૉજેક્ટ પદ્ધતિ ઘણી સારી છે છતાં એ વિદ્યાર્થીને ઝાઝી મદદ કરી શકતી નથી. આ પદ્ધતિ મુજબ હાથ ધરાએલી પ્રવૃત્તિઓનાં પરિણામમાં વિદ્યાર્થીને ઝાઝો રસ હોતો નથી.

આથી ઊલટું વર્ધા યોજનાની પ્રવૃત્તિ સળંગ હોય છે; આખી શાળાના કાર્યમાં તે સરસ રીતે સંકળાએલી હોય છે અને બાળકોના વર્તમાન કે ભાવિ જીવન સાથે સંબંધ ધરાવતી હોય છે. આમ બાળકની મુખ્ય જરૂરિયાત પર આ પ્રવૃત્તિ રચાએલી હોવાથી તે એના જીવનનો માર્ગ જ છે. *માનવજીવનની પ્રાથમિક જરૂરિયાતો ખોરાક, રહેઠાણ અને કપડાં વિશેની છે; અને તેથી જ વર્ધાની* યોજનામાં ખેતીકામ, કડીયાકામ, સુથારીકામ, અને કાંતણવણાટને પસંદગી આપવામાં આવી છે.

વર્ધા યોજના મુજબની પ્રવૃત્તિની એક બીજી અગત્યની વિશિષ્ટતા એ છે કે બાળક પોતાની મહેનતનું ફળ પ્રત્યક્ષ જોઈ શકે છે; તે એમ સમજે છે કે તેની પ્રવૃત્તિને પરિણામે બજારમાં વેચી શકાય અથવા તો વાપરી શકાય તેવી ચીજો તે પેદા કરી શકે છે. આથી એને આ પ્રવૃત્તિમાં વિશેષ રસ પડે છે; અને જેમ જેમ તે વધારે તાલીમ મેળવતો જાય તેમ તેમ એ રસ વધારે ને વધારે સ્થાયી બનતો જાય છે. પ્રૉજેક્ટ પદ્ધતિમાંની પ્રવૃત્તિને જીવન સાથે કશો સંબંધ ન હોવાથી વિદ્યાર્થી તેની ઉપયોગિતા સમજી શકતો નથી; જ્યારે વર્ધા યોજનાની પ્રવૃત્તિ વિદ્યાર્થીનામાં આત્મવિશ્વાસ ઉત્પન્ન કરે છે ને પોતે પોતાનો જીવનનિર્વાહ કરી શકશે એવો સંતોષ આપે છે.

×

વર્ધા યોજનાનો વિચાર કરતાં આપણને તરત સમજાશે કે આખી યોજનાની પાછળ બાળકની મહત્ત્વની જરૂરિયાત લક્ષમાં રાખીને પસંદ થએલા એક મૂળભૂત ઉદ્યોગ [ Basic Craft ] ને

અંગેની પ્રવૃત્તિ શાળામાં શરૂ કરવાનો મહત્વનો વિચાર છે. બાળક આ પ્રવૃત્તિમાં કુદરતી રીતે રસ લેતું હોય છે; કદાચ જિજ્ઞાસાવૃત્તિમાંથી કે નવીનતાને લીધે કાંતવા વણવાની પ્રવૃત્તિમાં બાળક રસ લેતું બને; અથવા તાત્કાલિક જરૂરિયાત સંતોષાતી જોઈને અથવા શરીરનાં અંગોની કંઈ કામ કરવાની વૃત્તિ સંતોષાતી હોવાને લીધે આમ બનતું હોય. બીજું કંઈ નહીં તો આ પ્રવૃત્તિથી બાળક પોતાની આસપાસના નિષ્ક્રિયતાના કે પુસ્તકીયા વાતાવરણમાંથી ઊગરી જશે. શરૂઆતમાં આ પ્રવૃત્તિ રમતગમતનું સ્વરૂપ લે તો પણ વાંધો નથી.

પરંતુ જે પ્રશ્ન સામાન્ય શિક્ષકને મૂંઝવી રહ્યો છે તે એ છે કે શિક્ષણના બધા વિષયોનો સમન્વય આ મુખ્ય પ્રવૃત્તિ સાથે શી રીતે કરવો ? દાખલા તરીકે શાળાના વિષયો કાંતણ ને વણાટની પ્રવૃત્તિ મારફત શી રીતે શીખવવા તે શિક્ષકની સમજમાં આવતું નથી. અંહીં બે મુદ્દા પર ગેરસમજૂત થાય છે. પ્રથમ તો આ યોજનાના ઘડનારાઓએ બધા વિષયોનું આયોજન આ પ્રવૃત્તિદ્વારા કરવાની આશા કદી સેવી નથી ખરું જોતાં તેઓ કાંતણવણાટ અને ખેતીવાડી સાથે સઘળા શિક્ષણને ગૂંથી લેવાની ભલામણ કરે છે. વળી આસપાસની પરિસ્થિતિ સાથે અમુક વિષયોને સાંકળી લેવામાંય કશો વાંધો નથી. આમ જો શિક્ષણનો સમન્વય ચાર ચીજો સાથે કરવાનો હોય તો તે અતિ મુશ્કેલ તો નથી જ.

બીજું, આખો અભ્યાસક્રમ પરીક્ષાની દૃષ્ટિએ નહીં પણ જીવનની જરૂરિયાતને અનુકૂળ થવાની દૃષ્ટિએ ઘડવામાં આવ્યો છે. એના પર નજર નાખતાં જ સમજાશે કે તેમાં જે વિષયોનો સમાવેશ કર્યો છે તે કેવળ વ્યવહારુ છે. એ ખરું છે કે ઇતિહાસશિક્ષક અકબરના દિગ્વિજયનો ખ્યાલ તકલી કે હળને અંગેની પ્રવૃત્તિમાંથી આપી નહીં શકે. પરંતુ ખરું જોતાં આ અભ્યાસક્રમ મુજબ એને અકબરની જીત વિષે નહીં પણ તેના સમય વિષે જ શીખવવાનું રહેશે. એક પ્રજા અથવા દેશના ઇતિહાસમાં સંસ્કૃતિ અને મહત્વની ચળવળો કરતાં વ્યક્તિઓ અને બનાવોને ઓછું મહત્ત્વ આપવામાં આવ્યું છે. આ મુદ્દો ઘણાના ધ્યાન બહાર જવાથી ગેરસમજૂત ફેલાવા પામી છે.

વળી એમ માની લેવામાં આવ્યું છે કે આ અભ્યાસક્રમ છેવટનો છે ને તેમાં કંઈ પણ ફેરફાર કરવાનો અવકાશ નથી, અને એમાંના દરેક વિષયને પરીક્ષાની દૃષ્ટિએ શીખવવાનો છે. પ્રથમ તો આ અભ્યાસક્રમ માત્ર કામચલાઉ છે; અનુભવને આધારે જરૂરી લાગતા ફેરફારો એમાં જરૂર કરી શકાશે. બીજું દરેક વિષય પરીક્ષાની દૃષ્ટિએ સરખા મહત્ત્વના નથી. કેટલાક વિષયો મહત્ત્વના છે; જ્યારે બીજા માત્ર માહિતી મેળવવાની દૃષ્ટિએ પસંદ કરવામાં આવ્યા છે. મહત્ત્વના વિષયોનો મૂળભૂત ઉદ્યોગ સાથે સમન્વય થઈ શકે એમ છે જો કદાચને કોઈ વિષયના સંબંધમાં આ શક્ય ન હોય તો પણ તેને સામાન્ય શિક્ષણપદ્ધતિ દ્વારા શીખવતાં કોઈ રોકતું નથી. દરેક નિયમને અપવાદ હોય છે તેમ જરૂર પડે ત્યારે મૂળ સિદ્ધાંતને અપવાદરૂપ શિક્ષણપદ્ધતિ અખત્યાર કરવામાં વાંધો નહીં આવે.

સામાન્ય શિક્ષકોની બીજી એક મૂંઝવણ એ છે કે એક જ સ્થળે લગભગ ત્રણ કલાક સુધી બાળકોને એકજ પ્રવૃત્તિમાં રોકાએલા શી રીતે રાખવા. શરૂઆતમાં એ સ્પષ્ટ કરવાની જરૂર છે કે ત્રણ કલાકમાં સર્વ પ્રકારના કામનો સમાવેશ થાય છે. શાળાની બહાર નીકળીને કે આસપાસના પ્રદેશનું અવલોકન કરીને વિદ્યાર્થીઓને ભૂગોળ શીખવવામાં આવતી હોય તો તેનો આ ત્રણ

કલાકના કામમાં સમાવેશ કરવામાં આવશે. વળી આ પ્રવૃત્તિ એકધારી-સતતપણે-અવિરતપણે ચાલુ રાખવાની નથી, પણ થોડા થોડા સમયને અંતરે હાથ ધરવાની છે. વળી અભ્યાસક્રમની કેટલીક બાબતો બીજું કામ કરતાં કરતાં પણ શીખી શકાય, દા. ત. કાંતણક્રિયા થોડા મહાવરા પછી એટલી યંત્રવત બને છે કે તકલી કાંતતું બાળક બીજા વિષયમાં લક્ષ આપી શકે. ઘણી વાર આપણને કંટાળો આપતી ચીજમાં બાળકને રસ પડે છે. અને કુશળ, ઉત્સાહી ને કુનેહબાજ શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને કંટાળતાં અટકાવવાના હજારો ઉપાયો યોજી શકે છે. દરેક શિક્ષણપદ્ધતિના અખતરાના સમય દરમિયાન આવા શિક્ષકોની જરૂર પડે છે; પછી અનુભવથી—પ્રયોગોથી તેઓ એ પદ્ધતિને સફળ બનાવવાની ચાવી શોધી કાઢે છે—ને પોતાના સાથીઓનું કામ સરળ બનાવે છે.

આ યોજનાને અમલમાં મૂકવા માટે જરૂરી પ્રારંભિક ખર્ચનો પ્રશ્ન શાળાના સંચાલકોને મુંઝવી રહ્યો છે. જો મૂળભૂત ઉદ્યોગોદ્વારા શિક્ષણ આપવાનો પ્રયોગ જો બધી જ શાળાઓમાં કરવાનો હોય તો નાણાંની જરૂર તો પડશે જ. ઘણી શાળાઓમાં હાલની જગા પૂરતી નહીં થાય; કદાચ શાળાઓ પાસે ખેતીવાડી માટે પૂરતી જમીન પણ નહીં હોય; કદાચ બધા મૂળભૂત ઉદ્યોગોનાં સાધનો અત્યંત મોંઘાં પડે; પરંતુ આ બધી મુશ્કેલીઓનો તોડ જરૂર કાઢી શકાય. સરકાર અને સ્થાનિક સંસ્થાઓ કીમતી મકાનો પાછળ જે ખર્ચ કરવા ચાહતી હોય તેનો ઉપયોગ સસ્તાં મકાનો (Sheds) ઊભાં કરવામાં કરી શકે છે. શાળામાં જરૂરી જમીન સરકાર પાસેથી અથવા તો ગામના એક બે ઉદાર ગૃહસ્થો પાસેથી મેળવી શકાય વળી જરૂરી સાધનો ક્રમશઃ પૂરાં પાડી શકાય, કારણ કે આ યોજના શરૂઆતનાં વર્ગોમાંથી ધીમે ધીમે ઉપર ચડતી જવાની હોવાથી પ્રથમ તો બહુ જૂજ સાધનોની જરૂર પડશે. થોડી ઘણી કરકસરને પરિણામે પાંચેક વર્ષમાં બધી શાળાઓ પૂરતાં સાધનો મેળવી શકશે આમ આ પ્રશ્ન પ્રથમ નજરે જેટલો વિમાસણમાં નાખનારો દેખાય છે એટલો ખરું જોતાં એ નથી.

યોજનાનો મૂળ સિદ્ધાંત સદ્ધર ને વાસ્તવિક છે; બાકીના બધા પર તો પ્રયોગ કરવાનો છે. આપણા શિક્ષકોનો એ ધર્મ છે કે આ પ્રયોગો હાથ ધરીને જરૂર પડે તો એમાં ફેરફારો સૂચવવા ને પછી આપણો નિર્ણય આપવો. જ્યાં સુધી આ અખતરામાં આપણે લાંબા, સહૃદય પ્રયાસને અંતે સફળ કે નિષ્ફળ નીવડીએ નહીં ત્યાં સુધી આ યોજના પર નિર્ણય આપવાનું આપણે મુલતવી રાખીએ એજ વાજબી લેખાશે.

[મુંબઈ સરકારના મૂળભૂત કેળવણી અંગેના ખાસ અમલદાર શ્રી. લાલભાઈ રતનજી દેસાઈના ટાઈમ્સ ઓફ ઈન્ડિયાની શિક્ષણપૂર્તિમાં પ્રગટ થએલા લેખનું ભાષાંતર]

[ ૨ ]

હિન્દી સરકારના કેળવણીવિષયક મધ્યસ્થ સલાહકારક મંડળે નીમેલી મહાસમિતિ પોતાના હેવાલમાં ગેરસમજૂત દૂર કરવાનો પ્રયત્ન કરે છે.

(૧) ઝાકીર હુસેન સમિતિના હેવાલમાં રજૂ થએલી યોજના ઉત્પાદનની નહીં પરંતુ પ્રવૃત્તિ-ક્રિયા દ્વારા શિક્ષણ આપવાની યોજના છે, અને ક્રિયા દ્વારા શિક્ષણ મેળવવાના સિદ્ધાંત પૂરતી મેસર્સ એબટ અને વુડની ભલામણોને મળતી આવે છે.

(૨) ધાર્મિક શિક્ષણ સંબંધી આ યોજના આજની પરિસ્થિતિમાં કશો ફેરફાર કરતી નથી. આજે જેમ કોઈ પણ કોમને સરકારી કે સ્થાનિક સસ્થાની શાળાઓમાં ભણતાં પોતાનાં બાળકોને પોતાને ખર્ચે ધાર્મિક શિક્ષણ આપવાની સગવડ આપવામાં આવી છે તેમ હવે પછી પણ જેને જોઈએ તેને આપવી.

(૩) મૂળભૂત ઉદ્યોગદ્વારા બધા વિષયો સર્વાંશે શીખવી શકાય કે કેમ તેની ચર્ચા કરી સમિતિ એવા નિર્ણય પર આવે છે કે શરૂઆતનાં વર્ગોનું શિક્ષણ પ્રવૃત્તિદ્વારા સંતોષકારક રીતે આપી શકાય; પરંતુ જે સાંસ્કારિક વિષયો [ Cultural Subjects ] નો મૂળભૂત ઉદ્યોગો સાથે સમન્વય ન થઈ શકે તે સ્વતંત્રપણે શીખવવા જોઈએ.

(૪) કાંતણ ને વણાટ જ માત્ર મૂળભૂત ઉદ્યોગ તરીકે દાખલ કરી શકાય એવું કંઈ નથી. કેળવણીની દૃષ્ટિએ એના જેટલી જ કે એથી વધારે શક્યતાવાળા ઉદ્યોગોને પણ સ્થાન આપી શકાશે.

[ ઇન્ડિયન ઇન્ફર્મેશન સિરીઝના તા. ૧૫ મી ડિસેમ્બરના અંકમાંથી ]





## — ડિસેમ્બર માસની રોજનીશી —

**તા. ૩**—હિન્દી સરકારની કેળવણીવિષયક મધ્યસ્થ સલાહકારક મંડળની દિલ્હીમાં મળેલી બેઠકમાં વર્ધા યોજનાની સમીક્ષા કરી ભલામણો રજૂ કરવા નિમાયેલી પેટાસમિતિનો હેવાલ ચર્ચાયો હતો. મધ્યસ્થ મંડળે ખેર સમિતિની ભલામણોનો મુખ્યત્વે સ્વીકાર કર્યો છે. આ સમિતિના કાર્યક્ષેત્રમાં વર્ધા યોજના માટે જરૂરી નાણાં મેળવવાના પ્રશ્નનો સમાવેશ નહીં થતો હોવાથી એક નવી પેટાસમિતિ નીમવામાં આવી છે. એના પ્રમુખ તરીકે પણ મુંબઈ ઇલાકાના વડા પ્રધાન શ્રી. ખેરની વરણી થઈ છે.

પુખ્ત ઉંમરનાં સ્ત્રીપુરુષોની નિરક્ષરતાના નિવારણ માટે વિવિધ પ્રાંતોએ પ્રયત્નો કરવા માંડયા હોવા છતાં આખા પ્રશ્નને અખિલ હિન્દની દૃષ્ટિએ સર્વાંગસંપૂર્ણ તપાસ કરવાના ઇરાદાથી બિહાર પ્રાંતના કેળવણીપ્રધાન ડૉ. સૈયદ મહમુદને પ્રમુખપદે એક સમિતિ નીમવામાં આવી છે.

મધ્યસ્થ મંડળની આજ બેઠકમાં મિ. એ. એસ. બુખારીએ કેળવણીવિષયક બ્રોડકાસ્ટીંગ કાર્યક્રમની રૂપરેખા સમજાવી દિલ્હી, મુંબઈ, મદ્રાસ ને કલકત્તામાં જે કાર્યક્રમો હાલ યોજાય છે તે માત્ર પ્રયોગાત્મક છે એમ જણાવ્યું હતું. રેડિયો સ્ટેશનના સંચાલકો અને કેળવણીકારો વચ્ચે વધારે ગાઢ સહકાર સધાય એવી તેમણે માગણી કરી હતી. એક વગવાળી સમિતિ નીમીને દિલ્હી સ્ટેશનેથી કેળવણીવિષયક બ્રોડકાસ્ટના વિવિધ પ્રયોગો કરવાનું મંડળે ઠરાવ્યું હતું.

**તા. ૧૦**—મધ્યપ્રાંતમાં નવ સભ્યોની બનેલી એક મધ્યસ્થ સમિતિ નીમવામાં આવી છે. આ સમિતિનું કામ ત્યાંની પ્રાંતિક સરકારને શાળાઓમાં શારીરિક શિક્ષણ દાખલ કરવાની યોજનામાં સલાહ આપવાનું છે. આ સમિતિના પ્રમુખ મધ્યપ્રાંતના કેળવણીખાતાના પ્રધાન છે.

**તા. ૧૨**—મુંબઈ પ્રાંતના ગવર્નર સર રોજર લમલીએ સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીએ બાંધેલી લેડી ફીકાભાઈ પ્રેમચંદ લાયબ્રેરીની ઉદ્ઘાટન ક્રિયા કરી હતી. સર ફીકાભાઈ પ્રેમચંદે આ લાયબ્રેરી બાંધવા માટે રૂ. ૬૧૦૦૦ની રકમ સોસાયટીને આપી હતી. આ લાયબ્રેરીમાં હાલ ૧૭૦૦૦ ગ્રંથો છે. આ ગ્રંથોની કુલ કિંમત રૂ. ૭૦,૦૦૦ છે.

ગુજરાત કૉલેજના હીરક મહોત્સવ પ્રસંગે ભાષણ કરતાં સર એસ. રાધાકૃષ્ણે જણાવ્યું હતું કે હિંદીઓને વેપાર અને રાજકારણની બાબતમાં અંગ્રેજો સાથે મતભેદ ભલે હોય પણ હિંદીઓને તેમના અંગ્રેજ શિક્ષકો માટે સદ્ભાવ છે. આગળ બોલતાં તેમણે જણાવ્યું હતું કે હિંદમાં જે રાજકીય જાગૃતિ અને નવા સુધારા કરવાની ધગશ આવ્યાં છે તે વિશ્વવિદ્યાલયની કેળવણીને જ આભારી છે. વિદ્યાપીઠના શિક્ષણની આવશ્યકતા ઉપર ભાર મૂકી તેમણે તેની ખાસ હિમાયત કરી હતી.

તા. ૧૪—મુંબઈ મ્યુનિસિપલ કૉર્પોરેશનની સ્કૂલ કમિટિના વહીવટ પર કેટલીક ટીકા કરતાં ડૉ. જે. એન. ચોકસીએ જણાવ્યું હતું કે સ્કૂલ કમિટિનું કામ ફક્ત શિક્ષકોની એક નિશાળમાંથી બીજી નિશાળમાં બદલી જ કરવાનું નથી પણ તેમણે શિક્ષકોની અને વિદ્યાર્થીઓની જરૂરિયાત પર પણ પૂરતું લક્ષ આપવું જોઈએ.

તા. ૧૬—ઈંડીયન હિસ્ટોરીકલ રેકડ્ર્ઝ કમિશનની પૂનાની બેઠક ખુલ્લી મૂકતાં મુંબઈના ગવર્નરે પ્રાચીન ઇતિહાસના અભ્યાસ પર ખાસ ભાર મુકયો હતો. તેમણે જણાવ્યું હતું કે દુનિયામાં ભાગ્યે જ કોઈ ચળવળ એવી હોય કે જે ચળવળને માટે પ્રાચીન કાળના ઇતિહાસમાંથી પ્રેરણા ન લેવાઈ હોય. આ પ્રેરણા હિંદને માટે પણ ખાસ અગત્યની છે. ઉત્સાહ અને ઉચ્ચ આદર્શોની સાથે પ્રાચીનકાળનાં ઇતિહાસમાંથી પ્રેરણા લઈ કામ કરવાની જરૂર છે.

તા. ૧૭—વિકટોરિયા ટેક્નીકલ ઇન્સ્ટીટ્યૂટના સુવર્ણ મહોત્સવ પ્રસંગે બોલતાં મુંબઈના ગવર્નરે જણાવ્યું હતું કે જો મુંબઈ શહેરને તેનું હાલનું આગળ પડતું ઔદ્યોગિક સ્થાન જાળવી રાખવું હોય તો પ્રગતિને માટેની દરેક તકનો તેણે લાભ લેવો જોઈએ. આ મહોત્સવ પ્રસંગે હિંદના અગ્રેસર ઉદ્યોગપતિઓ અને કેળવણીકારો પણ હાજર હતા.

તા. ૨૫-૨૭—ખેડા જિલ્લા માધ્યમિક શિક્ષક સંઘના આશ્રય હેઠળ જિલ્લાના શિક્ષકોની પ્રથમ પરિષદ શ્રી પોપટલાલ યાજ્ઞિકને પ્રમુખપદે મળી હતી. આશરે ૨૦૦ શિક્ષકોએ હાજરી આપી હતી. શ્રી હરભાઈ ત્રિવેદી, શ્રી. બાપાલાલ દલાલ, શ્રી. ભીખાભાઈ પટેલ શ્રી. શાંતિલાલ ઠાકર વગેરેએ વ્યાખ્યાનો આપ્યાં હતાં. એક નાનકડું શિક્ષણવિષયક પ્રદર્શન પણ યોજવામાં આવ્યું હતું. વ્યાખ્યાનો, ચર્ચા ને ઠરાવોનો વિગતવાર હેવાલ આવતા અંકમાં આવશે.

તા. ૨૬—અખિલ હિન્દ કેળવણી પરિષદને અંગે યોજાએલા સુંદર ને ઉપયોગી પ્રદર્શનની ઉદ્ઘાટનક્રિયા મુંબઈના મેયર મિ. સુલ્તાન ચિનાઈએ સેંટ ઝેવિયર્સ હાઇસ્કૂલમાં કરી હતી. પ્રદર્શનમાં આશરે ૫૦ સંસ્થાના વિદ્યાર્થીઓના હસ્તકળાનાં નમૂના છે. શિક્ષણમાં ઉપયોગી થઈ પડે એવાં સાધનો પણ બહોળા પ્રમાણમાં રજૂ થયા છે. ઔદ્યોગિક કેળવણીની સંસ્થાઓએ ઉત્પન્ન કરેલો માલ પણ મોટા ને વિવિધ જથામાં રજૂ થયો હતો.

તા. ૨૭—મુંબઈની સેંટ ઝેવિયર્સ કોલેજના ભવ્ય હોલમાં મુંબઈ ઇલાકાના વડા અમાત્ય ને કેળવણી પ્રધાન શ્રી. બાળગંગાધર ખેરે અખિલ હિન્દ શિક્ષણ પરિષદનું ચૌદમું અધિવેશન ખુલ્લું મૂક્યું. દિવાન બહાદુર સર ટી. વિજયરાઘવાચાર્યે પ્રમુખપદેથી બદલાયલા સમયને અનુકૂળ ફેરફારો કેળવણીના ક્ષેત્રમાં કરવાની તેમજ લોકશાસન ટકાવી રખાય એવી કેળવણી દેશના ભાવિ નાગરિકોને આપવાની હિમાયત કરી હતી. પરિષદ માટે વિષય વિચારિણી સમિતિએ લગભગ સીત્તેર ઠરાવો તૈયાર કર્યા છે. પરિષદના જુદા જુદા વિભાગોમાં કેળવણીના વિવિધ પ્રશ્નોની ચર્ચા રસપૂર્વક કરવામાં આવી હતી આખા હિન્દમાંથી આશરે ૧૨૦૦ શિક્ષકો પરિષદ માટે મુંબઈ આવ્યા છે. તેમને મુંબઈનાં જોવા લાયક સ્થળો અને સંસ્થાઓ બતાવવાની પણ સુંદર જોગવાઈ સ્વાગતસમિતિએ કરી છે. પરિષદનો વિગતવાર હેવાલ આવતા અંકમાં આપવામાં આવશે.

## — નૂતનશિક્ષણ સંઘ • સૂરત —

તા. ૨૦–૧૨–૩૮ ને દિને સાંજે ૭ વાગે જૈન હાઇસ્કૂલમાં 'નૂતનશિક્ષણ સંઘ'ના આશ્રય હેઠળ શ્રી. કૃષ્ણલાલ ત્રિભુવનદાસ શેઠને પ્રમુખપદે રા રણછોડદાસ છોટાલાલ મહેતાએ ખાનગી ટ્યૂશન [ Private Tuition ] પર એક નિબંધ વાંચ્યો હતો. [ એ નિબંધ આ અંકમાં છાપવામાં આવ્યો છે. ] લગભગ ત્રીસેક શિક્ષકો હાજર રહ્યા હતા. નિબંધવાંચન પછીએ વિષય પર અનેક ભાઈઓએ રસપૂર્વક વિવેચન કર્યું હતું. તેનો ટૂંકો હેવાલ આ રહ્યો.

નિબંધવાચન બાદ શ્રીયુત નગીનદાસ ભગતે શિક્ષકોનો જરૂરી ખર્ચ તેમના પગાર કરતાં વધુ હોઈ, 'ટ્યૂશન' કરવાની આવશ્યકતા બતાવી હતી. તેમણે વધુમાં જણાવ્યું હતું કે કેટલીક શાળાઓમાં મુખ્ય શિક્ષકો પોતાની શાળાના મદદનીશ શિક્ષકોને ખાસ ટ્યૂશન કરવા દેવામાં વાંધો લેતા નથી. ત્યાર પછી શ્રીયુત મગનલાલ ઝીણાભાઈ નાયકે પ્રમાણિકતાથી, ઉદારતાથી, ખંતથી અને અનસ્વાર્થી રહીને શિક્ષક "ટ્યૂશન" કરે તો વાંધો નથી એમ તેમણે જણાવ્યું હતું. શ્રીયુત જ્યોતીન્દ્ર દેશાઈએ શિક્ષકોના શિસ્તપાલનની વાત કરી હતી એમણે ખાસ ભારપૂર્વક જણાવ્યું કે ડોક્ટરો અને વકીલો માફક હરેક શિક્ષકે ખાનગી ટ્યૂશનો માટે મુકરર વેતન રાખવું જોઈએ, આ માટે દરેક શિક્ષકને એકત્ર બનવા તેમણે વિનતિ કરી હતી

શ્રીયુત ચંદ્રવદન શાહે એ વિષયને ત્રણ દૃષ્ટિબિંદુથી છણ્યો હતો. વિદ્યાર્થીના દૃષ્ટિબિંદુથી પૃથક્કરણ કરતાં એમણે જણાવ્યું હતું કે એક કલાકની અંદર કોઈ પણ શિક્ષક વિદ્યાર્થીને બધા જ વિષયોમાં સાચી દોરવણી કરી શકે નહિ; વિદ્યાર્થી માટે શિક્ષકે તેથી બધું જ તૈયાર કરવું પડે; આથી વિદ્યાર્થીને લાભ થવાને બદલે ઘણે અંશે ગેરલાભ થાય છે એમ તેમણે બતાવ્યું હતું. શિક્ષકની દૃષ્ટિએ જોતાં તેમણે જણાવ્યું કે એને યોગ્ય પગાર મળતો ન હોવાથી પોતાની આવકમાં વધારો કરવા ટ્યૂશનની એને જરૂર પડે છે. શિક્ષક ટ્યૂશન કરે તેમાં કશું ખોટું નથી પણ એણે એમાં રહેલા જોખમો તથા પ્રલોભનો બરાબર સમજી લઈ પોતાના ધંધાનું ગૌરવ જળવાય એવી પ્રમાણિકતાથી કામ કરવું જોઈએ. શિક્ષણ–સંસ્થાની દૃષ્ટિએ વિચાર કરતાં એમણે કોઈ પણ શિક્ષણ–સંસ્થાની કીર્તિ જાળવવા સંસ્થાના સંચાલકોને કેવી રીતે વિદ્યાર્થીઓને કમને પણ ઉપલા વર્ગમાં લેવા પડે છે એનો ખ્યાલ આપ્યો હતો. આ ઉપરાંત તેમણે દરેક શાળામાં પછાત પડતા વિદ્યાર્થીઓને માટે શાળાના સમય પહેલાં કે પછી અલાયદા વર્ગો ચલાવવાને માટે એક ઉપાય સૂચવ્યો હતો. છમાસિક પરીક્ષાનાં પરિણામોનો જરૂરી અભ્યાસ કરી કયા વિદ્યાર્થીઓ કયા વિષયમાં નબળા છે તેની મુખ્ય શિક્ષકને નોંધ કરવી જોઈએ; તેવા વિદ્યાર્થીઓની નાની નાની ટૂકડી પાડી પોતાની શાળાના શિક્ષકોને એ પછાત પડેલા વિદ્યાર્થીઓને મદદ કરવાનું કામ સરખા પ્રમાણમાં વહેંચી આપવું જોઈએ. આથી વિદ્યાર્થી વાર્ષિક પરીક્ષા સુધીમાં આ વિષયમાં તૈયાર થઈ જાય; ને ઉપલા વર્ગમાં પોતાની લાયકાતની રૂએ જતાં તેને મુશ્કેલી નડે નહિ ગરીબ માબાપને પણ ઓછે ખર્ચે આ લાભ મળે. શિક્ષકોને જરૂરી આવક મળતી હોવાથી તેમને ઈર્ષા કે હરીફાઈદ્વારા પોતાના ધંધાનું ગૌરવ હણવાની જરૂર રહે નહીં. અને શાળાઓમાં એક જ કક્ષાના વિદ્યાર્થીઓ દરેક વર્ગમાં હોવાથી સારી પ્રગતિ સાધી શકાય

ચર્ચા દરમિયાન ઉપસ્થિત થયેલા મુદ્દાનો વ્યાખ્યાતાએ જવાબ આપ્યા બાદ તે દિવસના પ્રમુખ શ્રી. કૃષ્ણલાલ ત્રિ. શેઠે ઉત્તમ રીતે એ વિષયની પૂર્ણાહુતિ કરી હતી. શ્રી મહેતાએ

પછાત પડતા વિદ્યાર્થીને માટે વર્ગ ચલાવવા બહારના કેળવાયલા ભાઈ કે બહેનને રાખવા સૂચના કરી હતી. આ સૂચનાના જવાબમાં શ્રીયુત શેઠે બરાબર પદ્ધતિસર જણાવ્યું કે આવી નીતિ યોગ્ય અને ધારેલું કામ મેળવવાને બદલે હાનિકારક નીવડશે. આ ઉપરાંત એમણે ભારપૂર્વક જણાવ્યું કે હોશિયાર અને ચતુર વિદ્યાર્થી તેમ જ પછાત પડતા વિદ્યાર્થી માટે યોગ્ય પ્રકારના ખાનગી શિક્ષકો રોકવાથી ફાયદો થાય છે. આને પરિણામે વર્ગનું કામ બરાબર ચાલી શકે અને વર્ગની દરેક વ્યક્તિને પૂરતો ન્યાય આપી શકાય. જ્યાં સુધી પરીક્ષાની પ્રથા ચાલુ રહેશે ત્યાંસુધી ખાનગી શિક્ષકો રોકવાની પ્રથા પણ જડતાથી ચાલુ રહેશે. વળી શ્રીયુત ચન્દ્રવદન શાહની જુદા વર્ગોની સૂચના વિષે પણ એમણે જણાવ્યું હતું કે શાળાઓના મુખ્ય શિક્ષકોને એ વર્ગોના શિક્ષકોની ચૂંટણી કરવામાં વિટંબણા ઊભી થશે. જાણેઅજાણ્યે પણ કોઈ પક્ષ તરફ વળવાની ભીતિ હંમેશાં રહે છે. ખરેખર શ્રી. રણછોડદાસ મહેતાના નિબંધથી શિક્ષકવર્ગમાં એક જાતની ધગશ ઉત્પન્ન થઈ છે, અને શિક્ષકો એ વિષય પર હવે ગંભીરતાથી વિચાર કરવા પ્રેરાયા છે.



# પ્રાસંગિક નોંધ

## – શાળાસંચાલનમાં શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓનો હિસ્સો –

શુકલતીર્થમાં ગયા માસમાં ભરાએલ છાત્રાલય સંમેલનમાં વિદ્યાર્થીસ્વરાજની પ્રથા ઉપર ઠીક ઠીક ચર્ચા થઈ હતી. આ મહિનામાં સુરતમાં ભરાએલી મુંબઈ ઇલાકા વિદ્યાર્થી પરિષદમાં પણ એ વિષે સારો ઉહાપોહ થયો હતો. આ અંકમાં અન્યત્ર શ્રી. હરભાઈ ત્રિવેદીનો લેખ તથા વિદ્યાર્થી પરિષદના પ્રમુખ પ્રો. શાહના વ્યાખ્યાનમાંથી પ્રસ્તુત ઉતારા છાપ્યા છે. નૂતનશિક્ષણના અભ્યાસીને આ વિચાર નવીન નથી. નૂતનશિક્ષણ દરેક વિદ્યાર્થીને જવાબદારીભર્યું સ્વાતંત્ર્ય આપવાની હિમાયત કરે છે, બલકે એ એની વિશિષ્ટતા છે. યુરોપ–અમેરિકામાં તો શાળાસંચાલનમાં વિદ્યાર્થીઓ અગત્યનો ફાળો આપે છે.

હિન્દને કમભાગ્યે આપણી શાળાઓ હજી જુનવાણી સંચાલનપદ્ધતિ પર જ નભે છે. મુખ્ય શિક્ષક એ શાળાનો સરમુખત્યાર–સુપર હિટલર છે. એનો શબ્દ મોટે ભાગે કાયદો ગણાય છે. તે માત્ર વિદ્યાર્થીઓને જ નહીં પરંતુ શિક્ષકોને પણ બંધનકર્તા હોય છે. સારા વિશ્વનાં શાણપણ, વ્યવસ્થાશક્તિ ને કુનેહ એનામાં ભર્યાં હોય એવી માન્યતા સાથે તે પોતાનું કામ હાથ ધરે છે. તેને નથી શિક્ષકોની મંત્રણાની જરૂર કે નથી વિદ્યાર્થીઓના સહકારનો ખપ. વર્ષોથી એમ માની લેવાયું છે કે મુખ્ય શિક્ષકની કચેરીમાંથી જે ફતવો નીકળે તે શાળાનાં નાનાંમોટાં પ્રાણીઓને શિરસાવંદ્ય હોવો જ જોઈએ, પછી તેથી વધારે સારો માર્ગ કોઈ પાસે હોય તો પણ આમ હાલના શાળાસંચાલનમાં સામાન્ય શિક્ષકને જ માનભર્યું–જવાબદારી ભર્યું સ્થાન નથી તો પછી વિદ્યાર્થીનું તો પૂછવું જ શું? અલબત્ત કેટલીક શાળાઓ અપવાદરૂપ હશે ને મુખ્યશિક્ષકો ને શિક્ષકો વચ્ચેનો સંબંધ મિત્રાચારીભર્યો હશે. છતાં શિક્ષકોને કે વિદ્યાર્થીઓને શાળાસંચાલનમાં યોગ્ય હિસ્સો આપતી શાળાઓ જોવાનું સદ્‌ભાગ્ય આપણને જવલ્લે જ સાંપડે છે.

જો શાળામાં સ્વતંત્રતા ને સંતોષની સુવાસ ફેલાવવી હોય, જો આપણી શાળાઓમાં વિદ્યાર્થીઓને જીવનસંગ્રામની તાલીમ આપવી હોય તો અમને એમ લાગે છે શાળાસંચાલનમાં શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓને ચોક્કસ હિસ્સો આપવાનો વખત આવી લાગ્યો છે. આપણે રાજકીય, સામાજિક કે ધાર્મિક સ્વતંત્રતાની માગણી કરીએ અને જો આપણાં બાળકોને તેમનાં કુમળાંમાં કુમળાં વર્ષો દરમિયાન એ સ્વતંત્રતાનાં દર્શન પણ ન કરાવીએ, એ સ્વતંત્રતાને જવાબદારીની લગામ વડે સંયમિત કરવાનું ન બતાવીએ તો એ રાષ્ટ્રીય સ્વતંત્રતા તેઓ શી રીતે જીરવી શકશે? અને શાળાની સર્વદેશીય વિકાસની જે અપેક્ષા આજનાં કેળવણીકારો રાખે છે તે પણ શિક્ષકોની મદદ ને સહકાર વિના શી રીતે સાધી શકાશે?

અમને એમ ચોક્કસ લાગે છે કે શાળાસંચાલનની બાબતમાં મુખ્ય શિક્ષક જો પોતાના સાથીઓને પોતાના વિશ્વાસમાં લે, જો તેમને શાળાસંચાલનના વિવિધ ને ગૂંચવણભર્યા પ્રશ્નોનો ઉકેલ કાઢવા નોતરે, નવીન પ્રવૃત્તિઓ હાથ ધરવામાં તેમનો સહકાર વાંછે, તો આપણી શાળાઓનો દિમાગ પલટાઈ જાય. આજે તો શિક્ષક મુખ્યશિક્ષકથી બીએ છે; પોતાની પાસે કોઈ સારો વિચાર કે

# સરસ્વતીસદન—કચ્છ

[ કચ્છ જેવા પ્રદેશમાં નવીન પદ્ધતિઓથી કામ કરતી કેળવણીની એક સંસ્થા છે. આ સંસ્થામાં બાળકો, કિશોરો અને તરુણોને શાસ્ત્રીય ઢબે શિક્ષણ અપાય છે. એનું નામ 'સરસ્વતીસદન.' એ સંસ્થાના સંચાલનમાં શ્રી. હરભાઈ ત્રિવેદીનો ઘણો મોટો હિસ્સો છે. શ્રી. હરભાઈએ એ સંસ્થાની કાર્યવાહી સારુ એક 'Code' તૈયાર કર્યો છે. નૂતનશિક્ષણના વાચનારાઓને એ ઉપયોગી જણાશે તેમ ધારીને એને અહીં પ્રગટ કરીએ છીએ.—તંત્રી ]

## Educative Code 1937

### સામાન્ય

૧. આ શાળાનો દરેક શિક્ષક એમ માનશે કે રાષ્ટ્રનો સમૂહગત ઉદ્ધાર અને વ્યક્તિની ઉન્નતિ વધારેમાં વધારે સારી રીતે કેળવણીદ્વારા થઈ શકે છે.

૨. આ શાળાના શિક્ષકને મનુષ્યજાતની શક્તિઓમાં વિશ્વાસ હશે. અને તેથી પોતાના વિદ્યાર્થી સાથે અવિશ્વાસથી કામ કદિ નહિ કરે.

૩. આ શાળાના શિક્ષકને કેળવણીના વિજ્ઞાનનું અને મનોવિજ્ઞાનનું જ્ઞાન હશે. એવા જ્ઞાનને લીધે બાળકોની તમામ પ્રવૃત્તિઓ તરફ એ વૈજ્ઞાનિક દૃષ્ટિથી જોશે.

૪. મનુષ્ય પોતાના બાલ્યકાળમાં કોઈ પણ સદોષ પ્રવૃત્તિ કરતું નથી હોતું. તેમ જ એની તમામ પ્રવૃત્તિઓ એની રીતે આગળ વધવા માટેની હોય છે એવો વિશ્વાસ આ શાળાના શિક્ષકને પોતાના વિદ્યાર્થીમાં હશે. આને પરિણામે એ વિદ્યાર્થીના કોઈ પણ વર્તન તરફ દોષારોપણની દૃષ્ટિથી નહિ જુએ.

૫. વિદ્યાર્થી સાથેના વર્તનમાં પ્રેમાળ વ્યવહાર કરવાથી એના જીવનમાં પલટો કરી શકાય છે એવી માન્યતા અહીંનો શિક્ષક ધરાવતો હશે.

૬. પ્રેમ અને સજાને કોઈ રીતે બનતું નહિ હોવાથી આ શાળાનો શિક્ષક શારીરિક કે માનસિક કોઈ પણ પ્રકારની સજાથી દૂર રહેશે.

૭. કડક વ્યવહારના કરતાં સહાનુભૂતિભર્યો વ્યવહાર વિદ્યાર્થીને યોગ્ય પ્રોત્સાહન આપી શકે છે એવું અહીંનો શિક્ષક માનશે એટલે શિસ્તના આજના બેહૂદા અને ખોટા ખ્યાલોથી મુક્ત રહેશે.

૮. વ્યક્તિનો સાચો અને સુયોગ્ય વિકાસ જ ઉપકારક સમષ્ટિ રચી શકે છે એવી માન્યતા અહીંનો શિક્ષક ધરાવતો હશે.

૯. બાળકેળવણીથી માંડીને ઉચ્ચ કેળવણી સુધીના વ્યવહારમાં દરેક શિક્ષક વિદ્યાર્થીના વ્યક્તિવિકાસને અવકાશ આપશે અને સમૂહની તેમજ અંગત સામાજિક નીતિ તેમાંથી ઊભી કરશે.

૧૦. આ શાળાના શિક્ષકને કેળવણીશાસ્ત્રમાં અને પ્રાયોગિક માનસશાસ્ત્રમાં સંપૂર્ણ વિશ્વાસ હશે.

૧૧. આ શાળાનો શિક્ષક કેળવણીની અદ્યતન વિચારણાથી વાકેફ રહેશે.

૧૨ અહીંનો શિક્ષક પ્રાયોગિક માનસશાસ્ત્રનો અભ્યાસી હશે અને પોતાના વિદ્યાર્થી ઉપર તેવા પ્રયોગો કરવામાં અચકાશે નહિ.

૧૩. મનુષ્યની સર્વાંગી કેળવણીમાં શરીર, મન, બુદ્ધિ, આત્મા તમામનો સમાવેશ થતો હોવાથી આજે ચાલી રહેલી એકાંગી કેળવણીને અહીંનો શિક્ષક અપૂર્ણ ગણશે અને સર્વાંગી કેળવણી માટે પ્રયત્ન કરશે.

૧૪. મનુષ્ય પોતાની સાથે સારીમાઠી અનેક વૃત્તિઓને લઈને દુનિયામાં જન્મે છે એવું સાચું જ્ઞાન અહીંના શિક્ષકને હશે; એટલે બીજા બધાય કરતાં વૃત્તિઓની કેળવણીને અને વિકસતી વૃત્તિઓના સમન્વયને અહીંનો શિક્ષક સર્વથી વધારે મહત્ત્વ આપશે.

૧૫. સર્વને માટે કેળવણીનાં દ્વાર હમેશાં ખુલ્લાં હોવાં જોઈએ તેવી માન્યતા અહીંનો શિક્ષક ધરાવતો હોવાથી નાત, જાત, કે લિંગના ભેદોમાં એ નહિ માનતો હોય.

૧૬. ગરીબ, તવંગર, ભણેલ, અભણ, શેઠ, નોકર એવા કોઈપણ પ્રકારના ભેદને અહીંનો શિક્ષક ઉત્તેજન નહિ આપે.

૧૭. આપણા દેશમાં અજ્ઞાનનું પ્રમાણ ઘણું મોટું હોવાથી જ્યાં જ્યાં શક્ય હશે ત્યાં ત્યાં અજ્ઞાન ટાળવા માટે એ હમેશાં પ્રયત્નશીલ રહેશે.

૧૮. કેળવણી દ્વારા સામાજિક સેવા અનેક પ્રકારની થઈ શકે છે એટલે સમાજની શક્ય તેટલી સેવાઓ કરવામાં કેળવણીનાં સાધનોનો ઉપયોગ કરવાનું એ ચૂકશે નહિ.

૧૯. 'કેળવણી બાળક માટે છે, બાળક કેળવણી માટે નથી' એ સૂત્રમાં અહીંના શિક્ષકને સંપૂર્ણ વિશ્વાસ હશે તેથી કેળવણીનાં અનેક અંગઉપાંગોમાં વ્યવહાર તો બાળકેન્દ્રી જ રહેશે.

૨૦. અહીંના શિક્ષકને હાથકામનું ગૌરવ સમજાયું હશે.

૨૧. મરતા જતા આપણા દેશના ઉદ્યોગોને કેળવણીદ્વારા રક્ષી શકાશે તેવી અખૂટ શ્રદ્ધા આ શિક્ષકને હશે.

૨૨. બાળકની કેળવણી માટે અહીંનો શિક્ષક માત્ર શાળાને જ નહિ વળગી રહે. પરન્તુ શાળા બહારની અનેકવિધ પ્રવૃત્તિઓમાં એ બાળકને રોકશે.

૨૩. કેળવણી માત્ર પાઠ્યપુસ્તકમાં જ નથી હોતી એમ અહીંનો શિક્ષક માનતો હોવાથી ઇતર વાચન અને પુસ્તકાલયનો ઉપયોગ એ છૂટથી કરશે.

૨૪. વાતાવરણને અહીંનો શિક્ષક કેળવણીનું એક મોટું સાધન માનશે. તેથી વિદ્યાર્થીઓ કુસંસ્કાર પડે તેવા વાતાવરણથી દૂર રહે તેવા સ્થળમાં પોતાનું કામ ચલાવશે.

૨૫. કેળવણીના કોઈ પણ અંગઉપાંગનું કામ સંગીન પૂર્વતૈયારી વિના શક્ય નથી, એમ અહીંનો શિક્ષક માનતો હશે.

## વિશિષ્ટ વિભાગો

ભાષાશિક્ષણ

૧. આ શાળાનો શિક્ષક ભાષા શિક્ષણને સંસ્કાર આપવાનું મુખ્ય સાધન ગણશે.

૨. માતૃભાષા દ્વારા જ સાચી સમજણ વિદ્યાર્થી પામી શકે છે તેમ અહીંનો શિક્ષક માનશે અને તેથી માતૃભાષાના અભ્યાસને સૌથી વધારે મહત્ત્વ આપશે. તથા શિક્ષણના વાહન તરીકે માતૃભાષાને જ સ્થાન આપશે.

૩. માતૃભાષાથી ઊતરતે નંબરે દુનિયા ઉપરની દરેક સમૃદ્ધ ભાષાને સંસ્કારપોષણની દૃષ્ટિએ સરખું મહત્ત્વ આપશે.

૪. આપણા દેશની વિશાળતાની દૃષ્ટિને તથા ભાષાબાહુલ્યની દૃષ્ટિને નજર સમક્ષ રાખીને રાષ્ટ્રભાષાના શિક્ષણને જરૂરી મહત્ત્વ અહીંનો શિક્ષક આપશે. આ રાષ્ટ્રભાષા એટલે હિન્દુસ્તાની ભાષા.

૫. ભાષાશિક્ષણમાં ઉચ્ચારશુદ્ધિનું મહત્ત્વ અહીંનો શિક્ષક સંપૂર્ણ સાચવશે.

૬. ભાષા શિક્ષણસંસ્કાર આપવાનું સાધન હોઈ વિદ્યાર્થીમાં સાચી સમજણ ઊભી થાય તેવી રીતે તેનું શિક્ષણ આપશે.

૭. હસ્તાક્ષરને ભાષાશિક્ષક યોગ્ય મહત્ત્વ આપશે.

૮. જુદી જુદી ભાષાઓના સાહિત્યનો તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરવામાં ભણનારની શક્તિઓનો સાચો વિકાસ થાય છે એમ અહીંનો શિક્ષક માનશે.

૯. ભાષાના શિક્ષણને માત્ર અનુકરણમાં નહિ અટવાવી દેતાં મૌલિક સર્જનના સાધન તરીકે ગણશે.

૧૦. સાહિત્યનાં અંગઉપાંગોમાં સાચો રસ ભાષાશિક્ષક પેદા કરશે.

વિજ્ઞાનશિક્ષણ

૧. આધુનિક જમાનામાં માનવજીવનની પ્રગતિને સમજવા સારુ વિજ્ઞાનનું જ્ઞાન આવશ્યક છે તેમ અહીંનો શિક્ષક સમજશે.

૨. વિજ્ઞાનશિક્ષણની પદ્ધતિમાં અભ્યાસના બીજા બધા વિષયોને યોગ્ય રીતે સાંકળી દેવાની કળા વિજ્ઞાનશિક્ષકને હસ્તગત હશે.

૩. વિજ્ઞાનના ઊંડા અભ્યાસ માટે ગણિતશાસ્ત્રને અહીંનો શિક્ષક આવશ્યક પહેલું પગલું ગણશે.

૪. વિજ્ઞાનના વિષયોમાં જીવતા પ્રયોગો સૌથી મોટો ભાગ ભજવે છે તેવું અહીંનો શિક્ષક સમજશે.

૫. વિજ્ઞાનશિક્ષણ માટે વિજ્ઞાનનાં સાધનોનો વિદ્યાર્થીના હાથે થનારો ઉપયોગ શિક્ષક આવશ્યક સમજશે.

૬. વિજ્ઞાનના અભ્યાસનું પરિણામ માનવજીવનના કલ્યાણમાં આવવું જોઈએ તેવી અખૂટ શ્રદ્ધા શિક્ષકને હશે.

૭. વિજ્ઞાનના અભ્યાસને પરિણામે શુદ્ધ જ્ઞાનની પિપાસા વિદ્યાર્થીમાં જન્મશે. તેમજ જગત તરફની દૃષ્ટિ વિશાળ બનશે એવું દરેક શિક્ષક સમજતો હોવાથી વિજ્ઞાનના શિક્ષણનો ક્રમ એ રીતે યોજવામાં આવશે.

૮. એકલા સંસ્કાર વિજ્ઞાનની ચોક્સાઈ વિના મનુષ્યજીવનને વિશુદ્ધ બનાવી શકતા નથી. એવી માન્યતા હોવાથી અહીંનો શિક્ષક વિજ્ઞાનના વિષયોનું અને સંસ્કારના વિષયોનું એકીકરણ સાધશે.

### કલાશિક્ષણ

૧. નાની મોટી કળાઓ જીવાત્માઓની પોતાની વૃત્તિઓનો સાચો આવિષ્કાર હોય છે એમ અહીંનો શિક્ષક માનશે.

૨. પોતાની જાતને કાલી ઘેલી રીતે તેમ જ શુદ્ધ સંસ્કારી રીતે પ્રગટ કરવાનું ઉત્તમ સાધન વિદ્યાર્થી પાસે ઝીણી મોટી કલાઓ હોય છે એટલે બાળકની ગમે તેવી કલાકૃતિને અહીંનો શિક્ષક યોગ્ય વજન આપશે.

૩. કલાનું શિક્ષણ જડ શૃંખલાઓને સાંખી શકતું નથી. કલાશિક્ષણની શરૂઆત જ મુક્ત ચિત્રામણમાં થશે અને એનો અંત પણ સ્વતંત્ર આયોજનપૂર્વકનાં ચિત્રોમાં અવતરશે.

૪. કલામાં માત્ર ચિત્રકલા જ નહિ પરન્તુ સંગીત, નૃત્ય, નાટ્ય, વગેરે કલાઓનો સમાવેશ ગણાશે.

૫. બધી કલાઓના અભ્યાસક્રમો એક બીજાની સાથે સંકળાયલા રહેશે. સંગીતકલામાં આપણા દેશની પ્રાચીન સંગીતવિદ્યાનો ઉદ્ધાર કરવાની દૃષ્ટિ શિક્ષક સમીપ રહેશે.

૬. અભિનય અને નૃત્ય કલાઓ આપણા સામાજિક જીવનને કલાત્મક રીતે વ્યક્ત કરવાનાં ઉત્તમ સાધનો હતાં એવું પુરવાર કરવા માટે તે તે કલાઓનો શક્ય તેટલો પ્રવેશ અહીંના શિક્ષણક્રમમાં રહેશે.

૭. કલાના વિષયો અને વિજ્ઞાનના વિષયોને સ્થૂળ રીતે જુદા જુદા ગણવામાં આવે છે તેને બદલે એક જ મનુષ્યજીવનની ઢાલનાં બન્ને આવશ્યક પાસાંઓ છે એવું માની શિક્ષક પોતાનો શિક્ષણક્રમ રચશે.

### કારીગરી

૧. હાથકારીગરીનું યોગ્ય મહત્ત્વ અહીંનો શિક્ષક સ્વીકારશે.

૨. હસ્તકળાનું ગૌરવ વધારવા માટે શિક્ષક પોતે જ તેનો પ્રયોગ કરશે.

૩. કારીગરીના વિકાસદ્વારા નાના મોટા ઉદ્યોગોનો વિકાસ સાધી શકાય છે એવી માન્યતા અહીંનો શિક્ષક ધરાવતો હોઈ ઉદ્યોગને શિક્ષણના પ્રાથમિક આવશ્યક અંગ તરીકે સ્વીકારશે.

૪. ભણનાર બાળક ક્રિયાવાન હોય છે એ સત્ય અહીંનો શિક્ષક સ્વીકારતો હોઈ કારીગરીદ્વારા ક્રિયાશક્તિને ઉત્તેજન આપશે. જેમ જેમ વિદ્યાર્થી આગળ ભણતો જશે તેમ તેમ શિક્ષણને ઉદ્યોગ-શીલ-બાલકેન્દ્રી બનાવવાના પ્રયત્નો શિક્ષક કરશે.

૫. કારીગરીદ્વારા કેવળ ઉપાર્જનનો હેતુ કેળવણીની દૃષ્ટિએ બાળવિકાસને વિઘ્નકર્તા છે એમ અહીંનો શિક્ષક માનશે.

૬. કલાના, વિજ્ઞાનના કે સંસ્કારના વિષયો જેટલું જ મહત્ત્વ કારીગરીના વિષયને શિક્ષક આપતો હોવાથી કારીગરીનું શિક્ષણ એ બધા વિષયોના શિક્ષણથી અલગ નહિ રહે; પરન્તુ એક બીજાની સાથે ઓતપ્રોત થયેલું રહેશે.

## પ્રકીર્ણ

આ શાળાનો શિક્ષક શિક્ષણના ધંધાને સ્વેચ્છાથી વરેલો હોવાથી નીચે પ્રમાણેના નિયમોને સ્વેચ્છાથી જ વળગી રહેશેઃ

૧. તે ખાનગી ટ્યૂશનમાં માનશે નહિ.

૨. નક્કી કરેલા અભ્યાસક્રમને પોતાની અનુકૂળતા પ્રમાણે સત્રના કે મહિનાના વિભાગોમાં વહેંચી નાખીને તે પ્રમાણે કામ પૂરું કરશે.

૩. સમયપત્રકની નિયમિતતાને ઘડિયાળની ચોકસાઈથી વળગી રહેશે.

૪. રોજ શિક્ષણશાસ્ત્ર કે માનસશાસ્ત્રનો ઓછામાં ઓછો બે કલાક સ્વાધ્યાય કરશે.

૫. દુનિયાભરની નવી શિક્ષણપદ્ધતિઓનો સતત અભ્યાસી રહેશે.

૬. સહકારનાં તત્ત્વોમાં પૂરી શ્રદ્ધા રાખશે અને વિદ્યાર્થીઓ સાથે જરૂરી સહકાર સાધશે.

૭. પોતાનાં શરીર અને મનને હમેશાં સુદૃઢ અને નિર્મલ રાખવાના પ્રયત્નો કરશે.

૮. શાળાના પોતાના કામ ઉપરાંત શિક્ષણના કાર્યને પોષક હોય તેવી જ ઇતર પ્રવૃત્તિઓ હાથ ધરશે.

૯. શાળાના સંચાલનમાં પોતાનો આવશ્યક ફાળો આપતો રહેશે.

૧૦. વ્યવસ્થા ખાતર ઊભા કરેલા નિયમો અને નિયમનોને વફાદાર રહેશે.

૧૧. જે કાંઈ કામ સોંપવામાં આવે તે કામને ચોક્સાઈથી અને કાળજીથી પૂરું કરશે.

૧૨. પોતાના કામની પૂર્વતૈયારીઓને સફળતાનું આવશ્યક અંગ ગણશે.

૧૩. શાળાની મુલાકાતે આવનાર મહેમાનો કે મિત્રો સાથે સદ્‌ભાવભર્યું વર્તન દાખવશે.

૧૪. જરૂર જણાય તો, કાંઈ પણ કહેવા જેવું કે ફરિયાદ કરવા જેવું પોતાના સીધા ઉપરીને વિના સંકોચે વિનયપૂર્વક જણાવશે.

૧૫. પોતાના કામની રોજનીશી રાખશે.

૧૬. શિક્ષણની કે ઇતર જે કોઈ નીતિ સંસ્થા અખત્યાર કરશે તે નીતિને વફાદાર રહેશે.

વર્ધા શિક્ષણનો

# નમૂનાનો પાઠ-૨

—રા. ત્રિભુવનદાસ પાનવાળા

ગયા અંકમાં વર્ધા યોજના પ્રમાણે પહેલી શ્રેણીમાં ઉદ્યોગદ્વારા શીખવવાનો પાઠ આપ્યો હતો. આ અંકમાં ખેતીકામ સાથે બીજા વિષયો કેવી રીતે શિખવાય તેનો પાઠ આપ્યો છે. પાઠની નોંધ નીચે મુજબ છે.

## શ્રેણી ૧ લી

**[૨]**

**સાધન :**—બી, ઝારી, ખુરપી, કોદાળી, એશિયાનો નકશો, ફૂટ

**સમય :**—ત્રણ દિવસ દરરોજ અઢી કલાક

| વાતાવરણ | ગણિત | સમાજવિદ્યા | ભાષા | સામાન્ય વિજ્ઞાન | ચિત્રકામ | ટીકા |
|---|---|---|---|---|---|---|
| ઉદ્યમઃ— (મુખ્યમુદ્દા) વાડિયાં તૈયાર રાં અને બી વાં. | | ખેતી શીખવનાર ચીનના શેનુંગ પાદશાહની વાત | | | | |
| તિઃ ૧ ડીઓ પાડવી | વર્ગના છોકરાની સંખ્યા ગણાવી પાંચ પાંચ છોકરાની ટુકડી પાડવી. કેટલી ટુકડીઓ થઈ તે ગણાવવું. | ટુકડીના આગેવાન નીમવા; ટુકડીની ફરજ અને જવાબદારી સમજાવવી. | ટુકડી વિષે વાતચીત કા. પા. પર શબ્દોઃ— ટુકડી ફરજ આગેવાન જવાબદારી | | | |
| તિઃ ૨ ક ટુકડી પાસે વાડિયાંની નક્કી કરાવી ા બંધાવવી. | ફૂટથી દરેક વાડિયાની લંબાઈ અને પહોળાઈ મપાવવી. ધરુવાડિયાંની ગણતરી કરાવવી. | એકેક ધરુવાડિયું એકેક ટુકડીને સોંપવું. | કામની વાતચીન શબ્દોઃ— કોદાળી ખૂરપી ખોદવું ગોડવું પોચી | પોચી જમીન શા માટે જોઈએ તે સમજાવવું. | ખૂરપીનું ચિત્ર | |

| વાતાવરણ | ગણિત | સમાજવિદ્યા | ભાષા | સામાન્ય વિજ્ઞાન | ચિત્રકામ | ટીકા |
|---|---|---|---|---|---|---|
| પ્રવૃત્તિ: ૩ નાની કોદાળી કે ખૂરપી વડે જમીન ખોદાવવી, જમીન સાફ કરાવવી. | | | | કેટલેથી કોદાળીનો હાથો પકડવો અને કેવીરીતે ખોદવું તે બતાવવું. ખૂરપીનો ગોડવામાં અને ઘાસ ઉખેડવામાં કેવી રીતે ઉપયોગ કરવો તે સમજાવવું. | | |
| પ્રવૃત્તિ: ૪ ખાતર જમીનમાં નંખાવવું. | ત્રાજવાં અને કાટલાં વાપરતાં શીખવવું. દાંડી પરથી સીધી અને વક્ર. રેખાની સમજ. કિંમત મુકાવી રૂ.આ.પા.ની સમજ આપવી. | | શબ્દો:– બકરી લીંડી ગોબર ખાતર કચરો | ખાતર બનાવવાની રીત | | |
| પ્રવૃત્તિ: ૫ ધરુવાડિયામાં બી નંખાવવાં. | દરેક ટુકડીને બી આપ્યાં હોય તે બીની ગણતરી. બાકી રહ્યાં હોય તેની ગણતરી. | | શબ્દો:– ભીંડા ગુવાર વાલ કપાસ વાવવું વાવણી | બીની ઓળખ | | |
| પ્રવૃત્તિ: ૬ બીની વાવણી; પછી ઝારીથી પાણી પાવાનું કહેવું. | | | શબ્દો:– પાણી વરસાદ ઝારી પાણી પાવું રેડવું | | ઝારીનું ચિત્ર | |

૩

[ અ ] હવે પાનરે સમિતિની નિમણૂક સૌ. લીલાવતી મુનશીના એક ઠરાવના આધારે થએલી છે. એ ઠરાવ રજૂ કરતી વખતે એઓશ્રીએ દર્શાવેલાં કારણોનો એક પછી એક વિચાર કરીએ.

૧. શાળાંતર કરનાર વિદ્યાર્થીને પાઠ્યપુસ્તકની ખરીદીનો અર્થ નિરર્થક જાય છે. શાળાંતર કરનારી સંખ્યા એકંદર સંખ્યાનો ૫ થી ૧૦ ટકા જેટલો ભાગ ભાગ્યે જ હોય છે. અને તેમાં પણ નાપાસ થવાને લીધે જેને ઉપરના વર્ગમાં ચઢાવવામાં આવ્યો ન હોય તેવો મોટો ભાગ હોય છે. વિદ્યાર્થીઓને એકની એક ચોપડી ફરીવાર ભણવી ગમતી નથી. છતાં એ નિર્ણિત થએલી હોય ત્યારે તેવા વિદ્યાર્થીઓ તો એમ જ માને છે કે 'એમાં શું? એ તો આવડે છે.' આવા માનસના વિદ્યાર્થીઓને નવી જ ચોપડીમાંથી કાંઈક સ્વયંસ્ફુરિત કાર્ય કરવાની વૃત્તિ થાય છે. તેમ જ જેને શાળાંતર કરવું હોય તે વર્ષની શરૂઆતમાં જ પોતાને ફાવતી શાળા શોધી લે છે. પુસ્તકો વર્ષની શરૂઆતમાં જ ખરીદવાનાં હોય છે, તેથી એક જ વર્ષમાં ફરી પુસ્તક ખરીદવાનો પ્રસંગ ભાગ્યે જ ઊભો થાય છે. જ્યારે કોઈક આકસ્મિક સંયોગોમાં જ વર્ષની વચ્ચે કોઈ વિદ્યાર્થીને શાળાંતર કરવું પડે છે. શાળાંતર કરનારી સંખ્યાના કોઈ પણ પાંચ સારી, પાંચ મધ્યમ, અને પાંચ એકદમ નબળી શાળાના પાંચ વરસના આંકડાઓની સરાસરી જાણી લીધી હોત તો આ કારણની પોકળતાનો ખ્યાલ સહજ આવત. આથી વધારે વિષમ સ્થિતિ તો સરકાર ને વિદ્યાપીઠની સહિયારી દેખરેખ નીચે ચાલતી પાઠશાળાઓમાં ચાલી રહેલી છે તે જાણ્યું, જોયું અને વિચાર્યું હોત તો આ પ્રશ્નની નિઃસારતાનો સાચો ખ્યાલ આવી શકત.

૨. 'ભિન્નભિન્ન શાળાઓમાં વિવિધ પાઠ્યપુસ્તકોની પદ્ધતિને લીધે જુદીજુદી શાળાંમાં અભ્યાસ કરનાર બાળકોનાં બુદ્ધિમાપનો ક્યાસ યથાર્થ રીતે કરી શકાતો નથી.' આ વિધાન તદ્દન ખોટા પાયા ઉપર ઊભું કરેલું છે. બુદ્ધિનો વિકાસ કોઈ શાળા કે પુસ્તક દ્વારા જેટલા પ્રમાણમાં થઈ શકે તેના કરતાં પોતાને પ્રભુ તરફથી મળેલી પ્રતિભાશક્તિના પ્રમાણમાં અને સ્વપ્રયત્નથી વધારે સારો થઈ શકે છે. બુદ્ધિ તો અંધારે વહેંચાણી છે. એમાં કોઈ પણ રીતે સામાન્યવાદનો કાયદો લાગુ પડી શકે તેમ નથી. કોઈપણ અસામાન્ય વ્યક્તિ શાળાને કે દેશને પ્રકાશમાં લાવે છે, શાળાઓ અસાધારણ વ્યક્તિઓને ઘડી શકતી નથી. બુદ્ધિનો વિકાસ જો પુસ્તકદ્વારા અને ભાડૂતી માણસ પાસેથી મેળવી શકાતો હોય તો ધનાઢ્યો એ નૈસર્ગિક સાર્વજનિક મિલ્કત એકહથ્થુ કરી લીધા વિના ભાગ્યે જ રહે. માટે બુદ્ધિની વિષમતાનું કારણ માત્ર શાળા કે પાઠ્યપુસ્તકો જ છે એમ માનવું યથાર્થ નથી.

૩. વરિષ્ઠ ન્યાયમંદિરનો જે ન્યાયાધીશ કોઈને પણ જરાયે મુલાકાત આપતો ન હોય, તેમના ન્યાયની વિશુદ્ધિ માટે કોઈને કાંઈ જ શંકાનું કારણ નથી. તેમજ પાઠ્યપુસ્તકની પસંદગી કરનાર પોતાને પ્રાપ્ત કે માનદ ધર્મ યથાર્થ રીતે શક્તિ અને સમયનો પૂરો ઉપયોગ કરીને પાળે તો તેવાને માટે પુસ્તકની લાયકાત કરતાં લાગવગનો ઉપયોગ કરવાનું કાંઈ જ કારણ મળી શકતું નથી.

૪. પાઠ્યપુસ્તકની પસંદગી અને ફેરફારો કરવા માટે અત્યારે થોડાક નિયમો તો સરકારે કરી મૂકેલા છે; અને તે વધારે વ્યવસ્થિત સ્વરૂપે કરવામાં આવે તો તેમાં કાંઈ જ ખોટું નથી.

શિક્ષકોને પોતાના શિષ્યો માટે ઓછામાં ઓછો વિચાર કરવો પડે, પોતાનાં રોજનાં કામ માટે ઓછામાં ઓછી તૈયારી કરવી પડે, એ બહુ જ ગમે છે. પાઠ્યપુસ્તક બદલાય ત્યારે એનો અભ્યાસ કરવો પડે, વિચારવું પડે. વગર તૈયારીએ, પાનું ઉઘાડીને ચલાવ્યે રાખી શકાય તેમ ન હોય ત્યારે શિક્ષકો સામાન્ય રીતે નવાં પાઠ્ય પુસ્તકોની પસંદગી માટે વિરોધ કરે છે. બહુ જ થોડા શિક્ષકો પોતાના વિદ્યાર્થીના અભ્યાસ માટે નવી પદ્ધતિ, તેમ જ એકની એક જ બિના જુદા જુદા દૃષ્ટિ બિંદુથી રજૂ કરવા તૈયાર હોય છે. એક જ ધોરણમાં બીજે વરસ ભણનારા વિદ્યાર્થીઓને એકધારી રીતે શીખવનાર શિક્ષકો ત્રાસરૂપ થઈ પડે છે. શિક્ષક પોતાને શીખવવાનો વિષય, તે શીખવવાની શિક્ષણપદ્ધતિને માટે નિત્યનવો હોવો જોઈએ. એવી ભાવનાને અભાવે ૩૫-૪૦ વરસ કે તેથી પણ જૂનું પાઠ્યપુસ્તક ફેરવવાની ઇચ્છા કરે જ નહિ. એવા પાઠ્યપુસ્તકની પસંદગી કરનારા પણ જોયા છે. કારણ કે કેળવણીના નવા સાહિત્યને જોવા વિચારવા કે તુલના કરવાનો સમય, વૃત્તિ કે શક્તિના અભાવે જેમ ચાલે છે તેમ ચલાવ્યે રાખો એવી માન્યતા ધરાવનાર શિક્ષકો પણ આ પ્રશ્ન ઉત્પન્ન કરવામાં જાણ્યે અજાણ્યે કારણભૂત છે.

ત્રીજું : શાળાના સંચાલકો પોતે જ પુસ્તક લખે, પોતે જ પ્રસિદ્ધ કરે, અને પોતાની શાળામાં ચલાવે એ ઠીક નથી એમ ઘણા શિક્ષકો ધારે છે. એનો નિર્ણય વ્યક્તિ કરતાં પુસ્તકની લાયકાતની દૃષ્ટિએ વિચારતાં એ વિષે કાંઈ જ કહેવું યોગ્ય નથી. છતાં જો સરકાર હરકોઈ વ્યક્તિને શાળા ચલાવવાની પરવાનગી આપે છે તે અને તેની અંદરની વ્યવસ્થામાં કાંઈ જ માથું મારવાની વૃત્તિ કરતી નથી, એટલે એવા પુસ્તક સંબંધે પણ સર્વસામાન્ય મંજૂરી મેળવ્યા પછી કાંઈ જ કહેવાનું કારણ નથી.

બહુમતવાદી રાજ્યવ્યવસ્થા ચલાવનાર સરકારની સૌથી પહેલી ફરજ મતદર વર્ગને કેળવવાની છે: પ્રજાને પાયાથી ટોચ સુધીની મફત કેળવણી આપવાની છે. સરકાર એ ફરજ બજાવતી નથી. એની વતી બીજી વ્યક્તિને એ ફરજ બજાવવાનો પરવાનો આપે છે. એમ કરવામાં સરકાર પોતાની ફરજ ચૂકે છે એમ સમજતી નથી. તો પછી આ કેળવણીના રોજગારમાં એવા શાળાના સંચાલકો આવો પાઠ્ય પુસ્તકપ્રસિદ્ધિનો નજીવો ધંધો ઉમેરે તો એમાં વાંધો શો છે? હા, એ પ્રમાણે પોતાની પાસેના અને પોતાના ઓળખીતા, પોતાના કરતાં કાંઈક વધારે પડતું કમાઈ જાય છે, એ મારાથી જોયું જાતું નથી એવી સાહજિક અને સાંગતિક ઇર્ષ્યાઅસૂયાથી પીડાતા માનસમાં અટવાએલી વ્યક્તિઓ પાઠ્ય પુસ્તકોની આ પ્રણાલિ સામે પોકાર ઉઠાવે છે. પણ જ્યાં મૂળે કેળવણીની યોજના જ દેશહિતના દૃષ્ટિબિંદુથી થઈ નથી, ત્યાં આ પ્રકારે પ્રજાહિતની વાતો કરવાથી શું વળવાનું છે?

પાઠ્યપુસ્તક પસંદ કરનાર અધિકારી પોતાની કાયદેસર પ્રાપ્ત ફરજ બજાવી શકતો નથી, જૂનવાણી માનસથી રીઢો થએલો શિક્ષક નવા પાઠ્યપુસ્તકની પસંદગીથી અમારે અભ્યાસ કરવો પડે, ન કરીએ તો વિદ્યાર્થીવર્ગમાં નાલેશી થાય, એવા ભયથી પોતાની ફરજ બજાવી શકતો નથી. શાળાના સંચાલકોનો વર્ગ ઉત્પન્ન કરનાર સરકાર પોતાની ઇષ્ટ ફરજ બજાવી શકતી નથી. આ બધા દોષોનો ટોપલો પાઠ્યપુસ્તકની પ્રસિદ્ધિને અટકાવવા માટે થઈ રહ્યો છે. એ પ્રયત્ન પ્રજાહિતની દૃષ્ટિથી કરવામાં આવે છે, એમ કહેવા કરતાં પ્રજાને સ્વતંત્ર વિચાર કરતી અટકાવવા માટે છે એમ કહેવું વધારે યથાર્થ છે.

અધિકારીઓનો સમૂહ જ જ્યાં સરકાર હોય, ત્યાં અત્યંત ચોકસાઈ અને સખતાઈથી નિયમન કરવાની ફરજ સરળતાથી અદા કરી ન શકાય, એ વાસ્તવિક છે. પણ અત્યારની સરકાર વર્તમાન ઘટનામાં સુધારા કેમ કરી શકાય, તેની વિચારણા કરવાને બદલે આવી કમિટીની નિમણૂકથી પાઠયપુસ્તકની પ્રસિદ્ધિને રુંધવાનો પ્રયત્ન કરી રહી છે. એથી કેળવણીનાં સાહિત્યનો વિસ્તાર અને વિકાસ સંકુચિત અને એકમાર્ગી થઈ જશે. સરકારે પાઠયપુસ્તક પ્રસિદ્ધિના પ્રયોગો જોવા, વિચારવા જોઈએ, પ્રજાની ઘટનાની દૃષ્ટિએ હાનિકારક હોય, એવા પ્રયત્નોને અવરોધવા જોઈએ. અમુક વ્યક્તિ કે અમુક સંસ્થાને જ કોઈ પણ પ્રકારનાં પાઠયપુસ્તકો લખવાનો કે પ્રસિદ્ધ કરવાનો ઇજારો મળી જાય એવી પ્રવૃત્તિને સરકારે પારખી લેવી જોઈએ, અને રોકી દેવી જોઈએ.

૨

આ પ્રશ્ન ઉદ્‌ભવવાનાં ત્રણેક કારણો છેઃ

અનેક પાઠય પુસ્તકો લખાયે જાય છે. લખનાર કેળવણીખાતાનો અધિકારી હોય, કે સામાન્ય વ્યક્તિ હોય. એવાં પુસ્તકો પ્રસિદ્ધકર્તા પોતાના જોખમે, કે લેખકની સાથે સહિયારા જોખમે; અથવા લેખકો પોતે પોતાને જોખમે પ્રસિદ્ધ કરીને વેચવાનો પ્રબંધ કરે છે. એ ધંધામાં જેનાં હિતો જેટલા પ્રમાણમાં જોખમાયાં હોય, તેટલા પ્રમાણમાં તે વ્યક્તિ પોતાનાં પુસ્તકની વપરાશ વધારવાનું પ્રચારકાર્ય અને લાગવગનો ઉપયોગ કર્યે જાય છે. આની સ્વાર્થપરાયણ જાળો પાઠયપુસ્તક પસંદ કરનારની આસપાસ જામે છે. પાઠયપુસ્તક પસંદ કરનાર વ્યક્તિ પોતે એક ન્યાયાધીશને દરજ્જે છે. સાચો ન્યાયાધીશ પોતાની પાસે રજૂ થએલા પુરાવાના આધારે ચુકાદો આપે છે. આસપાસની લાગવગ અને અફવાઓ, કે બીજાના મતોનો ઉપયોગ તે ભાગ્યે જ કરે છે. એ ફરજ બજાવવામાં જે શ્રમ પડે છે તેવો શ્રમ એવા અધિકારીઓમાંથી કોઈક જ ઉઠાવે છે. એવા અધિકારીને દેશ કે પ્રજાની કેળવણીની દૃષ્ટિએ જોવાની કે વિચારવાની ફુરસદ હોતી નથી, અર્થાત્ એ પ્રમાણે પાઠયપુસ્તક પસંદ કરનાર અધિકારી પોતાની ફરજ યથાર્થ રીતે બજાવી શકતો નથી; ત્યારે પાઠયપુસ્તકની પ્રસિદ્ધિમાં જેનું થોડું ઘણું હિત સમાયેલ હોય એવી વ્યક્તિઓ એ અધિકારીઓને રૂબરૂ મળે છે, કાગળપત્રથી લાગવગ ઊભી કરે છે, અને પોતાના પુસ્તકનાં ગુણગાન સંભળાવે છે. આ પ્રમાણે જેઓને જાતે વિચારવું નથી, અને આવી વાતો સાંભળવાની નવરાશ નથી, એવા અધિકારીઓ આવી પરિસ્થિતિથી ત્રાસી જાય છે. એ પ્રમાણે ત્રાસી જનાર પોતે જે આ માનદ કે પ્રાપ્ત-ફરજ બજાવવાની છે તે બજાવી શકતો નથી; છતાં પેટની ખાતર એ પ્રાપ્ત પદવી છોડતા નથી તેમ જ મોહને લીધે માનદ ફરજ મૂકતા નથી. એવી વ્યક્તિઓએ પોતાના કાર્યમાં સરળતા મેળવવા માટે આવી સમિતિ નિમાવવાની લાગવગ વાપરેલી છે, એમ નથી લાગતું? ન્યાયાધીશો સમરી ટ્રાયલથી કેસ ચલાવે અને ફેંસલા આપે તે શોભાસ્પદ ગણાય?

બીજું: જેઓને આ પાઠય પુસ્તકોનો રોજ ઉપયોગ કરવાનો છે, એવા શિક્ષકો પણ જ્યારે જ્યારે નવાં પાઠય પુસ્તકની પસંદગી કરવાની વાત રજૂ કરવામાં આવે છે, ત્યારે તેવી દરખાસ્તની સામે થાય છે, વિરોધ ઉઠાવે છે. તે પણ એક માનસિક વિકૃતિનું ચિહ્ન છે, અને એ અવલોકવા યોગ્ય છે.

આ પ્રમાણે બે પ્રકારે હાલની સમિતિઓએ કરેલીક હેવાતી ભૂલોના આધારે પાવટે સમિતિની[૪] નિમણૂક કરવામાં આવી છે. એથી સરકારના ભાષાવાર પ્રાંતોના ઇન્સ્પેકટરના પ્રમુખપણા નીચે તેમજ ડાયરેકટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રકશનના પ્રમુખપણા નીચે, પાઠ્યપુસ્તકો મંજૂર કરવાની ભલામણ કરનારી સમિતિઓ ઉપર અવિશ્વાસની દરખાસ્ત પસાર કરી હોય એવું સમજાય છે; પણ એવી સમિતિના સભ્યો તો સરકારે નીમેલા છે, ચુંટાએલ નથી; એટલે એમને તો એ સંબંધે નોકરી કરનારની માફક માનાપમાનનો કાંઈ સવાલ હોય જ નહિ છતાં હાલની સરકાર ધારે તો એ સર્વેને ઘડીના છઠ્ઠા ભાગમાં ફેરવી નાખી પોતાની રાજનીતિ અખત્યાર કરનાર માણસોને નીમી ભૂતકાળમાં જે કાંઈ વાસ્તવિક ન થયું હોય તેને સુધારવા અને નવામાં પોતાની રાજનીતિને અનુકૂળ જણાય તેવાં પાઠ્યપુસ્તકો મંજૂર કરનાર સમિતિઓ સરજી શકત; પણ એ તરફ સરકારનું લક્ષ્ય ખેંચવામાં નથી આવ્યું તે નવાઈ જેવી વાત છે.

૨. શાળાના સંચાલકો અને નિયામકો વર્ષની શરૂઆતમાં ઉપરની સમિતિઓ દ્વારા સરકારે પાઠ્યપુસ્તક તરીકે મંજૂર કરેલી ચોપડીઓની યાદીમાંથી કઈ ચોપડીને વર્ષ દરમિયાન પાઠ્યપુસ્તક તરીકે સ્વીકારવી એનો નિર્ણય કરે છે. એ નિર્ણય કઈ દૃષ્ટિએ થઈ રહ્યો છે, તેમ જ તેમાં ક્યારેક કેવા પ્રકારે દોષિત સ્વરૂપ દેખાય છે એનો વિચાર આપણે પ્રથમ કરવો જોઈએ.

શાળામાં પાઠ્ય પુસ્તકની પસંદગી કરતી વખતે જાણ્યે કે અજાણ્યે નીચેના દૃષ્ટિબિંદુએ વિચાર કરવો પડે છેઃ

જે પાઠ્યપુસ્તકો અભ્યાસક્રમને અનુરૂપ હોય, પરીક્ષાના પ્રશ્નપત્રો અને ધાટીને બેસતાં હોય, બાળમાનસને અનુકૂળ થાય તેમ હોય, વિદ્યાર્થીની ગ્રહણધારણ શક્તિને બેસે તેવી શિક્ષણપદ્ધતિ, અને જ્ઞાનાભ્યાસની જેમાં ક્રમિક યોજના હોય. તેવાં પુસ્તકો જ્યારે પૂરી જરૂર જણાય ત્યારે જ ઘણુંખરું પસંદ કરવામાં આવે છે–ફેરવવામાં આવે છે. આવી જરૂરિયાતનો નિર્ણય સામાન્ય રીતે સમયની મર્યાદાથી નહિ, પણ શિક્ષકને પોતાને રોજના કામમાં સરળતા પ્રાપ્ત કરવાની દૃષ્ટિથી, તેમજ થોડી મહેનતે વધારે પ્રમાણમાં ફળ મળી શકે એવી આગાહીથી કરવામાં આવે છે.

આ પ્રણાલિ વિરુદ્ધ કોઈને કાંઈ જ કહેવાનું ન હોય, પણ એથી વિપરીત સ્થિતિ તો આ છે. પોતાના અમલદારોએ લખેલાં પાઠ્યપુસ્તકો લાયક હોય તેને વિષે વાંધો લેવા જેવું કાંઈ જ નથી; પણ લાયક ન હોય તેમ છતાં પણ દાખલ કરવાના સંયોગોમાં ઉપર કહેલી પ્રણાલિનું પરિપાલન કવચિત નહિ યે થતું હોય, એ વાત સાચી છે. પણ તેમાં પાઠ્યપુસ્તક પસંદ કરનાર અમલદારની સ્વતંત્ર બુદ્ધિને પ્રોત્સાહન આપે એવું પીઠબળ, અને આ પ્રમાણે અયોગ્ય લાગવગનો ઉપયોગ કરનાર અમલદારને અંકુશમાં લેનાર શક્તિ, એમ બે પ્રકારે આ વિધિમાં નીરોગી વાતાવરણ સર્જવાની આ ખાતાના શિખરસ્થાને વિરાજનારા અમલદારોની તેમજ સરકારની સૌથી પ્રાથમિક ફરજ હતી અને છે. એ ફરજ બજાવવાનું કાર્ય થઈ રહ્યું હોત તો આ પાવરે કમિટિના અસ્તિત્વનો સંભવ પણ ન હતો.

૪. જો કે એનું નામ "સૌ. લીલાવતી મુનશી સમિતિ" એમ કહેવું જોઈએ. કારણ કે એ પ્રવૃત્તિના નિર્માતા તેઓ છે.

# પાઠ્યપુસ્તકની પસંદગી—રા. મોહનલાલ પંચોળી

૧

પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓમાં રોજ વાપરવાનાં પાઠ્યપુસ્તકોની પસંદગી હાલ બે તરફથી થઈ રહી છે. તે બંને નિષ્ફળ છે એમ બતાવવા માટે એક ત્રીજી પ્રણાલિ ઊભી કરવાનો જે પ્રયત્ન થઈ રહ્યો છે તેને માટે યોગ્ય વિચારણા થવાની જરૂર છે.[1]

૧. ભાષાવાર ચાર પાંચ, તેમજ સમસ્ત પ્રાંતને માટે એક એમ સરકારે પસંદ કરીને નીમેલી કેટલીક સમિતિઓ પ્રસિદ્ધ થએલાં પુસ્તકોમાંથી જે પુસ્તકો એ સમિતિ પાસે રજૂ થાય છે, તેમાંથી કેટલાંકને પાઠ્યપુસ્તક તરીકે, તો કેટલાંકને શાળાનાં પુસ્તકાલય પુસ્તક તરીકે મંજૂર કરવાની સરકારને ભલામણ કરે છે. ઘણુંખરું સરકાર એજ ભલામણો મંજૂર કરે છે. એ સમિતિઓ કઈ પદ્ધતિએ કે કઈ દૃષ્ટિએ કામ કરે છે તેમજ એમની વર્તમાન કાર્યવાહીની વાસ્તવિકતા કે અવાસ્તવિકતાનો વિચાર કરવાનો અત્યારે પ્રસંગ નથી.

જો કે પાઠ્ય પુસ્તકની રચના અને પસંદગી સંબંધે ઊહાપોહ કરવા જે સમિતિ નીમેલી છે, અને જેની પ્રાથમિક ફરજો [Terms of reference] નો સરકારે ઉલ્લેખ કર્યો છે તે સમિતિની પહેલી ફરજ[2]ના વિધાનથી એટલું તો નક્કી થઈ શકે છે કે અત્યાર સુધી પાઠ્યપુસ્તકો મંજૂર કરનારી સરકારે નીમેલી સમિતિઓ, શાસ્ત્રીય દૃષ્ટિએ કે કોઈ વિશિષ્ટ દૃષ્ટિએ લખાએલ ન હોય એવાં પુસ્તકોને પણ પાઠ્યપુસ્તકો તરીકે મંજૂર કરી નાખતી હોવી જોઈએ. તેમજ એ સમિતિઓએ શાળાને જેટલી સંખ્યામાં પાઠ્યપુસ્તકની જરૂર છે, તેનાં કરતાં ઘણી વધારે સંખ્યામાં પાઠ્યપુસ્તકો મંજૂર કરીને, અત્યારે પાઠ્યપુસ્તક પસંદ કરનાર અમલદાર, અને એવા અમલદારના સલાહકાર સભ્યોને તકલીફ આપવાનો જાણ્યે અજાણ્યે ગુનો કરી નાંખેલ છે.[3] એવી ફરિયાદ ધારાસભામાં રજૂ કરનારને ન્યાય આપવા માટે જ આ સમિતિ નીમવાની હાલની સરકારને ફરજ પડી છે.

---

૧. Selection and Preparation of School Books Committee ની ઉત્પત્તિ, ફરજ અને કાર્યવાહી સંબંધે રજૂ કરેલું એક દૃષ્ટિબિંદુ.

૨. To analyse the text books available in the market with a view to seeing whether they are written on any Scientific basis and whether particular basis is suitable and in case no suitable books are available, to invite prospective suitable writers and give them a rough outline of the requirements to enable them to prepare suitable books.

૩. To consider the question of the number of sets of text books to be sanctioned for use in schools under public management.

વાક્યો: (૧) વાવવા માટે જમીન પોચી જોઈએ.

(૨) કોદાળીથી જમીન ખોદી.

(૩) એટલે જમીન પોચી થઈ.

(૪) તે જમીનમાં ખાતર નાખ્યું.

(૫) પછી તેમાં ખૂરપીથી ખાડો પાડી બીની વાવણી કરી.

(૬) બી વાવી ઝારીથી પાણી પાયું.

(૭) હવે શું થાય છે તે દરરોજ જોજો.

(૮) તમારી નોટબૂકમાં તેની નોંધ કરજો.

આ પ્રમાણે શીખવ્યા પછી ચીના લોકોને પહેલવહેલી ખેતી શીખવનાર પાદશાહની વાત કહેવી. વાત કરતાં પહેલાં ચીન દેશ એશિયાના નકશામાં બતાવવો, અને આપણે આપણા ગામથી કયે રસ્તે ચીનદેશ જઈ શકીએ તે કહેવું; તથા કયાં કયાં વાહનોનો ઉપયોગ કયી કયી જગ્યાએથી કરીએ તે કહેવું. આમ જે દેશની વાત કરતા હોઈએ તેની સમજણ પાડયા પછી વાર્તા શરૂ કરવી.

"એક વખત ચીન દેશમાં શેનુંગ નામે પાદશાહ રાજ્ય કરતો હતો. (ચીની પાદશાહનું ચિત્ર બતાવવું.) એના વખતમાં લોકો પ્રાણીનો શિકાર કરીને અથવા માછલાં મારીને ગુજરાન ચલાવતા હતા. કોઈએ કોઈ જાતનું અનાજ જોયું નહોતું, તો પછી કેવી રીતે ઉગાડવું તેનું તો ભાન કેવી રીતે હોય ? એક દિવસ તે પાદશાહ પોતાના માણસો સાથે જંગલમાં શિકાર કરવા ગયો. તેઓ જંગલમાં બહુ દૂર નીકળી ગયા, પણ એકે પ્રાણી હાથ લાગ્યું નહિ. આરામ લેવાને બધા એક સરોવરને કાંઠે બેઠા. બધાને ભૂખ લાગી હતી. પણ તેમની પાસે કાંઈ ખાવાનું નહોતું એટલે તેઓ આજુબાજુ તપાસ કરવા લાગ્યા. તપાસ કરતાં ઊંચે ઘાસ જેવું ઊગેલું તેમણે જોયું. તેના પર ભરેલાં દાણાનાં ડુંડાં જોયાં. કેટલાકે ડુંડાં તોડી દાણા ખાવા માંડયા તો તેમને તે દાણા બહુ મીઠા લાગ્યા. બધાએ તે દાણા પેટ ભરીને ખાધા. પાદશાહને વિચાર થયો કે આવા છોડ આપણા શહેર પાસે હોય તો આપણને વારંવાર દાણા ખાવા મળે. પાદશાહે તે છોડાને ઉખેડી શહેર પાસેની જમીનમાં વાવવા કહ્યું, પણ વાવ્યા પછી થોડા વખતમાં તે છોડા સુકાઈ ગયા. પાદશાહે વિચાર કરી તે છોડના દાણા જમીનમાં નાખવા કહ્યું. તે પ્રમાણે કરવાથી ધીમે ધીમે દાણામાંથી છોડ થયા. છોડ પર ડુંડાં આવ્યાં અને તેમાંથી દાણા નીકળ્યા. બીજે વર્ષે ફરીથી એમ કર્યું. ત્રીજે વર્ષે પણ એમ કર્યું; એટલે ધીમે ધીમે ડાંગરનો પાક વધતો ગયો. એમ કરતાં કરતાં લોકો ખેતીનું કામ શીખ્યા અને અનાજ ખાતા થયા."

છો કે ખોદો છો? ખોદવાનું શરૂ કરતાં પહેલાં હાથો કેવી રીતે પકડી જમીનમાં ઘા કરવો. ઘા કરતી વખતે હાથ કેવી રીતે રહે તે સઘળી બીના બાળકોને સમજાવવી. વળી ગોડવામાં ખૂરપીનો કેવી રીતે ઉપયોગ કરવો તે સમજાવવું. ઊંડું ગોડતી વખતે ખૂરપી કેવી રીતે જમીનમાં મારવી અને ઘાસને મૂળથી ઉખેડતી વખતે તેને કેવી રીતે ઊગેલા ઘાસની જગ્યાએ મારવી તે શીખવવું.

૪. જમીન પોચી કર્યા પછી જમીનમાંથી છોડને પૂરતો ખોરાક મળે તે માટે શું કરવું જોઈએ? જમીનમાં ખાતર નાખવું જોઈએ. ખાતર શાનું બને છે? બકરીની લીંડી, ગોબર, કચરો વગેરેનું મિશ્રણ-ખાતર તરીકે વપરાય છે. દરેક ધરુવાડિયામાં કેટલું ખાતર નાખવું જોઈએ તે કહી ખાતરના ઢગલામાંથી તોળીને ખાતર લેવા કહેવું. એ ઉપરથી તોળવાની ક્રિયા તેમજ તોલના કાટલાંની સમજ બાળકોને આવશે. દાંડી સીધી લીટીમાં હોય એટલે વજન બરાબર થયું કહેવાય એની બાળકને સમજણ પડશે. જો દાંડી વાંકી હોય તો ઓછુંવત્તું કહેવાય એનું ભાન બાળકને થશે. એ ઉપરથી તેને સીધી અને વાંકી લીટીનો ખ્યાલ આવશે.

ખાતરનો ભાવ કહેવો. એ પરથી દરેક ટુકડીએ લીધેલા ખાતરની કિંમત શી થાય તે રૂ. આ. પા. માં મુકાવવી; અને બધી ટુકડીનો ખાતરખર્ચ નક્કી કરાવવો. પછી જમીન સાથે ખાતર કેવી રીતે મેળવી દેવાય તે સમજાવી ખાતરને જમીન સાથે મેળવી દેવડાવવું. ત્યારબાદ નોંધમાં આપેલા શબ્દો પાટિયા પર લખી વાચન કરાવવું.

૫. જમીન તૈયાર થયા પછી વાવણી માટે દરેક ટુકડીને બી આપવાં. કઈ કઈ જાતનાં બી મળ્યાં છે તે પૂછવું. પછી દરેક જાતનાં કેટલાં બી છે તેની ગણતરી કરાવવી તથા તેનું તોલ કરાવવું. બધી ટુકડી મળી દરેક જાતનાં કેટલાં બી થયાં તે ગણાવવું. કેટલું વજન થયું તે પૂછવું. બીનો ભાવ કહી ખર્ચ કેટલો થયો તે નક્કી કરવું. ગણતરી પછી બી વાવવાનું કામ શરૂ કરાવવું. ખૂરપીથી નાનો ખાડો એકેક વેંત છેટે કરાવી તેમાં બી નાંખી ઉપર ખોદેલી માટી વાળી દેવા કહેવું. બીની વાવણી થઈ રહ્યા પછી નોંધમાં બતાવેલા શબ્દો પાટિયા પર લખી વાચન કરાવવું. કેટલાં બી વાવ્યાં અને કેટલાં દરેક ટુકડી પાસે બાકી રહ્યાં, તે ગણાવવું.

૬. ત્યારબાદ ઝારીથી પાણી પાવાની ક્રિયા કરાવવી. બીને ભેજ મળ્યા વગર ઊગે નહિ તેની સમજણ પાડવી; પણ સાથે સાથે એ બાબત કહેવી કે જો આપણે બી પર બહુ પાણી રેડીએ તો તે બી કુગાઈ જાય અને ઊગે નહિ, માટે ઝારીથી ધીમે ધીમે જમીનમાં ભેજ થાય એટલું પાણી રેડવા કહેવું. પછી તેમની પાસે ઝારીનું ચિત્ર પડાવવું. ચિત્ર પડાવ્યા પછી બી વાવવા સંબંધી જેટલી પ્રવૃત્તિઓ કરી ગયા હોય તેનાં ટૂંકાં વાકયો પાટિયા પર લખી વાચન કરાવવું, અને સ્લેટમાં કે નોટબુકમાં પાટિયા પર જોઈ જોઈને સારા અક્ષરે એ વાકયો લખી જવા કહેવું. લખી રહ્યા બાદ દરેકનાં વાકયો જોઈ જે ભૂલ હોય તે બતાવી તેને તેની પાસે સુધરાવવી. જે બાળકે કાળજી-પૂર્વક સારા અક્ષરે લખ્યું હોય તે બાળકનું લખાણ આખા વર્ગને બતાવવું, અને તેવી રીતે દરેકે લખવા પ્રયત્ન કરવો જોઈએ એમ કહેવું. લીટીઓ વચ્ચે કેવી રીતે મરોડદાર આખો અક્ષર નીકળે તેની સમજણ બધાને પાડવી.

બાળકો! આપણને શાકભાજીની જરૂર પડે છે. તો તે કેવી રીતે ઉગાડી શકાય એ આપણે જાણવું જોઈએ. ચાલો, ત્યારે આપણે ખેતરમાં જઈ શાકભાજીનાં બી વાવીએ. વળી સૂતર કાંતવા રૂ જોઈએ, એટલે આપણે થોડો કપાસ પણ વાવીએ. એ કામ આપણે વ્યવસ્થાપૂર્વક કરવું જોઈએ. એને માટે આપણે પહેલેથી આખા વર્ગની ટુકડીઓ પાડીએ. એમ કહી આખા વર્ગના હાજર રહેલા છોકરાઓની ગણતરી કરી જવા કહેવું. પછી પાંચપાંચ છોકરાઓની ટુકડી પાડવી. ટુકડી પાડયા પછી ટુકડીનું નામ પાડવા તથા ટુકડીનો આગેવાન નક્કી કરવા કહેવું. એ થઈ રહ્યા પછી તેમને શું કામ કરવાનું છે તેની સમજણ પાડી જવી. બધાને પોતપોતાની ફરજ અને જવાબદારી સમજાવવાં. કામ કરવાની યોજના કરવી જોઈએ એમ કહી તેમને યોજના કરવામાં અને કામની વહેંચણી કરવામાં મદદ કરવી. ત્યાર પછી સમજણ પાડવી કે વહેંચણી પ્રમાણે બરાબર કામ કરવાની અને આગેવાનની સૂચના અમલમાં મૂકવાની દરેકની ફરજ છે. આગેવાનની ફરજ એ છે કે તેને કામ પર બરાબર દેખરેખ રાખવી; અને દરેકને યોગ્ય સૂચના (હુકમથી નહિ, પણ સમજાવટથી) આપવી. જે કામ માથે લીધું હોય તે સફળ કરવાની જવાબદારી દરેક ટુકડીની છે એમ સમજાવવું. આમ વાતચીત કરી નોંધમાં આપેલા શબ્દો પાટીઆ પર લખવા, અને છોકરાઓ પાસે તેનું વાચન કરાવવું.

૨. દરેક ટુકડીએ કેટલી લંબાઈ અને પહોળાઈનું ધરુવાડિયું બનાવવાનું છે તે વાત કરવી. પછી દરેક ટુકડી પાસે પોતાના ધરુવાડિયાની લંબાઈ અને પહોળાઈ મપાવવી અને કાંડીની દોરીથી કાટખૂણે તેની હદ બાંધી પાળ કરી લેવા કહેવુ. પાળ ઊંચી અને સરખી કરાવવી. આ રીતે બાળકને ફૂટનો ઉપયોગ શિખવાડાશે; તે ઉપરાંત સંખ્યાગણતરી પણ થશે.

૩. આમ ધરુવાડિયાંની હદ બાંધ્યા પછી બી વાવતાં પહેલાં શું કરવું પડશે તે વિષે વાતચીત કરવી અને નીચેના પ્રશ્નો પૂછવા.

| | |
|---|---|
| પ્રઃ–બી વાવવા માટે કેવી જમીન જોઈએ? | ઉઃ–પોચી |
| પ્રઃ–કઠણ જમીનમાં બી વાવી શકાય? | ઉઃ–ના |
| પ્રઃ–પોચી જમીન શા માટે જોઈએ? | ઉઃ–બીમાંથી ફૂટેલું મૂળ સહેલાઈથી ફેલી શકે માટે. |
| પ્રઃ–પોચી જમીન કરવા આપણે શું કરવું? | ઉઃ–ખોદવું |
| પ્રઃ–શાનાથી જમીન ખોદી શકાય? | ઉઃ–કોદાળીથી |
| પ્રઃ–ખોદવા સિવાય જમીન પોચી કરવા બીજું શું કરવું? | ઉઃ–ગોડવું |
| પ્રઃ–શાનાથી જમીન ગોડાય? | ઉઃ–ખૂરપીથી |
| પ્રઃ–ખૂરપીથી કયાં કયાં કામ થાય છે? | ઉઃ–ગોડવાનું અને નીંદવાનું. |

આ પ્રમાણે વાતચીત કર્યા પછી નોંધમાં આપેલા શબ્દો પાટિયા પર લખી બાળકો પાસે વાચન કરાવવું. ખૂરપીનું ચિત્ર જમીન પર અથવા સ્લેટમાં પડાવવું. ત્યારબાદ તેમની પાસે ખોદવાનું કે ગોડવાનું કામ કરાવવું; અને જે ક્રિયા કરતા હોય તે વિષે પૂછવું કે તમે શું કરો છો? ગોડો

તેટલા ખાતર આવી સમિતિની નિમણૂક કરાવવાનો ઠરાવ લાવી ધારાસભાનો સમય લેવાની કાંઈ જ જરૂર ન હતી.

[બ] હવે સરકારે પાવટે સમિતિને સોંપેલી ફરજો વિષે વિચાર કરીએ.

૧. કોઈ પણ વ્યક્તિ અમુક અધિકાર ઉપર આવે છે ત્યારે સામાન્ય રીતે એમ માને વા મનાવવા માગે છે કે અમારા પૂર્વાધિકારી પોતાની ફરજ યથાર્થ રીતે બજાવતા નહોતા, તેમનામાં આવડત નહોતી. એવા માનસનું પોતાની આસપાસનાં માણસોમાં પ્રદર્શન થતાં જ એમાંના થોડા ખુશામદખોરો એઓ સાહેબને જણાવે છે કે હા, એ ભૂતપૂર્વ અધિકારીઓ કાંઈ જ કામ કરતા નહોતા; અને એવા બીજા અનેક ઊભા કરતાં આવડે એવા અવગુણોનું આરોપણ કરીને પોતાના વર્તમાન અધિકારીને ભમાવે છે. એ સામાન્ય સ્થિતિ માનનીય બાલાસાહેબ ખેરની પણ એમને સાગરીતો કરતા નથી ને ? ભૂતકાળની સરકારે પસંદ કરેલાં પાઠ્ય પુસ્તકની તપાસણી કરવી અને નવાં લખાવવાંની રૂપ રેખા દોરવી, એ બંને કાર્યો આરંભતાં પહેલાં કેળવણીની રચના સંબંધે સર્વાંગે સર્વદેશી વિચાર તો હજી સુધી કર્યો નથી એ વાત એઓ ભૂલી જાય છે.

૨. કેળવણી જુદી જુદી બુદ્ધિનાં બાળકોને, જુદાં જુદાં વાતાવરણમાં ઉછરેલાં બાળકોને જુદાં જુદાં સ્થાનમાં આપવાની છે. તેમજ એ બધી પરિસ્થિતિ પણ સનાતન સત્ય અને સ્થિર હોતી નથી, નિરંતર બદલાતી છે. તો તેમને કેળવવાનાં પાઠ્ય પુસ્તકો એકધારાં અને અમુક સંખ્યામાં જ નક્કી કરવાં એ અલ્પ દૃષ્ટિ નથી શું ? જુદે જુદે સમયે પેસ્ટેલોઝી, ફ્રૉબલ, મૉન્ટેસોરી વગેરે વિદ્વાનો અને વિદુષીએ જુદી જુદી રીતે કેળવણીનાં સ્વરૂપની ચર્ચા કરી છે. તેવી સ્થિતિ એકધારાં અને નકકી કરેલાં પાઠ્ય પુસ્તકો ભણનારા વર્ગમાંથી ઉદ્‌ભવે ખરી કે ? આપણે ત્યાં તો હજી કેળવણીનો વિસ્તાર વધારવાનો છે, ત્યાં આટલી સંકુચિત મનોવૃત્તિ ચાલી શકે ખરી કે ?

૩. સરકાર પોતે જ પાઠ્ય પુસ્તકો લખાવવાની ફરજ માથે લેવા તૈયાર થાય છે. તેના કરતાં વધારે અગત્યની અને બીજી પ્રાથમિક ફરજો બજાવી ચૂકયા પછી આ ફરજ બજાવે તો તેમાંથી કાંઈક વધારે ફળદાયી અને નિશ્ચિત ફળ મેળવી શકાય તેમ છે. બીજી પ્રાથમિક ફરજો બજાવે તો તેઓ આ દરજ્જે પહોંચવાનો કદાચ વિચાર પણ કરે નહિ.

૪. ભવિષ્યમાં ખાનગી સંસ્થાઓને પાઠ્ય પુસ્તકો પ્રસિદ્ધ કરતી રોકવાની અત્યારની સરકાર મુરાદ સેવે છે. પણ હાલની સરકારને આવી સલાહ આપનારાઓ મુંબઈ સરકારના સરકારી કેળવણી ખાતાની બૂક ડીપોનો ઇતિહાસ અથ થી ઇતિ કાંઈ જ જાણતા ન હોય તેમ લાગે છે. જો એમ હોત તો તેમને આવી ગોઠવણ કરાવવાનું કારણ મળત નહિ. હજીયે એનો આખો ઇતિહાસ અને એ સંસ્થાના સમાપન વિધિ, અને તેથી સરકારને તેમજ પ્રજાને થયેલા હિતાહિતની વિગતો જણાશે ત્યારે આવી સંસ્થાની પુનર્રચના કરવામાં સરકારે તટસ્થ રહેવું એ વધારે યથાર્થ છે એમ સમજાશે. ખુદ સરકારને પાઠ્ય પુસ્તકની પ્રસિદ્ધિનો ધંધો કરવાની ઇચ્છા જ હોય, તો એથી સરકારને લાભ થાય કે નહિ એ બિના બાજુ ઉપર રહેવા દઈએ. પણ પ્રજા સમસ્તની કેળવણી અને તેના સાહિત્યની સૃષ્ટિમાં ખૂબ જ જડતા આવી જાય એ તો નિઃસંશય સાચું છે.

૫. પાઠ્યપુસ્તકની વારંવારની ઝડપી ફેરબદલીનું કારણ પુસ્તક પોતે છે એના કરતાં એના લેખકની લાગવગ છે; અને તેને ખાળવાનું કામ ખુદ સરકારનું છે. એક સ્કૂલબોર્ડ પોતાની શાળાઓને અમુક એક જ વ્યક્તિને ત્યાંથી જ એકધારાં પુસ્તકો ખરીદવાનો પરિપત્ર કાઢે, એ વિધિને

સરકારી અમલદારો જોયા જ કરે; ત્યારે એ વિધિ જો ગુનાહિત ગણાતી હોય તો તેવું ચલાવવાની સ્થિતિ કાયદાની કલમોમાં છે કે અમુક વ્યક્તિમાં છે, એનો નિર્ણય કોણ કરે?

૬. સરકાર જે પાઠ્યપુસ્તકો પ્રસિદ્ધ કરે છે તેમાં ઓછામાં ઓછાં બેથી ત્રણ પેઢી સુધી કાંઈ જ ફેરફાર થતો જ નથી. એ બિના ગયા એંશી વરસના ગાળામાં બે વાચનમાળાઓનાં સ્વરૂપ જોવાથી જણાઈ આવશે. દુનિયામાં જ્ઞાનના બધા જ પ્રદેશોમાં ઘણી ઝડપે ફેરફાર થઈ રહ્યા છે. તેમને અનુરૂપ થવાય તે પ્રમાણે સરકારની માલિકીની ચોપડીઓમાં ફેરફાર થતો નથી. તેથી પ્રજાનો જ્ઞાનની મર્યાદા બીજી પ્રજાના મુકાબલે ઘણી પાછળ જાય છે.

૪

પાવરે કમિટીએ જાહેર કરેલી પ્રશ્નાવલિના સંબંધમાં હવે આપણે વિચાર કરવો જોઈએ.

૧. કોઈ પણ એક જ વિષય શીખવા માટે નીચેની બે બાબતો ઉપર લક્ષ આપવું પડે છે. [અ] શિક્ષણનું સ્થાન, [બ] ભણનાર વિદ્યાર્થીઓનો નૈસર્ગિક અનુભવ અને તેમનો માનસિક વિકાસ.

આ બે બાબતો પ્રમાણે હરકોઈ વિષય શીખવવાની પદ્ધતિ અને અભ્યાસની યોજના સારો શિક્ષક કરે છે. ગણિત, ભૂગોળ, વિજ્ઞાન જેવી એકધારી ઘટનાના વિષયો પણ દરેક વર્ષે ભણનાર વિદ્યાર્થીઓનો સમૂહ બદલાય છે તેમ શીખવવાની પદ્ધતિ બદલાવવી પડે છે. ત્યારે જ શિક્ષક પોતાના કામમાં રસ ઉત્પન્ન કરી શકે છે. એટલે જે શિક્ષક એકધારાં પાઠ્ય પુસ્તકો વાપરે છે તે જડ બનો જાય છે. એવો શિક્ષક પોતાના વિદ્યાર્થીની ખાતર પોતાનું જીવન છે એમ નહિ આચરતાં પોતાની ખાતર વિદ્યાર્થીનું જીવન છે એમ આચરે છે. કારણ કે અત્યારે શિક્ષકવર્ગનો મોટો ભાગ પોતે જે પુસ્તકમાંથી ભણ્યો છે, જે રીતે ભણ્યો છે, જે જે વિષયો ભણ્યો છે, તે જ પુસ્તકમાંથી તે જ રીતે, અને તે જ વિષયો શીખવવાનો આગ્રહ ધરાવે છે: કારણ કે તેમને પોતાના વિદ્યાર્થીઓની ખાતર જરાયે શ્રમ કરવાની ઇચ્છા કે શકિત નથી, અને ઇતર પ્રવૃત્તિને લીધે સમય પણ નથી. ઉપરાંત દેશને શેની જરૂર છે, બાળકને શું ઉપયોગી છે તેનો વિચાર ન કરતાં, મને જે આવડે છે તે, તેને જરૂરી હોય કે નહિ એમ જણાતાં છતાં, વિદ્યાર્થીના માથામાં મારવાનો પ્રબંધ પ્રાથમિકથી પાઠશાળા સુધીમાં ચાલી રહ્યો છે. એવા શિક્ષકોના સંસર્ગમાં આવેલી વ્યકિતઓએ સરકારની કાર્યશક્તિનો વ્યર્થ વ્યય કરવા માટે આવી સમિતિઓ નિમાવવામાં પોતાની લાગવગનો ઉપયોગ કર્યો છે.

શિક્ષણની સફળતા વ્યક્તિગત દેખરેખ ઉપર છે. વ્યક્તિગત વિકાસ સાધવા માટે એકધારાં પુસ્તકોની જરાયે જરૂર નથી. એકધારાં પુસ્તકો સોનીની અડી ( die ) જેવાં છે. જેમ સોનીની અડી ઉપર સોનું મૂકી હથોડાથી ટીપી ધાર્યો ઘાટ ઘડાય છે, તેમ પ્રજાને અડીમાં ઘડવાની નથી; પણ જડીઆ કે શિલ્પીની માફક કોતરકામ કરીને ઘડવાની છે. તેને માટે કોઈ પણ રથળે એકધારાં પુસ્તકો યોજવાની કલ્પના મુસોલિની કે હિટલરના ભેજામાંથી ઉદ્ભવે એ સંભવિત છે. ( જુઓ Teaching, March. 39. page 142.)

૨. પહેલાં તો થોડા બુદ્ધિશાળી, સાધનસંપન્ન, અને સ્થાનિક સગવડનો જેને લાભ મળી શકે તેમ હોય એવી વ્યક્તિઓ જ હાલની કેળવણી લઈ શકતી હતી. અત્યારે આપણા દેશમાં પ્રજાસમસ્તને કેળવવાની ભાવના અને પ્રયત્ન થઈ રહ્યાં છે. પ્રજામાં કાંઈક સમજણ આવતી જાય છે કે પેટે પાટા બાંધીને પણ પોતાની સંતતિને થોડી કેળવણી તો આપવી જ જોઈએ. એવી

Mass Educationની વૃત્તિને પોષવા માટે અનેકવિધ પાઠ્યપુસ્તકો લખાવાં જોઈએ. તેમાંથી જે લાયક હશે તે રહેશે અને બીજાં આપોઆપ મરી જશે. ભૂતકાળમાં આ પ્રમાણે અનેક પાઠ્યપુસ્તકો લખાયાં હતાં, અને એક વાર પ્રસિદ્ધ થયા પછી બીજી વાર એનાં દર્શન પણ થયાં નથી. એટલે Survival of the Fittest નો નિયમ અહીં લાગુ પડી શકતો નથી એમ માનવું એમાં નિરીક્ષણની ખામી છે. માટે પાઠ્યપુસ્તકની સંખ્યાનો કોઈ પણ નિર્ણય કરવો એ અસ્થાને છે.

૩. કેળવણીમાં કરવાના ફેરફારો શું આબોહવા અને ઋતુને અનુસરે છે કે અમુક સમય પછી જ ખેડ, બીજારોપણ અને લણણી થઈ શકે છે તેમ પાઠ્યપુસ્તકોની પણ પસંદગી કરી શકાય? દેશની રાજકીય પરિસ્થિતિ અને સામાજિક પરિવર્તન સાથે અનુરૂપ થાય તેવી કેળવણીની રચના થવી જોઈએ. અને એ રચનાને અનુરૂપ પાઠ્યપુસ્તકો લખાવાનાં જ. એટલે અમુક સમયના અંતરે જ પાઠ્યપુસ્તકની ફેરફારી કરવી એવી પ્રથા પણ અલ્પ બુદ્ધિ અને સંકુચિત દૃષ્ટિનું જ ચિહ્ન છે.

૪. જો આપણે હિંદના જુદા જુદા પ્રાંતોમાં જીવન નિર્વાહનું ધોરણ એકધારું કરી શકીએ; અથવા મુંબાઈ ઈલાકાનાં મોટાં શહેરો, તાલુકાના કસ્બાઓ અને ગામડાંનાં જીવનનિર્વાહનાં ધોરણને એકધારું કરી શકીએ; અથવા રાજામહારાજાઓ, શેઠીઆઓ, સરકારી મોટા મોટા અધિકારીઓ, મોટા મોટા વકીલો, બાપદાદાની મિલકતમાંથી આવક મેળવનારાઓ અને પોતાના પ્રયાસથી જીવનારાઓનાં જીવનનિર્વાહનાં ધોરણું એકસરખાં કરી શકીએ; તો જ પાઠ્યપુસ્તકોનાં ખર્ચનો નિયમ એક ધારો કરી શકાય.

વાસ્તવિક રીતે તો કેળવણી ખાતાના સરકારી અમલદારોની સીધી દેખરેખ નીચે ચાલતી સંસ્થાઓમાં ચાલતી નોટો અને ઇન્ડીપેનોનો જે વ્યર્થ વ્યય થઇ રહ્યો છે એ પાઠ્યપુસ્તકોના ખર્ચની સરખામણીમાં કેટલો વધારે છે એની ગણતરી જો કોઈ તૈયાર કરે તો આવો બેહુદો પ્રશ્ન કરવાની જરાયે ઇચ્છા ન થાય.

પ્રજાની ખરીદવાની શક્તિ હોય તે પ્રમાણે આ બાબતનો ખર્ચ થાય એટલું જ જોવાની આચરવાની ફરજ શિક્ષક તેમ જ શાળાના નિયામકો અદા કરે તો ય પ્રજાને ઘણો જ ફાયદો થાય તેમ છે. ખર્ચની આવી એકધારી ગણતરીઓ રજૂ કરી લોકોમાં સોંઘી લોકપ્રિયતા પ્રાપ્ત કરવાની આ એક યુક્તિ તો નથી ને?

૫. ખુદ સરકારને કે સરકારે નીમી હોય એવી સરકાર વતીની કોઈ પણ સંસ્થાને પાઠ્ય પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું કામ હરગીજ ન સોંપવું જોઈએ. ઇજારો [Monopoly] પ્રજાની આફત છે. હરીફાઈ એ જ પ્રજાને રંજન આપનારી પદ્ધતિ છે એ અર્થશાસ્ત્ર જાણનારને સુવિદિત છે. ઇજારાની યોજના લાગતાવળગતાને ખટવવાની તેમ જ પ્રજાને એકધારી લૂંટવાની એક તદબીર છે. સરકારે આમાં હાથ ઘાલવો એ કેળવણીના સાહિત્યના વિકાસમાં અંતરાય લાવવા જેવું છે. એથી પળે પળે બદલાતી દુનિયાને અનુકૂળ પાઠ્યપુસ્તકો તૈયાર થશે નહિ.

૬. બાળવર્ગ, પહેલા ધોરણમાં એકેય પાઠ્યપુસ્તક ન હોવું જોઈએ. માત્ર સ્લેટ અને પેન તેમજ કાળુ પાટિયું અને ચોક એટલાં સાધનોથી જ ભણાવવું જોઈએ. પણ એ પ્રમાણે કામ કરનાર માણસો તૈયાર કરવામાં આવે છે?

ભાવના વિનાનો શિક્ષક, સમાજને અને રાજને છેતરનાર ઢોંગી છે. ભાવના પૈસાથી ખરીદી શકાય ખરી? શિક્ષકોમાં ભાવના રેડવાનો પ્રયત્ન થાય છે ખરો? કેળવણીના ક્ષેત્રમાં ઘણુંય કરવાનું

આજે પંજાબ પ્રાંતમાં ત્યાંના બધા Trained Teachers એકત્ર થઈ પોતાની શાખ ઊંચી રાખી શકયા છે. સમાજમાં કંઈ વધારે સુખી જીવન જીવી રહ્યા છે. ઘણીયે ખાનગી સંસ્થાઓમાં નોકરી કરતા આપણા ઘણા સહયોગીઓને કડવા અનુભવો થયા છે. ૨૦ થી ૨૫ વર્ષ એકધારી વફાદારીથી નોકરી કરવા છતાંય જીવનની ઉત્તરાવસ્થામાં કંઈ પણ રાહત વિના, ઊતરી ગયેલા ઘોડાની જેમ ઉતારી મૂકવામાં આવે છે. સરકારની મદદ લઈને પણ આવી ખાનગી સંસ્થાઓને પ્રોવિડન્ટ સ્કીમ, કે ઇન્સ્યૂરન્સ કે પેન્શન વગેરેમાંથી એકની તો ફરજ પાડી શકાય. પણ એ બધું સૌ એક બનીએ ત્યારે! સરકાર પણ આજે તો ખાનગી સંસ્થાઓ તરફ વધારે ચીવટથી લક્ષ આપી રહી છે.

લંડનની Teachers' Provident Society આજ વર્ષોથી ખૂબ સુંદર કાર્ય કરી રહી છે. હિંદમાં પણ યુક્તપ્રાંતમાં આ પ્રવૃત્તિ સફળતા પામી છે. આપણે ત્યાં માર્ગદર્શન કરનાર કુશળ નેતાઓ ક્યાં નથી? સુરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના આજીવન સેવકો, દક્ષિણામૂર્તિના ભેખધારી સેવકો, વગેરે આજે આ દિશા તરફ સારું કાર્ય કરી શકે. આ ઉપરાંત ગૂજરાતને આંગણે શિક્ષણના અઠંગ તપસ્વી, શ્રી. કૃષ્ણલાલ વકીલ સાહેબ પણ હાજર છે. તેથી જે કાર્ય બીજે સફળતા મેળવી શકે તે અહિં પણ કેમ ન મેળવે?

લંડનની સોસાયટી વીમા, દાકતરી સલાહનું ખર્ચ, માંદગી દરમિયાન પગાર, ઘર બાંધવા માટે લોન, વગેરે કાર્યોમાં શિક્ષકને મદદ કરે છે. શિક્ષક ત્યાં સ્વતંત્ર રીતે રહી શકે છે. આપણી માફક આર્થિક વિટંબણાઓનો હાઉ તેમના મોં ઉપરનું નૂર સ્વાહા કરી લેતો નથી. ત્યાં તેના પૈસા સંસ્થા માટે છે અને સંસ્થાના પૈસા તેના માટે છે–આ જાતની ભાવના ત્યાં જાગૃત છે.

દક્ષિણ હિંદ, બંગાળ, યુક્તપ્રાંત, પંજાબ, વગેરે પ્રાંતોમાં આવી સંસ્થાઓ ખૂબ સારી રીતે ફતેહ મેળવી રહી છે. બંગાળની ડિસ્ટ્રિક્ટ ટીચર્સ સોસાયટીનું ફંડ તો ચાર લાખ રૂપિયાનું છે. યુક્તપ્રાંતના મંડળમાં શિક્ષકોને નાની રકમના વીમા આપવામાં આવે છે; અને તેની વ્યવસ્થા એ મંડળ જ કરતું હોવાથી વીમાકંપનીઓનાં વ્યાજ, ખર્ચ, કમીશન વગેરેથી તેઓ બચી જાય છે. આ મંડળમાં ૫૬૦ સભ્યો છે, ૪૮ શાખાઓ છે અને ૩૪,૯૪૭ રૂ. નું ફંડ છે. ધીમે ધીમે આ કંપની સધ્ધર બનતી જાય છે. આપણે ત્યાં ચાલતાં અનેક મંડળો નીચેની યોજનાઓ હાથ ધરે તો જરૂર સુંદર કાર્ય થઈ શકે.*

૧ પ્રોવિડેન્ટ મંડળી—પ્રોવિડન્ટ સ્કીમ યોજી શિક્ષકોને મદદ કરી શકાય. યોગ્ય વ્યવસ્થાથી આ યોજના એક મોટી રાહતરૂપ જરૂર બની શકે. સભ્યને નાની એવી રકમ કાઢવી પડે તે ભારે ન પડે. વ્યાજ મળે તે ઉમેરાતું જાય અને અમુક વર્ષ પછી સંસ્થા સધ્ધર બને ત્યારે તે વધારે સંગીન કાર્ય યોજી શકે.

૨. આપણે ત્યાં શિક્ષણવિષયક અનેક પત્રો વગેરે ચાલે છે. પણ તે દરેકને ઘણીવાર આર્થિક મુંઝવણ આવે છે. તેના બચાવ માટે સંગઠિત થયેલા શિક્ષકમંડળ તરફથી એક મુખપત્ર નીકળે. જો તેના ઘણા ગ્રાહકો મેળવી શકે વળી તેમાંથી નફો પણ મેળવાય તથા સાહિત્ય પણ સારું યોજી શકાય.

* મુંબઈ પ્રાન્ત માધ્યમિક શિક્ષકસંઘ હાલ આવી જ એકાદ સહકારી મંડળ [Teachers' Mutual Benefit Society] ની યોજના વિચારી રહ્યો છે.

૩. અલ્પ વ્યાજે શિક્ષકોને પૈસા ધીરનાર મંડળી—જેથી શિક્ષકો વ્યાજખાઉ શાહુકારોના ભોગ બને નહિ.

૪. સેવીંગ્ ડિપોઝીટ બેન્ક-શિક્ષકોની બચત મૂકવા માટેની સંસ્થા—જે વધારે વ્યાજ મેળવી શિક્ષકને વધારે વ્યાજ આપી શકે. એટલે બચતની સહીસલામતી પણ એમાં વધારે રહે.

૫. શિક્ષકોના આશ્રિતો [ dependents ] માટે જોઈતા પૈસાની સગવડ માટે insurence કંપની—આ ઉપરાંત ઘણાં ક્ષેત્રો અને યોજનાઓ યોજી શકાય. અહિં તો ફક્ત અંગુલિનિર્દેશ જ કર્યો છે.

આ યોજનાઓ સુદૃઢ કરવા માટે પ્રખર કાર્યકરો તથા ખૂબ પ્રમાણિક વ્યવસ્થાપકો વગેરેની જરૂર છે જ.

૧૯૧૨ ના સહકારી મંડળીના કાયદા નં. બે પ્રમાણે સરકાર પણ આવાં સહકારી મંડળોની તપાસ તથા દેખરેખ, મંડળીને રજીસ્ટર કરાવ્યાથી તદ્દન મફત કરે છે. આવાં મંડળો માટે સ્ટેમ્પ ફી, આવકવેરો, અન્ય કોર્ટ ફી વગેરે પણ નથી હોતાં. વધારામાં પૈસા સંબંધી આ મંડળો ખૂબ સુરક્ષિત રહી શકે છે. સરકારી ઑડિટરો તેના હિસાબની બરાબર ચોખવટ રાખે છે.

આ પ્રમાણે આપણો કાર્યપ્રદેશ સરળ હોઈ આપણા સહકાર્યની જ હવે જરૂર છે.

સમસ્ત ગૂજરાતનાં શિક્ષક ભાઈબહેનો આ દિશા તરફ વધારે એકાગ્રતાથી જુએ, વિચારે અને સત્વર સહકાર્યં કરવામહે એવો ઘોષ કરે એ ઇચ્છા સાથે વિરમીશ.

# સ્વતંત્ર વિચારશક્તિ

[ ૧૯૩૯. ૧૫ મી ઓગસ્ટે સ્નાતક પદવીદાન સમારંભ સમયે મુંબઈ
વિદ્યાપીઠના વાઇસ-ચાન્સલર શ્રી. આર. પી. મસાણીએ આપેલા ભાષણમાંથી ]

.........હું નિષ્ફળ થયેલા વિદ્યાર્થીઓને આ કહેવા માંગું છું. અમુક કક્ષાની સિદ્ધિ પ્રાપ્ત થયેલી છે એના પુરાવા તરીકે પરીક્ષા પસાર કરવી યોગ્ય ગણાય પણ પરીક્ષામાં નિષ્ફળતા આવે એથી બુદ્ધિ કે ઉદ્યોગનો અભાવ છે કે પોતાનો રોટલો કમાઈ ખાવાની અશક્તિ છે એવો ભાવાર્થ ઘટાવી શકાય નહિ. વિદ્યાપીઠના સંચાલકો મનુષ્ય છે; પરીક્ષકો મનુષ્ય છે; આપણી જિંદગીમાં પળે પળે અકસ્માતો થવાના જ. મેં ઘણા બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને પાછા પડેલા જોયા છે. તેઓએ ફરીથી પ્રયત્નો આદર્યા છે અને ફતેહમંદ નીવડયા છે. અંતિમ હેતુ સાધવા અડગ નિશ્ચયભાવે જીવનમાં લીલીસૂકી મુશ્કેલીઓનો સામનો કરવો જોઈએ. કદાચ તેમ કરતાં કોઈ વિજયી ન યે થાય છતાં મૂળ પ્રયત્ન જ એક મોટો ફાયદો છે. જો કોઈ વિદ્યાર્થીએ પોતાનો સમય બરબાદ કર્યો નહિ હશે ને છતાં એને દાકતરની છાપ ન મળે તો યે એની વિદ્યા ટકશે અને પોતાની આજીવિકા મેળવવાની એની શક્તિ કુંઠિત નહિ થાય...

જીવનને પહોંચી વળવાને ઉચ્ચતર કેળવણી વિદ્યાર્થીને ઉપયોગી છે ને એ કેળવણી આપોઆપ જ એની આજીવિકા મેળવવા માટે સાધન થશે. મને ખબર છે કે એ બાબત પર વિચારભેદ રહેલો છે. બૌદ્ધિક જરૂરિયાતો કરતાં વ્યવહારુ જરૂરિયાતોને જીવનમાં પૂર્વસ્થાન હોવું જોઈએ એમ કેટલાકનું મન્તવ્ય છે. અન્ય લોકો " રોટલી "ની કેળવણીને બૌદ્ધિક કેળવણીથી ગૌણ ગણવા માગે છે...

હિંદની કેળવણીની પદ્ધતિમાં ક્રાંતિકારી ફેરફાર કરી નાખવાની તરફેણ કરનારાઓમાંના ઘણા માને છે, જો આપણે કેળવણીની પદ્ધતિમાં એવો ફેરફાર કરી શકીએ કે જેથી હિંદની પ્રત્યેક વ્યક્તિ પગભર થઈ શકે તેમ જ પોતાનો રોટલો રળી શકે, તો સંતોષ માનશે. આજની વિદ્યાપીઠનું મોટા ભાગનું ભણતર વસ્તુત: જો ઉદાર ભાવે કહીએ તો ધંધાર્થી મતલબે લેવાય છે. 'ઉજળા ધંધાઓ (Liberal professions) ધ્યાનમાં રાખીને જ વિદ્યાર્થીઓ કૉલેજમાં જોડાય છે. આજે તો તેમને બધી જાતના નાના મોટા ઉદ્યોગધંધા માટે તૈયાર કરવાનો ઉહાપોહ થઈ રહ્યો છે: એથી જ તેમને જીવન માટે લાયક બનાવવામાં અને આજીવિકા માટે તૈયાર કરવામાં મોટો ભેદ છે તે આપણે ધ્યાનમાં રાખવાનું છે. ઔદ્યોગિક સંસ્થા અને વિદ્યાપીઠ વચ્ચે રહેલા ભેદને જો ભૂંસી નાખવામાં આવશે તો પરિણામ નાશકારક આવશે...

...સચોટ મનન અને સમજણથી ફક્ત બુદ્ધિબળ નહિ પરંતુ ચારિત્ર્યબળ પ્રાપ્ત થાય છે. એ તો વિદ્યાપીઠ તરફથી મળતી મોટી બક્ષિસ છે. ઇનામો મેળવવા કે પદવીઓ મેળવવી તેના કરતાં ચારિત્ર્યબળ, એકાગ્રતા અને આત્મબળને વધારે ગણવાં પડશે. તમારી હાજરી, તમારી રીતભાતો, તમારી જીવનદૃષ્ટિ, તમારો પડોશી સાથેનો વ્યવહાર, સારી રીતે કાર્ય કરવાની તમારી શક્તિ અને સૌથી વધારે તો તમારી સ્વાતંત્ર્યપ્રિયતા અને પ્રમાણિકતા એ બધું તમને જીવનમાં સાફલ્ય મેળવવા કામ લાગશે; ને એથી ફતેહ ઉપરાંત જ્યાં જ્યાં તમે જશો ત્યાં ત્યાં સમાજમાં સન્માન પ્રાપ્ત કરશો.

વિદ્યાર્થીઓ સુવિચારવંત ન બને તો ગમે તેટલી કેળવણી અપાય તે વ્યર્થ છે. પણ આજની આપણી કૉલેજો એ વિચારદષ્ટિ તરફ પૂરતું ધ્યાન દેતી નથી. સ્વતંત્ર વિચારદષ્ટિ કે વિવેકબુદ્ધિને ઉત્તેજન આપવાને બદલે આજના આપણા ઘણા અધ્યાપકો પોતાનાં જ દષ્ટિબિન્દુઓ વગર ટીકાએ શિષ્યો સ્વીકારી લે, એવો આગ્રહ રાખતા જણાય છે।

સ્વતંત્ર વિચારશક્તિ કેળવવાની મારી તરફદારીનો અર્થ એ નથી કે તમારે તમારા શિક્ષકો, વિદ્વાન લેખકો કે નેતાઓના અભિપ્રાયની અવગણના કરવી. તેમની પાસેથી આપણે બધા જરૂર માર્ગદર્શન મેળવવા પ્રયત્ન કરીએ. પણ તમે તમારા માર્ગદર્શકો પસંદ કરો ત્યારે વિવેકબુદ્ધિનો ઉપયોગ કરતા રહો. ગટેએ કહ્યું છે કે "દુનિયામાં પડઘા ઘણા થય છે પરંતુ મૂળ સર ઓછા છે." સૂરની જગ્યાએ પડઘાને ન સ્વીકારો. જે સમય તમને મળ્યો છે તે દરમિયાન મહાન વિચારકોનો બને તેટલો સત્સંગ કરો, જીવનભર અભ્યાસી રહો અને બની શકે ત્યારે લોકસંસ્કૃતિ ખીલવવા માટે વિદ્યાપીઠ તરફથી થતાં ભાષણો કે અભ્યાસવર્ગોમાં દાખલ થાઓ. ફુરસદનો સમય એથી વધારે ઉત્તમ રીતે વ્યતીત થઈ શકે એમ કદી કોઈ ધારી શકે નહિ...



## પાઠ્યપુસ્તકો

ફરીફરીને બદલાયા કરતાં પાઠ્યપુસ્તકો માટેની ઘેલછા એ કેળવણીની દષ્ટિએ સુચિહ્ન છે એમ ન કહેવાય. પાઠ્યપુસ્તકોને કેળવણીના વાહનરૂપ ગણવામાં આવે તો શિક્ષકની જીવતી વાણીની ભાગ્યે જ કશી કિંમત રહે. જે શિક્ષક પાઠ્યપુસ્તકોમાંથી શીખવે છે તે તેના શિષ્યોને સ્વતંત્ર ને મૌલિક વિચાર કરવાની શક્તિ આપતો નથી. પોતે પાઠ્યપુસ્તકોનો ગુલામ બની જાય છે ને તેને પોતાનું સ્વતંત્ર હીર બતાવવાનો પ્રસંગ જ મળતો નથી. તેથી એમ જણાય છે કે પાઠ્યપુસ્તકો જેટલાં ઓછાં તેટલો શિક્ષક અને વિદ્યાર્થીઓને લાભ છે. પાઠ્યપુસ્તકો વેપારની ચીજ બની ગયાં લાગે છે. જે લેખકો ને પ્રકાશકો લેખન ને પ્રકાશનને કમાણી કરવાનું સાધન બનાવે છે તેમને પાઠ્યપુસ્તકો ફરીફરીને બદલાતાં રહે એમાં સ્વાર્થ હોય છે. ઘણી જગાએ શિક્ષકો ને પરીક્ષકો પોતે પાઠ્યપુસ્તકોના લેખક હોય છે. એમનાં પુસ્તકો વેચવામાં એમનો સ્વાર્થ હોય એ સ્વાભાવિક છે. વળી પાઠ્યપુસ્તકો પસંદ કરનાર સમિતિ સ્વાભાવિકપણે એવા લોકોની બનેલી હોય છે. અને આમ એ ચંડાળચક્ર પૂરું થાય છે. અને દર વરસે નવાં નવાં પુસ્તકો ખરીદવાને પૈસા કાઢવાનું માબાપોને બહુ કઠણ થઈ પડે છે. છોકરાછોકરીઓને પાઠ્યપુસ્તકો ઊંચકી ન શકાય એવડો બોજો ઉપાડીને જતાં જોઈને દયા આવે છે આખી પદ્ધતિ પૂરેપૂરી તપાસાવી ઘટે છે. વેપારીવૃત્તિ સમૂળગી નાબૂદ કરવી ઘટે છે ને આ પ્રશ્નનો વિચાર કેવળ વિદ્યાર્થીઓની દષ્ટિએ જ થવો ઘટે છે. એમ કરતાં એમ જણાવાનો સંભવ છે કે ૭૫ ટકા પાઠ્યપુસ્તકો કચરાપેટીમાં નાંખવાં પડશે. મારું ચાલે તો હું પાઠ્યપુસ્તકો મોટે ભાગે વિદ્યાર્થીઓને નહીં પણ શિક્ષકોને મદદ કરવાને રાખું. જે પાઠ્યપુસ્તકો વિના વિદ્યાર્થીઓને ચાલે એવું ન જ હોય તે તેમની અંદર વરસો સુધી ફરવાં જોઈએ, જેથી મધ્યમ વર્ગનાં કુટુંબો એનું ખરચ સહેલાઈથી ઉઠાવી શકે. આ દિશામાં પ્રથમ પગથિયું કદાચ એ હોય કે સરકાર પાઠ્યપુસ્તકોના મુદ્રણ અને પ્રકાશન પર પોતાની માલિકી રાખે ને પોતે તેની વ્યવસ્થા કરે. આ વસ્તુથી પાઠ્યપુસ્તકોના અનાવશ્યક વધારા ઉપર આપોઆપ અંકુશ મુકાશે.

'હરિજનબંધુ'માંથી : તા. ૧૭-૯-૩૯ —ગાંધીજી




**Suggestions for the use of New Type Tests in Indi**
By Emil W. Menzel. O. U. P. Rs. 3.

પરીક્ષા પદ્ધતિ વિષે ઘણાં વિવેચનો થયાં કરે છે. તેનાં પરિણામો અમેરિકામાં અને ઇંગ્લંડ નવી જાતની પરીક્ષાના રૂપમાં આપણે જોઈએ છીએ. આ જાતની પરીક્ષા વિષે સામાન્ય જ્ઞા હજી આપણી શાળાઓના શિક્ષકોમાં ઓછું હોય છે. અને નવું એટલું કોઈ ફળદ્રુપ ભેજા પુરસદની શોધ એમ માનવાની વૃત્તિ પણ વધારે છે. તેવી જાતની વૃત્તિ ન પોષાય તે માટે આ જાતની પરીક્ષા શું કરી શકે છે, એના શા ગેરફાયદા છે અને ફાયદા છે, અને તે કેવી રીતે લેવા જોઈએ, એ બધું આ પુસ્તકમાં આપવા પ્રયત્ન થયો છે. પહેલાં પાંચ પ્રકરણોમાં શાળાઓ દાખલાઓ તથા તે વિષે બીજી બધી માહિતી સંપૂર્ણ રીતે આપી છે.

બીજાં પ્રકરણોમાં Intelligence Tests વિષે માહિતી આપી છે. હિંદુસ્થાનમાં ચા એવા Intelligence Testsના દાખલા પણ આપ્યા છે.

છેવટે આ પરીક્ષાઓનાં પરિણામોમાંથી શો અર્થ નીકળી શકે તે માટે થોડી સાદી ગણિ શાસ્ત્રની રીતો બતાવી છે. સામાન્ય રીતે શિક્ષક એ બધી બાબતોનો ઉપયોગ કરી શકશે કે કે એ ન કહી શકાય. પણ જે શિક્ષકને પરીક્ષાના પ્રદેશમાં નવીન જાણવાનું અને કરવાનું મન હ તેને આ પુસ્તક ઘણી સારી મદદ અને દોરવણી આપશે.

પુસ્તકને છેડે બીજાં પુસ્તકોની યાદી આપી છે તે તેમ જ પુરવણીમાં જે તૈય tests આપ્યા છે તે ઉપયોગી થાય એવા છે.

*પુસ્તક પાકા પુઠામાં બાંધ્યું છે અને દરેક શાળાના પુસ્તકાલયમાં રાખવા લાયક છે.* જો

**Lands Beyond the Border,** By Diwan Bahadur H. I Kazi; Oxford University Press; price Rs. 3/-

મુંબઈ યુનિવર્સિટીના પહેલા વર્ષના ભૂગોળના અભ્યાસક્રમને અનુલક્ષીને લખેલું દિ. બ કાજીનું આ બીજું પુસ્તક છે. પહેલું પુસ્તક "સામાન્ય ભૂગોળના સિદ્ધાંતો" ગયે વર્ષે જ પ્રગ થયું હતું અને તે સારો આવકાર પામ્યું હતું. તેમનું આ બીજું પુસ્તક હિંદુસ્તાનની સીમ પારના દેશોની ભૌગોલિક માહિતી આપે છે. આ બધા દેશો સાથે આપણા દેશને આર્થિક, રાજ કીય અને સાંસ્કૃતિક દૃષ્ટિએ કેવો ગાઢ સંબંધ છે અને પરસ્પરના લાભાર્થે એ સંબંધ કય દિશામાં, કેવી રીતે વધારી શકાય તે બતાવવાનો પ્રો. કાજીએ સુંદર પ્રયત્ન કર્યો છે; અને અ પુસ્તકની મૌલિકતા પણ એ પ્રયત્નમાં જ સમાયલી છે. અમારી જાણ પ્રમાણે હિંદી વિદ્યાર્થીન દૃષ્ટિએ લખાયલું આપણા પાડોશીઓને લગતું આ પહેલું જ પુસ્તક છે. કૉલેજના વિદ્યાર્થીઓ મા

[ પા. ૧૦૬ પર ચાલુ

# પ્રશ્નોત્તરવિભાગ

**માધ્યમિક શાળામાં ગણિતના અભ્યાસ તરફ વિદ્યાર્થીઓને ઘણો મોટો અણગમો હોય છે. ગણિતશિક્ષણની સારામાં સારી પદ્ધતિ પણ તેવા વિદ્યાર્થીમાં ગણિતના વિષય તરફ રસ ઉત્પન્ન કરાવી શકતી નથી. આનો કોઈ ઉપાય બતાવશો ?**

ગણિતના વિષય પરત્વેની આ બૂમ કેટલાય વખતથી ચાલી આવે છે. એ વિષય ઘણો અગત્યનો છે અને તેમાં યે શાસ્ત્રીય વિષયોના આગળ અભ્યાસ માટે એની આવશ્યક્તા રહે છે એમ જાણવા છતાં મોટી ઉંમરના વિદ્યાર્થીઓ પણ એનાથી કંટાળેલા રહે છે. માધ્યમિક શાળાઓમાં ગણિત તરફ અણગમો હોય એવા વિદ્યાર્થીઓના ટકા શોધવા બેસીએ તો ઘણા બધા નીકળે. ગણિતશિક્ષણ માટે કેટલીયે યોજનાઓ અને પદ્ધતિઓ વારંવાર વિચારાઈ છે અને તેમના પ્રયોગો પણ થયા છે. આમ છતાં પ્રશ્નકારનો કોયડો હજી સુધી તો અણઉકલ્યો જ રહ્યો છે.

ગણિતના વિષય તરફનો અણગમો વિદ્યાર્થીઓમાં પેદા થાય છે તેનું એક મુખ્ય કારણ તો એ છે કે એ વિષય દરેક માણસમાં દરરોજના જીવન સાથે સંકળાયલો હોવા છતાં તેનું શિક્ષણ કંઈ જુદી જ રીતે આપવામાં આવે છે. સરવાળા, બાદબાકી, ગુણાકાર કે ભાગાકાર અને સાદી ત્રિરાશી અભણ લોકોને માટે પણ બહુ અઘરાં નથી હોતાં. તેઓ સહેલાઇથી તે કરી શકે છે; કારણ કે એને જીવન સાથે સંબંધ છે. શિક્ષણના જે જે વિષયોનો મનુષ્યજીવન સાથે જીવંત સંબંધ સાધવામાં નથી આવ્યો હોતો તે તે વિષયો વિદ્યાર્થીઓને સાવ નીરસ લાગે છે. ભાષાઓ ભણનારને ગમે છે. કારણ કે એમાં જિંદગીનું પ્રતિબિંબ હોય છે; અને એ જ જિંદગીને ઊંચે ઉડાડવાના કલ્પનાનાં ઉડ્ડયનો હોય છે. ભણનારને ઇતિહાસ ગમે છે કારણ કે ભૂતકાળની જિંદગીનું પ્રતિબિંબ એમાં દેખાય છે. ભણનારને ભૂગોળ ગમે છે કારણ કે ભાવિ સ્વપ્નાંઓની સિદ્ધિ એમાં એને ભાસે છે. ભણનારને તો વિજ્ઞાન પણ ગમે છે કારણ કે તેમાં બીજું કશું નહિ તો પ્રયોગો તો છે જ. આ ભણનારને ગણિત નથી ગમતું કારણ કે ભૂત, વર્તમાન કે ભવિષ્યની કોઈ પણ જિંદગી સાથે એમાં એને સંબંધ દેખાતો નથી; તેમજ કલ્પનાનાં ઉડ્ડયનો કે સ્વપ્નસિદ્ધિની ઝાંખી પણ તેમાં એને દેખાતી નથી. ગણિત આપણા જીવનવ્યવહારમાં રોજની ઉપયોગી વસ્તુ છે એવું ભાન ભણનારને થતું હોય તો પણ વર્ગમાં ભણાવવામાં આવતા ગણિતશિક્ષણથી તો એને પણ ઉડાડી દેવામાં આવે છે. માધ્યમિક શાળામાં ગણિતના વિષયને રસિક કરવો હોય તો પ્રાથમિક શાળામાં ગણિતના અભ્યાસને આ દૃષ્ટિથી સદંતર ફેરવી નાખવો પડે.

બીજું મોટું કારણ ગણિત શિક્ષણનાં આજનાં પાઠ્યપુસ્તકો અને તેની રચનાઓ છે. આજના પાઠ્યપુસ્તકથી ભણવા બેસનાર વિદ્યાર્થીને જીવનના કોઈ પણ સ્થૂળ વ્યવહારને ઉકલી શકાય તેવો સૂક્ષ્મ નિયમ સરળતાથી તેમાંથી મળતો નથી. એને તો પાઠ્યપુસ્તકોના દાખલામાં

કેવળ જડતા અને નિર્જીવતા દેખાય છે. પોતાના ભાવિ વ્યવહારમાં એ ઉપયોગી થઈ પડશે એવી વાત ભણનારને ગળે નથી ઊતરતી. બીજા વિષયોનાં પાઠ્યપુસ્તકોથી રચનાની ઢબે ગણિતના પાઠ્યપુસ્તકો જ્યાં સુધી નહિ રચાય ત્યાં સુધી ગણિતના વિષયમાં જીવ તરવરતો હોય એવું વિદ્યાર્થીને લાગવાનું નથી.

અને ગણિતના વિષયને શીખવવાની શિક્ષકની પદ્ધતિ એ વિષય તરફ ઘૃણા ઉત્પન્ન કરાવે તેવી જ હોય છે. શિક્ષક ગણિત શીખવતો હોય ત્યારે જીવતી કે જીવવાને માટે ઉપયોગી એવી એવી કોઈ પણ વસ્તુ સાથે કામ નથી કરતો. એ આંક બોલે છે, પૂર્ણાંક અને અપૂર્ણાંક બંને બોલે છે, એ આકૃતિઓ દોરે છે, ત્રિકોણ, ચતુષ્કોણ અને અનેક આકારવાળી આકૃતિઓ દોરે છે. રોજના જીવન સાથે એને જોડી દેવામાં આવે તો તો શિક્ષકના આંકો અને આકૃતિઓ વિદ્યાર્થીની સાથે વાતો કરવા મંડી પડે. આ કામ સફળતાપૂર્વક સિદ્ધ કર્યું છે ડૉ. મૉન્ટેસોરીએ. આપણા શિક્ષકો મૉન્ટેસોરીનું ગણિતશિક્ષણનું પ્રકરણ અવશ્ય વાંચે તેવી ભલામણ કર્યા વિના ચાલે નહિ. ગણિતશિક્ષણનો કોયડો ઉકેલવા માટે કેવળ ચર્ચાઓ છોડીને હવે તો આપણે શિક્ષકોએ વ્યવહારુ પ્રયોગો ઉપર ઊતરી પડવું જોઈએ.

પુસ્તકપરિચય [ પા. ૧૦૪ પરથી ચાલુ ]

લખાયલા આ પુસ્તકની ભૂમિકા બેશક ઊંચી છે, એમ છતાં દેશના રાજકારણમાં રસ લેતા કોઈ હિંદીને તેમાંથી ઘણીએક જાણવા જેવી માહિતી જરૂર મળશે. કૉલેજના વિદ્યાર્થીઓની યોગ્ય પાઠ્યપુસ્તકની જરૂર પૂરી પાડવા માટે તેમ જ રાષ્ટ્રજાગૃતિના આ યુગમાં શિક્ષિત જનસમાજને બહુ જરૂરી એવી આપણા પાડોશીઓ વિષેની ટૂંકી પણ સાચી ભૌગોલિક માહિતી આપનારું પુસ્તક પ્રગટ કરવા માટે પ્રો. કાજીને ધન્યવાદ ઘટે છે.

દૂ.

**Everyday Conversation Readers**—Primer I, II, III—By H. Martin. Publishers K. & J. Cooper, Bombay. Price 3 as. 6 ps. each.

આ વાચનમાળા બાળકોને ઘરગથ્થુ બોલાતી ભાષા સમજવામાં અને બોલવામાં ઘણી મદદરૂપ છે. આ પુસ્તિકાઓ વેદિયાપણાના દોષરહિત છે. વાર્તાલાપના વિષયોની સીમા બહોળી છે અને દૈનિક જીવનના સહવાસમાં આવતાં બાળકો અને મોટેરાંઓની વાતચીતમાં વપરાતી ભાષા એમાં માલૂમ પડે છે. દૈનિક જીવનમાં કુદરતી રીતે અંતર્ભાવ પામતા વિષયો આ વાર્તાલાપમાં આલેખાયા છે. વિષયો, ભાષા અને બીજી નવીનતાઓ આ પુસ્તિકાઓમાં સારી રીતે વર્ગીકરણ પામ્યાં છે. વિચારાત્મક અને હળવા પ્રકારના વિષયોને, એક પછી એક એમ, ક્રમવાર ગોઠવીને ત્રણેય પુસ્તિકાઓમાં બાળકનો રસ સાચવી રાખ્યો છે. અસ્તિત્વમાં રહેલી સંવાદાત્મક વાચનમાળાઓમાં આ પુસ્તિકાઓ એક અગત્યનો ફાળો આપે છે. માધ્યમિક શાળાઓનાં નીચલાં ત્રણ ધોરણોમાં એને દાખલ કરવી એ લાભદાયક ગણાશે.

છો. વ્યા.



[ ૧ ]

## ગેરસમજૂતો

નાના અને મોટાઓ વચ્ચે ઘણાયે પ્રસંગોમાં ગેરસમજૂતો થતી હોય છે. માબાપ અને બાળક વચ્ચે પણ થાય છે. શિક્ષક અને વિદ્યાર્થીઓ પ્રત્યે પણ થાય છે તેમજ ગૃહપતિ અને છાત્રો વચ્ચે પણ થાય છે. માબાપ અને બાળકો વચ્ચેની ગેરસમજૂતો ઘણીયે વખત પ્રેમપ્રવાહમાં ધોવાઈ જાય છે. અલબત, જ્યાં જીવનને મુલાયમતાથી સ્પર્શ કરે તેવા કોઈ મુદ્દા ઉપર ગેરસમજૂતી થઈ હોય તો બાળકના મનમાં જીવનભર ન છૂટે તેવી પણ ગાંઠ બંધાઈ જાય છે ખરી, પરંતુ રોજ રોજ બનતી નાની નાની બાબતો પરત્વેની ગેરસમજૂતો અરસપરસ સહેલાઈથી ધોવાઈ જાય છે અને તેની કશી ભારે અસર પાછળથી રહેતી નથી. આનું કારણ માબાપો અને બાળકોનો સાહજિક પ્રેમસંબંધ છે. શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે જે પ્રકારની ગેરસમજૂતો થાય છે તે પ્રકાર ઉપરના કરતાં જરા વધારે આકરો હોય છે. પરંતુ વિદ્યાર્થી અવસ્થામાં એવી ગેરસમજૂતોથી જે નુકસાન થાય છે તે નુકસાનનું સાટું શિક્ષક પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરીને વાળી લેવાશે તેવી આશામાં વિદ્યાર્થી ઘણીયે બાબતો જતી કરે છે. જ્ઞાન મળે છે કે કેમ એ પ્રશ્ન એક બાજુએ રાખીએ તો પણ આજની પરીક્ષાઓ પસાર કર્યા કરે અને આગળ ભણતો રહે તેટલા સારુ વિદ્યાર્થી કેટલીયે બાબતોને ગળી જવા તૈયાર હોય છે. છાત્રાલયના ગૃહપતિનો પ્રશ્ન આ બંને કરતાં ઘણો વધારે વિકટ છે. એને છાત્રો સાથે કોઈ લેણદેણનો સંબંધ નથી તેમજ શાળામાં વિદ્યાર્થીને દેખાડી શકાય તેવું જ્ઞાનનું કોઈ પરિણામ લાવવાનું પણ એને માટે શક્ય નથી. ગૃહપતિનો આધાર તો કેવળ પોતાની ચાતુરી ઉપર અને પોતાની નિષ્ઠા ઉપર રહે છે. એને રસોડામાંથી ગેરસમજૂતો ઊભી થઈ શકે છે અને વિદ્યાર્થીના રોજ રોજના વર્તનમાંથી પણ એ ન જાણે એવી રીતે ગેરસમજૂતો ઊભી થયા કરે છે. ગૃહપતિને છાત્રનું ચારિત્ર ખીલવવાનો મોહ હોય છે અને એવા મોહમાં વિદ્યાર્થીનું મન સહેલાઈથી દૂભવી શકાય છે. વળી દિવસના વધારેમાં વધારે કલાકો એમને બેઉને સાથે રહેવાનું હોવાથી છાત્રના માર્ગદર્શક થવાની અભિલાષાને ગૃહપતિ ખાળી શકતો નથી.

વિદ્યાર્થીને દોરી શકાય તેવા એક પણ પ્રસંગને એ જતો નથી કરતો અને તેથી. કેટલીયે ઉતાવળમાં ગેરસમજૂતોના પ્રસગો ઊભા થયા જ કરે છે. આવી ગેરસમજૂતો ગૃહપતિના જીવનમાં ભારે મોટો ચિંતાનો વિષય થઈ પડયો હોય છે.

છાત્ર અને ગૃહપતિ વચ્ચે ઓછામાં ઓછી ગેરસમજૂતો ઊભી થવા પામે અને થાય તેટલી વહેલામાં વહેલી તકે શમી જાય તેવી જાતના વિચારો અને વ્યવહારો આપણા છાત્રાલયોમાં થવા જરૂરી છે. એવા પ્રયોગોમાંથી માબાપોને માર્ગદર્શન મળશે અને શિક્ષકોને પ્રેરણા મળી શકશે.

પહેલી વાત તો એ છે કે ગૃહપતિએ છાત્રના કોઈ પણ વ્યક્તિગત કે સમૂહગત વ્યવહાર ઉપરથી ઝપાટાબંધ કશો જ અભિપ્રાય બાંધવો નહિ. એણે તો ધીરજ રાખવી અને આખી પરિસ્થિતિનો શાંતિથી અભ્યાસ કરવો. અભિપ્રાય બંધાઈ જાય છે પછી જલ્દી છૂટી શકતો નથી. બંધાયેલો અભિપ્રાય છાત્ર તરફ નાના મોટા પૂર્વગ્રહો પેદા કરી શકે છે અને ગૃહપતિ તથા છાત્ર વચ્ચે ગેરસમજૂતોની પરંપરા ચાલ્યા જ કરે છે. કોઈ પણ ક્ષેત્રમાં જલ્દી અભિપ્રાય બાંધી લેવાની અને એને વ્યકત કરવાની ઉતાવળી અને બૂરી આદત હોય તો તે સૌથી વધારે શિક્ષણના ક્ષેત્રમાં છે. નવા જગતના શિક્ષકનું સ્થાન લેનાર હરકોઈ શિક્ષણશાસ્ત્રીએ આ બૂરી આદતમાંથી નીકળી જવું જોઈશે.

બીજી અગત્યની બાબત એ છે કે જીવનના વિકાસક્રમમાં આગળ ધપ્યે જતા જુવાનને વારે વારે ટોકવાની કે દોરવાની આદત પણ મોટેરાંઓએ છોડી દેવી જોઈએ. યોગ્ય વાતાવરણ મળે. તેમ જ સાધનો અને સંયોગોને લીધે સ્વાનુભવ મેળવવાની તક મળે તેવી યોજના દરેક છાત્રાલયમાં થવી જોઈએ એટલું જ નહિ પણ દરેક શાળા અને ઘરમાં પણ થવી જોઈએ. સ્વાનુભવમાંથી જે પાઠ વિદ્યાર્થી શીખશે તે એને માટે જીવનભર ઉપયોગી થઈ પડશે; પરંતુ આવો સ્વાનુભવ ગૃહપતિ અને વડીલ વર્ગ પાસેથી ભારે મોટા ત્યાગની અપેક્ષા રાખે છે. બદલાતા જતા જુવાનના વ્યવહારો ગૃહપતિ કે વડીલને મૂંઝવ્યા કરે, ઓછી હકીકતોમાંથી અધીરા અભિપ્રાયો બંધાઈ જાય અને પોતાનાં જ્ઞાન અને અનુભવ વિદ્યાર્થીને ઉપયોગમાં આવે એવી મહત્ત્વાકાંક્ષા વર્તનની અધીરાઈમાં પરિણામ પામે. આ બધાય ઉપર વડીલોએ સંયમ મૂકવો જોઈશે. શરુઆતમાં થોડીએક અકળામણ થાય ખરી, પરંતુ એ અકળામણો ઉપર પણ વિજય મેળવીને જે વડીલ પોતાની સમતુલા જાળવી રાખી શકે છે તે જ જુવાનનું કલ્યાણ કરી શકે છે.

અને સૌથી મહત્ત્વની વાત તો વડીલોને પક્ષે વાતવાતમાં વચનો આપવાની છે. કોણ જાણે કેમ આપણે સૌ એક એવી બૂરી આદતમાં સપડાયેલા છીએ કે નાની કે મોટી મૂંઝવણમાંથી મુક્ત થવા સારું વચનો આપ્યા વિના રહી શકતા નથી. આપણે મન સાદા વચનની પણ જરાય કિંમત કદાચ નહિ હોય; પરંતુ જુવાન વિદ્યાર્થીને મન તો એની ઘણી મોટી કિંમત હોય છે. વિનોદમાં પણ વચન અપાઈ ગયું હોય તો વિદ્યાર્થીના મનમાં ઘણી બધી આશાઓ બંધાય છે અને એવા વચનભંગોને કારણે પુષ્કળ ગેરસમજૂતો ઊભી થાય છે. જુવાન વિદ્યાર્થી જે પ્રશ્નને ગંભીરપણે જુએ છે તે પ્રશ્નને આપણે હસી કાઢીએ છીએ અને પછી તો આપણી સાથેનો એનો વ્યવહાર અનેક પ્રકારના રંગોથી રંગાતો રહે છે અને ગેરસમજૂતો ઘટવાને બદલે વધે છે. ગૃહપતિ તેમજ હરકોઈ વડીલે વચન આપવાના પ્રલોભનમાંથી હમેશાં દૂર રહેવું ઘટે. વિદ્યાર્થીઓ સાથે વાતો અને ચર્ચાઓ ગમે તેટલી છૂટથી કર્યા કરીએ પરંતુ ચોક્કસ વચન આપવા ટાણે ઘણા જ સાવધાન રહીએ એ ખૂબ જરૂરનું છે.

નાના મોટા વચ્ચે ગેરસમજૂતો અનેક વખત અનેક કારણોએ થયા કરે છે, પરંતુ ઉપર ગણાવેલી ત્રણે બાબતોને જીવનવ્યવહારમાં શાસ્ત્રીય સિદ્ધાંતો તરીકે લેખીને મોટેરાંઓનો વ્યવહાર બંધાય તો પછી જીવનમાં કડવાશ ઊભી કરે અથવા તો કોઈ પણ પ્રકારની નિર્બળતાને સેવે તેવી ગેરસમજૂતો ઊભી થવા પામશે નહિ.

હરભાઈ

[ ૨ ]

## ભેદને ટાળો

પ્રિય ભાઈ,

તમારો પત્ર મળ્યાને ઘણો વખત થઈ ગયો છે. મારા મનમાં એવી આશા હતી કે કાં તો તમે આ તરફ આવી જશો અને નહિ તો અમદાવાદ તરફ આવવાનું મારે તો બની જ જશે. સંયોગવશાત્ આવું કશું થયું નહિ એટલે હવે તમારા પત્રનો જવાબ લખવો પડે છે.

તમારા ઘરમાં જે સ્થિતિ ઊભી થઈ છે એવી તો આપણા દેશના દરેકે દરેક ઘરમાં આજે હશે. કેવળ મોટાનાનાનો જ ભેદ નહિ પરંતુ છોકરાછોકરી વચ્ચેનો ભેદ આપણા કેટલાએક કુટુંબોની ઊભી થઈ રહેલી પ્રાણવાન પ્રણાલિકાને અધવચથી જ કાપી નાખે છે. જે કુટુંબમાં પહેલું બાળક દીકરી હોય છે તે કુટુંબના કરતાં દીકરો હોય છે ત્યાં ઘણી વખત થોડીએક વધારે મુશ્કેલી ઊભી થાય છે. પહેલા બાળક તરફ માબાપનો સ્નેહ સ્વાભાવિક રીતે જરા વધારે પડતો હોય, એની દરકાર વધારે રહે અને પહેલું બાળક હોવાથી એની કેળવણી ઉપર પણ વધારે પડતું ધ્યાન રહે. કુટુંબનાં બીજાં બાળકો આજના વર્તન તરફ અસંતોષની નજરથી જોતાં જાય તેમાં નવાઈ નથી. તેમાં વળી બીજું કે ત્રીજું બાળક દીકરી હોય ત્યારે બુદ્ધિપૂર્વકની સરખામણી શરૂ થાય અને જે પક્ષપાત બાળકોની સંખ્યા વધવાને કારણે તેમ જ આર્થિક કારણે ઓછો થતો ગયો હોય તેને દીકરા તરફના પક્ષપાતમાં ઘટાવવામાં આવે. તમારે ત્યાં જે મુશ્કેલી ઊભી થઈ છે એના મૂળમાં આ એક કારણ પણ છે. સરલા સોળ વરસની થઈ છે. હવે તો એ મેટ્રિકમાં પણ આવી. તમે એની સાથે આ બાબતમાં મુક્ત મનથી વાતો નથી કરતા એથી પણ તમારી મૂંઝવણો વધે છે. મારી સલાહ છે કે સરલા સાથે અવારનવાર આ વિષયને તમે ચર્ચો. સામાજિક પરિસ્થિતિને કેટલે અંશે આધીન થવું પડે છે એની સાથે સાથે કુટુંબની આર્થિક ઘટનાનાં પરિણામો પણ સમજાવો. રમણ સાથે જે ચર્ચાઓ તમે કરો તેવી જ સરલા સાથે પણ કરો.

પરંતુ એક બીજો ભેદ તમારી નજર સમક્ષ ખડો કરવા આજે ધારું છું. આ ભેદ છોકરા છોકરીનો છે. તમારા મનમાં એવો ભેદ નથી એ હું જાણું છું. પરંતુ તમારા ઘરમાં માજીનો આગ્રહ અને તમારાં પત્નીની વિચારસરણી તમને પણ ઘણી વખત એ બાજુ તરફ ઘસડી જાય છે એમ હું જોઈ શકયો છું. માજીને મન તો દીકરીને આટલી બધી છૂટ ન હોય એ જ સનાતન સત્ય છે. તમારાં પત્ની સરલાને ઘણું શિક્ષણ આપવાના મનોરથો સેવે છે. પરંતુ સરલા આખરે સ્ત્રીજાત છે અને સ્ત્રીજાતને જરૂરી એવું જીવન જીવ્યા વિના છૂટકો નથી એ પ્રકારની માન્યતાને લીધે સરલા તરફ એ દૃષ્ટિથી જોયા વિના તેમનાથી રહેવાતું નથી. હું જોઈ શકયો છું કે કેટલીયે વખત જે અનુકૂળતા રમણને મળી શકે છે તે અનુકૂળતા સરલા દીકરી છે માટે એને મળી

શકતી નથી. આ પ્રકારના ભેદને જ્યાંસુધી કાઢી નાખવામાં નહિ આવે ત્યાં સુધી સરલાના મનમાં એક પ્રકારનો ડંખ રહ્યા કરશે અને તમારા જેવા ઉદાર પિતાની મૂંઝવણમાં વધારો થશે. સ્ત્રી પુરુષના કુદરતી ભેદને આપણે કોઈ મીટાવવા માગતા નથી, પરંતુ એ ભેદ ઉપર ખોટી વિચાર સરણી ઊભી કરીને આપણે દીકરીઓને જે પ્રકારનો અન્યાય કરી રહ્યા છીએ તેમાંથી હવે નીકળી જવું જોઈએ. પુરૂષ અને સ્ત્રીના ભેદ આપણા છોકરાંઓ નથી સમજતા એવા ભ્રમમાં આપણે ન પડયા રહીએ. એ ભેદની સાથે જીવનકિલ્લુરીને જોડી દેવાનું કામ આપણું નહિ પણ તેમનું હો. પરંતુ આ હકીકત પ્રથમ તો તમારાં પત્નીને તમારે દૃઢતાથી સમજાવવી પડશે. તેમના મનમાંથી વંશપરંપરાગત મળેલા વારસાને લીધે એવો આગ્રહ જલ્દી નીકળી નહિ શકે તોપણ એ વાત બુદ્ધિથી એમને ગળે ઊતરી જશે એટલે સરલા તરફના વર્તનમાં અચૂક ફેરફારો થઈ જશે.

નના બાબા વિષે તમે પુછાવ્યું છે તેનો ઉત્તર થોડા દિવસ પછી આપીશ. આપણે પણ ઉત્તરોત્તર સંસારજીવનની આંટીઘુંટીઓમાં વધારે ને વધારે અટવાતા જઈએ છીએ. તમારા પોતાના બાળકોના ઉછેર સંબંધે આટલી કાળજી તમે રાખો છો તેટલા સારુ પણ તમને ખરેખર અભિનંદન ઘટે છે.

તમારો,

**ગુરભાઈ**

## [૩]

## ભોજનમાં ભાવાભાવ

છાત્રાલયોનો આ એક સનાતન પ્રશ્ન છે. અનેક પ્રકારનાં કુટુંબોમાંથી આવતા વિદ્યાર્થીઓના ખોરાકનો પ્રશ્ન ઘણા દૃષ્ટિબિંદુઓથી આપણે હજી સુધી ઉકેલી શકયા નથી. શાસ્ત્રીય ઢબે ભાવિ પેઢીનું જીવન વિકસે તેવી મહત્ત્વાકાંક્ષા ધરાવનાર તમામ રાષ્ટ્રોએ વિદ્યાર્થીઅવસ્થાના ખોરાકના પ્રશ્નને કયારનોયે ઉકેલી નાંખ્યો છે ત્યારે આપણે ત્યાં એ વધારેને વધારે અટપટો બનતો જાય છે. ઘઉં, બાજરીની જાતના જ ફેરફારો નહિ પરંતુ શાકભાજી અને કઠોળના ફેરફારો પરત્વે આપણે ત્યાં અનેક જાતનું વૈવિધ્ય માગવામાં આવે છે. થોડાકને જે શાક ખૂબ ભાવે તે બીજા થોડાકને જરાપણ ન ભાવે. રોટલી કે રોટલાની જાત પરત્વે પણ ભાવાભાવ ઓછાં નથી હોતાં. આ બધાયમાં મસાલાનો પ્રશ્ન ઉમેરાય છે અને આપણા ખોરાકના પ્રશ્નમાં ભારે મોટી આંધી ચડે છે.

પહેલી વાત તો એ છે કે વિદ્યાર્થી અવસ્થામાં કયા પ્રકારનો ખોરાક અનિવાર્ય ગણાવો જોઈએ તેની શાસ્ત્રીય ઢબે છણાવટ થવી જોઈએ. ખોરાકનો નિર્ણય કેવળ ભાવાભાવ ઉપર નહિ; પરંતુ શરીરની જુદી જુદી જરૂરિયાત ઉપર થવો જોઈએ. આપણે ત્યાં આ જાતનો વિચાર જ કદી થયો નથી એટલે ઘરેઘરમાં અને સંસ્થાએ સંસ્થામાં ભોજનની એકતા દેખાતી જ નથી. વિદ્યાર્થીઅવસ્થા તો શું પરંતુ રાષ્ટ્રજીવનને દીર્ધાયુષી બનાવવું હોય તો સમસ્ત રાષ્ટ્ર માટેના ખોરાકનો નિર્ણય થવો જોઈએ. આની શરૂઆત આપણાં છાત્રાલયોથી થાય તો એનો ઉકેલ ધાર્યા કરતા જલ્દી આવે.

બીજો વિચાર આપણા જુવાનોની તાલીમનો છે. આપણા જુવાનોમાં ખોરાકની શાસ્ત્રીયતાનો ખ્યાલ સંભાળપૂર્વક, અને વિવેકપૂર્વક ઊભો કરવો જોઈએ. આપણા શિક્ષણદ્વારા આપણે એમને

એ આપી શકીએ કે તમારું જીવન જેટલે અંશે તમારું છે તેટલે જ અંશે તમારા રાષ્ટ્રને સુદઢ અને બળવાન શરીરો જોઈએ છે. એવાં શરીરો જે ખોરાક બાંધી શકે તે ખોરાકને પ્રયોગો કરીને આપણે નિશ્ચિત કરી શકીએ છીએ. જેમ ઘણું બધું જ્ઞાન માબાપના વ્યવહારમાંથી, પાઠ્યપુસ્તકોમાંથી, આનંદવિનોદગૃહોમાંથી અને સામાજિક સંપર્કોમાંથી આપણે મેળવી શકીએ છીએ તેવીજ રીતે આ ખોરાકનું જ્ઞાન પણ માણસને બાલશિક્ષણના અને તરુણશિક્ષણના કાળ દરમિયાન મળી જવું જોઈએ. આપણા રાષ્ટ્રની કેળવણીની પુનર્ઘટનાના વિચારમાં આ વિચારને પણ આપણે ઘણું મહત્ત્વ આપવાનું રહે છે.

ભાવાભાવનો પ્રશ્ન ઊભો થાય છે ત્યારે મરીમસાલાનો વિચાર તરત જ આપણી નજર આગળ આવીને ઊભો રહે છે. છાત્રાલયના દરેક રસોડામાં મરીમસાલાની એક એવી મધ્યમ પ્રકારની પ્રણાલિકા ઊભી કરવાની આજે જરૂર છે કે જેને લીધે છાત્રાલયના ખોરાકને ફીક્કો ગણીને બજારુ ચીજ ખાવાની કુટેવમાં વિદ્યાર્થીઓ ન ફસાય, તેમજ જેને લીધે મરીમસાલાના લાભાલાભો એની નજર આગળ હમેશાં રહ્યા કરે. ખરી રીતે કહીએ તો આજે બજારમાં ખાવાની જે ચીજો વેચાય છે તેના ઉપર વૈજ્ઞાનિક અંકુશો મૂકવાની જરૂર છે. એક પેઢી એ કામ ન કરી શકી પરંતુ ચાલી આવતી પેઢીને વૈજ્ઞાનિક જીવનક્રમમાં ઉછેરવામાં આવે તો આવતી કાલ માટે એ કામ સહેલું થઈ પડશે. નુકસાનકારક કોઈ પણ ખોરાક બજારમાં વેચાઈ શકશે નહિ અને વેચાશે તેટલો શુદ્ધ અને પૌષ્ટિક હશે. આપણાં છાત્રાલયો આ મહત્ત્વનું સામાજિક પુનર્ઘટનાનું કામ હાથમાં કેમ ન લે ?

—હરભાઈ

પ્રાસંગિક નોંધ [ પા. ૧૧૫ થી ચાલુ ]

[ ૫ ]

## ડૉ. ફ્રોઈડનું અવસાન

વિયેનાના વિખ્યાત માનસપૃથક્કરણશાસ્ત્રી ડૉ. ફ્રોઈડના ઈંગ્લંડમાં થએલા અવસાનના સમાચારથી શિક્ષક જનતામાં ભારે દિલગીરી ફેલાશે. અજ્ઞાત માનસ પ્રદેશની શોધ કરીને તેમજ તે દ્વારા ત્યાર સુધી ગૂઢ મનાતી માનવ પ્રવૃત્તિ, રીતિનીતિ, કે રહેણીકરણી પર તેમણે અદ્ભુત પ્રકાશ પાડીને માનવતા ઉપર મોટો ઉપકાર કર્યો હતો. એમની શોધ પુખ્ત ઉંમરની વ્યક્તિઓના માનસિક રોગની ચિકિત્સામાં જેટલી ઉપયોગી હતી તેટલી જ વિદ્યાર્થીઓનું માનસ સમજવાને શિક્ષકોને ઉપયોગી થઈ પડી છે. પરિણામે વિદ્યાર્થીઓ પ્રત્યેની શિક્ષકોની અને માબાપોની દૃષ્ટિમાં મોટું પરિવર્તન થયું છે અને જેમ જેમ માનસપૃથક્કરણશાસ્ત્રના સિદ્ધાંતોનો પ્રચાર થશે તેમ હજીય મોટું પરિવર્તન થશે. જીવનભરના મૌલિક વૈજ્ઞાનિક કાર્ય વડે જે થોડી ઘણી મહાન વ્યક્તિઓએ માનવતાને ઉપકારવશ કરી મૂકી છે તેમાં ડૉ. સિગ્મન્ડ ફ્રોઈડનું સ્થાન મોખરે છે, ને રહેશે.*

* ડૉ. ફ્રોઈડના જીવનકાર્ય વિષે વિસ્તૃત પરિચય આપતો લેખ આવતા અંકમાં.



# પ્રાસંગિક નોંધ

[૧]

## મુંબઈ વિદ્યાપીઠના કાયદામાં સુધારણા

મુંબઈ વિદ્યાપીઠ હાલ મુંબઈ અને સિંધ પ્રાન્તોની જરૂરિયાત પૂરી પાડતી હોઈ એના કાયદામાં સુધારોવધારો કરવાનો હક સને ૧૯૩૫ના હિન્દી રાજ્યવહીવટના કાયદાને અન્વયે મધ્યસ્થ સરકારનો છે. પરંતુ આ કાયદામાં સુધારો કરવાનો જે ખરડો હાલ પાર્લામેન્ટ સમક્ષ છે તેમાં મુંબઈ વિદ્યાપીઠને મુંબઈની પ્રાંતિક સરકારની હકુમત હેઠળ મૂકવાની યોજના છે. આ સુધારાને મળનાર મંજૂરીની અપેક્ષાએ મુંબઈ વિદ્યાપીઠના કાયદામાં કેવો સુધારો કરવો એની વિચારણાનાં ચક્રો મુંબઈ સરકારે ગતિમાન કર્યાં છે. મુંબઈ સરકાર અને વિદ્યાપીઠના ચાર ચાર પ્રતિનિધિઓની એક સભા થોડા સમય પર પૂનામાં મળી હતી. પ્રાથમિક ચર્ચાને અંતે એમ ઠર્યું હતું કે આ પ્રશ્નનો સમગ્ર દૃષ્ટિએ વિચાર કરીને પોતાની ભલામણો રજૂ કરવા વિદ્યાપીઠની સેનેટની જે એક સમિતિ નિમાએલી છે તેનો હેવાલ તૈયાર થાય ત્યાં સુધી ઉભય પક્ષના પ્રતિનિધિઓની સભાનું કામકાજ મુલતવી રાખવું.

સિન્ડિકેટના ચાર પ્રતિનિધિઓના અભિપ્રાય પર આધાર રાખવાને બદલે આખી સેનેટના અભિપ્રાય પર સુધારણાની ઇમારત ચણવાનો આ સભાનો નિર્ણય સર્વાંશે આવકારપાત્ર ગણાશે. પરંતુ એથી આગળ વધીને અમે કેળવણીખાતાના માનનીય પ્રધાનને વિનતિ કરીશું કે વિદ્યાપીઠના કામકાજમાં રસ લેતાં પ્રાંતનાં સઘળાં મંડળો અને કેળવણીકારોનો અભિપ્રાય મેળવવા માટે પણ તેઓ યોગ્ય પ્રબંધ કરશે. વિદ્યાપીઠની ચૂંટણીની હાલની પ્રથા, વિદ્યાપીઠ તરફથી અભ્યાસક્રમો મુકરર કરવાની પદ્ધતિ એની પરીક્ષાની પદ્ધતિ, એની સામાન્ય કાર્યવાહી—આ બધા વિષે કેળવણીમાં રસ લેતી સામાન્ય જનતાને સૂચનો કરવાની તક મળવી જોઈએ. વિદ્યાપીઠના તંત્રમાં કેવા સુધારા કરવા જોઈએ એ વિષે અત્યારે અભિપ્રાય આપવો કવખતનો લેખાશે. હાલ તો અમે એટલું જ કહીને સંતોષ માનીશું કે આ સુધારણાને છેવટનું સ્વરૂપ આપતાં પહેલાં હરેક સંસ્થા અને વ્યક્તિને પોતાની સૂચનાઓ રજૂ કરવાની તક મળવી જોઈએ.

[૨]

## ટ્રેઈનીંગ કૉલેજની ફી

મુંબઈની સેકન્ડરી ટ્રેઈનીંગ કૉલેજમાં અભ્યાસ કરતા શિક્ષકો પાસેથી હાલ થોડા સમયથી વાર્ષિક રૂા. ૨૪૦) ફી તરીકે લેવામાં આવે છે. પ્રાંતની માધ્યમિક શાળાઓમાં તાલીમ પામેલા શિક્ષકોનું પ્રમાણ ઘણું ઓછું છે ને તે વધારવાની જવાબદારી સરકારને શિર જ રહેવી જોઈએ. આ વર્ષ સુધી તો સરકાર એક જ ટ્રેઈનીંગ કૉલેજ નિભાવતી હતી. આ વર્ષે બેલગામમાં એક કૉલેજ ખોલીને સરકારે બીજા ૧૦૦ શિક્ષકોને દર વર્ષે તાલીમ આપવાનું સ્વીકાર્યું છે. અસલની પ્રથાને વળગી રહીને જો મહાસભા પ્રધાનમંડળે શિક્ષકોને મફત તાલીમ આપવાનું ચાલુ રાખ્યું હોત તો તે વધુ વાસ્તવિક લેખાત. પરંતુ સરકારની હાલની નાણાંવિષયક નાજૂક હાલત ધ્યાનમાં

લેતાં એ માટે અમે આગ્રહ કરતા નથી. આમ છતાં મહાસભાની પુરોગામી સરકારે દેશી રાજ્યમાંથી આવતા શિક્ષક પાસે રૂ. ૬૦૦)ની વાર્ષિક ફી લેવાનું ઠરાવ્યું હતું એ કેવળ ગેરવાજબી હતું એમ કહ્યા વિના અમને ચાલે એમ નથી. આને અંગે મુંબઈ પ્રાન્તના માધ્યમિક શિક્ષકોની પરિષદે તેમ જ મંડળે વખતોવખત પોતાનો વિરોધ વ્યક્ત કર્યો છે, ને મહાસભા સરકારને આ અન્યાય દૂર કરવા વિનંતિ પણ કરી છે. અમને જણાવતાં આનંદ થાય છે કે મહાસભા પ્રધાનમંડળે દેશી રાજ્યના શિક્ષક પાસેથી લેવાતી ફી રૂ. ૬૦૦) થી ઘટાડી રૂ. ૩૫૦) મુકરર કરી છે. આમ આ શિક્ષકોને માથે પડેલો વધારાનો બોજો કેટલેક અંશે દૂર કરવા માટે પ્રધાનમંડળને ધન્યવાદ ઘટે છે. પરંતુ સાથે સાથે એ બોજો સદંતર દૂર કરવાની અમે પ્રધાનમંડળને આગ્રહભરી વિનંતિ કરીએ છીએ. દેશી રાજ્યના વિસ્તારમાં કેળવણીનો પ્રચાર જ બહુ ઓછો છે. એમાં તાલીમ પામેલા શિક્ષકોને હાથે અપાતી કેળવણીનો પ્રચાર તો એથી પણ ઓછો છે. મહાસભાએ દેશી અને બ્રિટિશ વિસ્તારની પ્રજા વચ્ચે કદી પણ ભેદભાવ રાખ્યો નથી, એટલે અમે ઉમેદ રાખીએ છીએ કે જ્ઞાનપ્રકાશનો સર્વત્ર ઝડપભેર ફેલાવો કરવાની સર્વમાન્ય ઇષ્ટ પ્રવૃત્તિમાં ઉપર જણાવેલો નાનો શો ભેદ પણ દૂર કરીને મહાસભા સરકાર પોતાનો સક્રિય ફાળો આપશે અને દેશી રાજ્યના શિક્ષકોનો ધન્યવાદ વિના વિલંબે પ્રાપ્ત કરશે.

[ ૩ ]

## મેટ્રિકની પરીક્ષાના પ્રશ્નપત્રો

મુંબઈની વિદ્યાપીઠે અંગ્રેજી અને કેટલીક યુરોપીય ભાષાઓના પ્રશ્નપત્રો સિવાયના બધા પ્રશ્નપત્રોના જવાબ કોઈ પણ આધુનિક હિન્દી ભાષામાં આપવાની છૂટ મેટ્રિક્યુલેશન પરીક્ષામાં બેસનાર ઉમેદવારોને કેટલાક સમયથી આપી છે. આને પરિણામે મુંબઈ જેવાં પચરંગી વસ્તીવાળાં શહેરો સિવાય લગભગ બધે સ્થળે ઇતિહાસ, ભૂગોળ, સંસ્કૃત, વિજ્ઞાન, ગણિત, વગેરે વિષયો માતૃભાષાદ્વારા શિખવાય છે અને એને માટે યોગ્ય પાઠ્યપુસ્તકો પણ તૈયાર થવા લાગ્યાં છે. આમ મેટ્રિકના વર્ગ સુધી બધું શિક્ષણ મોટે ભાગે માતૃભાષા દ્વારા અપાતું હોવા છતાં પરીક્ષાના પ્રશ્નપત્રો અંગ્રેજીમાં છાપવાનું જારી રાખ્યું છે. ખરું જોતા તો આ બાબત વિષે કશા પણ ઉહાપોહની જરૂર પડવી જોઈતી જ ન હતી. જો શિક્ષણનું માધ્યમ માતૃભાષા હોય તો પરીક્ષાનું માધ્યમ અને પ્રશ્નપત્રોની ભાષા પણ માતૃભાષા જ હોવી જોઈએ એ વાત અત્યંત સ્વાભાવિક ને દીવાની જ્યોત જેવી સ્પષ્ટ મનાવી જોઈએ. પરંતુ વિદ્યાપીઠના કાર્યવાહકોની આંખે ઊંધા ચશ્મા હોય એમ લાગે છે. અંગ્રેજી ભાષા માટેનો એમનો પક્ષપાત એટલો બધો છે, અંગ્રેજી ભાષાનું વાહન એમને માટે એટલું બધું સ્વાભાવિક બની ગયું છે કે શાળાંત પરીક્ષા માટે તૈયાર થતાં કુમળી વયનાં યુવકોની મુશ્કેલી સમજવાની તેઓ સાફ ના પાડે છે. વિદ્યાર્થીઓની મુશ્કેલી કરતાં તેમને ગન વ્યવસ્થાની મુશ્કેલી વધારે મહત્ત્વની છે અને તેથી એવી મુશ્કેલી દૂર કરવાનો પ્રમાણિક પ્રયાસ કરવાને બદલે તેઓ પ્રશ્નપત્રો આધુનિક હિન્દી ભાષાઓમાં છપાવવાની આખી યોજનાને અવ્યવહારુ ગણી હસી કાઢે છે. આ માગણીને વિદ્યાર્થીઓનો ટેકો છે, માધ્યમિક શિક્ષક સંઘ અને તેની વાર્ષિક પરિષદોનો ટેકો છે, જેઓ મેટ્રિકના વિદ્યાર્થીઓને રોજ શિક્ષણ આપે છે તેમનો ટેકો છે; છતાં વિદ્યાપીઠના કાર્યવાહકો પોતાની જીદ પકડીને અણનમ રહ્યા છે. વિદ્યાપીઠના તંત્રને લોકમતને વધુ જવાબદાર

બનાવવાની જરૂરિયાતનું આ એક ઉદાહરણ છે. તાજેતરમાં મળેલી સેનેટની સભામાં શ્રી. ચન્દ્રવદન શાહે આને અંગે એવો ઠરાવ રજૂ કરેલો કે "મેટ્રિકના પ્રશ્નપત્રો [અંગ્રેજી અને બીજી જે યુરોપીય ભાષાઓના પ્રશ્નપત્રોના જવાબ હિન્દી ભાષામાં આપવાની છૂટ નથી તે સિવાયના] અંગ્રેજી અને પરીક્ષાના ગયફની મુખ્ય લોકભાષામાં છાપવાની શકયતા પર વિચાર કરવા સેનેટ એકેડેમીક કાઉન્સિલ અને સિન્ડિકેટને ભલામણ કરે છે." વ્યવસ્થાને અંગે ઉપસ્થિત થતી મુશ્કેલીઓ ધ્યાનમાં રાખીને જ આ ઠરાવ ઘડવામાં આવ્યો હતો એ સૌ કોઈ જોઈ શકશે. આ ઠરાવ પર લાંબી ચર્ચા ચાલી, જેમાં કૉલેજમાં કામ કરતા અધ્યાપકોએ ઠરાવ બિનજરૂરી છે [એક ભાઈએ તો એમ પણ કહેવાની હિંમત કરી કે વિદ્યાર્થી હિન્દી ભાષામાં પુછાએલા સવાલો કરતાં અંગ્રેજીમાં પુછાએલા સવાલો વધારે સહેલાઈથી સમજી શકે છે!] એવી દલીલ કરી વ્યવહારુ મુશ્કેલીઓ રજૂ કરી, જ્યારે ઠરાવ રજૂ કરનાર સભ્યે તેમજ તેને ટેકો આપનાર ભાઈઓએ વ્યવહારુ મુશ્કેલીઓનો સ્વીકાર કરતાં જણાવ્યું કે આ મુશ્કેલીઓ એવી નથી કે જેનો ઉકેલ વિદ્યાપીઠના પીઢ કાર્યકરો ન લાવી શકે. મત લેવાતાં આ ઠરાવ ૩૦ વિ. ૨૮ મતે પસાર થએલો જાહેર થયો હતો; પરંતુ ફરીથી મતગણતરીની માગણી થતાં ૩૦ વિ. ૩૪ મતે તે ઊડી ગયો. આ પ્રમાણે એક અત્યંત વાજબી માગણીનો સેનેટે ઈન્કાર કર્યો છે છતાં હિંમત હારવાની અમને જરૂર જણાતી નથી. વધારે વ્યવસ્થિત પ્રચારકાર્ય કરીને જો આ ઠરાવ ફરીથી રજૂ કરવામાં આવશે તો સેનેટ તેનો જરૂર સ્વીકાર કરશે એવી અમને ખાતરી છે.

[ ૪ ]

## પાઠ્યપુસ્તકો

પાઠ્યપુસ્તકો એકસરખાં હોવાં જોઈએ એવી જે ચળવળ શ્રીમતી લીલાવતી મુનશીએ મુંબઈની ધારાસભામાં હાથ ધરી છે તેને અંગે અમારો વિરોધી સૂર મે ૧૯૩૯ના અંકમાં અમે પ્રગટ કર્યો છે અને અમારી ખાતરી છે કે એ નોંધમાં અમે સારી શિક્ષકઆલમનો અભિપ્રાય રજૂ કર્યો છે. અમને ખબર મળી છે ત્યાં સુધી આખા પ્રાન્તના અનેક શિક્ષકમંડળોએ કેળવણીનું સ્વાતંત્ર્ય ને તેનો વિકાસ રૂંધી નાખવાના આ પ્રયાસનો વાજબી રીતે વિરોધ કર્યો છે. એ વિરોધ વ્યક્ત કરવાને પૂનામાં ડો. આર. પી. પરાંજપેના અને મુંબઈમાં પ્રો. ધનંજય ગાડગીળના પ્રમુખપદ હેઠળ શિક્ષકોની પરિષદો મળી હતી ને તેમાં આખા પ્રાંત માટે એકસરખાં પાઠ્યપુસ્તકો મુકરર કરવાની યોજનાનો તેમજ પાઠ્યપુસ્તક પ્રકાશન સરકારી ખાતાને અથવા તો સરકારે મુકરર કરેલી કોઈ પ્રકાશન પેઢીને સુપરત કરવાની યોજનાનો વિરોધ કરતા ઠરાવો કરવામાં આવ્યા હતા. અમે આશા રાખીએ છીએ કે સરકારે નીમેલી પાવટે સમિતિ શિક્ષકો અને શિક્ષકમંડળો-પરિષદોએ વ્યક્ત કરેલા અભિપ્રાય ઉપર પૂરતું ધ્યાન આપશે.

આ પ્રશ્ન પરની ચર્ચાએ એટલું ઉગ્ર સ્વરૂપ પકડયું છે કે તા. ૧૭મી સપ્ટેમ્બરના 'હરિજનબંધુ'ના અંકમાં એ સંબંધી એક નોંધ [જે અમે અન્યત્ર છાપી છે] દ્વારા પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાની મહાત્મા ગાંધીજીને જરૂર જણાઈ છે. સમસ્ત હિન્દ અને ખાસ કરીને ગુજરાત મહાત્માજીના વિચારો પ્રત્યે અપૂર્વ માનની લાગણી દર્શાવતું આવ્યું

છે ને એમનાં જેવા યુગપ્રવર્તક મહાપુરુષના સંબંધમાં એ જ લાગણી વાસ્તવિક લેખાય. ઉપર્યુક્ત નોંધમાં ઘણું એવું છે કે જેની સામે કોઈ વાંધો લઈ શકે નહીં. દા. ત. એમણે પાઠ્યપુસ્તકની ગુલામીનો જે વિરોધ કર્યો છે તેની સાથે નૂતનશિક્ષણના હિમાયતીઓ સહમત થશે; પાઠ્યપુસ્તકોમાં વારંવાર થતી ફેરબદલી પર અંકુશ મૂકવાની કોઈ રીતસરની યોજનાનો વિરોધ થવાનો સંભવ નથી; નફાખોરીનાં ઉદ્દેશથી ઉપયોગમાં લેવાતી અનિષ્ટ ને કેળવણીની દૃષ્ટિએ અહિતકારી લાગવગનાં મૂળ કાપવાની સામે પણ કોઈને ફરિયાદ કરવાનું કારણ નથી. આમ હાલની પાઠ્યપુસ્તક મુકરર કરવાની પદ્ધતિમાં જ્યાં જ્યાં સડો હોય ત્યાં તે દૂર કરી આખી પદ્ધતિની કેળવણીની જરૂરિયાત અનુસાર પુનર્ઘટના કરવાના સરકારના પ્રયાસમાં આખી શિક્ષકજનતાનો સહકાર મળવાની તેને વિના સંકોચે ખાતરી આપી શકાય. પરંતુ હાલની ચળવળ તો તેથી આગળ જઈને આખા પ્રાંતની શહેર તેમ જ ગ્રામવિસ્તારની સઘળી શાળાઓ માટે એક જ સરખાં પાઠ્યપુસ્તકો મુકરર કરાવવાની નેમ ધરાવે છે. આથી શિક્ષક કે વિદ્યાર્થી પાઠ્યપુસ્તકોના ગુલામ ઓછા બનશે કે વધારે? આથી વિદ્યાર્થીની 'સ્વતંત્ર ને મૌલિક વિચાર કરવાની શક્તિ' શી રીતે ખીલશે? અને જો અત્યારની માફક દરેક વિષયમાં પાઠ્યપુસ્તક [પછી તે બધી શાળાઓ માટે એક સરખાં હોય કે જુદાં] મુકરર થવાનાં હોય તો 'પાઠ્યપુસ્તકોનો ઊંચકી ન શકાય એવડો બોજો ઉપાડીને જતાં' બિચારાં છોકરા-છોકરીઓને શી રીતે રાહત આપી શકશે? આ પ્રમાણે શાંતિપૂર્વક વિચાર કરતાં સમજાશે કે જે દરદની ચિકિત્સા માટે આપણે બધા પ્રયત્ન કરી રહ્યા છીએ તે શ્રીમતી લીલાવતી મુનશીએ સૂચવેલા ઓસડથી મટવાનું નથી. ઊલટું એથી તો બીજાં અનિષ્ટો આપણી પદ્ધતિમાં ઘર ઘાલશે. અને તેથી જ અમારો વિરોધ અનિષ્ટો દૂર કરવા સામે નથી, હોય જ નહીં; પરંતુ તે માટે જે ઉપાય સૂચવવામાં આવ્યો છે તે સામે છે.

હાલની પરિસ્થિતિમાં સુધારો કરવા પ્રથમ પગલા તરીકે મહાત્માજી પાઠ્યપુસ્તક પ્રકાશનની સઘળી જવાબદારી સરકારને સુપરત કરવાની હિમાયત કરે છે. અમને આ સૂચના સિદ્ધાંત અને વ્યવહારની દૃષ્ટિએ વાજબી લાગતી નથી. આપણી પ્રજાકીય સરકારને માથે રાષ્ટ્રઘડતરના મોટી જવાબદારીવાળાં અનેક કામો છે. આવાં પ્રધાનકાર્યો પાછળ સરકારે પોતાની સઘળી શક્તિ ને સંપત્તિ ખર્ચવાં જોઈએ ને તે સારા પાયા પર ન મુકાય ત્યાં સુધી બીજાં ગૌણ કામો હાથ ધરવાં ન જોઈએ એવો અમારો ચોક્કસ અભિપ્રાય છે. મુંબઈ પ્રાંતના ઉત્સાહી પ્રધાનમંડળ સામે એ ટીકા વારંવાર સંભળાય છે કે તે એકી સાથે અનેક પ્રવૃત્તિઓ, યોજનાઓ, સુધારણાઓ હાથ ધરે છે ને પરિણામે એનું કાર્ય જેટલું સચોટ ને પ્રગતિશીલ હોવું જોઈએ એટલું બનતું નથી. સરકાર પાસેની એવી અનેક યોજનાઓમાં પાઠ્યપુસ્તક પ્રકાશનની યોજનાનો વધારો કરવાનું અમે ઇષ્ટ માનતા નથી. અને સરકાર પાસે પૂરતો સમય હોય તો પણ તેમ કરવાની જરૂર અમને જણાતી નથી. આ પ્રાંતની સરકારને પ્રકાશન ખાતાનો અનુભવ ક્યાં નથી? વળી બીજા દેશોમાં પણ સરકારે આ વેપારી ક્ષેત્રમાં માથું મારવાની જરૂર જોઈ નથી. હાલ જે અનિષ્ટોની સામે ફરિયાદ થાય છે તે અયોગ્ય પુસ્તકોને મળતી મંજૂરી, અને એને ખપાવવા માટે વપરાતી ગેરવાજબી લાગવગનાં પરિણામો છે, અને નહીં કે હાલની પ્રકાશન પદ્ધતિનાં; અને જો આ કામ સરકાર હાથમાં લે અને તેને પરિણામે મહાત્માજી સૂચવે છે તેમ પાઠ્યપુસ્તકોની સંખ્યા ઓછી થાય તો કેળવણીની દૃષ્ટિએ એ ભાગ્યે જ યોગ્ય લેખાશે.

[પા. ૧૧૧ પર ચાલુ]

# સમાચારસંગ્રહ

## — સપ્ટેમ્બરની રોજનીશી —

**તા. ૧**—પંડિત મદનમોહન માલવીયા પોતાની લથડતી તંબીયતને લીધે બનારસ હિંદુ વિદ્યાપીઠના ઉપકુલપતિપદેથી નિવૃત્ત થયા છે. એમની જગ્યાએ સર એસ. રાધાકૃષ્ણનની ચૂંટણી કરવામાં આવી છે.

**તા. ૫**—અલાહાબાદ વિદ્યાપીઠના ઉપકુલપતિ પંડિત અમરનાથ ઝાએ વિદ્યાપીઠોના સંચાલન અંગેના એક હેવાલમાં કેટલીક અગત્યની સૂચનાઓ કરી છે. તેમની એક સૂચના એવી છે કે જે વિદ્યાર્થીઓ વિદ્યાપીઠના છાત્રાલયમાં રહેતા ન હોય તેમની પ્રવૃત્તિઓ ઉપર સંપૂર્ણ દેખરેખ રાખવી જરૂરની છે; અને તેઓ કેવી સ્થિતિ અને સંજોગોમાં અભ્યાસ કરે છે એ પણ વિદ્યાપીઠના સંચાલકોએ જાણવું જોઈએ.

**તા. ૬**—હિંદી સંગીત શાળાના ચૌદમા વાર્ષિક સંમેલનના પ્રમુખસ્થાનેથી વડા પ્રધાન શ્રી. ખેરે જીવનમાં સંગીતની અગત્ય ઉપર ખાસ ભાર મૂક્યો હતો. વિદ્યાપીઠોએ પણ સંગીતની પદવીઓ આપવી જોઈએ એવી તેમણે આશા પ્રદર્શિત કરી હતી. તેમણે વધુમાં જણાવ્યું કે સંગીત અને લલિતકલાઓના અભ્યાસથી શિક્ષિતોમાં પ્રવર્તી રહેલી બેકારી કંઈક અંશે ઓછી થશે, એટલું જ નહિ પણ લલિતકલાઓનો અભ્યાસ કેળવણી અને સંસ્કારો સાથે શિસ્તનો સુમેળ સાધશે.

**તા. ૭**—મદ્રાસ ઇલાકાના કેળવણીખાતાના પ્રધાન શ્રી. વર્કીએ મદ્રાસમાં માધ્યમિક શિક્ષણની પુનર્ઘટના માટે કેળવણીના જુદા જુદા ક્ષેત્રોના પ્રતિનિધિઓની એક પરિષદ બોલાવી. પરિષદ ખુલ્લી જાહેર કરતાં શ્રી. વર્કીએ પોતાના ભાષણ દરમિયાન માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણમાં હુન્નરઉદ્યોગોના અભ્યાસની આવશ્યકતા ઉપર ખાસ ભાર મુકયો અને જાહેર કર્યું કે નાના ગ્રામઉદ્યોગોથી માંડીને મોટા ઉદ્યોગોની મોટે પાયે ખીલવણી કરવા માટે મદ્રાસ સરકારે યોજના ઘડવા માંડી છે.

**તા. ૧૨**—મદ્રાસ સરકારે હુકમ કર્યો છે કે મદ્રાસ ઇલાકાની પ્રાથમિક શાળાઓ અઠવાડિયામાં પાંચ દિવસથી વધારે કામ ન કરે. હાલમાં કેટલીક શાળાઓ પા અને કેટલીક ૬ દિવસ કામ કરે છે. આ હુકમનો હેતુ એ છે કે શાળાના કામ સંબંધી યોજના અને તૈયારી માટે શિક્ષકોને પૂરો અવકાશ મળે અને શિક્ષકો અભ્યાસક્રમ ઉપરાંતની શાળાની પ્રવૃત્તિઓ તથા સામાજિક પ્રવૃત્તિઓમાં ભાગ લઈ શકે.

**તા. ૧૨**—પૂનામાં વાડિયા કૉલેજમાં 'ધ વીકાજી ડી બી. તારાપોરવાલા ઇન્સ્ટીટ્યૂટ ઑવ સાયન્સ'ની ઉદ્‌ઘાટન ક્રિયા મુંબઈના ગવર્નર વતી તેમનાં પત્ની લેડી લમલીએ કરી. આ સંસ્થામાં ગણિત, રસાયણશાસ્ત્ર અને વિજ્ઞાનની પદવીનો અભ્યાસક્રમ કરાવવામાં આવશે. લેડી લમલીએ એ પ્રસંગે બોલતાં કહ્યું કે આજે દુનિયામાં વિજ્ઞાનનો ભયંકર દુરુપયોગ થઈ રહ્યો છે. એમાં વિજ્ઞાનનો લેશમાત્ર પણ વાંક નથી, પણ તેનો ઉપયોગ કરનારનો જ વાંક છે. માનવજાત ઉપર વિજ્ઞાનના ઉપકારો અસંખ્ય છે.

તા. ૧૫—હિંદુસ્તાની ભાષાની પ્રાંતિક બોર્ડે શિક્ષકોને હિંદુસ્તાની શીખવવાની કરેલી ભલામણોનો મુંબઈ સરકારે સ્વીકાર કર્યો છે. શિક્ષકોને હિંદુસ્તાની શીખવવા ખાસ વિદ્યાલયો સ્થાપવામાં આવશે. અભ્યાસક્રમ એક વર્ષનો રહેશે, અને એ અભ્યાસક્રમમાં ઉત્તીર્ણ થનાર શિક્ષકોને પ્રમાણપત્રો આપવામાં આવશે. ૧૯૪૧ ના એપ્રિલ પછી હિંદુસ્તાની શિખવનાર દરેક શિક્ષકે આ આ પ્રમાણપત્ર ફરજિયાત લેવું પડશે.

તા. ૨૧—પંજાબના ગ્રામોદ્ધાર ખાતાના વડા અમલદાર શ્રી. એફ. એલ. બ્રાયને જણાવ્યું હતું કે હિંદમાં પ્રૌઢ શિક્ષણ આપવા માટે જુદી જુદી પ્રાંતીય ભાષાઓમાં યોગ્ય પાઠ્યપુસ્તકો નથી. જ્યાંસુધી યોગ્ય પાઠ્યપુસ્તકો તૈયાર ન થાય ત્યાંસુધી પ્રૌઢશિક્ષણનો પ્રચાર ન થઈ શકે. વળી ધર્મ પ્રત્યે બેદરકારી એ આ યુગનું મહાન દૂષણ છે. તેથી સાદી ભાષામાં ધાર્મિક પુસ્તકો લખાવાં જોઈએ, અને એવાં પુસ્તકો નવા શીખનારને આપવાં જોઈએ.

તા. ૨૨—સુરત જિલ્લા સ્કૂલબોર્ડની સભાએ એવી મતલબનો ઠરાવ કર્યો કે સિદ્ધાંત તરીકે દરેક વિષયમાં એક જ પાઠ્યપુસ્તક ઇષ્ટ નથી, પણ વિવિધતાની અમર્યાદિત છૂટને લીધે તેનો વ્યવહારમાં ઘણો જ દુરુપયોગ થઈ રહ્યો હોવાથી હાલ તુરત ત્રણ વર્ષ માટે દરેક વિષય ઉપર એક જ પાઠ્યપુસ્તક મંજૂર કરવું ને તે માટે પુસ્તકપ્રકાશન કે પુસ્તકલેખનમાં હિત ન ધરાવતા હોય તેવા ગૃહસ્થોની યોગ્ય સમિતિ સરકારે પસંદ કરવી. વધુમાં એ સભાએ ઠરાવ કર્યો છે કે ત્રીજા ધોરણ સુધી વાંચનમાળા સિવાય બીજા કોઈ પુસ્તકની ખરીદીની જરૂર નથી.

તા. ૨૪—ઓસ્ટ્રિયાના સુવિખ્યાત માનસપૃથક્કરણશાસ્ત્રી પ્રોફેસર સિગમંડ ફ્રાઇડનું લંડન ખાતે ૮૩ વર્ષની ઉમરે અવસાન થયું છે.

## મુંબઈ શહેર માધ્યમિક શિક્ષક સંઘ

૧૫ મો વાર્ષિક હેવાલઃ આ સંઘનો ૧૫ મો વાર્ષિક હેવાલ બધા શિક્ષક મંડળોને માર્ગદર્શક થઈ પડે એવો છે. આખા વર્ષ દરમિયાન અગત્યના વિષયો ઉપર ભાષણો અને ચર્ચાઓ ઉપરાંત અભ્યાસ વર્ગો [ 'સ્ટડી સર્કલ્સ' ] અને ચલચિત્રો દ્વારા શિક્ષકોના જુદા જુદા વિષયોના જ્ઞાનમાં વૃદ્ધિ કરવાના સુંદર પ્રયાસો કરવામાં આવ્યા હતા. વળી ગયા મે માસમાં મુંબઈમાં પ્રૌઢ શિક્ષણનું કામ હાથમાં લેવાતાં એ સંઘના સભ્યોએ અનેક રીતે એ કાર્યમાં સુંદર સક્રિય ફાળો આપ્યો.

એ વર્ષ દરમિયાન સંઘની પ્રવૃત્તિઓમાં ખાસ ધ્યાન ખેંચે એવી મુંબઈ ખાતે મળેલી અખિલ હિંદ કેળવણી પરિષદ હતી. એ પરિષદને સફળ બનાવવા સંઘના સભ્યોએ તનતોડ જહેમત ઉઠાવી હતી. વળી એ અંગે સંઘ તરફથી યોજવામાં આવેલું કેળવણી વિષયક પ્રદર્શન ઘણી રીતે અજોડ હતું.

બીજી ખાસ નોંધવા જેવી પ્રવૃત્તિ દહાણુ ખાતે સંઘે યોજેલા કેળવણી સપ્તાહની હતી. ઇલાકાના લગભગ ૨૦૦ શિક્ષકોએ એ સપ્તાહ અને 'રિફ્રેશર કૉર્સ' નો લાભ લીધો હતો. ભરચક કાર્યક્રમ હોવા છતાં શિક્ષકોના મનરંજનને માટે પણ આકર્ષક કાર્યક્રમ રખાયો હતો.

સંઘના મુખપત્ર "Bombay Teachers' Journal"ની પણ સારી પ્રગતિ થઈ છે. એ હેવાલમાં ૪૩૭ ગ્રાહકો વધ્યા હતા એમ જણાવવામાં આવ્યું છે. વળી એનો માર્ચ-જુલાઈના ૩૦૦ પૃષ્ઠના દળદાર અંકમાં અખિલ હિંદ કેળવણી પરિષદનો સવિસ્તર હેવાલ તથા ભાષણો વગેરે છાપી સંઘે શિક્ષકોની સુંદર સેવા કરી છે. વર્ષ દરમિયાન સભ્યોની સંખ્યા ઠીક ઠીક વધી હતી. ૨૩૭ સભ્યો નવા દાખલ થવાથી હાલની સભ્યોની સંખ્યા ૧૦૦૨ થઈ છે. આ બધી પ્રવૃત્તિઓ અને પ્રગતિ જોતાં સંઘના સંચાલકો અને સભ્યોને ખરેખર અભિનંદન ઘટે છે.

## — મુંબઈ પ્રાંત માધ્યમિક શિક્ષક પરિષદ —

ઉપર્યુક્ત પરિષદનું ચૌદમું અધિવેશન પૂનામાં તા. ૪-૫-૬-૭ નવેમ્બર ૧૯૩૯ ને દિને મળશે. ડૉ. આર. પી. પરાંજપેના અધ્યક્ષપદ હેઠળ એક વગવાળી સ્વાગત સમિતિ પરિષદ, પ્રદર્શન, વગેરેની તડામાર તૈયારી કરી રહી છે. પરિષદના પ્રમુખ તરીકે સર સર્વપલ્લી રાધાકૃષ્ણનની વરણી થઈ છે. અમને આશા છે કે આ પરિષદમાં શિક્ષકો મોટી સંખ્યામાં હાજરી આપશે. પત્રવ્યવહારનું સરનામું: મંત્રી, શિક્ષકપરિષદ સ્વાગતસમિતિ, નૂતન મરાઠી વિદ્યાલય, પૂના.

卐

# ગૃહપતિઓ ને માધ્યમિક શિક્ષકોનો તાલીમ વર્ગ

[ ગૃહપતિઓ અને માધ્યમિક શાળાના શિક્ષકો માટે આવતી રજાઓમાં એક તાલીમ વર્ગ ભાવનગરમાં ચલાવવાનું નક્કી કર્યું છે. તે સંબંધમાં બે પત્રિકાઓ પ્રગટ થઈ છે તે આ સાથે અહીં પણ પ્રગટ કરવામાં આવે છે. વર્ગનું સંચાલન શ્રી. હરભાઈ ત્રિવેદી કરશે. અભ્યાસક્રમ ઉપર નજર નાખતાં જણાય છે કે આ વર્ગનો લાભ અનુકૂળતા હોય તે સૌ કોઈ જરૂર લે. —તંત્રીઓ ]

### પત્રિકા પહેલી

થોડાં વર્ષો પહેલાં શ્રી. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં ગૃહપતિઓ અને માધ્યમિક શાળાના શિક્ષકો માટે તાલીમ વર્ગો ચલાવવામાં આવ્યા હતા. ત્યારપછીના વર્ષોમાં આવા તાલીમ વર્ગો માટે મારી પાસે ઘણી માગણીઓ આવી હતી. કેટલાક સંજોગોને લઈને તેવા વર્ગો યોજી શકાયા ન હતા. ચાલુ વર્ષે દીવાળીના તહેવારો પછી તરત જ બે અઠવાડિયા માટેનો એક તાલીમ વર્ગ ભાવનગરમાં ચલાવવાનું વિચાર્યું છે. આ તાલીમ વર્ગમાં ગૃહપતિઓ અને માધ્યમિકશાળાનાં શિક્ષકો આવી શકશે.

અભ્યાસક્રમ તેમ જ બીજી વિગતો માટે શ્રી. હરભાઈ ત્રિવેદી, પ્રિન્સીપાલ, હોમસ્કૂલ, ભાવનગર, એ સરનામે લખવું.

### પત્રિકા બીજી

આ તાલીમવર્ગની પ્રાથમિક જાહેરાત કર્યા પછી છાત્રાલયના ગૃહપતિઓ અને માધ્યમિક શાળાના શિક્ષકોની અરજીઓ આવવા લાગી છે. દિવાળીની રજા દરમિયાન આ વર્ગનું કામ શરૂ કરવાનું છે. દિવસો ઓછા અને સ્થળસંકોચ હોવાથી ભરતી મર્યાદિત સંખ્યામાં કરવામાં આવશે. ગૃહપતિઓ અને શિક્ષકો તરફથી અભ્યાસક્રમની પૂછપરછ કરવામાં આવે છે, પૂછનારાઓને એ બધું જણાવવામાં આવે છે. પરંતુ જેઓને આ વર્ગનો લાભ લેવો હોય તેઓની જાણ માટે એક સામાન્ય રૂપરેખા આ પ્રમાણે છે:

અભ્યાસક્રમના વિષયો નીચે પ્રમાણે રહેશે:—

૧ શિક્ષણ સંસ્થાની વ્યવસ્થા
૨ શિસ્ત અને નિયમન
૩ સ્વાતંત્ર્ય અને જવાબદારી
૪ વિદ્યાર્થીમંડળની પ્રથાઓ
૫ શિક્ષણપદ્ધતિઓ
૬ કેળવણીશાસ્ત્રના મૂળભૂત સિદ્ધાંતો
૭ પ્રાયોગિક માનસશાસ્ત્ર

શિક્ષણની પદ્ધતિ ત્રણ વિભાગોમાં વહેંચી નાખવામાં આવશે:

૧ વ્યાખ્યાનો, ૨ સ્વાધ્યાય, ૩ ચર્ચાઓ.

લાભ લેનાર શિક્ષક ગૃહપતિઓ માટે [illegible] તૈયાર રહેશે.

બીજી વિગ[illegible] શ્રી. હરભાઈ [illegible] શાળા. હીલ ડ્રાઈવ-ભાવનગર,

એ સરનામે લ[illegible]

# મુંબઈ પ્રાંત માધ્યમિક શિક્ષકપરિષદ

## સૂરતનું અધિવેશન*

રાષ્ટ્રના ભાવિનો આધાર શિક્ષણના કાર્ય પર અવલંબે છે, અને આથી જ સમાજના બીજા કોઈ પણ અંગ કરતાં શિક્ષકની જવાબદારી અનેકગણી છે. આ જવાબદારી સારી રીતે અદા કરવા માટે તેઓએ બુદ્ધિપૂર્વક પ્રવૃત્ત રહેવાની જરૂર રહે છે. આત્મિક ઉન્નતિ સાથે, પોતે વરેલ કેળવણીના ક્ષેત્રમાં એક સરખો નિયમિત વિકાસ થતો રહે એવી ઝંખના તેમની પ્રવૃત્તિઓના મૂળમાં અંતર્ગત થવી જોઈએ. બાળમાનસના પ્રશ્નોની તાત્ત્વિક ચર્ચા, કાર્યપદ્ધતિ, સાધનો તેમજ સિદ્ધાંતોનો વિચાર વગેરે કેળવણીના વિકાસ માટે જરૂરની વસ્તુઓ છે. આ ઉપરાંત વહીવટ તેમજ આર્થિક સ્થિતિના તોડજોડનો વિચાર પણ એની સાથે સંબંધ ધરાવે છે. આ બધાનો ઉકેલ એક વ્યક્તિના પ્રયત્નથી ન સધાય. સમુદાયના સાથની એમાં પરમ આવશ્યકતા છે. શિક્ષક પરિષદની આયોજના આ હેતુને આધારે જ થવા લાગી છે.

આપણા ઇલાકામાં માધ્યમિક શિક્ષકોની પહેલી પરિષદ સને ૧૯૨૪ માં વડોદરા મુકામે મળી. એનું બીજું અધિવેશન સૂરતને આંગણે થયું. ત્યારબાદ મુંબાઈ, પૂના, રત્નાગિરિ, વગેરે સ્થળોએ પરિષદ ભરાઈ. દશ બાર વર્ષના લાંબા ગાળા પછી સૂરતના શિક્ષકોને પોતાને આંગણે પરિષદ બોલાવવાના પુનઃ મનોરથ જાગ્યા. સૂરતમાં પરિષદ ભરવા દેવા માટે 'નૂતનશિક્ષણ સંઘે' પોતાના પ્રતિનિધિ દ્વારા મુંબાઈ ઇલાકા માધ્યમિક શિક્ષક સંઘને વિનંતિ કરી અને તે વિનંતિનો સ્વીકાર થયો.

જુલાઈ માસમાં આ વિનંતિનો સ્વીકાર થયો અને પરિષદ માટે તા. ૧૭-૧૮-૧૯ મી ઑક્ટોબરના દિવસો નક્કી કરવામાં આવ્યા. આટલા ટૂંકા ગાળામાં આવી મહાન જવાબદારીનું કાર્ય સફળતાપૂર્વક કેમ અદા કરવું એ શિક્ષકોને માટે કોયડો હતો. પણ સૂરતના શિક્ષકોને તેમના સુકાની શ્રી. સિ. જ. અક્કડ અને શ્રી. ચંદ્રવદન શાહ, તેમજ બીજા પીઢ શિક્ષકોની કાર્ય તેમજ વ્યવસ્થાની શક્તિ વિષે પૂર્ણ શ્રદ્ધા હતી; એટલે તેમને આ યોજનો વિચાર અકળાવે એમ ન હતો. માત્ર ઠરાવો માટે ભેગા મળવાનું ન રાખતાં કેળવણી વિષયક પ્રદર્શન, પુસ્તક-પ્રકાશન ખડો, મનોરંજક કાર્યક્રમ વગેરેની યોજના પણ પરિષદના કાર્ય અંગે સામેલ કરવામાં આવી કે જેથી પરિષદમાં આવનાર માણસ કાંઈક જોયાજાણ્યાનો સંતોષ મેળવી શકે.

પરિષદના કાર્યની શરૂઆત તરીકે સ્વાગત સમિતિના સભ્યો નોંધવાનું કામ સૌથી પહેલું હાથ ધરવામાં આવ્યું. સૂરતના કેળવણી મંડળ અને નૂતનશિક્ષણ સંઘની કાર્યવાહક સમિતિઓની સંયુક્ત બેઠકમાં પરિષદ માટે સ્વાગત સમિતિના સભ્યો નોંધવાનું ઠરાવવામાં આવ્યું. સભ્યોની ફી, અનુક્રમે રૂા. ૫) અને રૂા. ૨) રાખવામાં આવી. પૂરતી સંખ્યામાં સ્વાગત સભ્યો નોંધાયા બાદ સભ્યોની બેઠક તા. ૩૧-૮-૩૮ ના રોજ સાંજે ૭ વાગે સાર્વજનિક મિડલ સ્કૂલમાં પ્રો. કાળીદાસ દેસાઈના પ્રમુખપદે મળી અને તેમાં નીચેનાં કામો હાથ ધરવામાં આવ્યાં.

---

* ઉપર્યુક્ત પરિષદની સ્વાગત સમિતિએ તૈયાર કરેલો પરિષદના કાર્યનો સળંગ હેવાલ

(૧) સ્વાગત સમિતિના હોદ્દેદારોની ચૂંટણી (૨) કાર્યવાહક સમિતિ તેમજ અન્ય સમિતિઓની ચૂંટણી (૩) પરિષદના પ્રમુખપદ માટે બે નામોની ભલામણ.

### સ્વાગતસમિતિના હોદ્દેદારો

પ્રમુખ : દિવાન બહાદુર ચૂનીલાલ માણેકલાલ ગાંધી—પ્રિન્સિપલ, સાર્વજનિક લૉ કૉલેજ, સુરત

ઉપપ્રમુખ : શ્રી. એન. એમ. શાહ—પ્રિન્સિપલ, એમ. ટી. બી. કૉલેજ, સુરત

### કાર્યવાહક સમિતિ

પ્રમુખ : શ્રી. બ્રિજરતનલાલ જમનાદાસ અફડ—હેડમાસ્તર, સાર્વજનિક હાઈસ્કૂલ, સુરત

ઉપપ્રમુખો : શ્રી. દિનકરરાય જે. વૈષ્ણવ—હેડમાસ્તર, યુનિયન હાઈસ્કૂલ, સુરત

શ્રી. એમ. સી. બેન્સન—હેડમાસ્તર, આઈ. પી. મિશન હાઈસ્કૂલ, સુરત

ખજાનચી : શ્રી. નટવરલાલ છોટાલાલ સુનરિયા

સામાન્ય મંત્રીઓ : શ્રી. ચન્દ્રવદન ચૂનીલાલ શાહ અને શ્રી. મૂળજીભાઈ જેઠાભાઈ અંજારિયા

સભ્યો : શ્રી. જનાર્દન રા. જોગળેકર — શ્રી. જીવરાજ 'ગુ ગાંધી
પ્રો. યશવંત દત્તાત્રેય જોષી — ,, કૃષ્ણલાલ ત્રિ. શેઠ
,, કાળીદાસ લ. દેસાઈ — ,, અરદેશર એચ. તલાટી
,, અમૃત કૃષ્ણ મોહિલે — ,, એચ. હમદાની
,, કેખશરૂ એમ. દાબુ — ,, રતનલાલ વિ. ખાંડવાલા
,, રમણલાલ સી. દલાલ — ,, એ. એ. બપોરીઆ
મિસ પાર્ક — ,, પ્રીતમલાલ ચૂ. મઝમુદાર
શ્રીમતી ચંદ્રિકા પાઠકજી — ,, મગનલાલ ઝી. નાયક
શ્રી. આઈ. એમ. દુલાચંદજીવાલા — ,, છગનલાલ ર. દેસાઈ
,, મોહનલાલ એમ. મોદી — ,, હરિભાઈ મો. દેસાઈ

### પ્રદર્શનસમિતિ

કેળવણીના વિવિધ વિષયોને લગતાં ઉપયોગી ચિત્રો આકૃતિઓ, નમૂના તેમ જ જે વડે શિક્ષણનું કાર્ય સરળ અને રસમય બનાવી શકાય એવાં સાધનોનું એક પ્રદર્શન યોજવા એક સમિતિ નીમવામાં આવીઃ

૧ શ્રી. જ્યોતીન્દ્ર દેસાઈ (પ્રમુખ) — ૨ કુ. એમ. જી. મેદીવાલા
૩ શ્રીમતી ચંદ્રિકા પાઠકજી — ૪ શ્રી. એસ. એમ. શાહ
૫ શ્રી. કે. એ. ઉપાધ્યાય — ૬ ,, ધીરજલાલ ઉપાધ્યાય
૭ ,, આર. ડી. આપતોડા — ૮ ,, એન આર. દેસાઈ
૯ ,, એ. બી. પંડયા — ૧૦ ,, જી. એન. વાંકાવાલા
૧૧ ,, સી. આર. દેસાઈ — ૧૨ ,, ઓ. એમ. પંડયા
૧૩ ,, એચ. એમ. દેસાઈ — ૧૪ ,, એલ. એસ. ઠાકોર

૧૫ શ્રી. એમ. જે. નાયક (મંત્રી)

## મનોરંજક કાર્યક્રમ સમિતિ

લલિત કળાઓ પણ વિસારે ન પડાય એ હેતુથી પરિષદના બધા દિવસો દરમિયાન સાંજના મનોરંજક કાર્યક્રમ રાખવાનું નક્કી કરવામાં આવ્યું અને તે માટે એક સમિતિ નીમવામાં આવી:

| | |
|---|---|
| ૧ પ્રો. વાઈ. ડી જોષી (પ્રમુખ) | ૮ શ્રી. એન. આઈ ખાનસાહેબ |
| ૨ શ્રી. કંચનલાલ હી. મામાવાળા | ૯ ,, દેશળજી પરમાર |
| ૩ શ્રીમતી ઈંદિરાબેન જ. જોગળેકર | ૧૦ ,, આઈ. જે. દાસ |
| ૪ ,, કુસુમ સી. શાહ | ૧૧ ,, સોમના |
| ૫ કુ. મધુબાળા એચ. મોદી | ૧૨ ,, એ. પી. વ્યાસ |
| ૬ શ્રી. જે. એમ. જાની | ૧૩ ,, આર. સી. શાહ |
| ૭ ,, એન. એમ. મહેતા | ૧૪ ,, એમ. જે. જોષીપુરા |

૧૫ શ્રી. પી. સી. મઝમુદાર (મંત્રી)

## સરભરા સમિતિ

બહારગામના પ્રતિનિધિઓ સુરતથી અણજાણ હોય તેમની ખાવાપીવાની તથા રહેવા વગેરેની તેમજ સ્ટેશનેથી તેમને લાવવા લઈ જવા માટેની સવડ માટે સેવાભાવી શિક્ષકોની એક સરભરા સમિતિ યોજવામાં આવી:

| | |
|---|---|
| (૧) શ્રી. એન. સી. સુતરિયા (પ્રમુખ) | (૯) શ્રી. જે. જી. સુરતી |
| (૨) ,, એચ. એમ. શાહ | (૧૦) ,, એ. એમ. શિર્કે |
| (૩) ,, જીવણજી. ડી. દેસાઈ | (૧૧) ,, ટી. બી. ઠક્કર |
| (૪) ,, સી. સી. પરીખ | (૧૨) ,, પી. યુ. મહેતા |
| (૫) ,, પી. ડી. ભટ્ટ | (૧૩) કુ. એમ. જી. મેદીવાલા |
| (૬) ,, એ. કે. પટેલ | (૧૪) કુ. ફ્લોરા ડી. મહેતા |
| (૭) ,, એચ. એ. પરીખ | (૧૫) શ્રી. આર. આર. શુકલ |
| (૮) ,, એમ. બી. મોદી | (૧૬) ,, સી. આર. દેસાઈ (મંત્રી) |

## પ્રકાશનસમિતિ

પરિષદને લગતા કાર્યની જાહેરખબર, પત્રિકા, ઠરાવ, વગેરેના છાપકામ માટે એક પ્રકાશન સમિતિ નીમવામાં આવી:

### સભ્યો

| | |
|---|---|
| (૧) શ્રી. ડી. જે. વૈષ્ણવ (પ્રમુખ) | (૩) શ્રી. એમ. એસ. યાર્ડી |
| (૨) ,, આર. જે. વેપારી | (૪) ,, યુ. સી. ડેનિયલ |

(૫) શ્રી. એચ. એમ. દેસાઈ (મંત્રી)

## પરિષદના પ્રમુખ

પરિષદના પ્રમુખ તરીકે નીચેના બે સદ્‌ગૃહસ્થોનાં નામોની અનુક્રમે ભલામણ કરવામાં આવી:

(૧) પ્રો. ધનંજય રામચંદ્ર ગાડગીલ (૨) પ્રો. ખુશાલ તલકશી શાહ

**સ્થળ:** અધિવેશનના સ્થળ માટે સાર્વજનિક હાઈસ્કૂલ–નાનપરા સુરતને પસંદગી આપવામાં આવી.

×

તા. ૯-૯-૩૮ના રોજ શ્રી. બ્રિ. જ. અકડના પ્રમુખપણા નીચે કાર્યવાહક સમિતિની એક બેઠક મળી હતી. તેમાં નીચે પ્રમાણે કામકાજ થયું હતું :

(૧) પરિષદના માંગલિક પ્રવચન માટે નીચેનાં નામો અનુક્રમે સૂચવાયાં હતાં:

૧. શ્રી. કનૈયાલાલ મુનશી
૨. આચાર્ય આનંદશંકર ધ્રુવ
૩. શ્રી. જયકર

નોંધ:-આ ત્રણેમાંથી કોઈ પણ વ્યક્તિ આવી શકે એમ નહિ હોવાથી પ્રો. ખુશાલ તલકશી શાહને વિનતિ કરવામાં આવી હતી ને એમણે તેનો સ્વીકાર કર્યો હતો.

પ્રદર્શનના ઉદ્‌ઘાટન માટે નીચેનાં નામો અનુક્રમે સૂચવાયાં હતાં:

(૧) શ્રીમતી હંસાબહેન મહેતા
(૨) શ્રી. કે. એસ. વકીલ
(૩) શ્રી. વી. એચ. અંકલેસરીઆ
(૪) શ્રી. બી. પી. ઠાકોર
(૫) શ્રી. એલ. આર. દેસાઈ

શ્રીમતી હંસાબેને પોતે આવી શકે એમ નથી એમ જણાવ્યું ત્યાર પછી શ્રી. કે. એસ. વકીલને વિનતિ કરવામાં આવી અને તેમણે તેનો સ્વીકાર કર્યો.

(૨) પ્રતિનિધિ-પ્રેક્ષકો, વગેરે માટે નીચે પ્રમાણે લવાજમ નક્કી કરવામાં આવ્યું હતું:

| | |
|---|---|
| (૧) શાળાઓ તરફથી પ્રતિનિધિ | ફી રૂા. ૫) |
| (૨) વ્યક્તિગત ,, | ,, રૂા. ૧) |
| (૩) પ્રેક્ષક ફી | રૂા. ૧) |
| (૪) બહારગામના પ્રતિનિધિઓ માટે રહેવા જમવાની ફી રોજની | રૂા. ૧) |
| (૫) ૨૦'×૨૦' ના સ્ટૉલનું ભાડું | રૂા. ૧૫) |

*

## આર્થિક મદદ

ત્રણ દિવસના આવા મોટા સમારંભને યશસ્વી રીતે પાર પાડવાને નાણાંની મદદ પણ જોઈએ જ. કાઠિયાવાડથી માંડી પૂના સુધી ઇલાકાની ૮૪ શાળાઓએ પ્રતિનિધિ ફી મોકલી પરિષદને ખરેજ કીમતી સહાય આપી છે. આ ઉપરાંત નીચેનાં મોટાં દાનો જેમના તરફથી મળ્યાં છે તે માટે તો પરિષદના કાર્યકર્તાઓ ખરે જ તેઓના ભારે ઋણી બન્યા છે :

| | |
|---|---|
| મુંબઈ યુનિવર્સિટી | રૂા. ૨૦૦) |
| શ્રીમાન્ મહારાજા સાહેબ, રાજપીપળા | રૂા. ૧૫૦) |
| શ્રીમાન્ મહારાજા સાહેબ, ધરમપુર | રૂા. ૧૦૦) |
| શ્રીમાન્ નવાબ સાહેબ, સચીન | રૂા. ૫૧) |
| શ્રીમાન્ મહારાજા સાહેબ, દેવગઢબારિયા | રૂા. ૨૫) |

## બહારના પ્રતિનિધિઓ માટેની વ્યવસ્થા

પરિષદમાં આવનાર બહારના પ્રતિનિધિઓ માટે સરભરા સમિતિએ તનતોડ શ્રમ ઉઠાવ્યો હતો. તેઓને રહેવા તથા જમવા માટે સાર્વજનિક હાઈસ્કૂલનું હોસ્ટેલનું મકાન, પરિષદના દિવસો દરમિયાન વપરાશ માટે મળ્યું હતું અને તેમાં દરેક જાતની સોઈ કરવામાં આવી હતી. ચા, દૂધ, નાસ્તા માટે રાત દિવસ રેસ્ટોરાં ચાલુ રાખવાની વ્યવસ્થા થઈ હતી. ટપાલ તેમજ બીજી માહિતી માટે એક 'પૂછપરછ કચેરી' ખોલવામાં આવી હતી. પરિષદની પૂર્ણાહુતિ દિને સર્વે આગંતુકો માટે ભવ્ય ભોજનસમારંભ ગોઠવવામાં આવ્યો હતો. અને તેમાં સૂરતની તમામ વાનીઓની લ્હાણુ કરવામાં આવી હતી. પરિષદ પૂરી થયા બાદ એક દિવસ ડુમસની સહેલગાહે જવાની યોજના હતી. આને માટે સ્વેચ્છાએ સચીનના નવાબ સાહેબે સઘળી વ્યવસ્થા કરવાનું માથે લેવા કૃપા કરી હતી. પરંતુ દીવાળીના તહેવારો નજીક આવતા હોવાથી સૌ કોઈ પોતપોતાને ઘેર જવા ઉત્સુક હતા એટલે પૂરતી સંખ્યાને અભાવે આ રસિક કાર્યક્રમ પડતો મૂકવો પડ્યો હતો. પ્રતિનિધિઓની સેવાને અંગે તેમજ પ્રદર્શન વગેરેની ગોઠવણીમાં આ શહેરની શાળાઓના વિદ્યાર્થી સ્વયંસેવકોએ રાતદિવસ ખડે પગે જે પરિશ્રમ ઉઠાવ્યો છે તેની સાભાર નોંધ અવશ્ય લેવી ઘટે છે.

## અધિવેશનના દિવસો

પરિષદનું અધિવેશન તા. ૧૭ મી ઑક્ટોબરે શરૂ થયું, પરંતુ એનો કાર્યક્રમ તો ૧૬મીને રવિવારથી જ શરૂ થઈ ગયલો ગણાય. રવિવારે સાંજે કાર્યવાહક સમિતિના પ્રમુખ શ્રી. અકડે 'જેમણે શિક્ષણ કાર્યમાં જ પોતાનું આખું જીવન સમર્પણ કર્યું છે એવા અને સૂરતના જ વતની' પ્રિન્સિપલ કે. એસ વકીલને પ્રદર્શનની ઉદ્ઘાટનક્રિયા કરવાની વિનતિ કરી. શ્રી. વકીલ એક જાણીતા કેળવણીકાર અને હાલમાં કોલ્હાપુરની સેકન્ડરી ટ્રેઈનીંગ કૉલેજના આચાર્ય છે. પ્રદર્શનને ખુલ્લું મૂકતી વેળાયે એમણે એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. એ વ્યાખ્યાનમાં એમણે આપણી કેળવણીને ફળદાયક બનાવવા માટે "એનું બેહદ પુસ્તકીયુ અને ચોમેર પરીક્ષાથી ભરેલું કલેવર" બદલવાની આવશ્યકતા સમજાવી હતી. પ્રદર્શન વિષેની વધુ માહિતી પાછળ આપવામાં આવી છે.

તા. ૧૭મી ઑક્ટોબરને સોમવારે સવારે આઠ વાગે પ્રારંભિક મંગળાચરણ પછી સ્વાગતપ્રમુખ દિ. બ. ચૂનીલાલ માણેકલાલ ગાંધીએ સભ્યો અને પ્રેક્ષકોને આવકાર આપતાં શહેરનો અને સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીનો ઇતિહાસ ટૂંકમાં રજૂ કર્યો હતો.

દિ. બ. ગાંધીના વ્યાખ્યાન પછી ગયા વર્ષના અધિવેશન તથા આખા વર્ષ દરમિયાનના ફેડરેશનના પ્રમુખ પ્રિન્સિપલ એચ. વી. હમ્પટને એક નાનકડા પણ સુન્દર વ્યાખ્યાનમાં ફેડરેશને ગયાં વર્ષમાં કરેલા કાર્યનો ખ્યાલ આપ્યો હતો. પ્રધાનપદનો કોંગ્રેસે સ્વીકાર કર્યા પછી બધાં ખાતાંઓની માફક કેળવણી ખાતામાં પણ અવનવું ચેતન જણાવા લાગ્યું છે અને આખી શિક્ષણ-પદ્ધતિને ફેરવી નાખનાર યોજનાઓ વિચારાઈ રહી છે એ પછી એ સર્વનો અભ્યાસ કરી શિક્ષકોનું ફેડરેશન પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે એ ખાસ જરૂરનું છે એમ તેમણે જણાવ્યું. પ્રો કે. ટી શાહની ઓળખાણ કરાવી પરિષદનું માંગલિક પ્રવચન કરવાની તેમણે તેમને વિનતિ કરી.

પ્રોફેસર શાહે પોતાના પ્રવચનમાં કેળવણીનો અર્થ અને ઉદ્દેશ નક્કી કરવાની આવશ્યકતા પર ખૂબ ભાર મૂક્યો. તેમણે જણાવ્યું કે કેળવણીનો મુખ્ય ઉદ્દેશ બાળકનાં વ્યક્તિત્વને નિર્વ્યાજ ખીલવા દેવાનો હોવો જોઈએ. કેળવણી લેવાથી બાળકનું વ્યક્તિત્વ કોઈ વડીલ વ્યક્તિએ, સંસ્થાએ, સમાજે કે રાષ્ટ્રે

નિર્માણ કરેલી મર્યાદા કે આકાર પ્રમાણે જ વિકાસ પામે ને સ્વરૂપ પકડે એ યોગ્ય નથી. અને આપણે ત્યાં તો એમ જ થાય છે એટલું જ નહિ પણ એ મર્યાદા, એ આકાર પણ અતિ સંકુચિત છે. આપણી અત્યારની કેળવણી બાળકોને પરદેશી સત્તાના નિયંત્રણને અનુકૂળ રહેતાં શીખવે છે એટલે સ્વતંત્ર માનસ તેમનામાં ખીલતું જ નથી. આ એક દુર્દશા ગણાય; અને એનો ઉપાય સ્વરાજ્ય પ્રાપ્તિ સિવાય બીજો નથી. એ પછી તેમણે શિક્ષકોને ઉદ્દેશીને બે બોલ કહ્યા. ખાસ કરીને શિક્ષકોએ પોતાનું ચારિત્ર્ય નિષ્કલંક અને નિંદાના સંભવથી પર રાખવું જોઈએ. બાળકોની સમક્ષ તેઓનું જીવન આદર્શ તરીકે રહે છે આદર્શ સુયોગ્ય અને સુન્દર હોય એ જોવાનું કામ શિક્ષકનું છે, પણ શિક્ષકને તેમ કરવાનું શક્ય બને એ જોવાનું કામ સમાજનું છે. બાળકોમાં ગુલામીની ભાવના નહિ પણ સ્વાતન્ત્ર્યની ધગશ પ્રગટે એ શિક્ષકોએ જોવાનું છે. શિસ્તને નામે બાળકોને ભયથી ત્રાસેલાં રાખવાં એ એક અક્ષમ્ય અપરાધ છે એમ તેમણે જણાવ્યું.

પ્રોફેસર શાહના પ્રવચન પછી નિવૃત્ત થતા પ્રમુખ પ્રિ. હેમ્પટનનો આભાર માનવામાં આવ્યો. ત્યાર બાદ પ્રિ. એન. એમ. શાહે પોતાની લાક્ષણિક શૈલીમાં પરિષદના પ્રમુખપદ માટે પ્રિ. ગાડગીળની દરખાસ્ત રજૂ કરી, જેનો તાળીઓ વડે સહર્ષ સ્વીકાર કરવામાં આવ્યો.

શ્રી. ગાડગીળના પ્રમુખપદેથી અપાયલા વ્યાખ્યાનમાં એમણે 'મુખ્યત્વે જોષી સમિતિના હેવાલની ચર્ચા કરી. જોષી હેવાલ અને હેડો રિપોર્ટનું આશ્ચર્યજનક સરખાપણું સૂચવી બન્ને રિપોર્ટ વચ્ચે રહેલો મૂલગત તફાવત તેમણે બતાવ્યો. હેડો રિપોર્ટ અદ્યતન પ્રયોગોના પરિણામો અને અનુભવ પરથી પોતાના મંતવ્યો બાંધે છે જ્યારે જોષી રિપોર્ટમાં રજૂ થયલાં મંતવ્યોને અનુભવનો આધાર નથી એમ તેમણે સચોટ રીતે સમજાવ્યું. શિક્ષણના સિદ્ધાંતો પ્રયોગોની કસોટીમાં પાર પડે નહિ ત્યાં સુધી તેની કિંમત નથી, એ વસ્તુ તેમણે ભાર દઈ જણાવી.

## ચર્ચા

આ વખતે પરિષદની કાર્યપદ્ધતિમાં એક અગત્યનો ફેરફાર કરવામાં આવ્યો હતો. દર વર્ષે પરિષદમાં જાણીતા કેળવણીકાર તથા અનુભવી શિક્ષકો પોતપોતાના વિષયો પર નિબંધ વાંચતા. આ વખતે તેમ ન કરતાં અમુક વિષય પર બે કે ત્રણ વક્તાઓ પોતપોતાનાં દૃષ્ટિબિન્દુઓ રજૂ કરે તો તે પર બીજા સભ્યોમાંથી જેને પોતાના વિચાર દર્શાવવા હોય તે દર્શાવે એવી યોજના રાખી હતી.

મંગળવારે સવારે આ યોજના મુજબ પ્રો. આર. પી. પંડ્યાએ "આપણી કેળવણીનું સયોજનઃ તે શું છે ને કેવું હોવું જોઈએ ?" એ વિષય પર તથા બી. વી. દલાલ અને શ્રી. જે. એમ ઉપાધ્યાયે "ઇન્સ્પેક્શન અને સુપરવીઝન" પર ચર્ચા શરૂ કરી અને અન્ય શિક્ષકોએ તે આગળ ચલાવી. ઇન્સ્પેક્ટર અને મુખ્ય શિક્ષકોની કાર્યપદ્ધતિ વિષે ઠીકઠીક વાતો થઈ. આ પછી હરભાઈ ત્રિવેદીએ 'પરીક્ષા'ના વિષય પર પોતાના વિચારો અને અનુભવ રજૂ કર્યાં. પરીક્ષા આપણાં બાળકોને રૂંધી નાખે છે. ૩૦ ગુણ મેળવનાર બાળક નાલાયક અને ૩૫ ગુણ મેળવનાર બાળક લાયક એવી યોજના અર્થહીન છે. આથી આવી પરીક્ષા લઇને અભ્યાસનું તોલ કરવાની પદ્ધતિ નાબુદ થવી જોઇએ એને બદલે પ્રત્યેક વિદ્યાર્થીના વર્ષ દરમિયાનના અભ્યાસની વિગતવાર નોંધ રાખી તેને ઉપલા વર્ગમાં જવાને લાયક ગણવો જોઈએ વગેરે સૂચનાઓ તેમણે કરી. એ દિવસે સાંજે પ્રી. એસ. આર. ભીસેએ "વર્ધા યોજના"ની સુંદર આલોચના કરી. શ્રી. શુકલે તથા ફાધર

રેમન્ડે " જોષી કમિટીનો રિપોર્ટ " પર તથા શ્રી. વી. કે. જોશી, શ્રી. દડપે અને શ્રીમતી કપિલાબેન ખાંડવાળાએ " અભ્યાસક્રમેતર પ્રવૃત્તિઓ " પર ચર્ચા ચલાવી હતી. આજ પ્રમાણે બુધવારની સવારની બેઠકમાં " અભ્યાસક્રમની રચના " પર શ્રી શુક્લ અને શ્રી. પરીખનાં મંતવ્યો, " કેળવણીમાં રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ " પર શ્રી તારકર, ડૉ. જી. એસ. ખૈર અને શ્રી. ઠાકરના વિચારો અને " માધ્યમિક શાળામાં ઔદ્યોગિક શિક્ષણ " પર શ્રી. ભીસે તથા કપિલાબેન ખાંડવાળાના અભિપ્રાયો પરિષદની આગળ રજૂ થયા હતા. પ્રો નારળકરે અને શ્રી. શુક્લે Visual Education વિષે ચર્ચા કરી હતી.

## અગત્યના ઠરાવો

મંગળવારની સાંજની બેઠકમાં પરિષદે દશ ઠરાવો અને બાકીના અગીયાર બુધવારની બેઠકમાં ચર્ચ્યા હતા. કેટલાક મહત્ત્વના ઠરાવો નીચે રજૂ કરવામાં આવ્યા છે.

૧. આપણા ઇલાકાની માધ્યમિક શાળાઓમાં કામ કરતા શિક્ષકોની આર્થિક સ્થિતિ વિષે વિશ્વાસપાત્ર આંકડા મેળવવાના ઇરાદાથી આ પરિષદ નીચેના સભ્યોની એક સમિતિ નીમે છે અને તેમને વિસ્તૃત તપાસપત્રક [ Questionnaire ] પ્રગટ કરવાની, ઇલાકાના મુખ્ય મથકોમાં અંગત તપાસ કરવાની અને શિક્ષકોની સ્થિતિ સુધારવા માટેના માર્ગો સૂચવવાની સત્તા આપે છે:

| | |
|---|---|
| ૧. પ્રો. ધનંજય રામચન્દ્ર ગાડગીળ [ પૂના ] પ્રમુખ | ૫. મિ. એસ એલ. તારકર [ મુંબઈ ] |
| ૨. મીસીસ યમુનાબાઈ હિર્લેકર [ મુંબઈ ] | ૬. મિ. એ એલ. મઝમુદાર [ મુંબઈ ] |
| ૩. મિ. કે. જી. વાર્તા [ ગોકાક ] | ૭. મિ. વી. બી. કર્ણિક [ દહાણુ ] |
| ૪. મિ. એમ. એસ. ગોડબોલે [ શોલાપુર ] | ૮. મિ. સી. એ. ફ્રિટ્ઝી [ મુંબઈ ] |

૯. શ્રી. ચન્દ્રવદન શાહ [ સુરત ] મંત્રી

આ સમિતિને પોતાનો હેવાલ તા. ૧ લી જૂન ૧૯૩૯ પહેલાં સંઘની કાઉન્સીલ સમક્ષ રજૂ કરવાની વિનતિ કરવામાં આવે છે.

૨. જોષી સમિતિ [ Vocational Training Committee ] ના હેવાલ પર સંપૂર્ણ વિચાર કરી તેના પર પોતાનો હેવાલ સંઘની કાઉન્સીલ સમક્ષ તા. ૩૧ મી જાન્યુઆરી ૧૯૩૯ સુધીમાં રજૂ કરવાને આ પરિષદ નીચેના સભ્યોની એક સમિતિ નીમે છે:

| | |
|---|---|
| ૧. શ્રીમતી કપિલાબેન ખાંડવાળા | ૪. મિ. એસ. એલ. તારકર |
| ૨. રેવ. ફા. એલ. રેમન્ડ | ૫ મિ. વી. કે. જોષી |
| ૩. મિ. સી. જે. ભટ | ૬. મિ. કે એમ. ચિત્રે |

૭. શ્રી શંકરપ્રસાદ શુક્લ [ મંત્રી ]

૩. મેટ્રિક્યુલેશનની પરીક્ષા માટેના અંગ્રેજી સિવાયના બધા પ્રશ્નપત્રો અંગ્રેજી ઉપરાંત જુદા જુદા મથકોની વિભાગીય ભાષા [ Regional Language ] માં છાપવાની આ પરિષદ મુંબઈની વિદ્યાપીઠને ભલામણ કરે છે.

૪. મુંબઈ વિદ્યાપીઠની સેનેટમાં માધ્યમિક શાળાના શિક્ષકોને ખાસ પ્રતિનિધિત્વ મળવું જોઈએ એવો આ પરિષદનો ચોક્કસ મત છે અને તેથી માધ્યમિક શાળામાં કામ કરતા શિક્ષકોનો

એક મતદારવિભાગ બનાવવાના ઇરાદાથી ૧૯૨૮ના યુનિવર્સિટી ઍક્ટમાં સુધારો કરવાને જરૂરી પગલાં લેવા સરકારને આગ્રહપૂર્વક વિનતિ કરે છે. હાલના કાયદામાં સુધારો થાય તે દરમિયાન સેનેટના સભ્યો નિયુક્ત કરતી વેળાએ માધ્યમિક શિક્ષકોના હકનો વિચાર કરવા આ પરિષદ યુનિવર્સિટીના ચાન્સેલરને વિનતિ કરે છે.

૫. આ વર્ષના અંદાજપત્રમાં માધ્યમિક શિક્ષકોના પ્રોવીડન્ટ ફંડને માટે જોગવાઈ કરવા બદલ આ પરિષદ કેળવણીખાતાના પ્રધાનનો આભાર માને છે અને સરકારી વર્ષના અંત પહેલાં આ યોજના અમલમાં મૂકવા સરકારને વિનતિ કરે છે.

૬. શાળાના સંચાલકો [ ૧ ] પોતાના શિક્ષકો માટે રજાના યોગ્ય નિયમો ઘડે ને અમલમાં મૂકે, [ ૨ ] એક આખું સત્ર કામ કરનાર શિક્ષકને વેકેશનનો પગાર આપે, [ ૩ ] માન્ય થએલી શાળાઓમાં કામ કરતા ને યોગ્ય લાયકાત ધરાવનાર શિક્ષકોનાં બાળકોને તથા તેમના પર સીધો આધાર રાખનાર વિદ્યાર્થીઓને ફીમાંથી મુક્તિ આપે, [ ૪ ] એક વર્ષની સંતોષકારક નોકરી પછી શિક્ષકોને કાયમ કરે, [ ૫ ] યોગ્ય કારણ વિના કોઈ પણ શિક્ષકને રજા ન આપે અને નોકરીમાંથી છૂટા કર્યાના હુકમમાં એને માટેનાં કારણો સ્પષ્ટપણે જણાવે, અને [ ૬ ] અમુક સમય સુધી નોકરી કરવાના શિક્ષકો સાથેના એકપક્ષી કરાર જ્યાં જ્યાં અસ્તિત્વમાં હોય ત્યાં ત્યાં તે નાબૂદ કરે, તે માટે ઘટતો બંદોબસ્ત કરવા આ પરિષદ સરકારને વિનતિ કરે છે.

## પ્રમુખશ્રીનો ઉપસંહાર

પરિષદના પ્રમુખપદેથી શ્રી. ગાડગીળે આપેલા વ્યાખ્યાનના જેવું જ મહત્ત્વનું અને વિચારપ્રેરક વ્યાખ્યાન એમણે પરિષદનો ઉપસંહાર કરતી વખતે આપ્યું. આ વ્યાખ્યાનનો મુખ્ય મુદ્દો હિંદી–હિંદુસ્તાની-ઉર્દુ ભાષાનો હતો. સૌને મુગ્ધ કરે એવી સ્પષ્ટતાથી એમણે અત્યારની એ વિષેની પ્રચલિત માન્યતાઓનો વિરોધ કર્યો હતો. એમની દલીલ ટૂંકમાં નીચે મુજબ હતી. હિન્દી કે ઉર્દુને આપણે રાષ્ટ્રભાષા કહીએ છીએ તે બરાબર નથી. એને ખરી રીતે આપણી સામાન્ય ભાષા [ Lingua Franca ] ગણવી જોઈએ. આનો અર્થ એ કે હિન્દની ભાષાવાર પ્રાન્તોમાં વહેંચણી કર્યા પછી દરેક પ્રદેશમાં તે પ્રદેશની ભાષામાં જ બધું શિક્ષણ અપાય. જેમને ધંધાર્થે કે બીજા કોઈ કારણે પ્રાંત બહાર જઈ બીજા પ્રાંતમાં મુસાફરી કે પત્રવ્યવહાર કરવાની જરૂર હોય તે જ હિન્દી શીખે. પરંતુ એ માટે આપણા અભ્યાસક્રમમાં હિન્દીના શિક્ષણને ફરજિયાત બનાવવાની યોજના બાળકો પર નાહકનો બોજો વધારનારી થઈ પડતી હોવાથી બિનજરૂરી છે. વળી પોતાની માતૃભાષામાં લીધેલું શિક્ષણ પણ બાળક થોડા વખતમાં ભૂલી જાય છે તો પછી માત્ર પહેલાં ત્રણ વર્ષ દરમિયાન અઠવાડિયાના બે કલાક પ્રમાણે શીખાયલી હિન્દી ભાષાનું જ્ઞાન તેની પાસે કેટલો વખત ટકી રહેશે એ વિચારવા જેવો પ્રશ્ન છે. વળી હિન્દી શીખવાથી જ આપણામાં રાષ્ટ્રીયતા આવે છે એવી માન્યતા ભૂલભરેલી છે. હિન્દી ભાષાને સમૃદ્ધ કરવાની જરૂર છે, તેથી દેશના મોટા નેતાઓ અને વિદ્વાનો હિન્દીમાં જ લખવાનો નિયમ રાખે એ જરૂરી છે. પણ નાનાં બાળકો પર હિન્દી ભાષાનો બોજો લાદવાનું વાજબી નથી.

## મનોરંજક કાર્યક્રમો

પરિષદના ત્રણે દિવસો દરમિયાન રાત્રે નવ વાગ્યા પછી મનોરંજક કાર્યક્રમ રખાયો હતો.

આ કાર્ય માટે નીમાએલી સમિતિએ આગળથી ઘણી જહેમત ઉઠાવી હતી, સૂરતની સાર્વજનિક હાઈસ્કૂલ, મિડ્‌લ સ્કૂલ, જૈન હાઈસ્કૂલ, પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ, સાર્વજનિક હાઈસ્કૂલ ફોર ગર્લ્સ, મિશન ગર્લ્સ હાઈસ્કૂલ, હિંદુ સ્ત્રી મંડળ, બાલિકા સમાજ વગેરે સંસ્થાઓના સહકારથી આ સમિતિ સુંદર અને વિવિધ કાર્યક્રમ રજૂ કરી શકી હતી. પ્રથમ દિવસે જુદી જુદી શાળાના વિદ્યાર્થીઓ તરફથી સંગીત તેમ જ નાટ્યપ્રયોગો અને બાળાઓ તરફથી ગરબાઓનો કાર્યક્રમ રજૂ કરવામાં આવ્યો હતો. બીજે દિવસે હિંદુ સ્ત્રી મંડળનો કાર્યક્રમ હતો. છેલ્લે દિવસે શિક્ષકોએ પોતે મનોરંજનનું કાર્ય હાથ લીધું હતું. તેમણે સંગીત, વાદન, તેમ જ અભિનયના પ્રયોગો રજૂ કર્યા હતા. આ કાર્યક્રમને ફતેહમંદ બનાવવાને અનેક શિક્ષકો ઉપરાંત શ્રી. કંચનલાલ મામાવાળાએ ભારે જહેમત ઉઠાવી હતી. તે ઉપરાંત નીચેની પેઢીએ તથા સદ્‌ગૃહસ્થો તરફથી કેળવણીવિષયક ફિલ્મો મળી હતી જે નવીન ભાત પાડતી હતી.

(૧) નરેન્દ્ર ટોકીઝ–મુંબાઈ
(૨) મેસર્સ કોડાક લી. મુંબઈ
(૩) મેસર્સ એંદર દત્ત ઍન્ડ કં., મુંબઈ
(૪) મુંબાઈના જાપાનીઝ કૉન્સલ
(૫) વિઝયુઅલ એડ્યુકેશન સોસાયટી.

## પ્રદર્શન

પોતાના જ્ઞાન અને વિષયને મૂર્તિમંત બનાવતાં ચિત્રો–આકૃતિઓ–નમૂનાઓ વગેરે તૈયાર કરવામાં સૂરતની લગભગ દરેક શાળાના શિક્ષકો અને વિદ્યાર્થીઓએ ભારે જહેમત ઉઠાવી દરેક વિષયને લગતી વાનગીઓ તૈયાર કરી હતી. તે ઉપરાંત ઈલાકાની બીજી શાળાઓ તરફથી અનેક ચિત્રો, નમૂનાઓ, વગેરે મળ્યાં હતાં. દુનિયાના જુદા જુદા દેશ – જાપાન, જર્મની, સ્વિટ્‌ઝર્લૅન્ડ, બેલ્જીયમ, અફઘાનિસ્તાન, ચીન, ડેન્માર્ક, પોલાંડના એલચીઓને પોતાના દેશના ચિત્રો વિગેરે મોકલવા વિનંતિ કરવામાં આવી હતી અને ઘણા દેશોનાં એલચીઓએ એમાં પોતાના દેશના ચિત્રો, નકશાઓ વગેર મોકલી સારી માહિતી પૂરી પાડી હતી. કોલ્હાપુર કૉલેજના પ્રિન્સિપલ શ્રી. કે. એસ. વકીલે પોતે જગતના સર્વદેશીય ચિત્રો લાવી ગોઠવ્યાં હતાં. હિન્દની લગભગ ઘણી રેલ્વે કંપનીઓએ મોટા પ્રમાણમાં સુંદર ઉપયોગી દિવાલચિત્રો મોકલી સારી મદદ કરી હતી. આ ચિત્રો નવીન આકર્ષણ પૂરું પાડતા હતા.

પ્રદર્શનમાં નીચેના વિષયોના શિક્ષણમાં ઉપયોગી થઈ પડે એવાં સાધનો ને નમૂના જુદા જુદા ખંડોમાં ગોઠવવામાં આવ્યા હતા :

[૧] વિજ્ઞાન [૨] સ્કાઉટીંગ [૩] સાહિત્ય [૪] ઇતિહાસ [૫] ભૂગોળ [૬] લલિતકળા [૭] હુન્નરઉદ્યોગ

ઇલાકાની મુખ્ય પ્રકાશન પેઢીઓએ પોતાના પ્રતિનિધિઓને મોકલ્યા હતા. તેમણે પુસ્તકો, નકશાઓ, વગેરે માટે સ્ટોલો રાખ્યા હતા. જેમાં આજનાં કેળવણી વિષયક પુસ્તકો, ચિત્રો, નકશાઓ વગેરેનો સમાવેશ થતો હતો.

## ઉપસંહાર

સ્થાનિક શિક્ષકો તેમજ વિદ્યાર્થી સ્વયંસેવકો માટે આ સમારંભ એક અનુભવની શાળા રૂપ જ લેખાય. આદિથી અંત સુધી એ કાર્ય અંગે જે વ્યવસ્થાશક્તિ, કુનેહ, બુદ્ધિચાતુર્ય, બંધુભાવ,

વિવેકશક્તિ, શિસ્ત, આદિ ગુણો કે શક્તિનો તેઓને ઉપયોગ કરવો પડયો એ કાંઈ તેમના માટે ઓછા લાભની વાત ન ગણાય. પરાવલંબી તત્ત્વો યા ઇતર કારણોને લીધે પરિષદે કરેલા ઠરાવો સંપૂર્ણપણે અમલમાં આવે યા ન આવે અને તેથી ઇચ્છિત લાભ પ્રાપ્ત થાય કે ન પણ થાય, તો પણ પરિષદ ભરવાની પ્રથાની ઇષ્ટતા આટલાથી પણ સિદ્ધ થઈ શકે એમ છે. જવાબદારીના આ મહાન કાર્યની સફળ સમાપ્તિ માટે પરિષદના કાર્યકરો અવશ્ય અભિમાન લઈ શકે છે. પરિષદને સફળ બનાવવામાં જે જે શિક્ષક ભાઈબેનોએ તેમ જ વિદ્યાર્થીઓએ સીધો યા આડકતરો, ઓછો યા વત્તો ફાળો આપ્યો હતો તેમનો સ્વાગત સમિતિ હાર્દિક આભાર માને છે. કેળવણીના ક્ષેત્રની બહાર હોવા છતાં જે જે વ્યક્તિઓએ આ કાર્યમાં તન, મન અને ધનથી સાથ આપ્યો છે તેમનો પણ આ સ્થળે આભાર માનવો ઘટે છે.

## પરિષદની આવકજાવકનો હિસાબ

**જમા**

| | |
|---|---|
| રૂ. ૫૧૯–૦–૦ | સ્વાગત સમિતિના સભ્યોની ફી |
| ,, ૪૨૦–૦–૦ | શાળાપ્રતિનિધિ ફી |
| ,, ૨૭૩–૦–૦ | પ્રતિનિધિ ફી |
| ,, ૫૫–૦–૦ | પ્રેક્ષક ફી |
| ,, ૫૬૭-૧૨-૦ | રહેવા તથા જમવાના |
| ,, ૧૨૭–૦–૦ | સ્ટોલની આવક |
| ,, ૫૨૬–૦–૦ | દાન |
| ,, ૫૫–૧–૩ | પરચુરણ આવક |
| ,, ૩–૨–૪ | વ્યાજ |
| રૂ. ૨૫૪૫–૧૫–૭ | |

**ઉધાર**

| | |
|---|---|
| રૂ. ૮૪૫–૭–૦ | જમણ વ. ખર્ચના |
| ,, ૨૪૩-૧૩-૦ | ચા, નાસ્તા, વ. ના |
| ,, ૨૦૯–૭–૦ | પ્રદર્શન |
| ,, ૧૩૪–૭–૦ | મનોરંજક કાર્યક્રમ અંગે |
| ,, ૨૬૯–૮–૦ | છાપકામ |
| ,, ૧૧૧–૮–૯ | તાર ટપાલના |
| ,, ૪૮૧–૧–૩ | પરચુરણ |
| ,, ૬૦-૧૧-૭ | કારકુન તથા પટાવાળાને વેતન |
| રૂ. ૨૩૫૫–૧૫–૭ | |
| રૂ. ૧૯૦– ૦–૦ | શિલક નીચે જણાવ્યા મુજબ વહેંચી આપી. |
| | રૂ. ૭૫) મું ઇ. મા. શિક્ષક સંઘ |
| | રૂ. ૬૫) નૂતન શિક્ષણ સંઘ, સુરત |
| | રૂ. ૫૦) કેળવણી મંડળ, સુરત |
| રૂ. ૨૫૪૫–૧૫–૭ | |



મુદ્રક • ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ 'લોકવાણી' મુદ્રણમંદિર • ચૌટાપુલ • સુરત
પ્રકાશક • ચન્દ્રવદન ચૂનીલાલ શાહ • દેસાઈપોળ • સુરત

# 'નૂતન શિક્ષણ' માસિકનો ચોથા વર્ષનો હિસાબ

## [ તા. ૧-૮-૩૮ થી તા. ૩૧-૭-૩૯ સુધીની તારીજ ]

### જ

| રકમ | વિગત |
|---|---|
| ૪૮-૧૫-૨ | ગયા વર્ષની સીલક:— |
| | (૧) સુરત કાર્યાલય રૂ. ૧૬- ૪-૩ |
| | (૨) ભાવનગર ,, ,, ૧૦- ૬-૬ |
| | (૩) સુરતની બેન્કમાં ,, ૨૨- ૪-૫ |
| | ૪૮-૧૫-૨ |
| | **આવક** |
| ૧૨૧૩- ૦-૦ | ગ્રાહકોનું લવાજમ |
| ૩૮૭- ૮-૦ | જાહેરખબરની આવક |
| ૧૧-૧૦-૩ | પરચુરણ આવક |
| ૫-૧૪-૦ | ત્રીજા તથા ચોથા વર્ષનો ઉપલક |
| | **દેવું** |
| ૬૯૧- ૦-૦ | શ્રી. "અ" પાસેથી પહેલા તથા ચોથા વર્ષમાં ખોટ અંગે ઉછીના લીધા. |
| ૨,૩૫૭-૧૫-૫ | સરવાળો |

### ઉ

| રકમ | ખર્ચ |
|---|---|
| ૫૫૦- ૦-૦ | પહેલા વર્ષની ખોટ ખાતે |
| ૧૩૭૮- ૮-૦ | ચોથા વર્ષના અંકોની છપાઈ, કાગળ, પૂઠાં, વગેરે, |
| ૧૭૯-૧૩-૯ | માસિકનો, ચોથા વર્ષના ખાસ અંકનો, વી. પી. તેમજ પત્રવ્યવહારનો ટપાલ ખર્ચ. |
| ૧૮૫- ૦-૦ | કારકુન વગેરેનું વાર્ષિક વેતન |
| ૭-૧૪-૦ | સ્ટેશનરી તથા રેપર વગેરેની કિંમત |
| ૪૧- ૨-૬ | પરચુરણ (ગ્રાહક તથા બેન્ક કમીશન, વગેરે ) |
| ૨- ૦-૦ | ઉપલક ખાતે |
| ૧૩- ૯-૨ | સીલક: |
| | (૧) સુરત કાર્યાલય રૂ. ૪-૪-૯ |
| | (૨) સુરતની બેન્કમાં રૂ. ૯-૪-૫ |
| | રૂ. ૧૩-૯-૯ |
| ૨,૩૫૭-૧૫-૫ | |

ચન્દ્રવદન શાહ

વ્યવસ્થાપક,

'નૂતનશિક્ષણ' કાર્યાલય, સુરત



વર્ષ ૫મું • નવેમ્બર ૧૯૩૯ • અંક ૪થો

કેળવણીના કાર્યમાં શિક્ષકને જેમ જેમ રસ પડતો જાય છે તેમ તેમ એ કાર્ય તરફ એનો પ્રેમ વધતો જાય છે. એ પ્રેમથી પ્રેરાઈને શિક્ષક શિક્ષણનું શાસ્ત્ર શીખવા માંડે છે અને શિક્ષણની કળા હસ્તગત કરવા માંડે છે. પ્રેમમાં શાસ્ત્ર અને કળા ભળે છે એટલે શિક્ષકનો રસ ચિરંજીવ સ્વરૂપ પકડે છે.

પરંતુ કોઈ પણ વસ્તુ તરફ આપણને પ્રેમ થાય ત્યારે આપણે થોડુંક ચેતવાનું રહે છે. પ્રેમ સર્જન તરફનો પણ હોય અને પ્રેમ પરિગ્રહ તરફ માલિકીપણાનો પણ હોય. શિક્ષણનો વ્યવસાય આપણા પ્રેમને આપણા સર્જન તરફના પ્રેમ જેવો રાખે તો જ એ નિર્મળ રહે. પરિગ્રહની ભાવના કે માલિકીપણાનો વિચાર એ પ્રેમમાં ભળે, તો તો શિક્ષણનો રસ મલીન બન્યા વિના રહે નહિ;

# સિગ્મંડ ફ્રોઇડ

—રા. મૂળશંકર ભટ્ટ

સિગ્મંડ ફ્રોઇડના અવસાનથી જગતે એક સમર્થ વિચારક, માનસ-વિજ્ઞાનમાં ક્રાંતિકારી શોધો કરનાર વૈજ્ઞાનિક, અને અનેક શાસ્ત્રોમાં પોતાની શોધોથી નવી જ દૃષ્ટિ આપનાર ઋષિ ગુમાવ્યો છે.

ફ્રોઇડ અને તેના માનસ-પૃથક્કરણશાસ્ત્રની આસપાસ શંકા, ગુપ્તતા, જુગુપ્સા, એવા કંઇ ભાવોથી ભરેલી નજરો હજુ જગતના દરેક ખૂણેથી ફેંકાઈ રહી છે. અને બીજી બાજુથી કેટલાક મહાન માનસશાસ્ત્રીઓ, સમાજશાસ્ત્રીઓ અને વિચારકો, ફ્રોઇડને ઍરિસ્ટૉટલ, ડાર્વીન, ન્યૂટન, વગેરે વિજ્ઞાનના ઋષિઓની હરોળમાં બેસાડે છે.

ફ્રોઇડનું જીવન એવું શાંતપણે વ્યતિત થયું છે, કે તેના જીવનને કેન્ટના જીવન સાથે સરખાવવાનું મન થઈ આવે. પહેલેથી તે છેલ્લે સુધી તેણે પોતાનું જીવન એક માનસ-વિજ્ઞાનના અવલોકનો, પ્રયોગો, અને તેના પરથી તારણ કરીને નોંધ કરનાર એક વૈજ્ઞાનિકની રીતે જ ગાળ્યું છે. સત્યની શોધ, અને તેની પાછળનો ભગીરથ પ્રયત્ન એ જ તેના જીવનનું રસ-સર્વસ્વ હતું. તેણે કદી પોતાના જીવનને મહાન બતાવવા પ્રયત્ન કર્યો જ ન હતો. પોતાની એક પછી એક નવી શોધોને જગત આગળ મૂકતાં તેણે કદી ગર્વ અનુભવ્યો નથી, તેમ કદી સંકોચ પણ અનુભવ્યો નથી.

તેની માનસશાસ્ત્રીય શોધો, તેના ઉપરથી બંધાયેલાં સિદ્ધાંતો અને શાસ્ત્ર, એ એવો મહાન વિષય છે કે આ ટૂંકી નોંધમાં તેનો સર્વાંગી સ્પર્શ કરવો, એ પણ અશક્ય છે. અને વળી તેમાં ઊતરવા જતાં આપોઆપ જ ચર્ચામાં ઊતરવું પડે, એવું છે. એટલે અહીં તો તેની વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓનો વિકાસક્રમ તપાસીને તેમાં તેણે કઈ રીતે કયા સિદ્ધાંતો જગત પાસે રજૂ કર્યા, તે જ જોઈશું.

ઈ. સ. ૧૮૫૬માં ઝેકોસ્લાવેકિયા (એ કાળમાં ઑસ્ટ્રિયા)ના ફ્રીબર્ગ ગામમાં એક યહૂદી કુટુમ્બમાં ફ્રોઇડનો જન્મ થયો હતો. પણ ચાર વરસની ઉમ્મર પછી તે ઑસ્ટ્રિયાના મુખ્ય શહેર વિયેનામાં જ મોટો થયો. અને જિન્દગીનું છેલ્લું એક વર્ષ બાદ કરતાં બાકીનાં બધાં વર્ષો તેણે વિયેનામાં જ ગાળ્યાં હતાં. ગઈ સાલ હિટલરની 'આર્યભાવના'એ ફ્રોઇડને પણ ન છોડયો. ૮૦ વર્ષની વૃદ્ધાવસ્થાએ ફ્રોઇડને તેનું વતન છોડવાની ફરજ પડી. અને તેની મૃત્યુ-પથારી લંડનમાં થઈ. ફ્રોઇડે તો પોતાની લાક્ષણિક ઢબે આ બનાવને હસી કાઢયો: "નાઝી લોકોએ કહ્યું કે આ તમારું વિચિત્ર શાસ્ત્ર અમારી આર્યભાવનાના શાસ્ત્રમાં બંધબેસતું નથી. અને એ વાત તદ્દન સાચી છે."

ફ્રોઇડના પિતાની આર્થિક સ્થિતિ કંઈ સારી નહોતી. પણ તેમણે પોતાના પુત્રને પોતાને પસંદ હોય તે જાતનો અભ્યાસ કરવાની છૂટ આપી હતી. ફ્રોઇડ તેની વિદ્યાર્થીઅવસ્થામાં વર્ગમાં સૌથી પહેલો રહેતો. એટલે સુધી કે તેના અધ્યાપકો તેની પરીક્ષા પણ ભાગ્યે જ લેતા. તેને દાકતરી ધંધામાં બહુ રસ નહોતો. પણ મનુષ્ય અને કુદરતના સંબંધો વિષે વાંચવાનું, જાણવાનું તેને ખૂબ ગમતું. ગેટેનું 'કુદરત' પરનું પુસ્તક તેનું પ્રિય પુસ્તક હતું. ડાર્વીનના સિદ્ધાંતોએ તેને ખૂબ જ આકર્ષ્યો. પણ આખરે તેણે દાક્તરનો ધંધો જ સ્વીકાર્યો. તે કાળે પણ જર્મનીમાં, ઑસ્ટ્રિયામાં અધિપ્ યહૂદીઓ તરફનો તિરસ્કાર ઘણો જોરમાં હતો. એ જાત 'શાપિત' ગણવામાં આવતી. ફ્રોઇડને પણ આ અપમાનનો અનુભવ તેના જીવનના પ્રવેશકાળ દરમિયાન સારી રીતે થયેલો. તેણે પોતાના

મનને આ અપમાન સામે ટકવા માટે મજબૂત બનાવ્યું. અને એ જ શક્તિ ભવિષ્યના વર્ષોમાં તેને ખૂબ જ કામ આવી. તેની વૈજ્ઞાનિક શોધો જેમ જેમ એક પછી એક બહાર આવતી ગઈ, અને એમાંય તેની જગબત્રીસીએ ચડેલી "જાતીયતા"ને લગતી શોધો જ્યારે બહાર આવી ત્યારે તેની સામે ચારેય કોરથી જે મારો ચાલ્યો, તેમાં તે સ્થિરપણે પોતાના પ્રયોગોને વળગી રહીને કામ આગળ ધપાવે ગયો.

એ કાળમાં કેટલાક ડૉક્ટરોએ માનસિક વ્યાધિવાળા દરદીઓ તરફ ખાસ ધ્યાન આપવા માંડ્યું હતું. અને તેના ઉપર પ્રયોગો પણ શરૂ થયા હતા. સામાન્ય રીતે તો માનસિક વ્યાધિઓ એ શરીરની અંદરના કોઈ અવયવની, ખાસ કરીને મગજના તંતુઓની, કોઈ પણ અવ્યવસ્થાને જ આભારી છે એવી માન્યતા વિદ્વાનોમાં દૃઢપણે ફેલાયેલી હતી. અને તેના ઉપચારો પણ શરીરના રોગોના ઉપચારોની પદ્ધતિએ જ થયા હતા. માનસિક વ્યાધિવાળો રોગી ઉશ્કેરાયેલી સ્થિતિમાં હોય તેને ઘેનની દવા આપવામાં આવતી અને મૃદ હાલતમાં લાગે તો તેને 'ટૉનિક' દવાઓ આપવામાં આવતી. આ ઉપરાંત 'સ્નાનોપચાર,' 'વિજળીના ઉપચારો' અને આવા ઉપચારોથી દરદીને સાજો કરવાનો પ્રયત્ન થતો. પણ પરિણામે દરદીને થોડો વખત રાહત આપવા સિવાય કંઇ થઈ શકતું નહિ.

ફ્રૉઇડ વિયેનાની એક હૉસ્પિટલમાં દાખલ થયો. ત્યાં માનસિક વ્યાધિવાળા દરદીઓમાં તેને રસ પડવા લાગ્યો. તે વખતે ચાલતા ઉપચારોની નિષ્ફળતા તેણે જોઈ. તે વખતે પેરિસમાં ચાર્કોટ નામનો એક ડૉક્ટર 'હિપ્નોટીઝમ' ના પ્રયોગો દ્વારા માનસિક વ્યાધિના દરદીઓને સાજા કરવાના પ્રયોગો કરતો હતો. ફ્રૉઇડ તરત જ તેની પાસે દોડી ગયો. એક વર્ષ તેણે તેના શિષ્ય તરીકે તેના પ્રયોગોનો અભ્યાસ કર્યો. તેમાં તેને થોડી ઘણી શ્રદ્ધા પણ બેઠી. પણ એથી વધારે તો તેને દરદીની માનસિક ક્રિયા–પ્રક્રિયા કઈ રીતે વ્યક્ત થાય છે, તેનુ જ્ઞાન ઘણું મળ્યું. તેણે પાછા વિયેના આવીને ચાર્કોટની ઢબે માનસિક દરદીઓ ઉપર પ્રયોગ કરવા માંડયા. તેના સાથી ડૉક્ટરોએ તેના પર કંઈ ધ્યાન આપ્યું નહીં, એટલું જ નહિ પણ તેને નિરાશ કર્યો. તે દરમિયાન ડૉ. બ્રુઅર કરીને એક ખૂબ પ્રસિદ્ધ ડૉક્ટર સ્વતંત્રપણે પોતાના દવાખાનામાં માનસિક દરદીઓને સાજા કરવાનો પ્રયોગ કરી રહ્યો હતો. ફ્રૉઇડ તેને મળ્યો. ઉમ્મરમાં ફ્રૉઇડ નાનો હોવા છતાં બન્ને વચ્ચે મૈત્રીની ગાંઠ બંધાઈ. બન્નેએ સાથે મળીને હિસ્ટીરિયા વગેરે દરદોને સાજા કરવા માટેના પ્રયોગો કર્યા. તેમાં તેમણે હિપ્નોટીઝમનો ખૂબ જ ઉપયોગ કર્યો. પણ તે ઉપરાંત તેમણે દરદીની મૂર્છિત અવસ્થા દરમિયાન તેના મનની વાતો તેના મોંઢેથી કઢાવવાના પ્રયોગો કર્યા. અને તેમાં તેઓ ઘણે અંશે સફળ થયા. આ રીતે દરદીના મુખમાંથી જે વાતો નીકળતી, તેમાંથી એક બે વસ્તુઓ એવી હાથ લાગી કે તેમાંથી જ આ માનસપૃથક્કરણશાસ્ત્રનો પાયો નંખાયો. એક તો દરદીના દરદના મૂળ એટલાં ઊંડાં છે, કે તેનાં કારણો દરદી બહારથી જાણતો નથી. છતાં દરદી તે કારણો ઊંડે ઊંડે જાણે છે. અને તે કારણો એવાં છે કે દરદીથી તે ભૂલી જવાયાં છે. ભૂલી જવાનું કારણ એ છે કે તે કારણો અમુક રીતે દુઃખદ, નીતિના ધોરણથી વિરુદ્ધ, શરમજનક એવાં હોય


ડૉ. સિગ્મંડ ફ્રૉઇડ

છે. હિપ્નોટીઝમની અવસ્થામાંથી છૂટયા પછી દરદી પોતાની મૂર્છિત અવસ્થામાં જે બોલ્યો હોય તે પાછુ ભૂલી જાય છે. એજ વસ્તુએ આ બન્ને ડૉક્ટરોનું ખાસ ધ્યાન ખેંચ્યું એટલું જ નહિ પણ આ બધા રોગોના મૂળમાં મોટે ભાગે કોઈ ને કોઈ જાતની 'જાતીય' વૃત્તિને લગતા આઘાતો જ બહાર આવ્યા હતા. બ્રૂઅરે આ વસ્તુ ઉપર ફ્રોઇડનું પહેલવહેલું ધ્યાન ખેંચ્યું પણ તે વખતે ફ્રોઇડને ખ્યાલ પણ નહોતો કે આ વસ્તુ તેની આગળની શોધોમાં આટલો મહત્ત્વનો ભાગ ભજવશે. 'ઘણાખરા માનસિક વ્યાધિઓના મૂળમાં એક યા બીજી રીતે જાતીયતાની વિકૃતિ રહેલી છે. એ વસ્તુ તે વખતના ચાર્કોટ, બ્રૂઅર, અને ક્રોબેક એ ત્રણેય ડૉક્ટરોએ સ્વતંત્ર રીતે પોતપોતાના દરદીઓમાંથી જોઈ હતી; પણ તે શોધનો અપયશ સહન કરવાનું તો ફ્રોઇડને જ માથે હતું કારણકે આ બધા ડૉક્ટરોએ એક યા બીજે કારણે પોતાના પ્રયોગો છોડી દીધા; જ્યારે ફ્રોઇડે માનસિક વ્યાધિનો પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો.

આ કામ દરમિયાન ફ્રોઇડ ઘણીવાર નિરાશ થઈ જતો. તેના મિત્રો તેને આવી જાતની આઘાતકારક શોધો જાહેરમાં મૂકવા માટે ઠપકો આપતા હતા અને કેટલાક તો તેનાથી વિખૂટા પણ પડી ગયા. ફ્રોઇડની આસપાસ એક 'અસ્પૃશ્યતાનું વર્તુલ' થઈ ગયું: તેની સામે કટાક્ષભરી નજરે બધા જોવા લાગ્યા. ફ્રોઇડ એકલો પડી ગયો. તેને ઘડીક તો થયું કે હું આ કામ પડતું મૂકું. પણ તે કહે છે "પણ હું એમ પડતું મૂકું તો કરું પણ શું? બીજા કોઈ કામમાં મને રસ નહોતો. તેમ બીજું કંઈ કરી શકું એમ પણ નહોતું. પણ મેં વિચાર્યું કે યશ ન મળે એટલે છોડી દેવું એ બરાબર નથી. અલબત્ત મારે આ વિરોધોનાં કારણો તપાસીને મારી ભૂલ લાગે ત્યાં સુધારવા માટે તૈયાર રહેવું જોઈએ." અને તે બરાબર વૈજ્ઞાનિક રીતે, ખુલ્લા દિલે, પોતાના પ્રયોગોને કોઈ પણ વખતે ફરી તપાસવા માટે તૈયાર રહેતો. અને એટલે જ તેના પર એવો પણ આક્ષેપ છે કે 'ફ્રોઇડે પોતાની ઉત્તરાવસ્થામાં પોતાના પહેલાનાં વિચારો ને સિદ્ધાંતો છોડી દીધા છે, આખરે તેની સુધબુધ ઠેકાણે આવી છે, અને પેલા અશ્લીલ સિદ્ધાંતોને તેણે પાછા ધકેલી દીધા છે.' પણ કોઈ તટસ્થ અભ્યાસી તેના પુસ્તકોનો ઐતિહાસિક ક્રમે અભ્યાસ કરશે, તો તેને માલૂમ પડશે કે સળંગસૂત્ર વૈજ્ઞાનિક ઢબે તેણે પોતાની શોધો એક પછી એક રજૂ કરી છે, સુધારાવધારા કર્યા છે; પણ કોઈ પણ અદનામાં અદના માણસની અને તેના વિરોધીઓની શોધોને પણ તેણે જરૂર પડે ત્યાં આવકારી છે.

×

આ નિરાશાજનક વાતાવરણમાં સૌથી વધારે આશ્વાસનજનક શોધ તેણે કરી હોય તો તે સ્વપ્ન સંબંધીની હતી. ફ્રોઇડના જીવનનાં બધાં કાર્યો કદાચ ભુલાઈ જશે; પણ સ્વપ્ન એ શું છે, તે સંબંધે એણે જે પ્રકાશ પાડ્યો છે તે માનસશાસ્ત્રના ઇતિહાસમાં એક અપૂર્વ શોધ તરીકે અમર રહેશે. સ્વપ્ન એ પણ મનુષ્યની વિચારક્રિયાનો એક પ્રકાર છે અને તેમાં મનુષ્ય પોતાની અતૃપ્ત એવી ઇચ્છાઓની જાતમનની ગેરહાજરીનો લાભ લઈને કાલ્પનિક રીતે પોષવાનો પ્રયત્ન કરે છે, એ વસ્તુ પહેલવહેલી વૈજ્ઞાનિક રીતે બહાર પાડનાર ફ્રોઇડ જ છે. ફ્રોઇડ પોતે જ કહે છે કે 'સ્વપ્નનો અર્થ' એ પરની મારી શોધોનું પરિણામ ૧૮૯૬ માં તૈયાર કરેલું, પણ પુસ્તકાકારે છેક ૧૯૦૦ માં બહાર પાડયું. આ પુસ્તક એ મારા જીવનના અત્યાર સુધીનું એક મહાનમાં મહાન કાર્ય ગણું છું. આવી તીવ્ર વેધક દૃષ્ટિ માણસના જીવનમાં કોઈ ધન્ય પળે જ આવી જાય છે. (Insight such

as this falls to one's lot but once in a life-time) તેણે આ સ્વપ્ન ઉપરના પ્રયોગો પહેલવહેલાં પોતાના જ ઉપર કર્યા અને એમાંથી જ તેને નવો ને નવો પ્રકાશ મળવા લાગ્યો. ફ્રોઇડે કહ્યું છે કે જે આ શાસ્ત્રમાં ખરેખર આગળ ધપવા ઇચ્છે છે, તેણે પહેલા તો આત્મનિરીક્ષણ ઉપર જ લાગવું જોઈએ.

આ 'સ્વપ્નશાસ્ત્ર' માંથી અનેક નવી નવી વસ્તુઓ એક પછી એક બહાર આવવા લાગી. અને ફ્રોઇડની સામે ઘણા વિરોધો હોવા છતાં તેની અંદરનો રસ વિદ્વાનોમાં વધવા લાગ્યો, અને ન છૂટકે સ્વીકારવી પડે એવી શોધોએ માનસશાસ્ત્રીઓને ચમકાવ્યા, મૂંઝવ્યા, અને કેટલાય માનસશાસ્ત્રીઓ ફ્રોઇડની શોધો પર મુગ્ધ થયા. છતાં ફ્રૉઇડ તરફની અસ્પૃશ્યતાની નજર તેના જ દેશમાં ચાલુ હતી. ફ્રોઇડ એક દાખલો ટાંકે છે. "મારી પ્રયોગશાળામાં કેટલાક જુવાનીયાઓ ચર્ચા કરવા અને મારી પાસેથી જાણવા આવતા હતા એક જુવાન ડૉક્ટર મારા ઉપચારની રીતોનો અભ્યાસ કરવા આવવા લાગ્યો. થોડા દિવસો પછી તે મને કહેવા લાગ્યો : મેં એક પુસ્તક તમારા સિદ્ધાંતોનું ખંડન કરતું લખ્યું છે. પણ જો તમારી રીતોનો મેં આ રીતે અભ્યાસ કર્યો હોત તો હું એ પુસ્તક ઘણી જુદી રીતે જ લખત! પણ મને નવાઈ તો ત્યારે લાગી કે જ્યારે એ પુસ્તક જે રીતે લખાયું હતું, તે જ રીતે બહાર પડ્યું. તે પુસ્તક છાપવા અપાઈ ગયું હતું. અને હવે તેમાં ફેરફાર કરવાની હિંમત તે લેખકમાં ન હતી!

ફ્રોઇડની પ્રતિષ્ઠા ધીરે ધીરે જામવા લાગી. અલબત તેના કેટલાય સિદ્ધાંતોનો વિરોધ બધી બાજુથી થતો હતો. પણ માનસ-પૃથક્કરણશાસ્ત્રના તેના કેટલાક મૂળભૂત સિદ્ધાંતોની ના કોઇથી પાડી શકાય એમ નહોતું.

[ ૨ ]

કેળવણીના શાસ્ત્રને જો કોઈ શાસ્ત્ર સાથે વધારેમાં વધારે ગાઢ સંબંધ હોય તો તે માનસશાસ્ત્ર સાથે છે. વળી ફ્રૉઇડે કરેલી માનસશાસ્ત્રની શોધોએ જો કોઈ શાસ્ત્રને વધારેમાં વધારે મદદ કરી હોય તો તે કેળવણીશાસ્ત્રને છે. વળી આપણે ફ્રૉઇડના માનસ-પૃથક્કરણ શાસ્ત્રને બધી બાજુથી નિહાળવાનું આ નાનકડા લેખમાં શક્ય નથી, એટલે અહીં કેળવણીના શાસ્ત્રને લાગુ પડે તેવા જ તેના કેટલાક સિદ્ધાંતોને ટૂંકમાં તપાસીશું. આમ તો ઘણા કાળથી માનસશાસ્ત્રે બાળકોની કેળવણી તથા શિક્ષણમાં ધરમૂળના ફેરફારો કરવા માટે સમાજના શિક્ષકવર્ગને પ્રેર્યા હતા. બાળક એ કેળવણીના તંત્રના મધ્યમાં છે, એ વાત ઘણા વખતથી કેટલાય શિક્ષણશાસ્ત્રીઓએ પોકારી હતી. પણ બાળમાનસનો સ્પષ્ટ ખ્યાલ વૈજ્ઞાનિક પ્રયોગોથી આપવાના પ્રયત્નો હજુ બહુ થયા નહોતા. તે પ્રયોગો જેમ જેમ થતા ગયા તેમ તેમ બાલ-માનસ એ એક સ્વતંત્ર અભ્યાસનો વિષય થાય એટલી ગહનતા તથા જટિલતા તેમાં જણાવા લાગી. પણ તેમાં માનસ-પૃથક્કરણ શાસ્ત્રે કંઇક નવો જ પ્રકાશ પાડયો. અને બાળકો સાથે વ્યવહારમાં દૃષ્ટિપરિવર્તન કરાવ્યું.

માનસિક વ્યાધિઓના દરદીઓની અંદર પડેલાં તેનાં કારણો તપાસતાં તપાસતાં બે ચાર સત્યો ફ્રોઇડને હાથ લાગ્યાં. એક તો આ કારણો એવાં છે કે દરદી તે કારણોને મનની જ્ઞાત ભૂમિકા સુધી લાવી શકતો નથી પણ તેનાં મૂળ અજ્ઞાત ભૂમિકામાં તો પડયાં જ હોય છે.

બીજું સત્ય એને એ હાથ લાગ્યું કે માણસના જીવનની કોઈ પણ ક્રિયા અર્થહીન નથી. તેનો અર્થ આપણને સમજવામાં મુશ્કેલી પડે છે. પણ જો ધીરજથી તે અર્થ શોધવાનો પ્રયત્ન કરીએ તો તે અવશ્ય મળી આવે છે. ઘણીવાર માણસ પોતે જ તે શોધી શકે છે. પણ તે ક્રિયા માનસિક વ્યાધિની અવસ્થાએ પહોંચી હોય તો તેને માનસ–પૃથક્કરણની ખાસ વિધિથી શોધી કાઢી શકાય છે. આ શોધમાં એક મહત્ત્વની બાબત એ હાથ લાગી કે માણસના કેટલાંય અર્થહીન કાર્યો, માનસિક દર્દો, સ્વપ્નો અને જીવનમાં થતાં એકાએક પરિવર્તનોનાં મૂળમાં બાલ્યાવસ્થાના કેટલાક સૂક્ષ્મ છતાં બળવાન સંસ્કારો બહુ મોટો ભાગ ભજવે છે.

ત્રીજું સત્ય તેને એ હાથ લાગ્યું કે મનુષ્યના જીવનમાં દેખાતી કેટલીય વિચિત્રતાઓ, વિષમ ધારણતા કે વિકૃતિઓના મૂળમાં 'જાતીય વૃત્તિ' બહુ જ મોટો ભાગ ભજવે છે. જાતીય વૃત્તિ એ મનુષ્યની પ્રબળમાં પ્રબળ વૃત્તિ છે, અને મનુષ્યના જીવનના ઘડતરનો આધાર આ વૃત્તિને મળેલા વલણ ઉપર છે.

આ ત્રણે સત્યોની અંદર આપણે ફ્રોઇડના ઘણા ખરા સિદ્ધાંતોને સમાવી શકીએ.

માણસના મનને ફ્રોઇડ ત્રણ વિભાગોમાં આવેલું ગણે છે. એક તો બહારની વાસ્તવિક દુનિયા સાથે સીધો સંબંધ ધરાવતું જ્ઞાત મન; બીજું બહુ જ ઓછી મહેનતે સ્મરણ પર, એટલે કે જ્ઞાત મન પર લાવી શકાય તેવા સંસ્કારોથી ભરેલું અર્ધજ્ઞાન મન; અને ત્રીજું, કેટલાય ભૂલી જવાએલા, દમન કરાએલા અને છતાં અંદર રહ્યારહ્યા માણસના જ્ઞાત મનની ક્રિયાઓ ઉપર પોતામાં રહેલી પ્રેરક શક્તિથી હલાવી મૂકતા, દોરતા છતાં જ્ઞાત મનની નજર ચૂકાવીને કામ કરતા એવા સંસ્કારેનો સમૂહ જ્યાં ભર્યો છે, તેનું અજ્ઞાત મન, માણસના ચિત્તતંત્રનો બહુ જ મોટો ભાગ આ અજ્ઞાત મન રોકે છે. આ વસ્તુને સમજાવવા માટે સમુદ્રોમાં તરતા બરફના પહાડો [Ice-berg] નું ઉદાહરણ આપવામાં આવે છે. જેમ હિમ–ગિરિનો ૬/૭ ભાગ પાણીની અંદર રહે છે અને ફક્ત ૧/૭ ભાગ જ સમુદ્રની સપાટી ઉપર દેખાય છે, તેમ જ માણસના મનમાં અજ્ઞાત પડેલી કેટલીય વાસનાઓ મનનો મોટો ભાગ રોકીને પડી છે. મનુષ્ય કોઈ પણ વાત ભૂલતો જ નથી. બાળક જન્મે છે, ત્યારથી માંડીને તેના અજ્ઞાત મનમાં અનેક સ્મૃતિઓ, વિસ્મૃતિઓ ભરાતી જાય છે. પણ કોઈ પણ સ્મૃતિ મરી જતી નથી. તે અજ્ઞાત મનમાં પડી હોય છે. આમ થવાનું કારણ ફ્રોઇડ બહુ જ સાદી રીતે સમજાવે છે.

માણસમાં જન્મથી જ કેટલીક પ્રબળ વાસનાઓ હોય છે. તે વાસનાઓનો પ્રેર્યો જ તે બુદ્ધિથી ન સમજવા છતાં તેના જીવનને ઉપયોગી એવી ક્રિયાઓ કરતો હોય છે. અને એ વાસનાઓ પોતાની તૃપ્તિ માટે સતત મથ્યા કરતી હોય છે. આ વાસનાઓમાં પ્રેમવૃત્તિ અને સ્વભાન વૃત્તિ અતિ પ્રબળ છે. બાળકની ક્રિયાઓનો જો સૂક્ષ્મપણે અભ્યાસ કરીશું તો આ બન્ને વાસનાઓને સંતોષવાનો તેનો પ્રયત્ન બહુજ સ્પષ્ટપણે જોઈ શકાશે. એમ પણ બને છે કે બાળક જે પરિસ્થિતિમાં હોય છે, તે પરિસ્થિતિમાં તે તેની બધી વાસનાઓ કે સાહજિક વૃત્તિઓ [Instincts] ને સંતોષી શકતું જ નથી. તેને પરિસ્થિતિ એટલે કે માબાપ, ભાંડુઓ કે ઘરના બીજા માણસો તેમ કરતાં અટકાવે છે. કારણ કે તે સિવાય તે પરિસ્થિતિમાં બંધ બેસતું થઈ શકતું જ નથી. આને પરિણામે બાળક તેની કેટલીય વાસનાઓને દાબી દે છે. તે દમનની ક્રિયાની સાથે જ તે વાસના અજ્ઞાત મનના ઉંડાણમાં

ચાલી જાય છે. તેમ ન બને તો તેની સ્મૃતિ તેને વધારે ને વધારે હેરાન કર્યા કરે. પણ એમ છતાં તે સ્મૃતિ કોઈ પણ રીતે બહાર આવવા માટે પ્રયત્ન તો કરે જ છે. એક યા બીજે રસ્તે તે અજ્ઞાત મન વાસનાની તૃપ્તિનો માર્ગ શોધી કાઢે છે. સ્વપ્નો, રોજની સામાન્ય બોલવાચાલવાની ભૂલો, જીવનનું ઉદાત્તીકરણ કે ગાંડપણ આમાંથી કોઈ એકાદ માર્ગે આ બધી વાસનાઓ પોતાની તૃપ્તિ શોધી લે છે. એમાંના કેટલાક માર્ગો ઓછાવત્તા પ્રમાણમાં નિર્દોષ હોય છે. કેટલાક સમાજને ઉપયોગી હોય છે, જ્યારે કેટલાક માર્ગો, માણસને પોતાને અને પરિણામે સમાજને નુકસાનકર્તા થઈ પડે છે. એટલે જ આ વાસનાઓની ક્રિયાઓનો શુદ્ધ વૈજ્ઞાનિક અભ્યાસ એ બાળકના ઘડતરમાં અને પરિણામે સમાજના ઘડતરમાં એક મોટો ભાગ ભજવે છે. ચિત્તની આંટીઘૂંટી ભરી રચના ને ક્રિયાના જ્ઞાનને અભાવે જ આપણે બાળકના આ વાસનાદેહનું પોષણ કે યોગ્ય નિયમન કરી શકતા નથી. અને કેવળ અજ્ઞાનને કારણે જ સદ્‌હેતુ છતાં દુઃખ ઊભું કરીએ છીએ. બાળકની ક્રિયાઓને સમજવા કઈ ક્રિયામાં બાળકની સાહજિક વૃત્તિ કયા સ્વરૂપે પ્રગટ થવાનો પ્રયત્ન કરે છે તે સમજવું એ કોઈ પણ જવાબદાર માબાપ કે શિક્ષકને માટે અનિવાર્ય વસ્તુ છે. આથી વૈજ્ઞાનિક સમાજ એ કલ્પનામાંથી કે સાચાં ઉત્પન્ન થયેલાં સમાજનાં અનેક દુઃખોનું નિવારણ છે.'

'જાતીયવૃત્તિ'નું જીવનમાં ઘણું બધું મહત્વ છે, એ વાતે સમાજના કેટલાક ધુરંધરોને કેમ ચમકાવી મૂક્યા છે, એ પણ એક મોટો કોયડો છે. ફ્રોઇડે તો જે વસ્તુ અત્યાર સુધીમાં કેટલાક તત્ત્વજ્ઞાનીઓએ, સાહિત્યકારોએ તથા નીતિ-શાસ્ત્રીઓએ પોકારી પોકારીને કહી છે તેજ વસ્તુને વૈજ્ઞાનિક રીતે રજૂ કરી છે. દુનિયા ભરનું સાહિત્ય જુઓ. તેમાંનો કેટલો મોટો ભાગ 'પ્રેમ'ના તત્ત્વની આસપાસ ગુંથાએલો છે? કોઈ પણ મોટા સાહિત્યકારનો ગ્રંથ પ્રેમના પ્રશ્નની ચર્ચા કર્યા વગર નહિ જ રહ્યો હોય કહો કે તે પ્રશ્ન જ તેના કેન્દ્રમાં હશે. ઈલિયડ કે મહાભારત, શેકસપીયર કે કાલિદાસનાં પુસ્તકો, અત્યારની નવલકથાઓ, કાવ્યો કે નાટકો તેમાં પ્રેમ એ શું છે, તેનો જ જુદા જુદા દૃષ્ટિબિન્દુથી વિચાર કરવામાં આવ્યો છે.

અને વળી એમ માનવામાં આવે છે કે ફ્રોઇડે આ 'જાતીય વૃત્તિ'ને બને તેટલી છૂટી મૂકી દેવી, એવું નીતિશાસ્ત્ર ઊભું કર્યું છે. આથી વધારે મોટું જુઠાણું બીજું હોઈજ ન શકે. પણ અત્યારે તેના પક્ષકાર થઈને ચર્ચા કરવી એ અસ્થાને છે. ફક્ત અહીં તો એટલું જ કહીશ કે આ 'જાતીય વૃત્તિ' અતિ પ્રબળ છે. તે મનુષ્યના જીવન સાથે જડાયેલી છે. તેની ઉપેક્ષા કર્યે નહિ ચાલે. તેનું દમન કર્યે પણ નહિ ચાલે, તે શક્તિનો યોગ્ય અને હિતકારક ઉપયોગ કરવો હોય તો એ વૃત્તિના આવિષ્કરણોનો વૈજ્ઞાનિક અભ્યાસ કરવો એ જરૂરનું છે અને તે વૃત્તિ પોતે ખરાબ નથી, પણ દમનને કારણે જ ઊભું થતું તેનું વિકૃતિકરણ એ નુકસાનકારક છે. દમન એ જીવનના કોઈ પણ કાર્યમાં નુકસાનકારક છે. પણ સંયમન, જીવનની દરેક વૃત્તિનું સમધારણ, સંતોષકારક સંયમન, એજ સુખની ચાવી છે. અને આ જ કારણે ફ્રોઇડે આ વૃત્તિનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ પૃથક્કરણ કર્યું છે. સમાજના 'નીતિ-વાહકો'ની દૃષ્ટિએ ગણાતી ગંદકી તેણે ફેંદી છે, ચૂંથી છે અને એક લેખક કહે છે તેમ 'સંસ્કૃતિનું ગુલાબ સારી રીતે કેમ ખીલે, તેની ઝંખનામાં તેણે આ વૃત્તિઓનું ખાતર વીંખ્યું છે અને તેમાં કયાં કયાં તત્ત્વો છે તેને પ્રયોગોથી હસ્તામલક વસ્તુ પેરે જગત પાસે રજૂ કર્યાં છે.'

એમાંથી જ આપોઆપ એક વસ્તુ એ નીકળે છે કે જો વૈજ્ઞાનિક પદ્ધતિથી આપણને બધું જ્ઞાન થઈ જતું હોય તો પછી વિજ્ઞાન એ જ ધર્મ છે. ફ્રોઇડે ધર્મ–અત્યારની ધાર્મિક માન્યતાઓની સામે સજ્જડ પ્રહારો કર્યા છે. એ વાત સાચી. આપણે અત્યારે તેની વિગતમાં નહિ ઊતરીએ. પણ એક વાત તેમાંથી એ ફલિત થાય છે કે ફ્રોઇડ એમ માને છે કે જગત કુદરતનાં સ્થૂલ દૃશ્ય પદાર્થોમાં કાર્યકારણનો નિયમ [Determinism] લાગુ પડે છે તે જ વાત ચિત્ત–ચેતનની ક્રિયાઓને લાગુ પડે છે. મનુષ્યની કોઈ પણ ક્રિયા નિષ્કારણ, અહેતુક હોતી જ નથી અને એમ કરીને તેણે ભૌતિકવાદના સિદ્ધાંતને વધારે મજબૂત બનાવ્યો છે. તે કહે છે : 'જગતના કેટલાય કોયડાઓ હજી અણઉકલ્યા છે. તેને માટે ધર્મોએ આપેલા કેટલાય ખુલાસાઓ વિજ્ઞાન માની શકતું જ નથી. અલબત તે ખુલાસાઓની જેમ સાબિતી નથી, તેમ તેના ખંડનના પુરાવાઓ પણ નથી. આપણું જ્ઞાન હજુ એટલું બધુ પરિમિત છે કે હજુ તેઓ આપણા માટે અગમ્ય જ રહ્યાં છે. આ સૃષ્ટિ પોતાનાં રહસ્યો બહુ જ ધીમે ધીમે આપણી જિજ્ઞાસા પાસે ખુલ્લાં કરે છે. હજી ઘણાય પ્રશ્નોનો જવાબ વિજ્ઞાન પાસે નથી. પણ એ પ્રશ્નોનો જવાબ વિજ્ઞાનજ આખરે આપી શકશે, એમાં શંકા નથી.

આ ફ્રોઇડની તત્ત્વદૃષ્ટિ છે. અલબત તેની સામે એવો જ પ્રબળ પક્ષ છે. પણ ભૌતિક તત્ત્વદૃષ્ટિ એ કેવળ દુષ્ટ હોય છે, એટલું કહી દેવાથી પતતું નથી.

×

આપણે અહીં તો ફ્રોઇડના વિજ્ઞાનના કેટલાક મુખ્ય સિદ્ધાંતોને જોયા. આ સિદ્ધાંતો તેના જીવનની ૫૦ વરસની તપસ્યામાંથી બહાર આવેલા છે. ફ્રોઇડ લગભગ પોતાની ૫૦ વરસની ઉમ્મરે જગતમાં જાણીતો થયો એમ કહીએ તો ખોટું નહિ. લગભગ ૪૫ વરસની ઉમ્મરે ૧૯૦૦ માં તેણે સ્વપ્ન ઉપરનું તેનું મોટું પુસ્તક બહાર પાડયું અને અંગ્રેજીમાં તો છેક ૧૯૦૫માં એટલે કે તેની ૫૭ વર્ષની ઉમ્મરે બહાર આવ્યું. આ પછી પણ તેનું કામ તો અખંડપણે ચાલ્યા કર્યું હતું. માનસિક વ્યાધિઓના દરદીઓને free associationની પદ્ધતિથી સાજા કરવા માટે કેટલી ધીરજ, કેટલો વખત જોઈએ, તેનો વિચાર કરીએ ત્યારે જ આપણને ખ્યાલ આવે કે ફ્રોઇડે પોતાના કામની પાછળ આખી જિન્દગી ખરચી નાખી છે. અને એમાંય સૌથી વધારે મહત્ત્વની વાત તો એ કે ફ્રોઇડ ઠેઠ સુધી ખરા અર્થમા વૈજ્ઞાનિક જ રહ્યો. તેના શિષ્યેમાં ઘણીવાર અંધમતાનુસારીપણું દેખાય છે. પણ ફ્રોઇડ હમેશાં ખુલ્લા દિલનો રહ્યો હતો. જીવનમાં માણસની મહત્તા એમાં જ રહેલી છે. શુદ્ધ વૈજ્ઞાનિક દૃષ્ટિ એ જ સાચા અર્થમાં પવિત્ર દૃષ્ટિ છે, એનું ઉદાહરણ ફ્રોઇડનું જીવન છે. એક આવી 'ગંદકી ચુંથનાર'નું જીવન, એક પરમ સંત, ઋષિ જેવું પવિત્ર દેખાય છે. તેના પુસ્તકોમાં ક્યાંય ગંદકી પ્રત્યેની જેમ સૂગ નહિ મળે, તેમ ગંદકી પ્રત્યેનો વિકૃત રસ નહિ મળે. આ જાતની તટસ્થતા દુર્લભ છે અને તેથી જ ફ્રોઇડ એ જગતની સંસ્કૃતિની પ્રગતિનો એક મશાલધારી જ રહેવાનો છે.



# નૂતન કેળવણી*

—રા. ચન્દ્રવદન શાહ

આપના સમારંભમાં ભાગ લેવાની આપે મને જે તક આપી તે માટે હું પ્રથમ તો આપનો હાર્દિક આભાર માનું છું. શિક્ષકોના આવા આગેધિસરના સમારંભોમાં હાજરી આપતાં મને હંમેશ આનંદ થાય છે કેમકે હું એમ માનું છું કે આપણી શિક્ષણપદ્ધતિમાં આપણે જે મહા પરિવર્તનની આશા સેવી રહ્યા છીએ તે પરિવર્તન મુખ્યત્વે કરીને શિક્ષકસમાજના પ્રયત્નથી જ ઉદ્ભવવાનું છે અને તેમના સહકારથી જ સફળ થવાનું છે. આવા સમારંભોમાં સામાન્યતઃ શિક્ષકોની લઘુમતી જ રસ લે છે એટલે આજે ભેગા મળેલા શિક્ષકોની હાજરીથી આપણે નાસીપાસ થવાની જરૂર નથી. રૂઢિચુસ્તતા અને ઉદાસીનતાના થરો આપણી આસપાસ એટલાં વર્ષોથી જામ્યાં છે કે એની પાર આખા શિક્ષકસમુદાયને લઈ જતાં આપણને અપાર પરિશ્રમ પડે ને ઘણો સમય લાગે. છતાં આવી સમજુ ને કર્તવ્યપરાયણ લઘુમતી જ અતિ મહત્ત્વનું પ્રારંભિક કાર્ય કરી શકે એમાં શક નથી.

ઉપર જણાવેલી રૂઢિચુસ્તતા કેટલી વ્યાપક બની છે તેનો આપણે ખ્યાલ કરીએ. આજે આપણે જે શાળાઓ મોટે ભાગે જોઈએ છીએ તેમાં અને સૈકા પડેલાં પાશ્ચિમાત્ય ધોરણે સ્થપાએલી શાળાઓમાં ભાગ્યે જ મોટો તફાવત હશે અને એ શાળાઓ પણ સોનીની અડીમાં તૈયાર કરેલી ચીજોની માફક જ્યાં જુઓ ત્યાં શું એકસરખી નથી લાગતી! સુરત કે અમદાવાદ, મુંબઈ કે પૂના, સોલાપુર, જળગાંવ કે ધારવાડ અથવા બીજા કોઈ નાના યા મોટા શહેર કે કસ્બામાંની માધ્યમિક શાળાઓમાં કશો તફાવત માલૂમ પડે છે? અને જેમ શાળાઓ એકસરખી છે તેમ તેનો અભ્યાસક્રમ એકસરખો છે ને તેનો વહીવટ એકધારો છે. સરકારી ખાતાંઓના વહીવટમાં બને છે તેમ ખાતાના ઉપરી અધિકારીની ઇચ્છાનુસાર નીચેના અમલદારો શાળાના સંચાલકો પાસે શાળાનો વહીવટ કરાવે છે; ને શાળાના સંચાલકો પાસે સ્વતંત્ર વિચારો કે યોજના હોય તો પણ સરકારી મદદ મેળવવાના અનિવાર્ય લોભમાં એ બધાંને કોરે મૂકી સરકારી ઘરેડમાં તેઓ ઊતરી પડે છે.

આમ શાળાઓ જ્યારે સરકારી કેળવણી ખાતાના સખત અંકુશ નીચે હોય છે ત્યારે મુખ્ય શિક્ષક વહીવટ સમિતિના બિનકેળવણીકાર સભ્યોના, શિક્ષકો મુખ્ય શિક્ષકના, અને વિદ્યાર્થીઓ શાળાના સઘળા અધિકારીઓના સકંજામાં સપડાએલા હોય છે. જે વિદ્યા મુક્તિ—સ્વતંત્રતા અપાવવા માટે યોજાય છે તે વિદ્યાના ધામમાં કોઈને સ્વતંત્રતાનો છાંટોય મળતો નથી. અભ્યાસક્રમ, પાઠ્યપુસ્તકો, સમયપત્રકો ને પરીક્ષાનાં અતૂટ બંધનો વચ્ચે જકડાએલા રહીને શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓને પોતાનો માર્ગ કાપવાનો હોય છે. એમનાં વિચાર, વાણી ને વર્તન ઉપર ન સમજાય એવો ભારે અંકુશ મુકાએલો હોય છે. સ્વયંસ્ફૂર્તિથી કામ કરવાની વૃત્તિ કે જવાબદારીની વૃત્તિથી વિદ્યાર્થીઓ કે શિક્ષકો શાળાની પ્રવૃત્તિ હોંસભેર ને વધારે સફળતાથી આગળ ધપાવી શકે છે એવો વિશ્વાસ બહુ ઓછા ઉપરી અધિકારીઓમાં નજરે પડે છે. પરિણામે ભરવાડ પોતાનાં ઘેટાંને દોરે તેમ તેમની

---

* ધારવાડ જિલ્લા શિક્ષણસપ્તાહ દરમિયાન તા. ૮ મી ઑકટોબરે 'Some Aspects of New Education.'ના વિષય પર આપેલા અંગ્રેજી વ્યાખ્યાનને આધારે.

ઇચ્છા કે વૃત્તિની દરકાર કર્યા સિવાય શિક્ષકો વિદ્યાર્થીઓને દોરે છે. ટૂંકમાં, મોટા ભાગની શાળાઓનું સમગ્ર વાતાવરણ વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકોને પણ ભારે મુંગળામણ ઉપજાવનારું હોય છે.

આવી શાળાઓમાં કેવું ને કેટલું પુસ્તકીયા જ્ઞાન વિદ્યાર્થીઓના ભેજામાં ઠાંસવાનો પ્રયત્ન કરવામાં આવે છે તે આજના શિક્ષકસમુદાયને સમજાવવાની ભાગ્યે જ જરૂર હોય. વિદ્યાર્થીના શારીરિક વિકાસની અવગણના કરવામાં આવી હોય છે એટલું જ નહીં પરંતુ તેમને શારીરિક પરિશ્રમ પ્રત્યે ધૃણાની નજરથી જોતા કરવામાં આવ્યા હોય છે. શાળાંતે જ્યારે સંજોગવશાત કોઈને વ્યવસાયની શોધમાં નીકળવું પડે છે ત્યારે તેને શારીરિક પરિશ્રમ ઉઠાવવો પડે એવો ધંધો કે નોકરી સ્વીકારતાં સંકોચ થાય છે. એક શહેરી તરીકે પોતાની શી ફરજો ને જવાબદારી છે તે એને ભાગ્યે જ સમજાવવામાં આવ્યું હોય છે. પોતાના દેશ પ્રત્યે પોતાનો ધર્મ બજાવવાની તાલીમ પણ તેને પૂરી મળી હોતી નથી. પરિણામે આપણા દેશનું ભાવિ જેમના પર અવલંબે છે તે યુવકોમાંનો મોટો ભાગ માયકાંગલાં શરીર ને નિસ્તેજ આંખો લઈને હતાશ ભાવે કોઈ કારકુનીની શોધમાં આમ તેમ ભટકતા ને પોતાની નિરાધારતાનું અને આપણી શરમનું પ્રદર્શન કરતા આપણને ઠેરઠેર મળી રહે છે.

કદાચ આપ કહેશો કે આ તો આપણી પરિસ્થિતિનું અત્યંત ઘેરું ને નિરાશાભર્યું ચિત્ર છે. એમાં જો અતિશયોક્તિનો અંશ હશે તો તેના કરતાં સત્યાંશ વિશેષ છે એમાં મને શંકા નથી. કેટલીક શાળાઓ અપવાદ રૂપે હશે, કેટલાક શિક્ષકો આદર્શ શિક્ષકો હશે. અને વિદ્યાર્થીઓનો કેટલોક ભાગ શાળાના પ્રેરણાશૂન્ય વાતાવરણમાં રહેવા છતાં સદ્‌ભાગ્યે ને સંજોગવશાત્ યોગ્ય પ્રગતિ કરતા હશે એ મને કબૂલ છે. પરંતુ મોટે ભાગે પરિસ્થિતિ આશાસ્પદ કે ઉત્સાહપ્રેરક નથી એ વાત ચોક્કસ છે.

જ્યારે આપણે ત્યાં આજે આ સ્થિતિ છે ત્યારે પશ્ચિમના અને પૂર્વના પ્રગતિશીલ દેશો તો આવી વિષમ પરિસ્થિતિ વર્ષો પહેલાં વટાવી ગયા છે. એમણે પોતાની શાળાઓને ઉપરના–બહારના અંકુશોમાંથી મુક્ત કરી છે; એમણે પોતાના વિદ્યાર્થીઓને વધારે સ્વતંત્રતા આપવાની, તેમને પોતાનો વ્યક્તિગત પણ સર્વદેશીય વિકાસ સાધવા દેવાની આવશ્યકતા સ્વીકારી છે. આમ પ્રગતિમાન દેશોના શિક્ષણના ક્ષેત્રમાં નવો યુગ ક્યારનોય શરૂ થઈ ગયો છે. શિક્ષણના આ નૂતન આંદોલનને આપણે નૂતન શિક્ષણ [ New Education ] તરીકે ઓળખીએ છીએ. ચાલો આપણે એની આછીપાતળી ઝાંખી કરવાનો પ્રયાસ કરીએ.

×

પ્રથમ નોંધવાલાયક બાબત એ છે કે નૂતન કેળવણીકારે વિદ્યાર્થી પ્રત્યેનું પુરાણું દૃષ્ટિબિંદુ બદલ્યું છે. એણે વિદ્યાર્થીને ઓળખવાનો શાસ્ત્રીય પ્રયાસ કર્યો છે; એના ન સમજાય એવા વર્તનનું, એની વૃત્તિઓનું રહસ્ય સમજવા એણે પ્રયત્ન કર્યો છે; એના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર કરીને એના પ્રત્યે માનભર્યું વર્તન રાખવા પોતાની તૈયારી બતાવી છે; કુદરતી વાતાવરણમાં રહીને એ પોતાનો સર્વદેશીય વિકાસ સાધી શકશે એવો વિશ્વાસ મૂકીને તેણે તેને સ્વતંત્રતા આપવાનો નિરધાર કર્યો છે; અને આ માટેની જવાબદારી થોડે ઘણે અંશે તેના શિર પર લાદી છે.

આમ નૂતન કેળવણીકાર કે શિક્ષકને મન શાળા અને તેની સઘળી પ્રવૃત્તિઓ વિદ્યાર્થીઓને માટે છે; પોતાનું કર્તવ્ય દાક્તરની સૂચનાનુસાર ખાલી સીસીમાં દવા ભરતા કોમ્પાઉન્ડર જેવું નહીં

પરંતુ પોતાના હાથમાં સોંપાએલાં બાળકોને સ્વપ્રયત્નથી આગળ ધપતાં જોઈ સંતોષ માનતા અને, જરૂર પડે ત્યારે તેમને માર્ગદર્શન કરાવતા કે પ્રોત્સાહન આપતા શુભેચ્છકના જેવું છે એવી તેમની પ્રતીતિ થએલી હોય છે. શાળામાં શિક્ષા, ભય કે લાલચના અશુદ્ધ વાતાવરણને બદલે શુદ્ધ અને સાત્વિક પ્રેમનું અને પરસ્પર વિશ્વાસનું વાતાવરણ જમાવવા તે પ્રયત્ન કરે છે ને વિદ્યાર્થીઓ તેમાં તેને ઉમંગભેર સાથ આપે છે. આમ વિષયનું, અભ્યાસક્રમનું કે શિક્ષકનું મહત્ત્વ ઓછું થાય છે ને શાળાની સઘળી પ્રવૃત્તિ બાળકેન્દ્રી બને છે.

સાથે સાથે શિક્ષણનો હેતુ પણ વધારે સ્પષ્ટ ને બાળહિતકારી બને છે. જે જીવન બાળકને ભવિષ્યમાં જીવવનું છે તેનો પરિચય કરાવવાની જરૂરિયાત નૂતન કેળવણીકાર સર્વાંશે સ્વીકારે છે અને તે મુજબ એના અભ્યાસક્રમની પુનર્ઘટના કરે છે. લોકશાસનના જમાનામાં એક શહેરીના શા શા હક્કો છે, એની શી શી ફરજો છે, એની કેટકેટલી જવાબદારીઓ છે એ શીખવાની એને તક આપવામાં આવે છે. ટૂંકમાં, એક વ્યક્તિ તરીકે તેમજ સમાજના એક અંગ તરીકેનું જીવન યોગ્ય રીતે જીવવાની તાલીમ તેને આપવામાં આવે છે. સ્વદેશપ્રેમ, વિશ્વશાંતિ, ને માનવસેવાની ભાવના જાગૃત કરવા અને પોષવા માટે નૂતન કેળવણીકાર શાળાનો ઉપયોગ કરે છે. વિદ્યાર્થીને સમૂહજીવન માટે તૈયાર કરવામાં આવે તે હેતુથી શાળામાં સહકાર ને સેવાના અવસરો તેની સમક્ષ ખડા કરવામાં આવે છે. આમ નૂતન શિક્ષક શિક્ષણને જીવન સાથે સુસંગત બનાવવા ચાહે છે.

×

આપ સ્વાભાવિક રીતે કહેશો કે આમાંની ઘણી વાતો પ્રાચીન કેળવણીના ઇતિહાસમાંથી મળી આવશે. એમાં નવું શું છે? વ્યક્તિગત અભ્યાસ ને વિકાસનો સિદ્ધાંત આર્યાવર્તના કેળવણી-કારોએ ક્યાં ન્હોતો સ્વીકાર્યો? ફ્રાન્સના સમર્થ વિપ્લવવાદી વિચારક રૂસોએ બાળકના વ્યક્તિત્વનું સન્માન કરવાનો અને એને કુદરતને ખોળે ધરવાનો પોકાર અઢારમી સદીમાં ક્યાં ન્હોતો કર્યો? સ્વિટ્ઝર્લંડની પોતાની નાનકડી પણ જગવિખ્યાત સંસ્થામાં પેસ્ટલોઝીએ પોતાનાં બાળકોને સમૂહજીવન અને સ્વાધ્યાયના સુંદર પાઠો ક્યાં ન્હોતા શીખવ્યા?

રૂસોએ એક સ્થળે લખ્યું છે:

તમારા વિદ્યાર્થીઓને કુદરતી ઘટનાઓનું નિરીક્ષણ કરવા દો. એમાંથી એમની જિજ્ઞાસા પ્રબળ થતી તમને જણાશે. પરંતુ એ જિજ્ઞાસા પરિપક્વ થાય તે હેતુથી એને તૃપ્ત કરવાની ઉતાવળ કરશો મા. એની સમક્ષ અમુક પ્રશ્નો રજુ કરો અને એનું નિરાકરણ કરવાનો એને પ્રયત્ન કરવા દો. એ જે કંઈ જાણે તે તમે કહ્યું છે એટલા માટે નહીં પણ એ પોતાની મેળે શીખ્યો છે એટલા ખાતર જાણે એવો આગ્રહ રાખો. વિજ્ઞાનના સિદ્ધાંતો એને શીખવવાને બદલે એને સ્વપ્રયત્ને શોધી કાઢવા દો. જો તમે દલીલને બદલે તમારા પ્રમાણની સત્તા એના મન પર જમાવવાનો પ્રયાસ કરશો તો એ વિચાર કરતો, દલીલ કરતો અટકી જશે. એ માત્ર બીજા લોકોના અભિપ્રાયનું સાધન બની રહેશે.'...'તમારા શિક્ષણનું જેટલું કામ પ્રયોગદ્વારા–પ્રવૃત્તિદ્વારા થઈ શકતું હોય તે સઘળું તેવી રીતે કરો; જ્યારે તે અશક્ય જ લાગે ત્યારે શબ્દોનો ન છૂટકે ઉપયોગ કરો.'

સ્વતંત્રપણે વિચાર કરવાની શક્તિ હરાઈ ગએલી છે એવા અસંખ્ય યુવાનોને આજે આપણે જોઈએ છીએ અને શીખવીશીખવીને પોતાનો ધાંટો બેસી ગયો એવી રોજિંદી ફરિયાદ કરતા શિક્ષકોને સાંભળીએ છીએ ત્યારે રૂસોની શિખામણ કેટલી વાસ્તવિક હતી તે આપણને સમજાય છે.

રૂસોની જેમ પેસ્ટલોઝીએ પણ શિક્ષકોને સુંદર માર્ગદર્શન કરાવ્યું છે:

'શિક્ષકે શિક્ષક તરીકે વિદ્યાર્થીના કાર્યમાં કદી અંતરાય નાખવો નહીં કે તેના પર પોતાની લાગવગ પહોંચાડવાનો પ્રયત્ન કરવો નહીં. તેણે વિદ્યાર્થીની નૈસર્ગિક વૃત્તિઓના સ્વતંત્ર આવિર્ભાવ પ્રત્યે માનની લાગણીથી જોવું જોઈએ. પોતાના હોદ્દા કે કર્તવ્યને લીધે નહીં પરંતુ વિદ્યાર્થીઓના વિશ્વાસ ને પ્રેમ જેટલે દરજ્જે મેળવવાની તેણે લાયકાત મેળવી હોય અને તે પ્રાપ્ત કર્યાં હોય તેના પર જ વિદ્યાર્થીઓમાં તેના સ્થાનનો આધાર છે.'

દશકાઓ પહેલાં શિક્ષક અને વિદ્યાર્થીઓના પરસ્પરના સંબંધ વિષે ઉચ્ચારાએલા આ વિચારો શું આપણને અદ્યતન વિચારસરણીનું સ્મરણ નથી કરાવતા? સાચે જ વર્ષો પૂર્વે થઈ ગએલા આ વિખ્યાત કેળવણીકારો નૂતન કેળવણીકારોના પુરોગામીઓ હતા. એમણે વૈજ્ઞાનિક અખતરાઓની મદદથી નહીં પરંતુ આંતરપ્રેરણાથી આ વિચારો દર્શાવ્યા હશે; એમના વિચાર ને વ્યવહારમાં સાચો મેળ નહીં હશે; છતાં આજે જે સિદ્ધાંતોના પાયા પર કેળવણીની ઇમારત ચણવા આપણે પ્રયત્ન કરી રહ્યા છીએ તે સિદ્ધાંતોનું સમર્થન કરવાનું માન નિ:શંક એમને ભાગે જ જાય છે.

અને સ્વયંસ્ફુરણાથી મહાન પરિવર્તન આણવાની શક્તિ ધરાવનાર કે કોઈ મહાન સિદ્ધાંતનું પ્રતિપાદન કરનાર વ્યક્તિઓના દાખલા જગતમાં અવરનવર ક્યાં નથી જોવા મળતા? મહાત્મા ગાંધી પોતે કેળવણીકાર નથી, કેળવણીના શાસ્ત્રનો એમણે ખાસ અભ્યાસ નથી કર્યો; છતાં એમની સમગ્ર જીવનદૃષ્ટિ જ એટલી બધી સૂક્ષ્મ ને વ્યાપક છે કે એમણે સૂચવેલી નૂતન કેળવણી પદ્ધતિમાં સાચી કેળવણીનાં મહાન તત્ત્વોનો સમાવેશ સુંદર રીતે થઈ જાય છે. વર્ધા યોજનાને પણ આપણે આંતરપ્રેરણા દ્વારા મળેલી એક અણમોલી ભેટ ગણીને જ અપનાવી લેવી જોઈએ.

પરંતુ આપણા જમાનામાં નૂતન કેળવણીનો ધ્વજ પ્રથમ ફરકાવનાર ડૉ. મોન્ટેસોરી જ લેખાશે. રૂસો અને પેસ્ટલોઝીનો ઉપદેશ વ્યવહારમાં ઉતારી ન શકાયાથી નિરર્થક ગયો. વર્ષો સુધી બાળપ્રવૃત્તિ ને બાળસ્વભાવનું નિરીક્ષણ કરીને ડૉ. મોન્ટેસોરીએ બાળકોને બંધનમુક્ત કરવાની હિમાયત કરી. બાળકેળવણીનું નવીન શાસ્ત્ર તેમણે વિકસાવ્યું; એને લોકપ્રિય બનાવવા જરૂરી સાહિત્ય સર્જ્યું અને સિદ્ધાંતોની યોગ્યતા પુરવાર કરવાને નવીન ઢબની બાળસંસ્થાઓ સ્થાપી. બાળક પર થતું હરેક પ્રકારનું દમન દૂર કરીને અને પોતાની ઇચ્છામાં આવે તેમ [ અલબત બીજાને હાનિકારક ન થઈ પડે એવી રીતે ] વર્તવા દેવાની એને છૂટ આપીને, બાળકના વ્યક્તિત્વને સન્માનવાની તત્પરતા બતાવીને બાળકો માટે મૅડમ મોન્ટેસોરીએ સુવર્ણયુગનું સર્જન કર્યું છે એમ કહેવામાં ભાગ્યે જ કંઈ અતિશયોક્તિ લેખાશે. સાથે સાથે માબાપોને પોતાનાં બાળકો પ્રત્યેનો દૃષ્ટિકોણ બદલવાનો તથા તેમની સાથે માનભર્યો વર્તાવ રાખવાનો આગ્રહ કરીને મૅડમ મોન્ટેસોરીએ બાલજગતની અનુપમ સેવા કરી છે.

ડૉ. મોન્ટેસોરીએ પ્રતિપાદન કરેલા નૂતન કેળવણીના સિદ્ધાંતોને કેળવણીના ક્ષેત્રમાં કામ કરતાં પ્રયોગપ્રિય ભાઈબહેનોએ અપનાવી લીધા છે. પોતપોતાની રીતે જુદી જુદી વયનાં બાળકોની કેળવણીમાં આ સિદ્ધાંતોનો ઉપયોગ કરવાના અનેક અખતરાઓ યુરોપ-અમેરિકાના કેળવણીકારોએ કર્યો છે. એ બધાની વિગતમાં આપણે નહીં ઊતરી શકીએ, છતાં એનો ઉલ્લેખ હું ટૂંકમાં કરીશ.

મિસ પાર્કહર્સ્ટ નામનાં એક અમેરિકન બાઈએ ડૉ. મોન્ટેસોરી પાસેથી જ તાલીમ મેળવીને નાનાં બાળકોની કેળવણી માટેની તેમની પદ્ધતિને માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓની જરૂરિયાતને અનુરૂપ બનાવવાનું બીડું ઝડપ્યું. વર્ગશિક્ષણ, સમયપત્રક, પરીક્ષા–એ બધાંને બદલે તેમણે પોતાની સંસ્થામાં જુદા જુદા વિષયો માટે અલગ ખંડોમાં પ્રયોગમંદિરો ખોલ્યાં, એ વિષયોના અભ્યાસ માટે જરૂરી સાહિત્ય ને સાધનો તેમાં રાખ્યાં, અને વિદ્યાર્થીઓને મુકરર સમયમાં પૂરું કરવાને સોંપાએલું કામ પોતાની ઇચ્છામાં આવે ત્યારે ને તેટલું, પોતાની ઝડપે પૂરું કરવાની સ્વતંત્રતા આપી. વિદ્યાર્થીઓની મુશ્કેલીઓનો તેમના કહેવાથી તોડ કાઢવાને, તેમને યોગ્ય માર્ગદર્શન કરાવવાને શિક્ષકો પોતપોતાના પ્રયોગમંદિરમાં હાજર રહે એવો પ્રબંધ થયો. સમૂહગત સૂચનાઓ કે સમજૂતી આપવાનાં સંમેલનો યોજવાની શિક્ષકોને છૂટ આપવામાં આવી. વિદ્યાર્થીના કામની નિયમિત નોંધ રાખવાની જોગવાઈ થઈ ને તેને આધારે વર્ષાંતે ઉપરના ધોરણમાં ચડાવવાનું નક્કી થયું. સ્વાધ્યાય, સ્વાતંત્ર્ય અને જવાબદારીનાં સુંદર તત્ત્વો પર રચાયેલી આ પદ્ધતિ ડૉલ્ટન પદ્ધતિ તરીકે જગતમાં વિખ્યાત થઈ છે. દુનિયાના અનેક દેશોએ ઓછાવત્તા ફેરફારો સાથે ડૉલ્ટન યોજનાના સફળતાપૂર્વક અખતરા કર્યા છે.

આ જ પ્રમાણે વિદ્યાર્થીના દૃષ્ટિબિન્દુને કેન્દ્રમાં રાખીને પ્રોજેક્ટ પદ્ધતિ યોજવામાં આવી છે. નિષ્ક્રિયતાને બદલે ક્રિયા–પ્રવૃત્તિ, એ આ યોજનાનું મુખ્ય રહસ્ય છે. છૂટીછવાઈ ને જીવન સાથે અસંગત લાગતી બાબતોનું શિક્ષણ આપવાને બદલે જે બાબતો વિષે જ્ઞાન મેળવવાની આવશ્યકતા વિદ્યાર્થી પોતે સમજી શકે અને જેનું જ્ઞાન મેળવવા તે પોતે યત્ન કરવા પ્રેરાય એવી પ્રવૃત્તિઓ યોજીને વિદ્યાર્થીનો સહજપૂર્વક વિકાસ સાધવાની આ યોજના હિમાયત કરે છે. હિન્દમાં જેમણે પંજાબ પ્રાંતમાં મોગાની ગ્રામશિક્ષક તાલીમશાળાનું કામ જોયું છે તેમને આ યોજનાની સફળતાનો સારો ખ્યાલ આવશે.

વિદ્યાર્થીઓ પોતાના અભ્યાસમાં સ્વેચ્છાથી, રસપૂર્વક, હેતુપૂર્વક રચ્યાપચ્યા રહે એ હેતુથી બીજી અનેક યોજનાઓ અસ્તિત્વમાં આવી છે. મિ. કાલ્ડવેલ કૂકે 'The Play Way' નામના પુસ્તકમાં દરેક વિષયના શિક્ષણમાં રમતનું તત્ત્વ ઉપયોગમાં લઈને વિદ્યાર્થીઓનું કાર્ય કેટલું રસિક બનાવી શકાય તેનો ખ્યાલ આપ્યો છે. આ જ પ્રમાણે શિક્ષકની દેખરેખ હેઠળ દરેક વિદ્યાર્થી પોતાની મેળે પોતાનો અભ્યાસ કરે, હોશિયાર વિદ્યાર્થીઓ પોતાથી ધીમા ચાલતા વિદ્યાર્થીઓને તેમના અભ્યાસમાં મદદ કરે, વિદ્યાર્થીઓ વ્યક્તિગત રીતે કે સમૂહમાં પરસ્પર સહકારથી પોતાની મુશ્કેલીઓ દૂર કરી પોતાના અભ્યાસમાં સ્વાવલંબી થાય એવી અનેક યોજનાઓના અખતરાઓ જુદે જુદે સ્થળે થઈ રહ્યા છે. પ્રજાસત્તાક તંત્રમાં એક શહેરી તરીકે જે જાતની તાલીમ વિદ્યાર્થીઓને જરૂરી હોય તે આપવાને શાળામાં વિદ્યાર્થીનું સ્વરાજ્ય સ્થાપવાની હિમાયત પણ જુદે જુદે સ્વરૂપે જુદા જુદા દેશોમાં થાય છે. બાળવીરની પ્રવૃત્તિદ્વારા, રમતગમતોદ્વારા, છાત્રાલયોદ્વારા વિદ્યાર્થીઓમાં સહકાર, સ્વાવલંબન, સમાજસેવા, વગેરે ગુણો ખીલવવાનો પ્રયત્ન થાય છે.

અને મહાત્મા ગાંધીજીએ આપણી શિક્ષણપદ્ધતિની જે કલ્પના કરી છે તેમાંય વિદ્યાર્થીને જ કેન્દ્રમાં રાખવામાં આવ્યો છે. એ યોજના મુજબ દરેક વિદ્યાર્થી માત્ર એકાદ ઉદ્યોગમાં પારંગત થશે કે તે દ્વારા પોતાની કેળવણીનું ખર્ચ વેઠી લેશે એટલું જ નહીં પરંતુ ઉદ્યોગના એ શિક્ષણ

દરમિયાન એને જે જે વિષયના જ્ઞાનની જરૂર પડશે તે પદ્ધતિસર મેળવતો થશે, શહેરી તરીકે પોતાની વ્યક્તિગત ને સમૂહગત ફરજોનો ચોક્કસ ખ્યાલ મેળવીને અમુક ટેવો પાડતો જશે, ને તેને પરિણામે તે સુશિક્ષિત થશે, તેમજ કોઈ પણ જાતની શરમ વિના, સ્વમાન ને સંતોષની ઊંડી લાગણીઓ સહિત પોતાનો 'સ્વતંત્ર વ્યવસાય ખેડશે. ટૂંકમાં, જીવન સાથે સંકળાએલી વસ્તુઓનું એ વિવેકપૂર્વક જ્ઞાન મેળવશે, કોઈની તાબેદારી સ્વીકાર્યા વિના પોતાના કુટુંબનું ભરણપોષણ સ્વતંત્રપણે ને આસાનીથી કરવાની તાકાત તે મેળવશે ને સમાજમાં ઉપયોગી થઈ પડવાને તે તૈયાર રહેશે. આ કલ્પના જ્યારે આપણે વાસ્તવમાં ઉતારી શકીશું ત્યારે આપણાં બાળકો ને યુવકો પ્રત્યે સૈકાઓથી કરેલું અક્ષમ્ય પાપ આપણે ધોઈ શકીશું; ત્યારે જ આપણે આપણી પુણ્યભૂમિમાં નૂતન કેળવણીનાં મંડાણ માંડી શકાશું.

×

આપ કદાચ કહેશો કે આ તો મોટી મોટી વાતો છે. કેળવણીની પુનર્ઘટના કરવાનું કામ સામાન્ય શિક્ષકોનું નહીં પરંતુ દેશનેતાઓ, સમર્થ વિચારકો ને અનુભવી કેળવણીકારોનું છે. આમ હોય તો પણ દરેક શિક્ષક પોતપોતાની મર્યાદામાં રહીને, હાલના બંધનયુક્ત વાતાવરણમાં પણ નૂતન કેળવણીની મશાલ લઈને પોતાનો માર્ગ ઉજાળી શકે છે. સમયપત્રકો, જડ અભ્યાસક્રમો ને કિસ્મતના ખેલ જેવી પરીક્ષાઓનાં બંધનો માથે હોવા છતાં પણ તે પોતાના વર્ગમાં શાંતિપૂર્વક નૂતન કેળવણીના આદેશનો અમલ કરી શકે છે. આને માટે તેને નૂતન કેળવણીના સિદ્ધાંતોમાં અપાર શ્રદ્ધા હોવી જોઈએ ને પોતાનું કાર્ય યથાસ્થિત રીતે અદા કરવાની તમન્ના હોવી જોઈએ. જો એ હોય તો પ્રત્યેક શિક્ષક આટલું તો જરૂર કરી શકે :

૧. પોતાના વિદ્યાર્થીઓને ઓળખવાનો પ્રયત્ન એ જરૂર કરી શકે છે. બુદ્ધિમાપનશાસ્ત્રની મદદથી તે પોતાના વિદ્યાર્થીઓનું યોગ્ય વર્ગીકરણ કરી તે દરેક સમૂહને લાયક કામ સોંપી તેમનો સ્વાભાવિક વિકાસ સાધવામાં સફળતા મેળવી શકે છે. વળી ડૉ. ફ્રોઈડના માનસપૃથક્કરણ-શાસ્ત્રનો અભ્યાસ કરીને તે પોતાનાં બાળકોને ઓળખવાની, એમની ખાસિયતો જાણવાની, એમની પસંદગી–નાપસંદગી સમજવાની, એમની પ્રવૃત્તિ કે નિષ્ક્રિયતાનું રહસ્ય પામવાની ઘણું લાયકાત તે મેળવી શકે છે.

૨. વિદ્યાર્થીને તેના સાચા સ્વરૂપમાં પિછાન્યા પછી તેને માટે આપોઆપ સમભાવ ઉત્પન્ન થશે. એ સમભાવ સાચા પ્રેમને જન્મ આપશે ને પરિણામે શિક્ષકવિદ્યાર્થીના અત્યારના કલુષિત સંબંધમાં મોટું પરિવર્તન થશે. બેઉ પરસ્પરને સારી રીતે ઓળખશે, પરસ્પરનો વિશ્વાસ કરતા થશે, અરસપરસ માનની લગણીથી વર્તશે. સજા, ધમકી, દંડ, લાલચ, ભય વગેરે શસ્ત્રોના ઉપયોગ વડે વિદ્યાર્થીઓને વશ રાખવાની શિક્ષકને જરૂર નહીં રહે. તેની પાસે પ્રેમ ને સહાનુભૂતિનાં અમોઘ શસ્ત્રો આવી જવાથી તે આપોઆપ વિદ્યાર્થી તરફ વધારે વિશ્વાસ રાખતો થશે ને તેને વધારે સ્વતંત્રતા આપશે.

૩. જે વિષયો શીખવવાનું શિક્ષકને સોંપાયું હોય તેનું આયોજન તે એવી રીતે કરી શકે છે કે જેથી વિદ્યાર્થી શિક્ષણના કામમાં નિષ્ક્રિય રહેવાને બદલે સક્રિય ભાગ લેતો થાય, વિદ્યાર્થી બને ત્યાં સુધી પોતાની મેળે જ અભ્યાસ કરે ને માત્ર જરૂર પડે ત્યારે જ શિક્ષકનું માર્ગદર્શન

સ્વીકારે. વળી વિદ્યાર્થીને તેના અભ્યાસમાં રસ પડે તેવી તરકીબો શિક્ષકે હંમેશ યોજયા કરવી જોઈએ. સાહિત્ય, ઇતિહાસ ભૂગોળ, વિજ્ઞાન ને ગણિત એ દરેક વિષયનું શિક્ષણ રસિક બનાવવા માટે અનેક રીતો શિક્ષણશાસ્ત્રનાં પુસ્તકોમાં જોવા મળે છે. દરેક શિક્ષક પોતાના સંજોગાનુસાર એમાં ફેરફાર કરી જો એનો ઉપયોગ કરે તો શિક્ષણ રસિક ને સચોટ થાય એટલું જ નહીં પણ વિદ્યાર્થીઓ સ્વાધ્યાયથી એ વિષયમાં જિજ્ઞાસાપૂર્વક વધારે ઊંડા ઊતરવાનો પ્રયત્ન પણ કરે.

મેં ઉપર કહ્યું તેમ નૂતન કેળવણીનાં મૂળ તત્ત્વોમાં જે શિક્ષકને શ્રદ્ધા હોય તે આ બધું કોઈના પણ અંતરાય વિના અવશ્ય કરી શકે. આપણે આપણા ઓછા પગાર, શાળાસંચાલકોના અયોગ્ય વર્તાવ, આપણી કમનસીબી, વગેરેની વાતો કરીએ ને તેના ઉકેલ માટે સંગઠન કરીએ તેની સાથે સાથે આપણા પવિત્ર કાર્ય માટે વધારે અભ્યાસ કરીને વધારે લાયકાત મેળવવાનો પ્રયાસ પણ કેમ ન કરીએ? આપણે જો આપણું કાર્ય વધારે સમજપૂર્વક ને સમભાવથી કરતા હોઈશું, આપણા વૈજ્ઞાનિક પ્રયાસથી જો આપણે સ્વતંત્ર, સ્વાવલંબી ને સ્વદેશપ્રેમી શહેરીઓ ઉત્પન્ન કરીશું તો સૈકાઓથી ગુમાવેલું આપણું ગરવું સ્થાન આપણે જરૂર પાછું મેળવી શકીશું ને આપણી આર્થિક ને સામાજિક સ્થિતિ સુધારવાની આપણે સૌને ફરજ પાડી શકીશું. નૂતન કેળવણીના સમજુ ઉપાસક બનીને જો આપણા કાર્યમાં આપણે તેના આદેશને અપનાવી લઈએ તો આપણે આપણી પોતાની તેમજ આપણા દેશની ને આપણા વિદ્યાર્થીઓની અમૂલ્ય સેવા કરી લેખાશે.



# શરદકુમાર

—શ્રી. હરભાઈ ત્રિવેદી

શરદને એના કાકા અહીં મૂકવા આવ્યા હતા. એના કાકા અને હું બાળપણના દોસ્તો છીએ. પોતે એક મોટી બેંકમાં મેનેજર છે અને એમના મોટા ભાઈ વેપાર કરે છે. પોતાને કશું બાળક નહિ હોવાથી શરદને પોતાને ત્યાં જ એમણે મોટો કર્યો અને કેળવણી આપી. બધી રીતે શરદ સદ્‌ગુણી છોકરો હતો. પરંતુ એનામાં એક મોટી ખોડ હતી. ઘરની કે બહારની કોઈ પણ કીમતી વસ્તુને કુતૂહલથી પ્રેરાઈ જોયા વિના રહી શકતો નહિ. મન ઉપર ઓછો સંયમ હોય એને કારણે કે પછી કુતૂહલવૃત્તિ વિશેષ માગણી કરતી હોય એને કારણે એવી કેટલીયે કીમતી વસ્તુઓને એ તોડીફોડી નાખતો ત્યારે જ એને આનંદ થતો. ઘરનાં નવાં ફર્નીચરને બગાડયા વિના શરદ રહી શકે નહિ. નાનું યા મોટું ઘડિયાળ ઘરમાં લાવ્યા હોય તો તેને કોઈ ન દેખે તેમ ઉઘાડીને જોયા વિના શરદ ન રહી શકે. ઘરનું ગ્રામોફોન ચોથે પાંચમે દિવસે બગડયું જ હોય અને તે પણ શરદના કારણે જ. કોઈ મહેમાન આવે ત્યારે જમવા માટે બહાર કાઢેલા ચાંદીના થાળીવાટકાને શરદ પછાડવાનો જ. એની આ બધી ટેવોથી મારા મિત્ર વિનાયકરાવ ઘણા જ મૂંઝાયા. શરદ ત્રીજી અંગ્રેજી ભણતો હતો. પોતાના વર્ગમાં ઊંચે નંબરે રહેતો હતો. પરંતુ તેના સ્વભાવની વિચિત્રતાથી કંટાળેલા વિનાયકરાવ એને માટે કંઈક રસ્તો શોધ્યા જ કરતા હતા. એક દિવસ એકાએક મુંબઈમાં તેઓ મને મળી ગયા. તેમણે પોતાની મૂંઝવણ મને કહી. શરદને મારી પાસે રાખીને એનો ઉપાય કરવાની મેં હા કહી અને એ રીતે શરદ મારી પાસે આવ્યો.

શરદની ઉંમર બાર વર્ષની છે. એના સ્વભાવની વિચિત્રતાઓ એક નહિ પણ અનેક છે. એને મનગમતી સોબત હોય ત્યારે એ બહુ બોલ્યા કરે છે અને મનગમતી સોબત ન હોય ત્યારે તદ્દન મૂંગો પણ રહે છે. અભ્યાસમાં કદી શિથિલ નથી. એના સંબંધે કશી ફરિયાદ નથી. પરંતુ એનું કાંડા ઘડિયાળ દર મહિને બગાડેલું જ હોય છે અને એની ફાઉન્ટન પેન તૂટી ગઈ હોય છે. પહેલાં ત્રણ મહિના સુધી અભ્યાસ સિવાય શરદની સાથે મેં કશી જ વાત કરી નહિ. એ કાળ દરમિયાન પણ પ્રસંગ પડયે એના કામની હું કદર કરતો અને એની ભૂલો હોય ત્યાં કદી એને વઢતો નહિ. ત્રણ મહિનાની આખરે હું જેને વિશ્વાસ સંપાદન કર્યો કહી શકું તેવી જાતનો સંબંધ મારી અને એની વચ્ચે બંધાયો. પછી પોતાના મનની નાનીમોટી વાતો કહેવા જેટલી હિંમત એનામાં આવી અને અભ્યાસ ઉપરાંત બીજી કેટલીયે બાબતો પરત્વે એ મને પ્રશ્ન પૂછવા લાગ્યો.

પૂર્ણિમાની રાત હતી અને હું થોડા મોટા વિદ્યાર્થીઓ સાથે શહેરની બહાર ફરવા નીકળી ગયો હતો. વિવિધ પ્રકારની વાતો કરતા કરતા અમે ઘણે દૂર નીકળી ગયા અને પછી તો મનુષ્ય-સ્વભાવ અનુસાર મોટા ટોળામાંથી નાની નાની ટુકડીઓ બની ગઈ. શહેર બહારના મોટા બગીચામાં સુંદર ખીલેલી ચાંદનીમાં અમે બધા ફરી રહ્યા હતા. એકાએક જ હું અને શરદ એકલા પડી ગયા. થોડીએક ક્ષણ મૌન રહ્યું હશે. પછી તુરત જ એણે મને પ્રશ્ન પૂછયો કે મારે ત્યાં તાજું જ ખરીદેલું ઘડિયાળ બીજા ઘડિયાળો કરતાં કંઈક જુદું છે માટે એને ખોલીને જોઈ શકાય કે નહિ.

એના પ્રશ્ન ઉપરથી મેં પણ નાના મોટા પ્રશ્નો યોજી કાઢ્યા અને વૈજ્ઞાનિક રીતે એ જાણવાનો પ્રયત્ન કર્યો કે એની આવી જિજ્ઞાસાઓ પાછળ કયું રહસ્ય છુપાયેલું છે.

આ પ્રસંગ બન્યા પછી મેં અનેક તર્કો ઊભી કરી અને મને જે કંઈ સમજાતું હતું તે રીતે એના મનને સમજવાનો પ્રયત્ન કર્યો. એની ઝીણીમોટી વિગતોમાં ઊતર્યા વિના શરદના આવા સ્વભાવનાં બે મોટાં કારણો મને હાથ લાગ્યાં તે અહીં નોંધીશું.

શરદને નાનપણથી જ ધનાઢ્ય કુટુંબમાં રહેવાનો અવકાશ મળ્યો હતો. એના ઘરમાં અનેક પ્રકારની નવી નવી ચીજો આવ્યા જ કરતી. એનાં કાકીનો સ્વભાવ આ બધી ચીજોને ખૂબ કાળજીપૂર્વક સાચવી રાખવાનો હતો. બાળકના અભાવે શરદ કાકીને ઘણો વહાલો હતો પરંતુ એની મોંઘી ચીજો શરદ ઉપર ખિજાવા માટે કારણભૂત બનતી. નાનો શરદ રોઈને બેસી રહેતો. ઘણુંયે વખત કાકી સંબંધેની ફરિયાદો કાકા પાસે લઈ જતો અને એવી ફરિયાદોથી ખીજાયેલી કાકી શરદ ઉપર બેવડી ચિડાતી. શરદનું વ્યક્તિત્વ આને પરિણામે પુષ્કળ ઘવાતું અને કાકી ઉપરની ચીડ કીમતીમાં-કીમતી વસ્તુઓ ઉપર કાઢતાં શરદને સંકોચ ન થતો. કાકીને માર મારવાની ઇચ્છા ઠામ-વાસણો ફોડીને સંતોષાતી; કાકીને વઢવાની ઇચ્છા પોતાની કીમતી ચીજ-વસ્તુઓને તોડી ફોડી નાખવામાં વ્યક્ત થતી. શરદનું આ કામ અટક્યા વિના આગળ ચાલતું અને એ દશ વર્ષનો થયો ત્યારે તો ખાળી ન શકાય તેટલા વેગથી એ પ્રવૃત્તિઓ આગળ ધપતી. . . .

શરદના કાકાને કંઈ સંતાન હતું નહિ. આ વાંઝિયાપણું કાકીને ભારે સાલતું. કાકા ઘેર ન હોય ત્યારે નવરાં પડેલાં કાકી પડોશણોની સાથે અનેક પ્રકારની ચર્ચાઓ કરતાં. કેટલીયે વખત આ બધું શરદની હાજરીમાં બનતું. કાકીની ચર્ચાઓ સંતાનની આસપાસ ઘણી વખત કેન્દ્રિત થતી. એ સ્વાભાવિક હતું કે અંતરને મૂંઝવી રહેલું વાંઝિયાપણું અર્ધશિક્ષિત હિંદુ સ્ત્રીમાં અનેક પ્રકારના વહેમોનું પોષક બનતું. કાકી દોરા ધાગા કરાવતાં, પાટપૂજાઓ કરાવતાં અને પોતાને પેટે બાળક અવતરે તેટલા સારુ અનેક પ્રકારની ધાર્મિક ક્રિયાઓ કરાવતાં. આ બધી પ્રવૃત્તિઓના કેન્દ્રમાં કોઈ એક બાળકનો અવતાર રહેલો છે એ વાત નાનકડો શરદ સમજી શકતો નહિ. શરદને તો ચાર મોટા ભાઈઓ હતા અને ચાર મોટી બહેનો પણ હતી. પોતાની માતાએ આવું કશું કર્યું હોય એવું એણે જોયું ન હતું. કાકીની પ્રવૃત્તિઓએ એને આથી જિજ્ઞાસુ બનાવ્યો હતો. કાકીને કેમ બાળક નથી તેનો વિચાર ઘરની જ પ્રવૃત્તિઓએ એના મનમાં પ્રવેશાવ્યો હતો. એક દિવસ તો હિંમત કરીને એણે કાકીને પણ પૂછેલું કે તમે આટઆટલાં વાનાં કરો છો છતાં તમને બાળક કેમ નથી મળતું. ઉત્તરમાં કાકીએ પોતાના ભાગ્યને દોષ દીધો અને તે રડયાં. શરદને આનાથી કશો જ સંતોષ થયો નહિ. વળી એક દિવસ એણે હિંમત કરી અને છોકરાં કેમ થતાં હશે તેવો પ્રશ્ન કાકાને પૂછ્યો. કાકા પ્રશ્ન સાંભળીને મૂંઝાયા અને વાતને રાળીટાળી નાખીને જિજ્ઞાસા દબાવી દીધી. શરદની જિજ્ઞાસાએ વધારે ઉગ્ર સ્વરૂપ પકડયું. અને બાળક ક્યાંથી આવતાં હશે એજ પ્રશ્ન એના પિતાને પૂછયો. પિતા તો વેપારી માણસ હતા. એણે તો જવાબમાં તમાચો લગાવ્યો અને શરદ બગડી ગયો છે માટે કડક ધ્યાન રાખવાની સૂચના પોતાના ભાઈને કરી.

મારી શોધમાંથી મને મળેલાં આ બે મુખ્ય કારણો હતાં. એ કારણોને દૂર કરવાનું કામ અઘરું ન હતું. અમારા છાત્રાલયમાં અને અમારી શાળામાં જેટલી કીમતી વસ્તુઓ હતી તે

બધીની જવાબદારી મેં શરદને સોંપી. શરદ થોડોક વખત અકળાયો. પોતાને સોંપેલી વસ્તુઓ કાળજીપૂર્વક સચવાવી જોઈએ. એવા ખ્યાલે એને ભારે મૂંઝવ્યો. જવાબદારી પાછી સોંપી દેવા માટે એણે થોડાએક પ્રયત્નો કર્યા. મેં માન્યું નહિ ત્યારે થોડીએક વસ્તુએ ફોડી પણ કાઢી. તેમ છતાં મેં એને મચક આપી નહિ. આખરે થાકીને એ જવાબદારી પોતાને ગળે એણે સ્વીકારી. આજે તો શરદની તોડવા ફોડવાની વૃત્તિ ક્રિયાત્મક માર્ગે વળી છે અને કાગળ માટી કે લાકડાની કેટલીયે ચીજો બનાવવા તરફ ઢળ્યો છે.

જાતીય વૃત્તિની જિજ્ઞાસા સંતોષવાનું કામ પણ બહુ ભારે ન હતું. મેં પોતે જ એક દિવસ એકાંત શોધીને શરીરની સામાન્ય રચના સમજાવવાનો પ્રયત્ન કર્યો. મેં ધાર્યું હતું તે પ્રમાણે બીજે કે ત્રીજે દિવસે જ બાળકના અવતરવાનો પ્રશ્ન એણે પૂછ્યો અને મારો માર્ગ સરળ બન્યો. સ્ત્રી–પુરુષની શરીર રચનાનો વૈજ્ઞાનિક ખ્યાલ આપવાની શરૂઆત કરું તે પહેલાં જ એના પ્રશ્નનો તાત્કાલિક છતાં સાચો જવાબ આપતાં મેં કહ્યું કે તમામ બાળકો માતાના પેટમાંથી બહાર આવે છે. ઘણાંય લાંબા વખતની ભૂખ એકાએક જાણે કે સંતોષાઈ ગઈ હોય તેમ એના મનને ભારે મોટો કરાર વળ્યો અને થોડાક વખત સુધી તો વિજ્ઞાન સમજવાની પણ દરકાર ન કરી. અલબત, વખત જતાં વિજ્ઞાન પણ એને સમજાયું અને એની જિજ્ઞાસા સર્વાંશે તૃપ્ત બની આડાઅવળા માર્ગનું શરણ લેતી બંધ થઈ.

શરદના સ્વભાવની વિચિત્રતાઓ આજે અલોપ થઈ ગઈ છે અને એક અભ્યાસી વિદ્યાર્થી તરીકે પોતાનું કામ આગળ ધપાવ્યે જાય છે.



# શિક્ષણ અને રાજકારણ

—રા. હિંમતલાલ મર્થંક

શિક્ષણ અને રાજકારણને ખૂબ ઘનિષ્ઠ સંબંધ છે એ તો જ્યારે આપણે બીજા દેશોનું શિક્ષણ જોઈએ છીએ ત્યારે જ સમજાય છે. આપણા દેશમાં તો કોણ જાણે કેમ શિક્ષણસંસ્થાઓમાં રાજકારણ તરફ અનાસક્ત વૃત્તિ સેવવામાં આવતી હોય છે, અને તે એટલે સુધી કે શિક્ષક રાજકારણ વિષે શબ્દ સરખો યે બોલતાં અચકાય છે–રખેને તેના પર રાજકારણમાં રસ લેતો હોવાની મહોર લાગી જાય! રાજકારણથી આમ પ્રયત્નપૂર્વક પ્રતિમુખ રહેતો હોવાને કારણે શિક્ષક પણ રાજકારણમાં મોટું મીંડું બની જાય છે અને એનું કાર્ય પાઠ્યપુસ્તકોમાં અમુક વિષયો આપ્યા હોય તે રીતે અને પરીક્ષામાં પુછાતા હોય તે રીતે શીખવનારું એક યંત્ર બનવા સિવાય કશું જ નથી રહેતું.

પરંતુ છેલ્લાં થોડાં વર્ષોથી આ સ્થિતિમાં કાંઈક પરિવર્તન જાગ્યું છે. શિક્ષકો તો એની એ અનાસક્ત દશામાં જાણ્યે અજાણ્યે પડયા રહેતા હોય તો પણ વિદ્યાર્થી પોતે જ રાજકારણમાં રસ લેતો થયો છે. શાળામાં અપૂર્ણ રહેતા એ અંગને બહારના વાતાવરણથી–જ્ઞાનથી પૂર્ણ કરવા મથી રહેલો હોય છે. અને પોતે પણ રાજકારણથી અનભિજ્ઞ નથી એમ સિદ્ધ કરવા જાણે કે એ પ્રયત્નવાન બન્યો છે.

પરંતુ જેને આપણે શિક્ષણમાં રાજકારણ કહી શકીએ એવી સ્થિતિ તો આપણી કૉલેજો સિવાય હજી અસ્પૃશ્ય જ રહેલી છે. અને કૉલેજમાં પણ વિદ્યાર્થીઓ એ કેવી રીતે શીખે છે તે તો આપણે જાણીએ જ છીએ, અને વિદ્યાર્થીઓમાંના કેટલા ટકા રાજકારણ શીખે છે તે જોતાં તો આપણા આજના શિક્ષણમાં જે થોડું ઘણું રાજકારણ ભળેલું જણાય છે એ પણ સાવ નહિ જેવું જ લાગશે.

શિક્ષણનો મૂળભૂત સિદ્ધાંત આપણને કહેશે કે શિક્ષણ બાળકના જીવનવિકાસ અર્થે, તેને ભાવિ સંપૂર્ણ નાગરિક બનાવવા અર્થે જ હોઈ શકે. એમાં એનું પ્રત્યેક અંગ ઉપાંગ ખીલતું હોય. ભવિષ્યમાં એના નાગરિકત્વને જરૂર પડતી તમામ કલાઓ કે વિજ્ઞાનો એને હસ્તગત હોય. એમાં જેટલી અપૂર્ણતા તેટલું એના શિક્ષણમાં પાંગળાપણું. સદ્‌ભાગ્યે આ વિચાર શિક્ષણમાં આગળ વધતો જાય છે. જો કે હજી તો એ એના ઉષઃકાળમાં જ છે એમ કહી શકાય. શિક્ષણનું આ લક્ષ્યબિંદુ સ્વીકાર્યા પછી શિક્ષણમાં રાજકારણની અગત્ય સમજાવવા પર ભાર મૂકવો નહિ પડે.

તો પછી એ રાજકારણનું શિક્ષણ કયા પ્રકારે હોઈ શકે તેનો વિચાર આવશ્યક છે. રાજકારણનું શિક્ષણ કેવા પ્રકારનું હોવું જોઇએ એ સંબંધમાં ત્રણ મુખ્ય વાદો અત્યારે પ્રચલિત છે. પહેલો વાદ જે પ્લેટોના સિદ્ધાંતોને ઘણે અંશે મળતો છે તે વિદ્યાર્થીને 'આદર્શ નાગરિક' બનાવવાનો છે. એના આદર્શ નાગરિકત્વ આગળ એની તમામ વૃત્તિઓને ગૌણ ગણવામાં આવે. અને અત્યારે જે પદ્ધતિએ રાજતંત્ર ચાલતું હોય તેમાં બરાબર ગોઠવાઈ જઈ શકે એ એનો આદર્શ. વ્યક્તિને, એમાં કેવળ ગૌણમાત્ર ગણવામાં આવે. રાજતંત્રને એક સિદ્ધિ લેખવામાં આવે અને એ રીતે વિદ્યાર્થીનો વિકાસક્રમ યોજાય. જર્મની અથવા એવા સરમુખત્યારીવાળા દેશોમાં વિદ્યાર્થીઓને આ જ પ્રકારે રાજકારણથી રંગવામાં આવે છે. વિદ્યાર્થીઓ મોટે ભાગે લશ્કરી તાલીમમાં

ગુંચાયેલા રહે છે. આનું પરિણામ એ આવે છે કે જે સમયે વિદ્યાર્થીઓની જ્ઞાનતૃષા સંતોષાવી જોઈએ તે સમયે તેને લડાયક કવાયતોમાં અથવા તો રાજકીય ભાષણો સાંભળવામાં રોકાયેલા રહેવું પડે છે, અને જે ભાષણો પણ મોટે ભાગે તાત્ત્વિક હોવાને બદલે પ્રચારાત્મક જ હોય છે. વિદ્યાર્થીઓને બીજો ગેરલાભ જે આ પદ્ધતિમાં મળે છે તે એ છે કે વિદ્યાર્થીઓને સારી હકીકતોથી વંચિત રહેવું પડે છે. રાજતંત્રના સિદ્ધાંતોને અનુકૂળ એવી હકીકતો જ તેમની પાસે મૂકવામાં આવે છે, જે ઘણી વાર જૂઠી અથવા તો મચકોડેલી હોય છે. આથી વિદ્યાર્થીનું માનસ કૂપમંડુક જેવું જ થઈ જાય છે અને જે દૃષ્ટિએ એને વિચાર કરવાનું આપવામાં આવે છે તે સિવાયની દૃષ્ટિથી વસ્તુને તે જોઈ શકતો જ નથી. એવું હકીકતોનું જ્ઞાન સાવ પાંગળું બને છે એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય.

વિદ્યાર્થીઓને શીખવવામાં આવતી વસ્તુમાં 'આમ કેમ' એમ પૂછવાનો અધિકાર ભાગ્યે જ હોય છે જેથી તેની તુલનાત્મક શક્તિ તો સુષુપ્ત જ રહે છે.

જરા વિચાર કરી જોઇશું તો જણાશે કે આવું શિક્ષણ પ્રજાતંત્રવાદને નહિ પોસાય. કારણ કે એમાં 'આદર્શ નાગરિકત્વ'ની ધૂનમાં વ્યક્તિના વિકાસનો ભોગ તો સંભવે જ નહિ. અને પ્રજાતંત્રવાદની એક જરૂરિયાત આ કે દરેક મતદાર સમજીને એનો મત આપે અને વસ્તુ પર સ્વતંત્ર રીતે સમીક્ષા કરી શકતો હોય, એ તત્ત્વ તો એમાં જળવાઈ જ ન શકે. પ્રજાતંત્રવાદનો નાગરિક તો મતોના વાદોમાં રંગાયા સિવાય સ્વતંત્રપણે પોતાનો માર્ગ પસંદ કરી શકતો હોય. આ પ્રકારના શિક્ષણમાં એવું ક્યાંથી બની શકે?

રાજકારણના શિક્ષણના સંબંધમાં બીજો અગત્યનો વાદ એ છે કે વિદ્યાર્થીઓ પર કોઈ પણ વાદના સિદ્ધાંતો લાદવાને બદલે તેને છૂટો મૂકી દેવો. અને વિદ્યાર્થીને જે રાજકીય સિદ્ધાંતો પસંદ આવે તે તેને પોતાની મેળે જ પસંદ કરી લેવા દેવા. વિદ્યાર્થી કોઈ પણ રાજકીય રંગમાં લાગણીવશ થઈ રંગાયેલો નહિ હોય તેથી એ જે વાદ પસંદ કરશે એની પાછળ કાર્યકારણનું બળ રહેલું હશે, એની તુલના શક્તિને યથોચિત કાર્ય મળ્યું હશે અને એથી એ ક્યાંય પણ સમજ્યા વિના, માત્ર લાગણીથી નહિ ઘસડાય. પરંતુ આમ થવું લગભગ અશક્ય છે. જે શિક્ષક એને ઇતિહાસ શીખવવા બેસવાનો છે તેની પાસે અમુક રાજકીય દૃષ્ટિ તો હશે જ અને જાણ્યે-અજાણ્યે પણ એના પર એ દૃષ્ટિની અસર થયા વિના નહિ રહે. આ ઉપરાંત એને માટે જે પાઠ્યપુસ્તકો હશે તે તૈયાર કરનાર પણ એને પોતાના રાજકીય રંગોમાં ઘસડ્યા વિના નહિ રહે. દલીલ ખાતર ઘડીભર આપણે એમ કહીએ કે શિક્ષક વિદ્યાર્થીને એના પોતાના રાજકીય પ્રવાહમાં ન ઘસડે. પણ વ્યવહારમાં એમ નહિ બની શકે. અત્યારે પ્રચલિત જુદા જુદા રાજકીય સિદ્ધાંતોની ચર્ચા વખતે શિક્ષકે કોઈ એક વાદ તરફ વજન દેવું જ પડશે. તેમ નહિ થાય તો શિક્ષકની તમામ વાત સાવ નીરસ થઈ પડશે અને જે સમયે વિદ્યાર્થી પોતે કોઈ એક વાદ પસંદગીની ગડમથલમાં પડ્યો હોય તે વખતે શિક્ષક જો સાવ તટસ્થ વૃત્તિ રાખીને માત્ર સિદ્ધાંતોની ચર્ચા કરી બેસી રહે તો વિદ્યાર્થી જે પ્રોત્સાહન માગતો હોય તે તેને ન જ મળે અને પરિણામે તે હતાશ પણ થઈ જાય. જો દુનિયા પર કદાચ એક જ વાદ, અને તે પ્રજાતંત્રવાદ, સ્વીકૃત થાય તો જ આ વસ્તુ શક્ય બને. કારણ કે વિદ્યાર્થીને આમ સ્વતંત્ર રાજકીય વિચારો ઘડવા દેવા છૂટો મૂકી દેવાનું તો માત્ર એ જ વાદ સાંખી શકે. પણ 'વહ દિન કહાંસે ?'

રાજકીય શિક્ષણનો ત્રીજો માર્ગ વધુ શક્ય છે. તેને આપણે મધ્યમ માર્ગ અથવા સમન્વય પદ્ધતિ કહી શકીએ. વિદ્યાર્થીઓને પણ રાજકીય રંગે ન રંગવા અને તેમ છતાં એમના મનને

કેવળ ખાલી પણ ન રાખવું. કેટલાક સિદ્ધાંતો તો એવા છે કે જેમાં વિદ્યાર્થીએ પોતાનું સ્થાન ક્યાં છે એ સમજી લેવું જ જોઈએ. આજની રાજકીય અવસ્થામાં વિદ્યાર્થી ક્યાં ઊભો છે અને તેને ક્યાં જવું છે એની સ્પષ્ટ રૂપરેખા તો એની પાસે આવી જવી જોઈએ. પોતાની માન્યતાઓ તેણે પોતાની પાસેના હકીકતપૂર્ણ જ્ઞાનથી જ બાંધેલી હોય, નહિ કે અમુક નેતાઓ કે કોઈ કહે છે માટે એ એમ માનતો હોય. જગત પર ભવિષ્યમાં શોષણ રહિત પ્રજાતંત્રવાદની આપણે કલ્પના કરતા હોઈએ તો એ સમાજના નાગરિકને એટલે કે આજના વિદ્યાર્થીને વિચારદરિદ્ર રહેતો આપણે નહિ સાંખી શકીએ. માણસના સ્વતંત્ર વિકાસને રોકતા તમામ રાજકીય મતમતાંતરોની જાળમાં એને નહિ સડાવીએ. વિશાળ જ્ઞાન પર નિર્ભર રહેલી એક ચોકકસ દૃષ્ટિવાળો જ એ થવો જોઈશે.

આમ થવા માટે એને આપણે કેટલું બધું રાજકીય શિક્ષણ આપવું જોઈશે? આજે જે થોડું શિક્ષણ આપીને એને ‘રાજકારણનું શિક્ષણ’ આપીએ છીએ એમ આપણે સસ્તો સંતોષ લઈએ છીએ તે તે વખતે કેટલો અપૂર્ણ અને ઉપરછલ્લો લાગશે?

આ દૃષ્ટિએ જોતાં શિક્ષણને અને રાજકારણને કેટલો ઘનિષ્ઠ સંબંધ છે? અને તો પછી રાજકારણના શિક્ષણ વિના વિદ્યાર્થીનું એક મહાન અંગ આપણે પાંગળું રહેવા દઈએ છીએ એમ આપણને નથી લાગતું?*

* સૂચિત

# સામયિકોમાંથી

## [ ૧ ]

## અમેરિકાની ગ્રામશાળા

ધૂળી કે ગામઠી નિશાળનો અર્થ એ નથી કે છોકરાઓ ધૂળમાં બેસે છે. પણ જ્યાં પદ્ધતિસર, ક્રમાનુસાર, ધોરણવાર વર્ગો નથી લેવામાં આવતા. હોશિયાર છોકરાઓને આગળ ને આગળ શીખવવામાં આવે પણ ધોરણ જેવું કશું નહિ. આપણે ત્યાં ગામઠી નિશાળો કે જે ખાનગી રીતે શિક્ષકો ચલાવતા તેમાં પણ આ પ્રમાણે બનતું હતું. શિક્ષક હોશિયાર વિદ્યાર્થીને આગળ ને આગળ શીખવે પણ હોશિયાર વિદ્યાર્થી બધા ભેગા જ બેસીને ભણે, ધોરણ કે વર્ગ જેવું કશું નહિ. તે પ્રમાણે અહીંની ગ્રામશાળામાં પણ છે. લગભગ ૭૫ ટકા ગ્રામશાળાઓ ( ૧૯૩૦ ની ગણતરી પ્રમાણે ૧૪૩,૪૪૫ સંખ્યા ) આપણી ગામઠી શાળાઓના જેવી છે. કુલ નિશાળોના લગભગ ૬૦ ટકા જેટલી નિશાળો ગ્રામશાળાઓ છે અને આના ૭૫ ટકા ધૂળી નિશાળો છે. ધૂળી નિશાળ એટલે એક શિક્ષક અને એક ઓરડી. પાંચથી વીસ વર્ષ સુધીના છોકરાઓ માટે ફરજિયાત શિક્ષણ છે. અમેરિકાનાં ગામડાંમાં આવેલી કે શહેરમાં આવેલી નિશાળો કરતાં આ ગ્રામશાળાઓની સ્થિતિ જુદી છે. ગામડાંમાં આવેલી નિશાળને વસ્તીના પ્રમાણમાં પૂરતા નિશાળીઆઓ મળી રહે, અને શહેરમાં વધુ પડતા છોકરા હોવાથી એક કરતાં વધુ નિશાળો સારી રીતે ચલાવી શકાય. પણ ગ્રામશાળાઓ સારી રીતે ચલાવવી મુશ્કેલ છે. જ્યાં સો સો એકરોનાં મોટાં ફાર્મ આવેલાં છે ત્યાં આછીપાતળી વસ્તીને લીધે, ઓછાં છોકરાને લીધે, નિશાળનું ક્ષેત્ર વધુ લંબાવવું પડે છે અને દૂર દૂરથી છોકરાઓને નિશાળમાં લાવવા પડે છે. આ પ્રશ્ન જેટલો અમેરિકાને લાગુ પડે છે તેટલો જ આપણને પણ મૂંઝવશે. કારણકે આપણાં ગામડાં નાનાં હોવાથી ગામડે ગામડે નિશાળ ચલાવી શકાશે નહિ અને એટલે કેટલાંક ગામડાંના જથ્થામાં એકાદ અનુકૂળ જગ્યાએ આપણી પણ ગ્રામશાળાઓ આવવાની. અને (૧) નિશાળ ચલાવવા માટે પૂરતા નિશાળીઆઓની સંખ્યા; (૨) કેટલે દૂરથી નિશાળમાં નાનાં બાળકોને આણી શકાય તે; અને (૩) છોકરાઓને દૂરથી આણવાનાં સાધનો જેવાં કે સારા રસ્તા અને મોટરબસો-આ ત્રણ પ્રશ્નો આપણે માટે ગ્રામશિક્ષણના વિકાસ દરમિયાન જરૂર ઉપસ્થિત થવાના. (૪) ચોથો પ્રશ્ન આ અમેરિકાની ગ્રામશાળાઓ એટલે ફાર્મ-કુટુંબના છોકરા ઉપર નભતી નિશાળ. અમેરિકામાં શહેરોમાં લગભગ ૭ મહિના ( ૧૮૩ દિવસ ) આ પ્રાથમિક શાળાઓ કામ કરે છે અને ગ્રામશાળાઓ લગભગ પાંચ મહિના ( ૧૫૬ દિવસ ) કામ કરે છે. ગ્રામશાળાઓમાં સાધારણ રીતે ૫૦ ટકાથી થોડા વધુ છોકરાઓ હાજર રહે છે. આટલી ઓછી હાજરીસંખ્યા હોવાનું મુખ્ય કારણ એ છે કે જે છોકરા ખેતરમાં કામ કરી શકે એવા હોય છે તે છોકરા જો કોઈપણ જાતનું ખેતરકામ મળી આવે તો તે કામ કરવા જરૂર જવાના જ. આપણે ત્યાં પણ જ્યાં ગામડાંમાં નિશાળો ચાલે છે ત્યાં પણ આ

વસ્તુસ્થિતિ છે. "આજે તો જા અલ્યા, ભેંસ ચારવા જા"; "જા, અલ્યા મજુરો પર દેખરેખ રાખવા જા." ગ્રામનિશાળમાં આવતા છોકરાને તેમનાં માબાપના ધંધામાંથી તદ્દન અળગાં કરી શકાય નહિ. પ્રાથમિક ફરજિયાત શિક્ષણમાં, નિશાળોને સારી રીતે ચલાવવામાં આ ધંધાવિષયક પ્રશ્ન આપણી ગ્રામશાળાઓમાં જરૂર આવવાનો. આ બધી વસ્તુઓ તો નિશાળને સફળતાથી ચલાવવાની કાર્યપ્રણાલિ, નડતી મુશ્કેલીઓ અને તેનો ઉકેલ—આમ બાહ્ય વસ્તુઓ સાથે સંકળાયેલો હોવાથી જ્યારે એ પ્રશ્ન ઊભા થાય ત્યારે આપણે સહેલાઈથી વધાવી શકીએ. પણ મુખ્ય વસ્તુ તો શિક્ષણનું ધ્યેય અને શિક્ષણપ્રણાલિ છે. માટે આ વસ્તુઓ ઉપર આપણે હવે આવીએ.

એકાદ ડૉક્ટર પોતાનું પ્રાથમિક, સેકન્ડરી અને કૉલેજનું શિક્ષણ પૂરું કરી બારથી પંદર વરસ ગાળી પોતાના ધંધામાં નિષ્ણાત થાય ત્યારે આપણે તેને જવાબદારીનું કામ સોંપીએ છીએ; કે એકાદ ઈજનેર કેટલાય વરસો સુધી પોતાના વિષયનો અભ્યાસ કરે ત્યારે તેને દેશની ઈજનેરી રચનામાં કામની જવાબદારી સોંપીએ છીએ; કે એકાદ વકીલ કેટલાં યે વર્ષો સુધી કાયદાનો અભ્યાસ કરે અને ત્યારબાદ કાયદાના ક્ષેત્રમાં કામ કરે ત્યારે તેને રાજ્યના કાયદાવિષયક પ્રશ્નોની જવાબદારી સોંપવામાં આવે છે. પણ વિચિત્ર તો એ છે કે રાષ્ટ્રઘડતર અને રાષ્ટ્રચણતરનો આ મૂળ પાયો નાનાં બાળકો-થોડું ભણેલા, થોડા પગારવાળા શિક્ષકોના હાથમાં છે. તેને કેટલી મહાન જવાબદારી સોંપવામાં આવી છે તેનું ભાન નથી તેને, કે નથી સોંપનારને. અમેરિકામાં આ વસ્તુ પરત્વેની જવાબદારી કે જાગૃતિ છેલ્લાં થોડાં વર્ષોથી આવવા પામી છે. બાળશિક્ષણનો પ્રશ્ન એ રાષ્ટ્રઘડતર, રાષ્ટ્રવિકાસ કે રાષ્ટ્રોન્નતિનો પ્રશ્ન છે. સમાજશાસ્ત્રની દૃષ્ટિએ જોવા જતાં બાળક એ કુંભારના ઘરની કાચી માટી જેવું છે અને તેમાંથી માટીના ગુણરૂપ પ્રમાણે ધાર્યા ઘાટ ઘડી શકાય. પણ આ ઉપમા મને નથી ગમતી. હું બાળકને અણુવિકસ્યા કમળદળની ઉપમા આપીશ, અને કમળદળને વિકસાવનાર કે ઉઘાડનાર સૂર્યકિરણોને શિક્ષણપ્રણાલિની ઉપમા આપીશ. શિક્ષણપ્રણાલિમાં શિક્ષણનો આત્મા સમાએલો છે, એટલે કે શિક્ષણપ્રણાલિ એ એક યાંત્રિક વસ્તુ નથી પણ જીવંત વસ્તુ છે, જો કે પ્રણાલિ પ્રણાલિમાં ફેર છે. એકાદ પ્રણાલિ યાંત્રિક પણ હોય. આપણી ચાલુ આખી યે શિક્ષણપદ્ધતિ નરદમ યાંત્રિક છે. શિક્ષણપ્રણાલિ કયા ધ્યેયથી રચવામાં આવી છે તે ધ્યેય ઉપર વ્યક્તિવિકાસ, સમાજવિકાસ કે રાષ્ટ્રવિકાસનો આધાર રહ્યો છે. અમેરિકાની શિક્ષણપ્રણાલિ કયા ધ્યેય ઉપર, કયા સિદ્ધાંત ઉપર રચાએલી છે તેનો વિચાર કરીએ.

દરેક બાળકમાં વ્યક્તિત્વ [personality] સમાએલું છે. એક બાળકનું વ્યક્તિત્વ બીજા બાળકના વ્યક્તિત્વથી ભલે જુદું હોય, અને હોય છે; પણ શિક્ષણનું મુખ્ય કર્તવ્ય તો બાળકમાં રહેલા આ ગૂઢ વ્યક્તિત્વને જાગૃત કરી, યોગ્ય દિશાએ દોરી, રાષ્ટ્રઘડતરમાં તેનો ઉપયોગ કરવાનું છે. બાળકો ભવિષ્યના નાગરિકો છે તેનો અર્થ આ. વ્યક્તિવિકાસની દૃષ્ટિએ જોવા જતાં, ગ્રામશિક્ષણના બે અંગ છે: (૧) શારીરિક વિકાસ; અને (૨) માનસિક વિકાસ. ખરું શિક્ષણ આ બન્ને વસ્તુઓને સાંગોપાંગ વિકસાવે તે છે. બાળકમાં રહેલું ગૂઢ વ્યક્તિત્વ જે શિક્ષણ વિકસાવે-ખીલવે તે શિક્ષણ ખરું શિક્ષણ છે. બાળકશિક્ષણના વિષયમાં અમેરિકા બે વસ્તુઓનો સમાવેશ કરે છે: (૧) આત્મવિકાસ (self-expression), અને (૨) જાતદોરવણી (self-guidance). જેમ વર્તુલનો વિકાસ કે વિસ્તાર તેના કેન્દ્રમાંથી થાય છે તે જ પ્રમાણે બાળકનો વિકાસ પણ અંદરથી જ થવો જોઈએ. એટલા માટે બાળકોને શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિથી

કાચી માટી તરીકે નથી ગણવામાં આવતાં. કાચી માટીના ઘડવામાં આવતા ઘાટ એ બહારની દોરવણી છે—બહારથી કરવામાં આવતો વિકાસ છે. વસ્તુસ્થિતિ, પરિસ્થિતિ અને સંયોગો કે વાતાવરણ એટલાં બધાં અનુકૂળ બનાવવાં જોઈએ કે બાળકનું સુપ્ત કે અણુવિકસ્યું વ્યક્તિત્વ, આંતરિક રીતે, અંદરના બળથી, બાળકની જ્ઞાનબુદ્ધિના વિકાસ સાથે વિકસવા પામે. આ વસ્તુ કેટલે અંશે 'સામુદાયિક રીતે' સાધી શકાય એ પ્રશ્ન જુદો છે. પણ શિક્ષણશાસ્ત્રના આ આત્મવિકાસ (self-expression) અને જાતદોરવણી (self-guidance) ના સિદ્ધાંતમાં બાળવિકાસની દૃષ્ટિએ જોવા જતાં, વ્યક્તિઘડતરની દૃષ્ટિએ જોવાં જતાં, એક સત્ય સમાએલું છે તે તો આપણે જરૂર સ્વીકારવું પડે. શિક્ષકો બાળકોના આ આત્મવિકાસના નેતા છે. નિયંતા નથી. નિયંતા તો બાળક પોતે જ છે; પણ શિક્ષકનું કર્તવ્ય તો એ છે કે બાળકમાં કેવા પ્રકારનું વ્યક્તિત્વ સમાએલું છે તે જાણવું, અને તે જાણ્યા પછી તે વ્યક્તિત્વનો સારામાં સારો વિકાસ કેવી રીતે થાય તેને માટે પ્રયાસ કરી તે વ્યક્તિવિકાસનું નેતૃત્વ સ્વીકારવું. આ શિક્ષકનું કર્તવ્ય છે. અમેરિકાનું આધુનિક ગ્રામશિક્ષણ આ સિદ્ધાંત ઉપર રચવામાં આવ્યું છે.

[ 'પ્રસ્થાન'ના શ્રાવણ ૧૯૯૫ના અંકમાં પ્રગટ થયેલ શ્રી. નગીનભાઈ માધવભાઈ પટેલના 'અમેરિકાનું ગ્રામશિક્ષણ' નામના માહિતીપૂર્ણ લેખમાંથી ]

[ ૨ ]

## સેગાંવની શાળા

સેગાંવમાં વર્ષોથી લોકલ બોર્ડની શાળા ચાલતી હતી. નિશાળમાં બાળકો ભણતાં હતાં, તેમને કંઈક લખતાં, વાંચતાં ને ગણતાં શીખવાતું હતું. પણ તેમના શરીર પર વસ્ત્ર નહોતાં આવી શકતાં, તેમના પેટનો ખાડો પુરાઈને પેટ ઊંચું નહોતું તરી શકતું, તેમના શરીર પરની ગંદકી દૂર નહોતી થતી. ને તેઓ જે કંઈ ભણતાં તે ભૂલી જતાં હતાં.

પણ મહાત્માજીએ બતાવેલી નવી કેળવણીની યોજનાને અનુસરીને સાતેક માસથી એક શાળા ત્યાં કાઢી છે. એમાં સાતથી નવ વર્ષની ઉંમરનાં ૪૨ બાળકો છે. તેઓ જ્યારે નિશાળમાં આવ્યાં ત્યારે તેમાંથી બે જણને જ દૂધ શી ચીજ છે તેની ખબર હતી. બીજાંએ તો દૂધ જોયું પણ નહોતું. સેગાંવ હિંદુસ્તાનનાં ગરીબમાં ગરીબ ને ગંદામાં ગંદાં ગામો પૈકી એક છે.

એ બાળકો સવારે સાત વાગ્યે આવે છે કે તરત શિક્ષક તેમને કૂવા પર લઈ જાય છે. ત્યાં તેઓ હાથ, પગ, મોં ધોઈ કરી સાફ થઈ જાય છે. આજે એ બાળકોનાં શરીર તદ્દન સ્વચ્છ રહે છે. એમણે ચાર માસ કાંત્યું તેમાંથી એમણે એટલી કમાણી કરી છે કે આજે દરેક બાળકને સવારમાં શાળામાં જ દૂધ પીવાનું મળી શકે છે. જેમને દૂધ શું છે તેની ખબર નહોતી તેમને આજે દરરોજ સવારમાં દૂધ મળે છે. પછી તેઓ કાંતે છે, ને કાંતી રહ્યા પછી થોડાક હિસાબ ગણે છે. પછી પાછા બપોરે તેઓ નિશાળે આવે છે, ત્યારે તેઓ કાંતે છે. પછી તેમને થૂલીનો નાસ્તો મળે છે. આ નાસ્તો પણ તેઓ કાંતે છે તેમાંથી આપવામાં આવે છે. ત્યાર બાદ તેઓ કંઈ લખે વાંચે છે; પછી રમે છે ને બાગકામ કરે છે. આજે સાત માસને અંતે આ બાળકો પોતાની જ કમાણીમાંથી બે ટંક નાસ્તો ને વસ્ત્ર મેળવી શકયાં છે. વળી તેમણે જાતમહેનતે શાકભાજીની વાડી કરી છે. શાક શું ને ફળ શું તેનો તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. હવે આ વાડીમાંથી તેઓ ટમેટાં જેવાં શાક અને પપૈયાં, કેળાં જેવાં ફળ મેળવી શકશે. ઉપરાંત તેઓ આટલા સમયમાં લખતાં, વાંચતાં ને ગણતાં તો શીખી શક્યાં છે.

સેગાંવની શાળાનાં આ બાળકોને બે ટંકનો નાસ્તો, પહેરવા માટે ખાદીનો ગણવેશ અને શાકભાજી તથા ફળ કોણે આપ્યાં? કોઈ સખાવતે આપ્યાં કે સરકારે આપ્યાં? ના, એ કોઈએ નથી આપ્યાં. એ બાળકો પાસે જે બાહુબળ હતું તે બાહુબળે તેમને તે આપ્યાં છે. મહેનત બે પ્રકારની છે; એક ઉત્પાદક અને બીજી અનુત્પાદક. અનુત્પાદક મહેનત કરવામાં વાંધો નથી હોતો, પણ ઉત્પાદક મહેનત કરવાની વાત કરીએ છીએ ત્યારે ભલાભલાને વાંધો આવે છે. સેગાંવનાં બાળકો નિશાળે આવ્યાં ત્યાર પહેલાં રખડતાં રઝળતાં હશે ને શક્તિઓને એ રીતે વેડફી દેતાં હશે. તેમની એ શક્તિનો ઉત્પાદક કામમાં ઉપયોગ કરાયો કે તેમાંથી કેવાં સુંદર ફળ નીપજ્યાં!

દેશમાં સેગાંવ જેવાં ગામો તો સાત લાખ છે. એ બધાં ગામોમાં નાનાં બાળકોને દૂધ, શાકભાજી, ફળ અને વસ્ત્ર આપણે શી રીતે આપી શકીએ? સરકાર આપી શકશે? સખાવતો આપી શકશે? આપણી ગરીબાઈ તો એટલી બધી છે કે અત્યારે તો તેમ કરવાનું ગજુ નથી સરકારનું કે નથી સખાવતોનું. દેશના આ ભાવિ ધનને શરીરે સુદૃઢ અને નીરોગી બનાવવું હોય તથા તેને ભણાવી ગણાવીને તૈયાર કરવું હોય, તો મહાત્માજીએ બતાવેલા માર્ગ સિવાય બીજો કોઈ માર્ગ દેખાતો નથી. મહાત્માજીની નવી યોજનાનું હાર્દ શું છે તે સેગાંવે પ્રકટ કર્યું છે.

[નવજીવન પ્રકાશનમંદિરે તાજેતરમાં પ્રગટ કરેલ 'શિક્ષણ અને સાહિત્ય'ના પ્રથમ અંકમાંથી – હિન્દુસ્તાની તાલીમી સંઘના મંત્રી શ્રી. આર્યનાયકમના એક પ્રવચનમાંથી]

[ ૩ ]

"Those, who have garnered for good their stock-in-trade as school masters and shut their minds against the growing harvest of truth, can *only* reproduce their lessons as gramophone records, repeating with dull accuracy stale passages from second-hand stores. They burden the minds but seldom nourish it. Teachers should be ideal comrades of those whom they teach; and through the course of teaching their own minds should be stirred in sympathy with the stirrings of the young minds."

'Indian Journal of Education.' —**Dr. Rabindra Nath Tagore**

[ ૪ ]

## વાંચવાલાયક કેટલાક લેખો

૧. ઉદ્યોગ-કેળવણીનું સાધન-રા. લાલભાઈ દેસાઈ-'શિક્ષણ અને સાહિત્ય' ઑક્ટોબર ૧૯૩૯
૨. જાપાનની કેળવણીમાં શિક્ષકનું સ્થાન -'નવશિક્ષા' [ઇંદોર] —શ્રી. પંઢરીનાથ ઇનામદાર
३. बडों के जानने योग्य बातें.—'बालहित' (उदयपुर) सितम्बर.
४. राजनीति बनाम मोन्टेसोरी पद्धति—स्व. गिजुभाई-'हिन्दी शिक्षणपत्रिका'–मे १९३९.
૫. The Technique of History teaching in India.—By Prof. S. V. Puntambekar 'Indian Journal of Education' (Cawnpore) September 1939
૬. Objectives in Teaching Geometry —'Indian Journal of Education' (Cawnpore) September 1939.

# પ્રાણવાયુ [ઓકસીજન]

[ એક નમૂનાનો પાઠ* ]

શ્રી. ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર

ધોરણ : સાતમું

સમય : પચાસ મિનિટના બે સમય સાથે

વિષય : રસાયનશાસ્ત્ર

સાધનો : પકડનું સ્ટેન્ડ, સ્પીરીટનો દીવો, એક છિદ્રવાળો બૂચ, કસનળી, વિમોચન નળી (delivery–tube), જલપાત્ર, વાયુપાત્રો, દુધિયા કાચ, ગંધક, ફોસ્ફરસ, મીણબત્તી, પળી (deflagrating spoons).

આપેલા પદાર્થો : પોટાસ્યમ ક્લોરેટ, મેન્ગેનીઝ ડાયૉક્સાઇડ, ફોસ્ફરસ, (લાલ), ગંધક મેગ્નેસ્યમ, મીણબત્તી

પ્રારંભિક : આજે આપણે પ્રાણવાયુ, તેના ગુણો, તેની બનાવટ વગેરેની ચર્ચા કરીશું.

(૧) પ્રાણવાયુનું અસ્તિત્વ :

સવાલો : તમે પ્રાણવાયુ સંબંધી કાંઈ પણ સાંભળ્યું છે? (હા)

શું સાંભળ્યું છે? (તે એક વાયુ છે.)

એ વાયુ કયાં છે? (હવામાં)

હવામાં હોય તો મને બતાવશો? (બતાવી શકાતો નથી.)

શા માટે તમે મને બતાવી શકતા નથી? (રંગ વિનાનો છે.)

હવા રંગ વિનાની છે; હવા બતાવી શકશો? (હા; પવન આવવાથી અનુભવ થાય છે.)

રંગ વિનાની હવા બતાવી શકો તો પ્રાણવાયુ કેમ બતાવી ન શકો? (પ્રાણવાયુ હવામાં મળી ગયેલો છે.) તમારે પૈસા જોઈતા હોય તો કોની પાસે જાઓ? (જેની પાસે પૈસા હોય તેની પાસે).

(૨) પ્રાણવાયુ બનાવવાની ક્રિયા :
પોટાસ્યમ ક્લોરેટ, પોટાસ્યમ પર્મેન્ગેનેટ, રેડ લેડ, મર્ક્યુરી ઓક્સાઇડ જેવા પદાર્થો જેમાં પ્રાણવાયુ હોય તે બતાવો.

તમારે પ્રાણવાયુ તૈયાર કરવો હોય તો કોની પાસે જાઓ? (જેમાં પ્રાણવાયુ હોય તેવા પદાર્થ પાસે) ગજવામાં પૈસા હોય તો ગજવું પોતાની મેળે પૈસા આપી દેશે? (ના)

---

* અમદાવાદના માધ્યમિક શિક્ષક મંડળના સભ્યો સમક્ષ આપેલા પાઠની નોંધ

પૈસા કાઢી લેવાનો પ્રયત્ન ભૌતિક (physical) પ્રયત્ન છે જ્યારે આ પદાર્થોમાંથી પ્રાણવાયુ મેળવવાનો પ્રયત્ન રસાયનિક (chemical) છે તે શિક્ષકે સમજાવવું.

તો પૈસા લેવા શું કરવું પડશે? (પ્રયત્ન) આ બધા પદાર્થોમાંથી પ્રાણવાયુ મેળવવા શું કરવું પડશે? (પ્રયત્ન)

## પ્રારંભિક પ્રયોગ:

(૧) એક કસનળીમાં પોટાસ્યમ કલોરેટ લો અને તેને ગરમી આપો. પોટા. કલોરેટ પીગળવા માંડે એટલે તેમાં બળતી દીવાસળી મૂકો અને નળીને હલાવો. દીવાસળી ઘણી જ્વલંત રીતે બળે છે તે બતાવો.

(૨) એક કસનળીમાં પોટા. કલોરેટ સાથે મેન્ગેનીઝ ડાયૉક્સાઇડ લો અને ઉપર પ્રમાણે પ્રયોગ કરો. પ્રાણવાયુ જલદીથી છૂટો પડે છે તે બતાવો.

(૩) એક કસનળીમાં પોટા. પર્મેન્ગેનેટ લો અને તેને ગરમી આપો. તડતડ અવાજ થાય છે તે સંભળાવો. પછી બળતી દીવાસળી કસનળી ઉપર ધરી નાંખો. જ્વલંત રીતે બળે છે તે બતાવો.

સવાલ: દીવાસળી હવામાં કેવી રીતે બળે છે? (શાંત રીતે)

દીવાસળી પ્રાણવાયુમાં કેવી રીતે બળે છે? (જ્વલંત રીતે)

(૪) ઉપરનો પ્રયોગ થઈ રહ્યા પછી નળીને ફરીથી તપાવો. એમાં બળતી દીવાસળી જ્વલંત રીતે બળતી નથી.

સવાલ: હવે દીવાસળી કેમ જ્વલંત રીતે બળતી નથી? (નળીમાં રહેલા પદાર્થમાં પ્રાણવાયુ નથી.)

## વ્યવસ્થિત પ્રયોગ

હવે આપણે વધુ પ્રમાણમાં પ્રાણવાયુ તૈયાર કરીશું.

પ્રયોગ સાધનો બરાબર રીતે ગોઠવો. દરેક સાધનનાં નામ આપો. નળીમાં પદાર્થ ધોળો નથી પણ કાળો છે એ તરફ વિદ્યાર્થીનું લક્ષ દોરો. પદાર્થ એક ઠેકાણે જમા કરેલો નથી પરંતુ પાથરેલો છે તે તરફ લક્ષ દોરો. પાણીના વાસણની રચના બતાવો અને તેમાં પાણી ભરેલા ત્રણ ચાર વાયુપાત્રો ભરીને ઊંધાં મૂકી રાખો. પછી રબરની નળી કસનળીથી છૂટી પાડી મોંથી ફૂંક મારી હવાના પરપોટા કેવી રીતે પાણીમાં ચઢે છે અને પાણીને કેવી રીતે સ્થાનાંતર કરે છે તે બતાવો. પછી કસનળી સાથે રબરની નળી જોડી નળીને ધીમે ધીમે ગરમી આપો જેથી

સવાલ: આ નળીને કસનળી કેમ કહેવામાં આવે છે? (એ નળીમાં પદાર્થોની પરીક્ષા થઈ શકે છે.)

આ નળીને વિમોચન નળી કેમ કહેવામાં આવે છે? (એમાંથી પ્રાણવાયુ બહાર જાય છે માટે)

આ સાધનને વાયુ-પાત્ર કેમ કહેવામાં આવે છે? (એમાં વાયુ એકઠો કરવામાં આવે છે માટે.)

નળીને આપણે સળંગ ગરમી કેમ આપીએ છીએ? (નળી તૂટી ન જાય; પ્રાણવાયુ સરખી રીતે મળે માટે.)

શરૂઆતના પરપોટા શેના છે? (હવાના)

હવાના પરપોટા ક્યાંથી આવે છે? (કસનળીની હવા ગરમ થતાં કદમાં વધે છે અને બહાર જાય છે.)

# પ્રાણવાયુ [ઓક્સીજન]

[ એક નમૂનાનો પાઠ* ]

શ્રી. ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર

ધોરણ : સાતમું

સમય : પચાસ મિનિટના બે સમય સાથે

વિષય : રસાયનશાસ્ત્ર

સાધનો : પકડતું સ્ટેન્ડ, સ્પીરીટનો દીવો, એક છિદ્રવાળો બૂચ, કસનળી, વિમોચન નળી (delivery-tube), જલપાત્ર, વાયુપાત્રો, દુધિયા કાચ, ગંધક, ફોસ્ફરસ, મીણબત્તી, પળી (deflagrating spoons).

આપેલા પદાર્થો : પોટાસ્યમ ક્લોરેટ, મેન્ગેનીઝ ડાઈઑક્સાઇડ, ફોસ્ફરસ, (લાલ), ગંધક મેગ્નેસ્યમ, મીણબત્તી

પ્રારંભિક : આજે આપણે પ્રાણવાયુ, તેના ગુણો, તેની બનાવટ વગેરેની ચર્ચા કરીશું.

(૧) પ્રાણવાયુનું અસ્તિત્વ :

સવાલો : તમે પ્રાણવાયુ સંબંધી કાંઈ પણ સાંભળ્યું છે? (હા)

શું સાંભળ્યું છે? (તે એક વાયુ છે.)

એ વાયુ કયાં છે? (હવામાં)

હવામાં હોય તો મને બતાવશો? (બતાવી શકાતો નથી.)

શા માટે તમે મને બતાવી શકતા નથી? (રંગ વિનાનો છે.)

હવા રંગ વિનાની છે; હવા બતાવી શકશો? (હા; પવન આવવાથી અનુભવ થાય છે.)

રંગ વિનાની હવા બતાવી શકો તો પ્રાણવાયુ કેમ બતાવી ન શકો? (પ્રાણવાયુ હવામાં મળી ગયેલો છે.)
તમારે પૈસા જોઇતા હોય તો કોની પાસે જાઓ! (જેની પાસે પૈસા હોય તેની પાસે).

(૨) પ્રાણવાયુ બનાવવાની ક્રિયા :
પોટાસ્યમ ક્લોરેટ, પોટાસ્યમ પર્મેન્ગેનેટ, રેડલેડ, મર્ક્યુરી ઑક્સાઇડ જેવા પદાર્થો જેમાં પ્રાણવાયુ હોય તે બતાવો.

તમારે પ્રાણવાયુ તૈયાર કરવો હોય તો કોની પાસે જાઓ? (જેમાં પ્રાણવાયુ હોય તેવા પદાર્થ પાસે) ગજવામાં પૈસા હોય તો ગજવું પોતાની મેળે પૈસા આપી દેશે? (ના)

---

* અમદાવાદના માધ્યમિક શિક્ષક મંડળના સભ્યો સમક્ષ આપેલા પાઠની નોંધ

પૈસા કાઢી લેવાનો પ્રયત્ન ભૌતિક (physical) પ્રયત્ન છે જ્યારે આ પદાર્થોમાંથી પ્રાણવાયુ મેળવવાનો પ્રયત્ન રસાયનિક (chemical) છે તે શિક્ષકે સમજાવવું.

તો પૈસા લેવા શું કરવું પડશે? (પ્રયત્ન) આ બધા પદાર્થોમાંથી પ્રાણવાયુ મેળવવા શું કરવું પડશે? (પ્રયત્ન)

**પ્રારંભિક પ્રયોગ:**

(૧) એક કસનળીમાં પોટાસ્યમ ક્લોરેટ લો અને તેને ગરમી આપો. પોટા. ક્લોરેટ પીગળવા માંડે એટલે તેમાં બળતી દીવાસળી મૂકો અને નળીને હલાવો. દીવાસળી ઘણી જ્વલંત રીતે બળે છે તે બતાવો.

(૨) એક કસનળીમાં પોટા. ક્લોરેટ સાથે મેન્ગેનીઝ ડાયૉક્સાઇડ લો અને ઉપર પ્રમાણે પ્રયોગ કરો. પ્રાણવાયુ જલદીથી છૂટો પડે છે તે બતાવો.

(૩) એક કસનળીમાં પોટા. પર્મેન્ગેનેટ લો અને તેને ગરમી આપો. તડતડ અવાજ થાય છે તે સંભળાવો. પછી બળતી દીવાસળી કસનળી ઉપર ધરી નાંખો. જ્વલંત રીતે બળે છે તે બતાવો.

સવાલ: દીવાસળી હવામાં કેવી રીતે બળે છે? (શાંત રીતે)

દીવાસળી પ્રાણવાયુમાં કેવી રીતે બળે છે? (જ્વલંત રીતે)

(૪) ઉપરનો પ્રયોગ થઈ રહ્યા પછી નળીને ફરીથી તપાવો. એમાં બળતી દીવાસળી જ્વલંત રીતે બળતી નથી.

સવાલ: હવે દીવાસળી કેમ જ્વલંત રીતે બળતી નથી? (નળીમાં રહેલા પદાર્થમાં પ્રાણવાયુ નથી.)

**વ્યવસ્થિત પ્રયોગ**

હવે આપણે વધુ પ્રમાણમાં પ્રાણવાયુ તૈયાર કરીશું.

પ્રયોગ-સાધનો બરાબર રીતે ગોઠવો. દરેક સાધનનાં નામ આપો. નળીમાં પદાર્થ ઘોળો નથી પણ કાળો છે એ તરફ વિદ્યાર્થીનું લક્ષ દોરો. પદાર્થ એક ઠેકાણે જમા કરેલો નથી પરંતુ પાથરેલો છે તે તરફ લક્ષ દોરો. પાણીના વાસણની રચના બતાવો અને તેમાં પાણી ભરેલા ત્રણ ચાર વાયુપાત્રો ભરીને ઊંધાં મૂકી રાખો. પછી રબરની નળી કસનળીથી છૂટી પાડી મોંથી ફૂંક મારી હવાના પરપોટા કેવી રીતે પાણીમાં ચઢે છે અને પાણીને કેવી રીતે સ્થાનાંતર કરે છે તે બતાવો. પછી કસનળી સાથે રબરની નળી જોડી નળીને ધીમે ધીમે ગરમી આપો જેથી

સવાલ: આ નળીને કસનળી કેમ કહેવામાં આવે છે? (એ નળીમાં પદાર્થોની પરીક્ષા થઈ શકે છે.)

આ નળીને વિમોચન નળી કેમ કહેવામાં આવે છે? (એમાંથી પ્રાણવાયુ બહાર જાય છે માટે)

આ સાધનને વાયુ-પાત્ર કેમ કહેવામાં આવે છે? (એમાં વાયુ એકઠો કરવામાં આવે છે માટે.)

નળીને આપણે સળંગ ગરમી કેમ આપીએ છીએ? (નળી તૂટી ન જાય; પ્રાણવાયુ સરખી રીતે મળે માટે.)

શરૂઆતના પરપોટા શેના છે? (હવાના)

હવાના પરપોટા ક્યાંથી આવે છે? (કસનળીની હવા ગરમ થતાં કદમાં વધે છે અને બહાર જાય છે.)

નળી સળંગ ગરમ થાય. વાયુપાત્રમાં પરપોટા ચઢે છે, પછી પાણી નીચે ઊતરે છે. શરૂઆતના પરપોટાથી ભરાયેલું વાયુપાત્ર અલગ કરી દો. નળીને વિશેષ તપાવો. પરપોટા જલદી આવે છે તે તરફ લક્ષ દોરો. જ્યારે બધું પાણી વાયુપાત્રમાંથી જતું રહે ત્યારે વાયુપાત્ર ઉઠાવી લો. તેના ઉપર ઢુધિયો કાચ ઢાંકી, ચત્તો ટેબલ ઉપર મૂકો. બીજું વાયુપાત્ર ભરાવા મૂકો. આવી રીતે ત્રણચાર વાયુપાત્રો વાયુથી ભરી દો. આવી રીતે વાયુપાત્રો ભરાઈ જાય પછી રબરની નળી છોડી દો અને સ્પીરીટનો દીવો પછી દૂર કરો. વાયુ-પાત્રમાં પરપોટા કેટલીક વાર બહુ ઝડપથી આવે છે; નળીમાં કેટલીક વાર તણખા દેખાય છે. વાયુ પાત્રોમાં કોઈ વાર ધોળો પદાર્થ વ્યાપી ગયેલો જણાય છે એ તરફ લક્ષ દોરો. પ્રયોગનું ચિત્ર દોરો.

એ પરપોટા આપણે નકામા કેમ ગણીએ છીએ? (આપણને પ્રાણવાયુ એકઠો કરવો છે, હવા નહીં.)

તો નળી ગરમ થતાં પ્રાણવાયુ કેમ પોટાશ્યમ ક્લોરેટમાંથી મુક્ત થતો નથી? (આ પદાર્થમાંથી પ્રાણવાયુ મુક્ત કરવા માટે વિશેષ ગરમીની જરૂર છે.)

### (૩) પ્રાણવાયુના ગુણની પરીક્ષા:

પળીમાં મીણ મૂકી મીણબત્તી બરાબર ચોંટાડો અને બળતી મીણબત્તી એક વાયુપાત્રમાં ધરી વાયુપાત્ર ઢાંકી દો. મીણબત્તી સુંદર પ્રકાશથી બળે છે તે તરફ લક્ષ દોરો. થોડો વખત પછી મીણબત્તી ઓલવાઈ જાય છે. પછી તેમાં થોડું પાણી રેડી વાયુપાત્ર સખત હલાવો. આ પાણીમાં નીલો લીટમસ મૂકો. (લીલી ભાજીના રસમાંથી લીટમસ તૈયાર થાય છે તે સમજાવો.) તે મંદ રીતે લાલ થાય છે તે બતાવો.

પળીમાં ગંધક મૂકી ચેતાવો. ગંધક બળે છે ત્યારે તેનો પ્રકાશ બહુ જ ઝાંખો હોય છે તે બતાવો. આ બળતા ગંધકને વાયુપાત્રમાં બાળો અને વાયુપાત્ર ઢાંકી દો. જ્વલંત વાદળી પ્રકાશથી ગંધક બળે છે તે બતાવો. પછી ઉપર પ્રમાણે પાણી નાંખી વાયુનું દ્રાવણ કરી નીલો લીટમસ મૂકો. તે લાલ થાય છે તે બતાવો.

લાલ ફોસ્ફરસ લઈ ઉપર પ્રમાણે પ્રયોગ કરો. બહુ જ જ્વલંત પ્રકાશથી બળે છે અને તેમાંથી ધોળા ધૂમાડા ઉત્પન્ન થાય છે તે બતાવો. પછી તેમાં પાણી નાંખો. ધૂમાડા શમી જાય છે. તેમાં નીલો લીટમસ મૂકો. તે લાલ થાય છે તે બતાવો.

મેગ્નેશ્યમનો તાર લો. તે જ્વલંત રીતે હવામાં બળે છે. પણ પ્રાણવાયુમાં તેથી વિશેષ જ્વલંત રીતે બળે છે અને ધોળો પદાર્થ ઉત્પન્ન થાય છે. લાલ લીટમસને પાણીમાં ભીનો કરી આ પદાર્થ ઉપર ધરો. લાલ લીટમસ નીલો થાય છે તે બતાવો.

સવાલો: હવામાં મીણબત્તી, ગંધક વગેરે કેવી રીતે બળે છે? (શાંત રીતે)

પ્રાણવાયુમાં એ પદાર્થો કેવી રીતે બળે છે? (જ્વલંત રીતે)

પ્રાણવાયુ દહનપોષક છે તે સમજાવો.

મીણબત્તી, ગંધક અને ફોસ્ફરસમાંથી ઉત્પન્ન થતા પદાર્થોનું પાણીમાં દ્રાવણ થતાં નીલા લીટમસ ઉપર કેવી અસર કરે છે? (નીલા લીટમસને લાલ કરે છે.)

આ પદાર્થો તેથી કેવી કોટિના ગણાય? (સરખી કોટિના)

આ પદાર્થોને તેજાબ કહેવામાં આવે છે તે સમજાવો. તે બરાબર સમજાવવા માટે હાઇડ્રોક્લોરીક, સલ્ફ્યુરીક, નાઇટ્રીક ઍસીડના મંદ દ્રાવણો લઈ તેમાં નીલા લીટમસ મૂકો. તે લાલ થશે. તેજાબનો ગુણ નીલા લીટમસને લાલ કરવાનો છે એ બરાબર સમજાવો. હવે મીણબત્તી, ગંધક અને ફોસ્ફરસમાંથી તેજાબ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે સમજાવો. સમીકરણનો ઉપયોગ જણાવો.

કાર્બન (મીણબત્તીનો) + પ્રાણવાયુ ઉત્પન્ન કરે છે કાર્બોનીક ઍસીડ ગૅસ

$$C + O_2 = CO_2$$

કાર્બોનીક ઍસીડ ગૅસ પાણીમાં દ્રાવણ થતાં ઉત્પન્ન કરે છે કાર્બોનીક ઍસીડ

$$C_2O + H_2O = H_2CO_3$$

ગંધક + પ્રાણવાયુ ઉત્પન્ન કરે છે સલ્ફર ડાઇઑક્સાઇડ

$$S + O_2 = SO_2$$

સલ્ફર ડાઇઑક્સાઇડ પાણીમાં દ્રાવણ થતાં ઉત્પન્ન કરે છે સલ્ફ્યુરસ ઍસીડ

$$SO_2 + H_2O = H_2SO_3$$

ફોસ્ફરસ + પ્રાણવાયુ ઉત્પન્ન કરે છે ફોસ્ફરસ પેન્ટોકસાઇડ

$$P_4 + O_2 = P_2O_5$$

ફોસ્ફરસ પેન્ટોકસાઇડ પાણીમાં દ્રાવણ થતાં ઉત્પન્ન કરે છે ફોસ્ફોરીક ઍસીડ

$$P_2O_5 + H_2O = HPO_3$$

કાર્બન, ગંધક અને ફોસ્ફરસ બિનધાતુઓ છે તે સમજાવો.

પ્રાણવાયુના બે ભાગ જેમાં હોય તેને ડાઇ (=૨) ઑક્સાઇડ, ત્રણ હોય તો ટ્રાઇ (=૩), અને પાંચ ભાગ હોય તો પેન્ટા (=૫) ઑક્સાઇડ કહેવામાં આવે છે તે સમજાવો. ભિન ધાતુમાંથી ઉત્પન્ન થતા ઑક્સાઇડ તેજાબ ઉત્પન્ન કરે છે માટે આ ઑક્સાઇડને તેજાબજનક ઑક્સાઇડ કહેવામાં આવે છે તે સમજાવો. પ્રાણવાયુ ભિનધાતુ સાથે તેજાબજનક ઑક્સાઇડ ઉત્પન્ન કરે છે તે સમજાવો.

મૅગ્નેસ્યમ ધાતુ છે તે સમજાવો. તાંબું, પીત્તળ, મૅગ્નેસ્યમ, વગેરે ધાતુઓને અમુક પ્રકાશ હોય છે, અમુક રણકો હોય છે, અમુક શક્તિ ( Tensile Strength ) હોય છે એ સમજાવો. ભિન ધાતુઓમાં પ્રકાશ, રણકો, શક્તિ વગેરે સામાન્ય રીતે હોતાં નથી; પણ ઊલટાં બરડ હોય છે તે સમજાવો.

મૅગ્નેસ્યમ + પ્રાણવાયુ ઉત્પન્ન કરે છે મૅગ્ની. ઑક્સાઇડ

$$Mg + O_2 = MgO$$

સવાલ: ગંધક, કાર્બન, ફૉસ્ફરસ પ્રાણવાયુમાં બળે છે ત્યારે કેવો વિકાર થાય છે? (રસાયનવિકાર)

એ રસાયનવિકાર થવાથી કયા પદાર્થો ઉત્પન્ન થાય છે? ( ઑક્સાઇડ )

આ પદાર્થોને ઑક્સાઇડ કેમ કહેવામાં આવતા હશે? (પ્રાણવાયુ = ઑક્સીજનમાંથી તૈયાર થાય છે માટે.)

મૅગ્ની. ઑક્સાઇડ પાણીમાં દ્રાવણ થતાં ઉત્પન્ન કરે છે મૅગ્ની. હાઇડ્રૉક્આઇડ

$$MgO + HO_2 = Mg(OH)_2$$

મૅગ્ની. હાઇડ્રૉક્સાઇડને બેઇઝ કહેવામાં આવે છે તે સમજાવો. કૉસ્ટીક સોડા, કૉસ્ટીક પોટાશ, ચૂનો, વગેરે બેઇઝ બનાવો અને તેમાં લાલ લીટમસ નીલ થાય છે તે બતાવો. મૅગ્ની. ઑક્સાઇડ બેઇઝ ઉત્પન્ન કરે છે માટે તેને બેઇઝજનક ઑક્સાઇડ કહેવામાં આવે છે. પ્રાણવાયુ કેટલીક ધાતુઓ સાથે બેઇઝજનક ઑક્સાઇડ ઉત્પન્ન કરે છે તે પુરવાર કરો. એક વાયુપાત્રમાં લાલ અને નીલો લીટમસ નાંખો. આ વાયુ લીટમસ પેપર તરફ તટસ્થ છે તે પુરવાર કરો.

કેટલાક વાયુપાત્રમાં ધોળો પદાર્થ વ્યાપી ગયેલો જણાય અને કોઈ વિદ્યાર્થી શંકા કરે તો કોઈ વાર પોટા. ક્લોરેટ વધુ ગરમ થતાં વાયુસ્વરૂપમાં મુક્ત થાય છે, તો કોઇ વાર પોટાસ્યમ ઑક્સાઇડ અને ક્લોરીન વાયુ પણ મુક્ત થાય છે તે સમજાવો.

સવાલ: મૅગ્નીસ્યમ પ્રાણવાયુ સાથે રસાયનવિકાર થતાં શું ઉત્પન્ન થાય છે? ( ઑક્સાઇડ )
આ ઑક્સાઇડનું નામ શું? (મૅગ્નીસ્યમ ઑક્સાઇડ)
આ ઑક્સાઇડની લાલ લીટમસ ઉપર કેવી અસર થાય છે? ( લાલ લીટમસ નીલો થાય છે. )
આ ઑક્સાઇડમાં આપણે પાણી કેમ નાખતાં નથી? (બહુ દ્રાવ્ય નથી.)
સવાલ: આ વાયુની લીટમસ પેપર ઉપર કેવી અસર થાય છે? (બીલકુલ નહીં.)

સવાલ: આ વાયુને રંગ છે? (ના)
આ વાયુને ગંધ છે? (ના)
આ વાયુનું પાણીમાં દ્રાવણ સારી રીતે થાય છે? (ના)
એ તમે કેવી રીતે કહી શકો? ( જો સારું દ્રાવણ થાય તો પાણીમાંથી પસાર કરી એકઠો કરી શકાય નહીં.)

આ વાયુ પાણીને સ્થાનાંતર તરીકે કેમ ભરવામાં આવતો હશે? ખાલી વાયુપાત્રોમાં એકઠો કરવામાં કેમ નથી આવતો? (ખાલી વાયુપાત્રોમાં એકઠો કરી શકાય; પણ તેમ થતાં હવા સાથે મિશ્રિત રહે. પાણીમાંથી પસાર કરતાં ચોખ્ખો મળી શકે.)

પાણી કરતાં હલકો હોવા છતાં પાણીને કેમ સ્થાનાંતર કરી શકે છે? (દબાણથી આવે છે એટલે પાણીમાંથી પસાર થઈ ઉપર ચઢે છે અને પછી પાણી ઉપર દબાણ કરે છે. પાણી તેથી ઊતરે છે.)

નળીમાં રહેલા પદાર્થનું નામ પોટાસ્યમ ક્લોરાઇડ છે તે કહો અને ક્લોરાઇડ અને ક્લોરેટનો ફેર પણ સમજાવો.

હવે કસનળીમાં કયા પદાર્થો રહે છે? (મેંગેનીઝ ડાયઑક્સાઇડ અને પોટા ક્લોરાઇડ)

પોટાસ્યમ ક્લોરેટ કેમ રહેતો નથી? (તેના ઉપર રસાયનવિકાર થતાં તેમાંથી નવો પદાર્થ ઉત્પન્ન થાય છે.)

રબરની નળી આપણે પહેલી કેમ છોડી દઈએ છીએ? (સ્પીરીટનો દીવો જો પહેલાં ખસેડીએ તો નળીમાં હવાનું દબાણ ઓછું થાય અને તેમ થતાં વાયુપાત્રનું પાણી નળીમાં ચઢી જાય.)

(૪) ઉપસંહાર:
પ્રાણવાયુના ગુણોની નોંધ નીચે પ્રમાણે કરો.

## — પાટિયા ઉપરની નોંધ —

| | |
|---|---|
| (૧) પ્રાણવાયુનું અસ્તિત્વ : | હવામાં સ્વતંત્ર અવસ્થામાં પોટાસ્યમ ક્લોરેટ, પોટાસ્યમ પર્મેન્ગેનેટ, રેડલેડ, મર્ક્યુરી ઓક્સાઈડ વગેરેમાં સંયુક્ત રૂપે. |
| (૨). તૈયાર કરવાની રીત : | પોટાસ્યમ ક્લોરેટને ગરમ કરવાથી |
| (૩) ગુણો : | (૧) રંગ અને ગંધ વિનાનો વાયુ<br>(૨) પાણીમાં અલ્પ અંશે દ્રાવ્ય<br>(૩) જ્વલંત રીતે દહનપોષક<br>(૪) ધાતુઓ સાથે બેઇઝજનક ઓક્સાઇડ ઉત્પન્ન કરે.<br>(૫) બિનધાતુઓ સાથે તેજાબજનક ઓક્સાઈડ ઉત્પન્ન કરે.<br>(૬) લીટમસ તરફ જાને તટસ્થ. |
| (૪) સમીકરણ : | $2\ KCLO_3 = 2KCL + 3O_2$<br>પોટાસ્યમ ક્લોરેટ = પોટાસ્યમ + ઓકસિજન ક્લોરાઇડ |





## [૧]

## માબાપો સાથે વાતચીત

### વાતચીત પહેલી

આજે આપ સૌને અહીં બોલાવ્યા છે તેમાં આપણાં સૌનાં બાળકોના હિતનો પ્રશ્ન વિચારવાનો મુખ્ય આશય છે. આપ સૌનાં બાળકો અહીં બાલમંદિરમાં ભણવા આવે છે. અમે તો શાસ્ત્રીય પદ્ધતિએ એમનો ઇન્દ્રિયવિકાસ સાધવાના પ્રયત્ન કરીએ છીએ તેમ જ બાલમાનસવિજ્ઞાનની દૃષ્ટિએ ભાષા, ગણિત જેવા વિષયો શીખવવાના પ્રયોગો કરીએ છીએ. અમારા ઉપર આપને સૌને વિશ્વાસ છે તેમ જ અમારા કામ સંબંધમાં આપને સૌને સંતોષ છે તે ખાતર હું આપનો ઉપકાર જરૂર માનું છું, પરંતુ અમને એટલાથી સંતોષ નથી. અમારે કેવળ આપની કદર નથી જોઈતી; પરંતુ આપનો સક્રિય સહકાર જોઈએ છે. આપનાં બાળકોના સંબંધમાં આવો સહકાર કેવી રીતે આપવો તે આપ સૌ મને જરૂર પૂછશો. મારે પણ એનો જ ઉત્તર આપવાનો છે અને એ ઉત્તરમાં એવી સૂચનાઓ કરવાની છે કે જે અમારા કામમાં ઉપકારક નીવડે. માબાપોનો સહકાર મેળવવા માટે અમારા જેવા શિક્ષકો બૂમો તો ઘણી પાડે છે. આપનાં જેવાં જાગૃત માતપિતાઓ તેનો સહકાર આપવા હમેશાં તૈયાર પણ હોય છે. પરંતુ એ સહકાર માટે વ્યવહારુ બાબતો નક્કી થઈ જાય તો આજનાં કુટુંબો અને આજનાં બાળકો વધારે સફળતાથી કામ કરી શકે.

પહેલી વાત આપનાં બાળકોથી અનેક રીતે આપને થતી મૂંઝવણોની છે. આપનું બાળક ઘરમાં નાનીમોટી એવી કેટલીયે ક્રિયાઓ કરતું હશે કે જેને પરિણામે માતાપિતાની મૂંઝવણો હંમેશાં વધતી રહે. બાળક કહ્યું ન કરે અથવા તો બાળક તોડફોડી નાંખે. અથવા તો બાળક કજિયા જ કરે, તેવા પ્રસંગોએ માતાપિતાઓની મૂંઝવણ સહેલાઈથી ઊકલી ન શકે તેવી હોય છે. તેમાં યે માનો પ્રશ્ન વધારે આકરો બને છે. પિતા બાળકને રડતું મૂકીને પોતાના કામ ઉપર જઈ શકે છે. બાળકના ઉછેરનો ભાર માતા ઉપર છોડીને પિતા નચિંત બની જાય છે. વળી માનસશાસ્ત્રીય દૃષ્ટિએ સત્તાના પ્રતિક સરીખો પિતા બાળકને ઈશારા માત્રથી પણ દબાવી શકે છે. માતાની સ્થિતિ

જુદી હોય છે. મા પ્રેમમૂર્તિ છે અને બાળકના આશ્વાસન તથા લાડનું સ્થાન છે. માતાની ધમકી કે માતાનો રોષ બાળકને શાન્ત નથી કરી શકતાં. ઊલટાં માતાની ધમકી બાળકને વધારે અશાન્ત બનાવે છે. આવા પ્રસંગો માતાને માટે ભારે વિકટ હોય છે.

માતા શું કરે છે?

• માતા બાળકને એના પિતા આવે ત્યારે સોંપી દેવાની ધમકી આપે છે અથવા તો પોતાની ધમકીથી વધારે તોફાને ચડના બાળકને શારીરિક સજા કરીને ઘરમાંથી બહાર કાઢી મૂકે છે. બહાર કાઢી મૂકેલું અથવા તો રીસાઈને બહાર ભાગી ગયેલું બાળક હવેથી તોફાનમસ્તી નહિ કરે એવો ભ્રમ આજની તમામ માતાઓ સેવે છે. રોજે રોજ નિષ્ફળતા મળતી હોવા છતાં બાળક સાથેના પોતાના વર્તાવમાં રૂઢ થઈ ગયેલો માર્ગ માતા કે પિતા કોઈ પણ છોડી શકતાં નથી. પિતા શિક્ષક ઉપર આધાર રાખવાના રસ્તાઓ શોધે છે ખરા પરંતુ ત્યાંયે તે ધમકીઓ અને સજાઓ શિક્ષક તરફથી વપરાવાં જોઈએ તેવો છૂપો યા જાહેર આગ્રહ સેવતા હોય છે. માતાને તો નિયત કરેલા ધોરી માર્ગનું જ શરણ લેવું પડે છે અને આમ આપણાં સૌનાં બાળકોનો ઉછેર ધાકધમકીઓ અને શારીરિક સજાઓના માર્ગે ચાલી રહેલો હોય છે.

આપ સૌ જાણો છો કે અમે ધાકધમકી કે સજાઓમાં માનતા નથી. વળી અમે એમ પણ માનીએ છીએ કે દરેક માબાપ અમારા જેવી જ માન્યતા સેવે. અમારી આ માન્યતા ધાકધમકીઓનો કેવળ વિરોધ કરવા માટે નથી પરન્તુ જીવનશાસ્ત્ર અને માનસશાસ્ત્રના પ્રયોગસિદ્ધ અટલ સિદ્ધાંતોના અમારા અનુભવ અને જ્ઞાનમાંથી એ બંધાઈ છે. આ ઉપરથી આપ સમજી શકશો કે અમારી આ માન્યતા જીવનની કોઈ ક્ષણિક નીતિ નથી પરંતુ જીવનભર માટે સ્વીકૃત કરેલો સિદ્ધાંત છે. અમારી મુરાદ એવી છે કે જે શાસ્ત્રીય માન્યતાઓ અમે ધરાવીએ છીએ તે જ માન્યતાઓ આપ સૌની પણ થાય અને તે પણ કોઈ ક્ષણિક નીતિ સ્વરૂપે નહિ પરંતુ જીવનના અચલ નિયમ તરીકે.

અમારે ત્યાં આપ સૌનાં બાળકો સર્જનાત્મક ક્રિયાઓ કરવા અને ભણવા આવે છે. એમની એ ક્રિયાઓનું અવલોકન અમારી પેઠે આપ પણ કરતા રહો તો મેં ઉપર કહ્યું તેમ આપની માન્યતા પણ અમારી માફક જ દૃઢ સ્વરૂપ પકડે. અમને આપનો સહકાર જોઈએ છે. તે બાળકો પરત્વેના આપના આવા બદલાઈ જનારા સ્વભાવ પરત્વે અમારી માફક આપની પણ એ ખાતરી થઈ જાઓ કે ધાકધમકી અને સજાનો માર્ગ ખોટો છે અને નિષ્ફળ નિવડેલો છે. બાળકની કેળવણી સારુ આપણે હવે તો બીજા માર્ગોનું શરણ લેવાનું છે. એ બધાયે માર્ગોમાં આપ સૌનો સહકાર અમે હંમેશાં માગ્યા જ કરશું. આજે તો બાળકોને ભય અને સજાઓમાંથી ઉગારી લો તો પણ આપનાં બાળકોની કેળવણીમાં અમને ભારે સહકાર મળ્યો એમ ગણશું.

અને ભય કે સજાઓનો માર્ગ બંધ કરો ત્યારે આપને પ્રેમનો માર્ગ અખત્યાર કરવાનો રહે છે. પણ એ પ્રેમનો માર્ગ શું છે તે આપે યોગ્ય રીતે સમજી લેવું જોઈએ. માતપિતાને પોતાના બાળક ઉપર પ્રેમ નથી એમ તો આપણે કોઈ કહી શકીએ જ નહિ. સાચી વાત એ છે કે માતપિતાનો પ્રેમ જડ અને આંધળો છે. જે પ્રેમ શુદ્ધ હૃદયમાંથી અને વૈજ્ઞાનિક સમજણોથી પેદા થાય છે તે જ પ્રેમ સાચો છે. એટલે પ્રેમનો ઉદ્‌ભવ ભલે કેવળ હૃદયમાંથી થતો હોય પરંતુ

એને જ્ઞાનનું પીઠબળ મળવું જોઈએ. એ ન મળે તો પ્રેમ આંધળો રહે. હૃદય અને બુદ્ધિના સહકારથી જન્મેલો પ્રેમ બાળક સાથેનો આપણો આજનો વર્તાવ સદંતર બદલી નાખશે. એટલે આપ સૌને મારી પ્રાર્થના છે કે આવો પ્રેમ આપનામાં જાગૃત કરવા સારુ આપે પણ બાળકોના મનનું વિજ્ઞાન જરૂર જેટલું જાણી લેવું જોઈશે.

જ્ઞાનની ભૂમિકા ઉપર ઊભો રહેતો પ્રેમ હમેશાં ધીરજની અપેક્ષા રાખે છે. આ ધીરજ શાસ્ત્રના અર્થમાં બોલીએ તો ઉપર કહ્યું તે પ્રકારના અવલોકન માટે એક અનિવાર્ય સાધન છે. બાળકને એના વિવિધ સ્વરૂપમાં અવલોકવું હોય તો આપણી પાસે અખૂટ ધીરજ જોઈશે. ઘરમાં કે ઘર બહાર આપનું બાળક જે કોઈ પ્રકારનું વર્તન કરે તે વર્તન માટે ઉતાવળિયા અભિપ્રાયો બાંધી દેવા તે આપણી મોટામાં મોટી ભૂલ છે. આપણે માબાપો આવા ઉતાવળિયા અભિપ્રાયો બાંધવામાં ભારે રીઢા થઈ ગયા છીએ. આવા અભિપ્રાયોમાંથી ચોકકસ મતો બંધાવા લાગે છે અને પછી આપણામાં મતાગ્રહો જન્મે છે. આવા મતાગ્રહો સેવનારાં આપણે એમ માનતાં થઈ જઈએ છીએ કે આપણા મતે જે કંઈ સારું અને જે કંઈ સાચું તે બાળકોના મતે પણ સારું અને સાચું જ હોવું જોઈએ. બાળકોને તો ઉમ્મરના કારણે કોઈ અભિપ્રાયો કે મતો નથી હોતા. તેઓ પોતાના સ્વતંત્ર મતો બાંધે તે પહેલાં જ આપણા મતો એના ઉપર લાદવામાં આવે છે અને આપણા મતો એ જ એમના મતો થઈ જાય છે. આ પરિસ્થિતિ ભારે અનિષ્ટ ઉપજાવનારી છે. એમાંથી બચી જવું હોય તો આપણી પાસે અખૂટ ધીરજ જોઈશે. ધીરજ ઉતાવળિયા અનુમાનો નહિ કરાવે. એ જ અભિપ્રાયો બાંધવામાં પણ વિજ્ઞાનનું શરણ જ લેવડાવશે.

બાળકને સ્વતંત્ર વ્યક્તિત્વ છે એ વાત મારે આપને કોઈ સારા પ્રસંગે વિસ્તારથી કહેવી છે. જેવું વ્યક્તિત્વ આપણને મોટેરાંને છે તેવું જ બાળકોને પણ છે. પરંતુ એ વિષય જ બીજા પ્રસંગ માટે રાખીને આજે આપને બાળકનું સ્વમાન સાચવવાની અને તેમને અપમાનિત નહિ કરવાની વાત કહીશ. સામાન્ય રીતે આપણાં કુટુંબોમાં માતપિતાની રોજની ટેવ વાતવાતમાં બાળકો જ અપમાનિત કરવાની હોય છે. આપણને ગમતું હોય છે ત્યાં સુધી બાળકના તમામ વ્યવહારો આપણને પ્રિય લાગે છે. પરંતુ આપણે કંટાળી જઈએ કે તુરત જ અથવા તો આપણા વ્યવહારમાં વિક્ષેપ પડતો જણાય કે તુરત જ આપણે બાળકને હડસેલીને આઘું ઠેલીએ છીએ. આમાં બાળકનું ભારે મોટું અપમાન રહેલું છે. બાળક છેક જ નાની ઉમરનું હોય ત્યારે એને અપમાનની કશી ગતાગત નથી હોતી એટલે તરછોડાય છે ત્યારે વિરોધ માટે થોડુંએક રડી લઈને એ શાંત થઈ જાય છે પરંતુ જેમજેમ ઉંમર વધતી જાય છે અને દુનિયાના અનુભવોથી રંગાતું જાય છે કે તુરત જ માતપિતાના તરછોડવામાં પણ પોતાનું અપમાન જોવા લાગે છે. અપમાનનું ભાન થવા લાગ્યું કે તુરત જ એવા અપમાનના વિરોધમાં માબાપોની ક્રિયાની સામે નાનીમોટી પ્રતિક્રિયાઓ પેદા થાય છે અને માબાપ તથા બાળક વચ્ચે સનાતન ઝગડાઓ ચાલ્યા કરે છે. આ વિષયમાં આથી વિશેષ ઊંડા આપને આજે હું નહિ લઈ જાઉં પરંતુ એટલી જ વિનતિ કરીને સંતોષ માનીશ કે આપનાં બાળકનું કદી પણ જરા જેટલુંય અપમાન કરશો નહિ. આજનું બાળક આવતી કાલનો મહાપુરુષ છે એમ જો આપણે માનતાં હોઈએ તો તેનું અપમાન કરીને નહિ પરંતુ સંપૂર્ણ અંશે તેનું માન જાળવીને તેના વિકાસમાં આપણે તેને મદદ કરી શકીએ.

અને બાળકનું સ્વમાન સાચવવા માટે આપણી પાસેથી રોજના વ્યવહારમાં કેટલીએ નાની મોટી અપેક્ષાઓ વિજ્ઞાન રાખે છે. બાળક વ્યક્તિત્વવાળો આવતી કાલનો સમર્થ મનુષ્ય છે તો

આપણાં ઘરોમાં તેને યોગ્ય એવો સ્થૂળ અને સૂક્ષ્મ સત્કાર પણ તેનો થવો ઘટે છે. હું આપને એમ પણ પૂછીશ કે આપનાં પોતાનાં ઘરોમાં મોટેરાંઓ માટે જે વ્યવસ્થા અને સગવડો હોય છે તેવી જ વ્યવસ્થા અને સગવડો આપનાં બાળકો માટે હોય છે ખરી? બાળક માટે ટેબલખુરશી કે બાળક માટે કબાટ, બાળક માટે શેતરંજી કે બાળક માટે પાણિયારું એવી બધી વાતો કદાચ હજી પણ આપને હસવા જેવી દેખાશે પરંતુ જે અર્થમાં બાળકના સ્વભાવની વાતો આપણે વિચારી તે અર્થમાં તો આવી સ્થૂળ સગવડો પણ બાળકોનો અધિકાર અને આપણી ફરજ ગણાવાં જોઈએ. આજથી જ આ વિચાર આપનાં મનમાં શરૂ થઈ જાય અને આવતી કાલથી જ એનો વ્યવહાર શરૂ થઈ જાય તો હું મારી જાતને ધન્ય માનીશ.

• હરભાઈ ત્રિવેદી •

## એક પત્રમાંથી

### [૨]

આ સાથેના પત્રમાં જણાવ્યા પ્રમાણેના કીસ્સાઓ ઘણા છાત્રાલયમાં બનતા હશે. આવા પ્રસંગોના ઉકેલો એકધારા નથી લાવી શકાતા. વિદ્યાર્થીના વ્યક્તિગત સ્વભાવ અને ઉછેર પ્રમાણે તેના ઉપાયો બદલાતા રહે છે. આ પત્રમાં જણાવ્યા પ્રમાણે ગૃહપતિભાઈએ વિદ્યાર્થી તરફ જે દૃષ્ટિબિન્દુ રાખ્યું છે તે પ્રશંસનીય ગણાય. પરંતુ તેના ઉકેલ માટે હજી વધારે ઊંડા ઊતરવાની જરૂર રહે છે, જુદી જુદી રીતે કેમ વર્તી શકાય અને ઉકેલ લાવી શકાય તે સંબંધમાં આવતા અંકમાં લખવામાં આવશે.

તંત્રીઓ

ચિ ........ને સિનેમાની લત એટલી બધી લાગી કે પછી તો એ રાત્રે દિવાલ કૂદીને સિનેમામાં જવા લાગ્યો. સામાન્યતઃ હું કદિ કોઈને સિનેમામાં જવાની ના પાડતો નથી. ઊલટું એમ કહી શકાય કે મારી પાસે સિનેમાની રજા લેવી એટલે પોતે સિનેમામાં જાય છે એમ મને કહેતા જેવું એમ થઈ પડયું હતું. મારી પાસે સિનેમાની રજા લેવા આવનારને ફિલ્મનું વસ્તુ જોઈ હું યોગ્ય માર્ગદર્શન કરતો એ ખરું; પણ સાથે સાથે એમ પણ કહી શકાય કે મારા ગૃહપતિ તરીકેના અધિકારની રૂએ મેં કોઈને સિનેમામાં જતો રોકયો નથી. જે રોકાયો હશે તે તો મારી સમજાવટથી. અમુક સિનેમામાં ન જવાનાં કારણો એને ગળે ઉતરાવવાથી.

આ બધું છતાં ચિ........ને દિવાલ કૂદીને કેમ જવું પડતું હશે તેનો ઉકેલ હું તો આમ કરું છું. ગૃહપતિ તરીકે મારામાં એણે આરોપેલો ખોટો ભય. એની સાથે એના આગળના સંસ્કારો જેમાં સિનેમા વિષે ખોટા ખ્યાલો જ ઊભા કરવામાં આવ્યા હશે તે હોઈ શકે છે.

પણ ચિ........ના સંબંધમાં હું આટલાં કારણો વિચારી બેસી રહી શકું તેમ તો હતું જ નહિ. મેં મારી રીતે ઉપાયો કરવા માંડયા. ચિ........ને મારી પાસે બોલાવ્યો. સામેથી જ મેં કહ્યું 'કેમ......આજે આપણે સિનેમામાં જશું?......થીએટરમાં સારી ફિલ્મ આવી છે.' હું એની વાત જાણી ગયો હોઈશ એમ એને ચોક્કસ લાગ્યું હશે એમ એના તરત પડી ગયેલા ચહેરા પરથી હું કહી શકું છું. મારા સૂચનના જવાબમાં એ કાંઈ ન બોલ્યો મેં કહ્યું, 'જશું ને?'




## — ઑક્ટોબરની રોજનીશી —

**તા. ૬**—મુંબઈ સરકારે માધ્યમિક શિક્ષકો માટે પ્રોવીડંટ ફંડની યોજના નક્કી કરી છે. એ યોજના પ્રમાણે શિક્ષકે પોતાના પગારના દર એક રૂપિયે એક આનો ભરવાનો છે. શાળા તરફથી રૂપિયે બે પૈસા ભરાશે અને જ્યારે શિક્ષક નિવૃત્ત થાય ત્યારે શિક્ષકને નામે જમા થયેલી રકમનો ત્રીજો ભાગ સરકાર આપશે. આને માટે પોસ્ટ ઑફિસ સેવિંગ્ઝ બૅન્કમાં દરેક શિક્ષકના નામનું સ્વતંત્ર ખાતું ખોલવામાં આવશે. આ ફંડનું નામ "બોમ્બે સેકન્ડરી સ્કૂલ્સ ટીચર્સ પ્રોવીડંટ ફંડ" રહેશે. ગ્રાંટ લેતી તેમ જ સરકારે માન્ય કરેલી બધી શાળાઓએ આ યોજના સ્વીકારવી પડશે.

ઓરિસા પ્રાંતના કટક શહેરમાં નિરક્ષરતાનિવારણ દિન ઉજવાયો. બપોરે સરકારી કચેરી આગળથી મોટું સરઘસ નીકળ્યું હતું. સરઘસને મોખરે કેળવણીપ્રધાન તેમજ કેળવણી ખાતાના મોટા અમલદારો હતા. સરઘસ એક માઈલ લાંબું હતું. એ સરઘસ શહેરના મુખ્ય રસ્તાઓમાં ફરી સભાના રૂપમાં ફેરવાઈ ગયું હતું. સભામાં કેળવણીપ્રધાન શ્રી. દુબેએ નિરક્ષરતાનિવારણના કાર્યમાં જાહેર જનતાને સહકાર માટે દર્દભરી વિનતિ કરી હતી. વળી તેમણે જણાવ્યું કે શાળાઓ અને કૉલેજો ગરીબ ખેડૂતોના પૈસે નભે છે; માટે દરેક વિદ્યાર્થીઓની ફરજ છે કે એ ગરીબ માણસોને કેળવવામાં તેમણે મદદ કરવી જોઈએ. સભાવિસર્જન થતાં વિદ્યાર્થીઓની ટુકડીઓ જુદા જુદા ગામોમાં શિક્ષણ આપવા ગઈ હતી.

**તા. ૯**—થાણા માધ્યમિક શિક્ષક સંઘ તરફથી યોજવામાં આવેલા બીજા કેળવણી સપ્તાહની ઉદ્‌ઘાટનક્રિયા દહાણુ ખાતે મુંબઈ વિદ્યાપીઠના ઉપકુલપતિ શ્રી. આર. પી. મસાણીએ કરી. તેમના માંગલિક પ્રવચન દરમિયાન તેમણે જણાવ્યું કે દરેક બાળકને પૂરતી કેળવણી તથા નાગરિકતાની તાલીમ મળવી જોઈએ. જગતના પુનર્વિધાનમાં શિક્ષકોનો ફાળો અમૂલ્ય છે, એ બાબત ઉપર ખાસ ભાર મૂકી તેમણે કહ્યું કે રાષ્ટ્રોન્નતિ સાધી શકાય એ રીતે શિક્ષકો કામ કરશે તો માનવજાતની ઉચ્ચમાં ઉચ્ચ પ્રકારની સેવા તેઓ કરશે. તેમણે આગળ બોલતાં જણાવ્યું કે અભ્યાસક્રમમાં ઔદ્યોગિક કેળવણીને અગત્યનું સ્થાન મળવું જોઈએ અને રેડિયો અને ચલચિત્રોનો પણ શિક્ષણમાં છૂટથી ઉપયોગ થવો જોઈએ.

આંધ્ર વિદ્યાપીઠના વાર્ષિક પદવીદાન સમારંભ પ્રસંગે ભાષણ કરતાં સર નીલરત્ન સરકારે કહ્યું કે દુનિયાના આગળ પડતા પ્રગતિશીલ દેશો સાથે હિંદ જો સમાન દરજ્જો મેળવવા ઇચ્છતું હોય તો ઓછામાં ઓછા સમયમાં આપણે કેળવણીના ક્ષેત્રમાં ખૂબ જ પ્રગતિ કરવી પડશે. એ દેશોની સરખામણીમાં આપણો દેશ કેળવણીમાં ઘણો જ પાછળ છે; અને એ અસમાનતા દૂર ન થાય ત્યાં સુધી તે દેશો સાથે સમાન દરજ્જાની વાત કરવી નિરર્થક છે. આ દિશામાં પ્રાંતિક સરકારો સુંદર કાર્ય કરી શકે.

તા. ૮—બનારસ હિંદુ વિદ્યાપીઠના ઉપકુલપતિપદ પરથી પંડિત મદનમોહન માલવીયાજી નિવૃત્ત થતા હોવાથી વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ તેમજ આચાર્યોએ તેમને માનપત્ર આપ્યું. એ વિદ્યાપીઠના નવા ચુંટાયલા ઉપકુલપતિ સર સર્વપલ્લી રાધાકૃષ્ણન પ્રમુખપદે હતા. એમને અપાયલા માનપત્રમાં જણાવવામાં આવ્યું હતું કે બનારસ હિંદુ વિદ્યાપીઠનું સર્જન એ વીસમી સદીના મહાન કાર્યોમાંનું એક અગત્યનું કાર્ય છે, અને એ સંસ્થા પંડિતજીની શિક્ષણ માટેની ધગશ તથા એમની વિચક્ષણ અને અજોડ કાર્યશક્તિના પ્રતીક સમાન છે. માલવીયાજીએ ઉત્તર આપતાં કહ્યું કે વિદ્યાપીઠની સેવા તો ઘણા લોકોએ કરી હતી અને હજુ પણ કરી રહ્યા છે. હિંદુ વિદ્યાપીઠ ભવિષ્યમાં સારી પ્રગતિ સાધી શકે અને એ સંસ્થા મારફત સમસ્ત ભારતવર્ષમાં સત્ય, અહિંસા અને પ્રેમની ભાવના પ્રસરે એવી આશા એમણે વ્યક્ત કરી હતી.

તા. ૮—હિંદી સંસ્કૃતિની જુદી જુદી શાખાઓ પર વર્ષ દરમિયાન સંખ્યાબંધ વ્યાખ્યાનો ગોઠવવાની યોજના ઉપર વિચારણા કરવા માટે અલાહાબાદ વિદ્યાપીઠના ઉપકુલપતિએ એક સભા બોલાવી.

તા. ૧૦—હિંદના હાઇ કમિશ્નરે કેળવણીખાતાનો ૧૯૩૭-૩૮ નો હેવાલ બહાર પાડયો છે. ગ્રેટ બ્રિટનમાં એ વર્ષ દરમિયાન ૧૫૬૬ હિંદી વિદ્યાર્થીઓ જુદી જુદી વિદ્યાપીઠોમાં અભ્યાસ કરતા હતા, જ્યારે આગલા વર્ષમાં ૧૪૭૭ વિદ્યાર્થીઓ હતા. હિંદી સ્ત્રીઓએ પણ એ વર્ષમાં વધારે સંખ્યામાં જુદી જુદી વિદ્યાપીઠોનો લાભ લીધો હતો. દાક્તરી શિક્ષણ મેળવવા આવેલા વિદ્યાર્થીઓની સંખ્યા વધારેમાં વધારે હતી. એ હેવાલમાં જણાવવામાં આવ્યું છે કે ઘણા વિદ્યાર્થીઓ ચોક્કસ હેતુ વગર ઇંગ્લંડ આવે છે; પરિણામે ઘણાને નિરાશ થઈ પાછા ફરવું પડે છે.

તા. ૧૪—મુંબઈ ઇલાકાના કેળવણીખાતાના ઉત્તર વિભાગના નિરીક્ષક શ્રી. રામબ્રહ્મ અને દક્ષિણ વિભાગના નિરીક્ષક રા. સા. ભૂપતરાય શાસ્ત્રી આવતા માસથી નિવૃત્ત થશે. તેમની જગ્યાએ ઉત્તર વિભાગમાં વર્ગો કેળવણીના ખાસ અમલદાર શ્રી. લાલભાઈ દેસાઈ તથા દક્ષિણ વિભાગમાં શ્રી. એસ. આર. તાવડેની નિમણૂક થઈ છે.

તા. ૧૫—ગુજરાત સંશોધન મંડળના કેળવણી વિભાગની એક સભા મુંબઈની ભાટીયા હાઇસ્કૂલમાં શ્રીમતી હંસાબેન મહેતાના પ્રમુખપદે મળી હતી. મંડળે નવા વર્ષ દરમિયાન નીચેની પ્રવૃત્તિઓ હાથ ધરવાનું નક્કી કર્યું હતું. (૧) નૂતન શિક્ષણ તથા માનસશાસ્ત્ર પર વ્યાખ્યાનો ગોઠવવાં (૨) ગુજરાતી બાળકોની શારીરિક પ્રગતિના આંકડા એકઠા કરવા (૩) જુદા જુદા વિષયોના તેમજ બાળકો માટેનાં પુસ્તકોની યાદી તૈયાર કરવી. નવા વર્ષના હોદ્દેદારોની પણ વરણી થઈ હતી. પ્રમુખ તરીકે શ્રીમતી હંસાબેન મહેતા, ચેરમેનપદે એમી. રૂસ્તમજી અને માનદ મંત્રીઓ તરીકે શ્રી. જ. ૯. ત્રિવેદી અને શ્રી. મનુભાઈ વૈદ ચુંટાયા હતા.

તા. ૧૫—બિહાર સરકારે માધ્યમિક શાળાઓમાં મેટ્રિક્યુલેશન વર્ગ સુધી બધું શિક્ષણ હિંદુસ્તાની દ્વારા આપવાનો નિશ્ચય કર્યો છે. જુદા જુદા વિષયોની પરીક્ષા પણ હિંદુસ્તાનીમાં જ લેવાશે. આ ઠરાવથી અંગ્રેજીના અભ્યાસને ઊતરતું સ્થાન મળશે અને એ વિષય માટે સમય પણ ઓછો આપવામાં આવશે. આથી 'બેઝીક ઇંગ્લીશ' દાખલ કરવાનો બિહારની સરકાર વિચાર કરે છે, અને એ સંબંધમાં સરકારને સલાહ આપવા સરકારે નિષ્ણાતોની એક સમિતિ નીમી છે.

તા. ૧૬—સિંધ પ્રાંતના ૧૯૩૭-૩૮ ની સાલના કેળવણીને લગતા હેવાલમાં જણાવવામાં આવે છે કે એ વર્ષમાં કેળવણી સમિતિ અને શારીરિક તાલીમ સમિતિ નીમવામાં આવી હતી

તથા કૉલેજના પહેલા બે વર્ષમાં ફરજિયાત શારીરિક શિક્ષણની યોજના અમલમાં મૂકવામાં આવી હતી. કુલ ખર્ચ ૬૪,૦૮,૫૩૧ રૂપિયા થયો હતો. આ ખર્ચ અગાઉના વર્ષ કરતાં ૩ ૯ ટકા વધારે હતો.

તા. ૧૭—મુંબઈ ઇલાકાના ત્રણ વિભાગોમાં એક એક શાળામાં કલા અને હસ્તઉદ્યોગનું શિક્ષણ દાખલ કરવાના પ્રશ્ન ઉપર મુંબઈ સરકાર વિચાર ચલાવી રહી છે. આ અંગેની જરૂરી વિગતો સરકારના કેળવણીખાતાએ એકત્ર કરવા માંડી છે. વધુમાં એવી ખબર મળે છે કે જો સરકાર તરફથી આ યોજના અમલમાં મૂકવાનો છેવટનો નિર્ણય થાય તો ઉત્તર વિભાગની એક શાળા તરીકે સૂરતની કોઈ શાળાને પસંદગી મળવાનો વિશેષ સંભવ છે.

તા. ૧૮—સૂરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના આજીવન સ્વયંસેવક અને સાર્વજનિક હાઇસ્કૂલના મુખ્ય શિક્ષક શ્રી. ખિજરત્નલાલ અક્કડ આવતા માસમાં નિવૃત્ત થવા પહેલાંની બે વર્ષની રજા ઉપર જશે. તેમની જગ્યાએ સોસાયટીની જૈન હાઇસ્કૂલના મુખ્ય શિક્ષક શ્રી. જનાર્દન જોગળેકર નિમાયા છે. શ્રી. જોગળેકરને સ્થાને સાર્વજનિક હાઇસ્કૂલના મુખ્ય મદદનીશ શિક્ષક શ્રી. ચન્દ્રવદન શાહ નિમાયા છે.

તા. ૧૯—દક્ષિણામૂર્તિ ભવનવાળા શ્રી. નાનાભાઈ ભટ્ટ ભાવનગર રાજ્યના કેળવણીખાતાનું સુકાન સંભાળી લેશે. એને લગતો હુકમ બેચાર દિવસમાં નીકળવા વકી છે.

તા. ૨૦—નાગપુરના સેવાસદનના વાર્ષિક સંમેલનના પ્રમુખસ્થાનેથી બોલતાં મધ્ય પ્રાંતના કેળવણીપ્રધાન શ્રી, એસ. વી. ગોખલેએ જણાવ્યું હતું કે બાળકો અને બાલિકાઓની કેળવણી લગભગ સરખી જ હોવી જોઈએ. વધુમ તેમણે કહ્યું કે દેશની સામાજિક અને રાજકીય પ્રગતિ સાથે કેળવણીમાં પણ ઉત્તરોત્તર પ્રગતિ થવી જોઈએ; એટલું જ નહિ પણ દુનિયામાં પ્રવર્તી રહેલા કેળવણી વિષયક નૂતન વિચારોને પણ હિંદે અપનાવવા જોઈએ.

તા. ૨૧—અમદાવાદ માધ્યમિક શિક્ષક સંઘ તરફથી એસ. ટી. સી. ની પરીક્ષામાં બેસનાર શિક્ષકોના લાભાર્થે તા. ૧૬ થી તા. ૨૦ મી સુધી કથિત પાઠો ( Model Lessons )ના વર્ગો ટ્યુટોરિયલ હાઇસ્કૂલમાં રાખવામાં આવ્યા હતા. આ વર્ગોનો લાભ ૧૫૦ ઉપરાંત શિક્ષકોએ લીધો હતો; અને અંગ્રેજી, ગૂજરાતી, સંસ્કૃત, ઇતિહાસ, ભૂગોળ અને વિજ્ઞાનના વિષયો પર પાઠો આપવામાં આવ્યા હતા. તે ઉપરાંત જુદા જુદા વિષયો પર રસમય ચર્ચા પણ થઈ હતી. વર્ગોની શરૂઆત કરતાં શ્રી. પ્રાણલાલ દેસાઈએ પ્રાથમિક વિવેચન કર્યું હતું અને શિક્ષકોના કાર્યક્ષેત્રનો ઉલ્લેખ કરી તેમાં રસ લઈ તે કાર્યક્ષેત્રમાં નિપુણતા મેળવવા પ્રયાસ કરવા આદેશ આપ્યો હતો.

તા. ૨૯—કરાંચીના જાણીતા પ્રો. મલકાનીએ ગામડાંઓમાં વાચનાલયો સ્થાપવા માટે રૂ. ૧૦,૦૦૦ ખર્ચ કરવા નક્કી કર્યું છે.

તા. ૨૩—અહમદનગર મ્યુનિસિપાલિટીએ વડા પ્રધાન શ્રી. ખેરને માનપત્ર આપતાં મહારાષ્ટ્રને માટે જુદી વિદ્યાપીઠની જરૂરિયાત તરફ તેમનું ધ્યાન ખેંચ્યું હતું અને જુદાં જુદાં ગામોમાં વાચનલયો જલદી ખોલાવી અપાવવા વિનતિ કરી હતી. ઉત્તર વાળતાં વડા પધાને કહ્યું કે મહારાષ્ટ્ર માટે જુદી વિદ્યાપીઠ સ્થાપવાની ચળવળને એમણે હમેશાં ટેકો આપ્યો છે; પણ મુશ્કેલી એ છે કે મહારાષ્ટ્રને જુદી વિદ્યાપીઠ મળે તો કર્ણાટક પણ વિદ્યાપીઠની માગણી કરશે. વાચનાલયો સંબંધી એમણે કહ્યું કે દરેક જિલ્લાના મુખ્ય શહેરમાં અથવા વધારે શહેરોમાં મધ્યસ્થ વાચનાલયો હોવાં જોઈએ, જ્યાંથી ગામડાંઓને પુસ્તકો પૂરાં પાડવામાં આવે. એ દિશામાં અત્યારે પ્રયાસો થઈ રહ્યા છે.

## — શિક્ષકમંડળોની પ્રવૃત્તિ —

### નૂતનશિક્ષણ સંઘ • સૂરત

સુરતના નૂતનશિક્ષણ સંઘ તરફથી સુરત શહેર અને જિલ્લાના માધ્યમિક શિક્ષકોનું એક ચર્ચાસંમેલન તા. ૨૧-૨૨ ઑક્ટોબરને દિને ભરવામાં આવ્યું હતું. તા. ૨૧મીને દિને સાંજે 'શાળાની વ્યવસ્થામાં વિદ્યાર્થીનો હિસ્સો' એ વિષય પર શ્રી. હરભાઈ ત્રિવેદીની ચર્ચા રાખવામાં આવી હતી; પણ તેઓ નાદુરસ્ત તબિયતને લીધે અત્રે આવી શક્યા ન હતા. તેમણે એ વિષય પર પોતાના વિચારો લખી મોકલ્યા હતા. આ નિબંધ શ્રી. મગનલાલ ઝીં. નાયકે વાંચ્યો હતો. વાંચ્યા બાદ નીચે જણાવેલા ભાઈઓએ ચર્ચામાં ભાગ લીધો હતો: શ્રી. ચન્દ્રવદન શાહ, શ્રી. જ્યોતીન્દ્ર દેસાઈ, શ્રી. મગનલાલ નાયક, શ્રી. અમૃતકૃષ્ણ મોહિલે, શ્રી. હરિભાઈ દેસાઈ, શ્રી. રણછોડજી દેસાઈ અને શ્રી. છગનલાલ દેસાઈ.

તે જ દિવસે સાડા પાંચ વાગે શ્રી. રણજિતભાઈ દેરાસરીએ 'વર્ધા યોજના પ્રમાણે શાળાની વ્યવસ્થા' પર એક રસમય વ્યાખ્યાન આપ્યું હતું. ત્યારબાદ થએલી ચર્ચામાં નીચેના ભાઈઓએ ભાગ લીધો હતો: શ્રી. રણછોડદાસ મહેતા, શ્રી. ચન્દ્રવદન શાહ અને શ્રી. ધીરુભાઈ નાયક.

રવિવાર તા. ૨૨મીને દિને સવારે શ્રી. સાકરલાલ દવેએ [ આચાર્ય, સરકારી શાળા, ભરૂચ ] 'મુખ્ય શિક્ષક અને અન્ય શિક્ષકોનો પરસ્પર સંબંધ' પર ચર્ચા શરૂ કરી હતી. તેમની સાથે શ્રી. રણછોડજી દેસાઈ [ આચાર્ય, નવસારી હાઇસ્કૂલ ] તથા શ્રી. નાનુભાઈ દેસાઈએ [ આચાર્ય, કડોદ હાઇસ્કૂલ ] મુખ્ય શિક્ષકો તરીકે પોતાના પક્ષની ત્રુટિઓનો પદચ્છેદ કરી પોતાના વિચારોની રૂથી આપલે કરી હતી. અન્ય શિક્ષકો તરફથી નીચે જણાવેલા ભાઈઓએ ચર્ચામાં ભાગ લીધો હતો: શ્રી. મગનલાલ નાયક, શ્રી. અમૃતકૃષ્ણ મોહિલે, શ્રી. મૂળજીભાઈ અંજારિયા, શ્રી. હરિભાઈ દેસાઈ, શ્રી. શાર્ક, શ્રી. રણછોડદાસ મહેતા અને શ્રી. રતિલાલ નાયક. શ્રી. ચન્દ્રવદન શાહે ઉપસંહાર કર્યો હતો.

તે જ દિવસે સાંજે શ્રી. ચન્દ્રવદન શાહે 'અભ્યાસક્રમેતર પ્રવૃત્તિઓ' પર ચર્ચા શરૂ કરી હતી. આ ચર્ચામાં નીચે જણાવેલા સભ્યોએ ભાગ લીધો હતો: શ્રી. જ્યોતીન્દ્ર દેસાઈ, શ્રી. મગનલાલ નાયક, શ્રી. શાર્ક, શ્રી. ઠાકોરલાલ ઠક્કર.

છૂટા પડતી વખતે ચાપાણીની વ્યવસ્થા કરવામાં આવી હતી. આ સંમેલનમાં લગભગ સો ઉપરાંત ભાઈબેનોએ ભાગ લીધો હતો. સંમેલનમાં અપાએલાં વ્યાખ્યાનો અને થએલી ચર્ચાનો હેવાલ હવે પછી આપવામાં આવશે.

**ખેડા જિલ્લા માધ્યમિક શિક્ષક સંઘ:**—સંઘના આશ્રય નીચે ખેડા જિલ્લાના માધ્યમિક શિક્ષકોનું એક સંમેલન બોરસદની ધી એડવર્ડ મેમોરિયલ હાઇસ્કૂલમાં તા. ૧ લીએ ભરાયું હતું. પ્રમુખસ્થાને વડોદરા ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ શ્રી. ટી. કે. એન. મેનન હતા. જિલ્લાના તેમજ વડોદરા રાજ્યના કેટલાક ગામોના લગભગ સો શિક્ષકો હાજર હતા. શિક્ષક અને શિક્ષણને લગતા વિષયો પર રસિક અને વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનો અને ચર્ચા થયાં હતાં. બોરસદ હાઇસ્કૂલની વ્યવસ્થાપક સમિતિના અધ્યક્ષ શ્રી. ધનાભાઈ પરેલના તેમની શાળાના શિક્ષકો પ્રત્યેના સહાનુભૂતિ ભર્યા વર્તનથી સમિતિએ ઉપાહાર વગેરેની ગોઠવણ કરી હતી અને સંમેલનને સફળતા અપાવી હતી. કાર્યક્રમના અંતમાં શાળાના વિદ્યાર્થીઓએ શાળાના વિશાળ મેદાનમાં ગણવેશમાં સમૂહકવાયત કરી બતાવી હતી.

પ્રમુખસ્થાનેથી શ્રી. મેનને કેળવણીના ક્ષેત્રમાં થતા અગત્યના ફેરફારો તથા અખતરાઓ પ્રત્યે બેદરકાર ન રહેવા અને તે સર્વનો કાળજીપૂર્વક અભ્યાસ કરવા શિક્ષકોને હાકલ કરી હતી. આગળ બોલતાં તેમણે જણાવ્યું કે ગાંધીજી એક અજોડ અને સમર્થ કેળવણીકાર છે અને વર્ધા યોજના દેશના હિતમાં પગ માંડતી એક જ યોજના છે.

## — શિક્ષણ સંસ્થાઓના સમાચાર —

**હિંદી પ્રચારક મંડળ, સૂરત:**—રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, વર્ધા તરફથી ૯ અને ૧૦મા સપ્ટેંબરે લેવાયલી રાષ્ટ્રભાષા પ્રચાર પરીક્ષાઓમાં મંડળ તરફથી ચાલતાં વિદ્યામંદિરો અને અધ્યાપન મંદિરના આ વર્ષના પારિણામો ઘણા જ આનંદજનક છે. દરેક શ્રેણીવાર નીચે મુજબ પરિણામ છે:—

| પરીક્ષાઓ | કુલ બેઠાં | પાસ—થયાં | | કુલ પાસ |
|---|---|---|---|---|
| | | ભાઈ | બેન | |
| રાષ્ટ્રભાષા પ્રારંભિક | ૪૨ | ૧૪ | ૨ | ૧૬ |
| „ પ્રવેશ | ૨૨૨ | ૧૩૭ | ૪૮ | ૧૮૫ |
| „ પરિચય | ૧૬૬ | ૯૧ | ૧૮ | ૧૦૯ |
| „ કોવિદ | ૫૦ | ૩૩ | ૪ | ૩૭ |
| કુલ | ૪૮૦ | ૨૭૫ | ૭૨ | ૩૪૭ |

રાષ્ટ્રભાષા પ્રચાર પરીક્ષાઓની છેલ્લી પરીક્ષા 'રાષ્ટ્રભાષા કોવિદ'માં આખા હિંદના કેન્દ્રોમાં સૌથી વધારે વિદ્યાર્થીઓ (૫૦) સૂરત કેન્દ્રમાં બેઠા હતા. આમાંથી ૩૭ પસાર થયા છે. એ સિવાય હિંદભરમાં કોવિદમાં ચાર ભાઈઓ પ્રથમ શ્રેણીમાં આવ્યા છે તે પૈકી બે સૂરત કેન્દ્રના છે. વળી રાષ્ટ્રભાષા પ્રચારની વિવિધ પરીક્ષાઓમાં હિંદનાં કેન્દ્રોમાં બેસનારા વિદ્યાર્થીઓની સંખ્યામાં સૂરતનો નંબર ત્રીજો આવે છે. આ બધી બાબતો ધ્યાનમાં લેતાં હિંદી પ્રચારક મંડળને તેની પ્રગતિ અને સંગીન કાર્ય માટે અભિનંદન ઘટે છે.

**ધી દિવાનજી ધનજીશા હાઇસ્કૂલ, ઝઘડીયા, રાજપીપલા સ્ટેટ:**—શાળાના મેટ્રિક્યુલેશન વર્ગની ઉદ્ઘાટનક્રિયા અને શાળાને 'ધી દિવાન ધનજીશા હાઈસ્કૂલ' નામ આપવાની ક્રિયા ગયા માસની છેલ્લી તારીખે રાજપીપળા રાજ્યના દિવાન સાહેબે કરી. શરૂઆતમાં ગરબા તેમજ નાટ્યપ્રયોગોનો આકર્ષક કાર્યક્રમ રજૂ કરવામાં આવ્યો હતો. પછી ડૉ. ગાંધીના સ્વાગત ભાષણ બાદ નૂતન કેળવણી-મંડળના મંત્રીએ મંડળનો હેવાલ અને શાળાના પ્રિન્સિપલે શાળાની પ્રગતિનો હેવાલ રજૂ કર્યા હતા. હેવાલોમાં શાળાની જરૂરિયાતો અને સર્વદેશીય પ્રગતિનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

મેટ્રિક્યુલેશન વર્ગ ખુલ્લો જાહેર કરતાં અને શાળાને પોતાના પિતાનું નામ આપતાં દિવાન સાહેબે આનંદ વ્યક્ત કર્યો હતો; અને નૂતન કેળવણી મંડળના અને શાળાના સંચાલકોનું સંગીન કાર્ય, તેમની કાર્યદક્ષતા અને ઉત્સાહની તેમણે મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. અંતમાં એ શાળાની હજુએ વધુ અને ઝડપી પ્રગતિ થશે એવી આશા એમણે પ્રદર્શિત કરી હતી.

## — મુંબઈ પ્રાંત માધ્યમિક શિક્ષક પરિષદ, પૂના —

તા. ૪–૭ નવેમ્બર ૧૯૩૯ દરમિયાન મુંબઈ પ્રાંત માધ્યમિક શિક્ષક પરિષદનું વાર્ષિક અધિવેશન પૂનાના નૂતન મરાઠી વિદ્યાલયમાં મુંબઈ વિદ્યાપીઠના ઉપકુલપતિ શ્રી. રૂસ્તમ પી. મસાણીના અધ્યક્ષપણા હેઠળ મળશે. એના કાર્યક્રમની વિગત ટૂંકમાં નીચે મુજબ છે :

તા. ૪ : સાંજે — પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા
રાતે — મનોરંજક કાર્યક્રમ

તા. ૫ : સવારે — સ્વાગત ને પ્રમુખનું વ્યાખ્યાન
બપોરે — વિવાદ : 'Should teachers take part in Politics?
સાંજે — સમૂહકવાયત
મિજબાની
રાતે — મનોરંજક કાર્યક્રમ

તા. ૬ : સવારે — ચર્ચા : Some special features in our schools.
વ્યાખ્યાન : Secondary Education and the University.
બપોરે — વ્યાખ્યાન : Physical Education in the Bombay Province: By Principal P. M. Joseph.
Basic English: By Mr. A. Myers.
કેળવણી વિષયક નિબંધો અને તે ઉપરની ચર્ચા
રાતે — મનોરંજક કાર્યક્રમ

તા. ૭ : સવારે — ઠરાવો
સાંજે — વ્યાખ્યાન : Assessment of Grants By Prof. M. R. Paranjpe.

બહારગામથી આવનાર શિક્ષકો માટેનો ઉતારો નૂતન મરાઠી વિદ્યાલયની હાઈસ્કૂલ [ ૨૧, બુધવાર પેઠ, પૂના ]ના ભવ્ય મકાનમાં રાખવામાં આવ્યો છે. જમવાની તેમજ બીજી બધી સવડો સારી રીતે સાચવવાનો પ્રબંધ થયો છે. ગુજરાતના શિક્ષકો મોટી સંખ્યામાં આ પરિષદમાં હાજરી આપશે એવી અમે આશા રાખીએ છીએ.



મુદ્રક : ઈશ્વરલાલ ઈચ્છારામ દેસાઈ, 'લોકવાણી' મુદ્રણમંદિર, શેઠાપુલ, સુરત.
પ્રકાશક • ચન્દ્રવદન ચુનીલાલ શાહ • દેસાઈપોળ • સુરત